શ્રી અરવિન્દ ગ્રન્થાવલિ પુસ્તક ૧ લું.

## નિવેદન.

શ્રી 'અરવિન્દ ગ્રન્થાવલિના' પ્રથમ પુસ્તક તરીકે ગુજરાતી સાહિત્યના ચરણમાં આ ગ્રંથ રજુ કરતાં અમને આનંદ થાય છે. પ્રસ્તુત ગ્રંથ 'आर्य 'પત્રમાં ઘોષ મહોદયે લખેલા 'Essays on the Gita' એ નામના મનનીય લેખોનો અનુવાદ છે. આ ગ્રંથની વિશેષતા, તેની ઉપયોગિતા ઇ૦ની પારાયણ કરવાનું આ સ્થાન નથી. તે સઘળું સુજ્ઞ વાચકને ગ્રંથમાંથી જ મળી આવશે. અહિં અમે તુકારામ મહારાજની લોકપ્રિય ઉક્તિનો ઉલ્લેખ કરી અમારું કથન પૂરૂં કરીશું.

'આ સઘળી સામગ્રી તો એ વનપતિની છે. હું તો માત્ર તેને તમારા આગળ વહી આણનાર છું.' ટૂંકમાં, આ ગ્રંથમાં જે કાંઇ અપૂર્વતા જણાય, કે જે કંઇ યુગોપયોગી સુન્દર નવસત્યો વાચકને મળે એ સર્વ મૂળ લેખકનાં જ છે. બાકી જ્યાં જ્યાં ત્રુટિ અને દોષ નજરે ચડે તે પર તો અમારો જ હક્ક છે.

આષાઢી અમાવાસ્યા.<br>વિ. સં. ૧૯૭૮.

—પ્રકાશક.

# અનુક્રમણિકા.

# ભૂમિકા.



**અવતરણ.**

મનુષ્યજાતિના આધ્યાત્મિક વિકાસમાં જૂદે જૂદે સમયે તેનો આત્મા જૂદા જૂદા યુગનેતાઓથી દોરાયો છે, અને દિવ્ય પ્રદેશની અલૌકિક વાંસળીના નાદથી જીવનનાં ઉંડા સત્યો અને અજ્ઞાત પ્રદેશો તરફ અનિવાર્ય આકર્ષણથી મંત્રમુગ્ધ મણિધરની પેઠે તે આકર્ષાયો છે. જીવનના ક્ષુદ્ર લાગતા વ્યવહારમાં, જીવનના તુમુલયુદ્ધના કોલાહલમાં, તેમજ ઇન્દ્રિય સુખના મધયુક્ત લાગતા ગંદા કાદવથી ભરેલા ખાબોચીયામાં, કેવળ શારીરિક સ્થૂલ જીવન નભાવી તેમાં જીવનની ઇતિશ્રી માનનારા તામસિક જીવનમાં પડ્યા પડ્યા પણ માણસનો આત્મા તેના યુગનેતાઓનાં સ્વપ્નાંઓને પોતાના હૃદયમાં પ્રેમપૂર્વક સંભારે છે, અને યથાશક્તિ અનુસરે છે. એવા યુગનેતાઓના આધ્યાત્મિક સાક્ષાત્કારો એવા તો સબળ હોય છે કે સમયના વહેવા સાથે લોકસમૂહો, પ્રજાઓ અને છેવટે સમય્ર મનુષ્યજાતિ તે સાક્ષાત્કારોને પોતાના અંતિમ લક્ષ તરીકે સ્વીકારે છે. મનુષ્યજાતિના ઇતિહાસમાં કેટલાક અસાધારણ યુદ્ધના પ્રસંગો ઘણા અગત્યના છે. તેના સ્થૂલ જીવનનો વિકાસ જીજ્ઞાસુને આકર્ષક અને મોહક લાગે છે. ભિન્ન ભિન્ન સાહિત્યોમાં આવિર્ભાવ પામતા સમર્થ લેખકો માનસિક જીવનની ઉચ્ચતા અને શક્યતાનું ભાન કરાવે છે. પરંતુ એ સઘળાના કરતાં આવા યુગનેતાઓનું અસ્તિત્વ, આવિર્ભાવ અને તેમના સાક્ષાત્કારની અગત્ય મનુષ્યજાતિને માટે કાંઇક અલૌકિક જ છે. એક જીસસ ક્રાઇસ્ટ, એક મહંમદ પયગમ્બર, ગૌતમબુદ્ધ, શ્રીકૃષ્ણ, રામકૃષ્ણ પરમહંસ એ મનુષ્યજાતિની શક્યતા અને દિવ્યતાની જીવંત મૂર્તિઓ છે. મનુષ્યના હૃદયમાં તેમને માટે જે શ્રદ્ધા અને ભક્તિભાવ ઉત્પન્ન થાય છે તેનો માર્મિક અર્થ જ એ છે કે મનુષ્યજાતિ તેમને પોતાના આદર્શ તરીકે, તેમના જીવનને ઇષ્ટ તરીકે અને તેમના સાક્ષાત્કારને લક્ષ્ય તરીકે સ્વીકારે છે. 'ગીતાનિષ્કર્ષ' માં જણાવ્યા પ્રમાણે સમગ્ર મનુષ્યજાતિ એ

સ્થિતિએ પહોંચે નહિ ત્યાંસુધી પૂર્ણતાનો આદર્શ પ્રાપ્ત થયો ગણી શકાય નહિ. સાક્ષાત્કાર એ શબ્દથી ઘણા લોકો ભડકે છે. એમાં કાંઇક ગૂઢ ચમત્કાર અને અવર્ણનીય રહસ્ય રહેલું છે એવો ભાવ પણ ઘણાને થાય છે પરંતુ એ ખ્યાલ વાસ્તવિક લાગતો નથી. સાક્ષાત્કાર તો મનુષ્યને જે શક્તિઓ પ્રકૃતિ તરફથી આપવામાં આવી છે તેમના સામાન્ય કાર્યને બદલીને-સામાન્ય દૃષ્ટિ બિન્દુને ફેરવી નાંખીને, પ્રકૃતિની સામાન્ય શક્તિઓને દિવ્ય બનાવે છે અને મનુષ્યના જીવનમાં કેવળ નવું દૃષ્ટિબિન્દુ સ્થાપે છે. જીવનના ઉંડામાં ઉંડા રહસ્યને, તેના નજીવા અને નિરર્થક લાગતા એકે એક બનાવને, કાલની એકે એક ક્ષણને પ્રભુની અનાદિ વીણાના વિશ્વવ્યાપી સ્વર સાથે તાલબદ્ધ કરે છે. સામાન્ય જીવનની તાલભંગ દશામાં અલૌકિક સ્વર ઉમેરી આનંદની પરિસીમા પ્રાપ્ત કરાવે છે. અર્થાત્ સાક્ષાત્કારને પરિણામે સમગ્ર જીવનનું પરિવર્તન થાય છે. અને એ અર્થમાં તેને અસાધારણ ગણવામાં પણ વાંધો નથી. પરંતુ એ પરિવર્તન સ્થૂલ જીવનમાં [illegible] દેખાઈ આવવું જોઇએ એવો નિયમ નથી, કારણ કે એ પરિવર્તન આંતર છે. એ વિશે "ગીતાનિષ્કર્ષ"માં ઘણું કહેવાયલું હોવાથી અહિં તેને વિશે વધારે ચર્ચા કરવી યોગ્ય નથી.

**ગીતા.**

શ્રીમદ્ ભગવદ્ગીતા મનુષ્ય જાતિના દિવ્ય યુગનેતાઓની પ્રસાદીમાંની એક ઉત્તમ પ્રસાદી છે અને જૂદા જૂદા દેશકાલ અને બુદ્ધિ પરત્વે તેના અનેક અર્થો સમર્થ ભાષ્કારોએ કરી બતાવ્યા છે. અત્યાર સુધી ગીતા ઉપર ઓછામાં ઓછી તેત્રીસ સંસ્કૃત ટીકાઓ થયાની વાત જાહેરમાં આવી છે તે ઉપરથી ગીતાની લોકપ્રિયતા સિદ્ધ થાય છે. પ્રાકૃત ભાષાઓમાં પણ ગીતા ઉપર અનેક ટીકાઓ અને ભાષ્યો થયેલાં છે તેમાં જ્ઞાનેશ્વર મહારાજની 'ભાવાર્થ-દીપિકા,' લોકમાન્ય તિલકકૃત "ગીતા રહસ્ય" અને રા. મણિલાલ નભુભાઇની ગીતા વગેરેનો સમાવેશ થાય છે. યુગે યુગે મનુષ્યજાતિ શ્રીકૃષ્ણ ભગવાને ગાયેલી તે અદ્ભૂત વાણી તરફ જીવનનો મર્મ અને પ્રેરણા પ્રાપ્ત કરવા માટે વળી છે અને તેને ઉપયોગી સર્વ એમાંથી મળી આવ્યું છે. ગીતા ઉપર વિવિધ ભાષ્ય હોવા છતાં આ એક નવો ગ્રંથ ઉમેરવામાં ખાસ ઉદ્દેશ રહેલો છે. પૂર્વે જે દાર્શનિક સિદ્ધાન્તો પ્રચલિત હતા તેનો સમન્વય

ગીતામાં ઉત્તમ રીતે કરવામાં આવેલો જણાય છે. સર્વ ટીકાકારોએ જુદા જુદા સાંપ્રદાયિક અર્થોને પ્રાધાન્ય આપી આખી ગીતાનો બાકીનો અર્થ ગૌણ ગણ્યો છે. વળી ઘણા ખરા ભાષ્યકારોનો મત બુદ્ધિની ઝીણવટ અને વ્યાકરણની ખેંચતાણ પર આધાર રાખે છે. તેમના મતનું અનુસરણ કરવાથી ઈશ્વર પ્રાપ્તિ કેવી રીતે કરી શકાય છે તેની માહેતી આપણને એ ટીકાઓમાંથી મળતી નથી. શ્રીઅરવિન્દ ઘોષના લખાણમાં એ ખામી દૂર થયેલી જણાય છે. લોકમાન્ય તિલકે ગીતામાં કર્મયોગનું પ્રાધાન્ય યત્નપૂર્વક અને યુક્તિપુરઃસર પ્રતિપાદિત કર્યું છે ખરું, પરંતુ તેમાં પણ આપણને બુદ્ધિનું પ્રાધાન્ય અને તાર્કિક દલીલો સિવાય કર્મયોગથી ઈશ્વર પ્રાપ્તિ શી રીતે થાય છે તેનું જ્ઞાન મળવું મુશ્કેલ છે. લોકમાન્ય વિશે પૂજ્ય બુદ્ધિના અભાવને લીધે આ ટીકા કરવાને અમે પ્રેરાતા નથી એમ કહેવાની આવશ્યકતા અહિં જણાય છે. સમસ્ત જીવનપર્યંત નિષ્કામ કર્મ-ઉપાસના કરનાર, દેશને ખાતર સર્વસ્વનો ભોગ આપનાર લોકમાન્યની આધ્યાત્મિકતા વિશે અમને ઘણું માન છે. સમત્વબુદ્ધિ અને નિષ્કામકર્મ પછી કર્મયોગની જે ભૂમિકાઓ બાકી રહે છે તેના ઉપર "ગીતારહસ્ય"માં જોઈએ તેટલો ભાર મુકવામાં આવ્યો હોય એમ અમને લાગતું નથી. અલબત "અધ્યાત્મ" "સિદ્ધાવસ્થા અને વ્યવહાર" જેવાં પ્રકરણોમાં ઉચ્ચ આધ્યાત્મિકતા જણાઈ આવે છે. "ગીતાનિષ્કર્ષ"નાં પ્રકરણો જોતાં એ બે વચ્ચેનો ભેદ સ્પષ્ટ જણાઈ આવશે. આર્યાવર્તના દર્શનોમાં મનુષ્યદેહના બે પ્રકાર સ્વીકારાય છે,–સ્થૂળ અને સૂક્ષ્મ. સ્થૂળદેહમાં અન્નમય કોષ અને સ્થૂળપ્રાણનો સમાવેશ થાય છે. સૂક્ષ્મદેહમાં પ્રાણમય કોષ અને મનોમય કોષનો સમાવેશ થાય છે. સૂક્ષ્મપ્રાણ નાભી આગળ આવેલો છે. ત્યાંથી ઉપર જતાં હૃદય અને નાભીની વચ્ચે ચિત્તનું સ્થાન આવે છે. હૃદય આગળ મન આવેલુ છે. માથાના સૌથી ઉપરના ભાગમાં બુદ્ધિ આવેલી છે. તે સદ્ અને અસદ્‌નો વિવેક કરી નિર્ણય કરવાનું કાર્ય કરે છે. તેની ઉપર શક્તિનું સ્થાન છે. તે પુરુષની દરેક ક્રિયાનું કારણ છે. આ બધાં અંગો મળીને સૂક્ષ્મદેહ થાય છે.

'ગીતારહસ્ય'નો માર્ગ જોતાં આસક્તિ, કામના અને રાગદ્વેષનો

ત્યાગ કરી બુદ્ધિમાં સમતા સ્થાપન કરવામાં આવે છે. પરંતુ કર્તૃત્વાભિમાનનો ત્યાગ, સર્વ કર્મ પ્રકૃતિ કરે છે એવો અનુભવ, પુરુષનું અકર્તાપણું અને વિજ્ઞાનમય ભૂમિકામાંથી ઈશ્વર આધારને સંચાલિત કરે છે એ બાબત પર તેમાં વધારે ઝોક આપવામાં આવ્યો હોય એમ જણાતું નથી.

જ્ઞાનેશ્વરી મહારાજની 'ભાવાર્થ દીપિકા' ગીતા ઉપર એક અદ્ભૂત ગ્રંથ છે. શ્રીજ્ઞાનેશ્વરે પંદર વર્ષની વયે તે ગ્રંથ લખ્યો હતો તે જોતાં તો એ દિવ્ય ગ્રંથ કેવળ અસાધારણ છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી. એમાં રાજયોગ અને હઠયોગને જ ઘણું અગત્યનું સ્થાન આપવામાં આવ્યું હોય એમ લાગે છે. પણ 'ગીતાનિષ્કર્ષ'માં આધ્યાત્મિક જીવનમાં માર્ગ-દર્શક થઈ પડે એવી અનેક ઉપયોગી બાબતો સાધકને જણાઈ આવ્યા વિના રહેશે નહિ.

શ્રી મણિભાઈ મનુભાઈની ગીતા ઉપરની ટીકા તો માત્ર શંકરના મતને જ અનુસરીને લખાયલી છે તેથી તેમાં યોગ વિશેની અનુભૂતિઓને બહુ જ ગાણુસ્થાન મળેલું છે. વળી એ શાંકરમતના વિષયમાં લોકમાન્યે પોતાના અપૂર્વ ગ્રંથ 'ગીતારહસ્યમાં' પૂરતા રદીઆ આપેલા છે.

**કર્મયોગનો સાધનમાર્ગ.**

કર્મયોગનું રહસ્ય ભક્તિયોગમાં એટલે આત્મસમર્પણમાં રહેલું છે. સર્વશક્તિમાન ઈશ્વરની શક્તિ જ મનુષ્યના જીવનમાં અને તેના એકે એક કર્મમાં કાર્ય કરી રહી છે એ સત્યને સાધક સ્વીકારીને યોગનો અભ્યાસ શરૂ કરે છે. સર્વ વસ્તુમાં એક જ આત્મા વ્યાપી રહ્યો છે. અને વૈવિધ્ય એ તો તેની જ લીલા છે. એ સત્યનો સાક્ષાત્કાર કર્મયોગમાં પણ સાધકને કરવો પડે છે. વિવિધ પ્રસંગો અને પરિણામોમાં મન, બુદ્ધિ, ચિત્ત વગેરેની સ્થિરતા—સમતા એ એકાત્મભાવ સિદ્ધ થયાની સાબિતી છે, તે તેણે મેળવવી જોઈએ. અહંભાવપ્રધાન જીવન ગાળવાથી મનુષ્ય પ્રકૃતિને વશ થાય છે. આત્મભાવમાં સ્થિર થવાથી તે સમત્વ પ્રાપ્ત કરી પ્રકૃતિથી મુક્ત થાય છે. પ્રત્યેક કર્મ કરવા છતાં જ્યારે ઈશ્વરની ભાવના હૃદયમાં, મનમાં, ચૈતન્યમાં જાગ્રત રહે ત્યારે જ્ઞાનભક્તિના માર્ગમાં જે એકાગ્રતા પ્રાપ્ત કરવી પડે છે તેવા પ્રકારની એકાગ્રતા કર્મયોગીને પ્રાપ્ત થાય છે.

આધ્યાત્મિક પ્રગતિ કરવા માટે ઇચ્છા અને અહંતાનો નાશ થવો આવશ્યક છે. કર્મયોગમાં ફળની ઇચ્છાનો–કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવામાં આવે છે. સર્વ કર્મોનો ઉદ્દેશ ઇશ્વર પ્રાપ્તિ છે. એ નિશ્ચય સ્થિર કરવા માટે યજ્ઞરૂપે સર્વ કર્મો ઇશ્વરને અર્પણ કરવામાં આવે છે. એ પ્રમાણે કર્મયોગનો આરંભ કરતાં પ્રભુની શક્તિના હાથમાં સાધક પોતાનું સર્વસ્વ અર્પણ કરી પોતે કેવળ હથિયાર રૂપ થઈ રહે છે અને પોતાના કર્મમાં અહંભાવ કે ઇચ્છાથી ન પ્રેરાતાં ભગવાનની શક્તિથી સંચાલિત થાય છે. જ્યારે સમગ્ર મનુષ્યજાતિ એ સ્થિતિને પ્રાપ્ત કરે ત્યારે સત્યયુગ આવ્યો ગણાય. કેવળ વ્યક્તિમાં જ એવું આધ્યાત્મિક પરિવર્તન કરવાનો હેતુ પ્રભુનો અંતિમ ઉદ્દેશ હોય એમ જણાતું નથી, સમષ્ટિને પણ એ આધ્યાત્મિક ભૂમિકા પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ સંપ્રદાયો, મંડળો, પ્રજાત્વ વગેરે સામુદાયિક ભાવનાઓના અને અવતારના મૂળમાં રહેલો છે. સન્યાસ તો કર્મયોગમાં પણ કરવો કેવળ આવશ્યક છે. નિસ્સંશય અને નિષ્કામ ભાવ, સર્વ કંઇનો ત્યાગ–સમર્પણ એ આ યોગનું સોપાન છે. પરંતુ એ ત્યાગ સન્યાસરૂપે બાહ્ય જીવનમાં દેખાવો જોઇએ એવું આવશ્યક નથી. કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવાને માટે સાધકે 'પ્રકૃતિ સર્વ કર્મો કરે છે અને પોતે કેવળ સાક્ષી છે' એ અનુભવ કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. પ્રથમ તો ભગવાન સાધકની પ્રકૃતિદ્વારા કર્મ કરે છે પરંતુ કર્તૃત્વાભિમાનનો ત્યાગ થયા પછી અને પોતે પ્રકૃતિના કાર્યનો સાક્ષી છે એ અનુભવ સિદ્ધ થયા પછી ભગવાનની શક્તિ સ્વતઃ સાધકના આધારમાં કાર્ય કરે છે અને સાધકના વ્યક્તિત્વનો લોપ થઈ પ્રભુની શક્તિને કાર્ય કરવાનું તે એક નિષ્ક્રિય (Passive) ક્ષેત્ર રહે છે. ઉપર જણાવેલી દશા સત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી ઉપર છે. એ અવસ્થામાં કરેલાં કર્મો વ્યક્તિને બંધનકારક હોતાં નથી. સિદ્ધાવસ્થા પ્રાપ્ત કર્યા પછી સાધકે કર્મ કરવાં કે નહિ એ પ્રશ્ન બાકી રહે છે. તેણે અમુક પ્રકારનાં કર્મ કરવાં જ જોઇએ એવો બાહ્ય આચરણનો' સખ્ત નિયમ તેને માટે ન જ કરી શકાય. કલ્યાણને માટે તે ભગવાનમાં પોતાનું જીવન ગાળે છે. તેના જીવનનો એક અચલ ધ્રુવના જેવો માર્ગદર્શક સિદ્ધાંત એ હશે કે તે પોતાની વ્યક્તિગત ઇચ્છાઓ સંતોષવાને અર્થે કોઇ

પણ કર્મ નહિ કરે. ભગવાનને માટે મનુષ્યજાતિમાં કેવી રીતે જીવન ધારણ કરવું એ એક અઘરો સવાલ છે. પરંતુ તે પ્રશ્નને ભગવાનના ઉપર જ છોડી દેવો. સૌથી વધારે ઇષ્ટ છે. **सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।** –સર્વ ધર્મોનો ત્યાગ કરીને તું મારે જ શરણે આવ. સિદ્ધાવસ્થામાં પણ કર્મયોગીને માટે એ નિયમ શરૂઆતની પેઠે જ કાયમ રહે છે.

ગીતાનો સમન્વય.

સમન્વયયુક્ત કર્મયોગનો દર્શાવેલો માર્ગ ગીતામાં વિવક્ષિત છે. પરંતુ ત્રિમાર્ગના બીજા બેનું જ્ઞાન અને ભક્તિનું પણ તેમાં પૂર્ણયોગના દૃષ્ટિબિન્દુથી પ્રતિપાદન કરવામાં આવેલું છે. જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણેનો આધાર બુદ્ધિ, શક્તિ અને ચિત્તના ઉપર રહેલો છે. એમાંની કેવળ એક શક્તિને અન્યના ભોગે ખીલવવી એ પૂર્ણયોગમાં ખામી રૂપ થઈ પડે છે. ગીતામાં કર્મયોગને પ્રાધાન્ય આપી જ્ઞાન અને ભક્તિની ઉત્તમોત્તમ દશા અંતિમ પ્રાપ્ય તરીકે સાધકના સમક્ષ મુકવામાં આવી છે તેનું સ્પસ્ટી કરણ " ગીતાનિષ્કર્ષ "ના પુસ્તકમાંથી વાંચનારને મળી રહેશે એટલે અહિં તેનો વિસ્તાર કરવો યોગ્ય લાગતો નથી. પૂર્ણ-યોગનો સિદ્ધાંત તો એ છે કે મનુષ્યની જૂદી જૂદી શક્તિઓમાંની એક પણ અપૂર્ણ રહેવી ન જોઇએ અજ્ઞાન દશામાં પ્રકૃતિની તે શક્તિઓ–બુદ્ધિ, મન, ચિત્ત, વગેરે–અપૂર્ણ અને ક્ષુદ્ર લાગે છે. તે પ્રત્યેકનું પરિવર્તન થતાં તેના દૈવી સ્વરૂપમાં તેનું રૂપાંતર થઈ જાય છે. બુદ્ધિમાં ભેદ અને અહંતાનુ બીજ રહેલું છે તે પ્રેરણા, સત્યજ્ઞાન અને સત્યદર્શનમાં પરિવર્તન પામે છે; શક્તિમાં પરિમિતતા રહેલી છે તે દૂર થતાં અનિરૂદ્ધ વેગથી અને સફળતાથી ભગવાનનો આદેશ વ્યક્તિના આધારમાં સિદ્ધ કરે છે, હૃદયમાં રાગદ્વેષ, હર્ષશોક વગેરે દ્વંદ્વપ્રધાન લાગણીઓ અને ઉભારાઓ ઉત્પન્ન થઈ મનુષ્ય જીવનનું મેઘધનુષ્યના જેવું સમરંગી જીવનપટ વણે છે તેને બદલે પૂર્ણયોગ સિદ્ધ થતાં હૃદયમાં વિશ્વપ્રેમ અને અખૂટ આનંદ સમત્વના પાયા ઉપર સ્થિર થાય છે. આ રીતે અંતઃકરણના મુખ્ય કરણોની શુદ્ધિ અને સિદ્ધિ સ્થાપન થયા પછી સૂક્ષ્મ અને સ્થૂલ પ્રાણની પૂર્ણતા રાજયોગનો આશ્રય લઇને અથવા તો કેવળ શુદ્ધ શક્તિનો ઉપયોગ કરીને મેળવી શકાય

છે. આમ સર્વ યંત્ર, સ્થૂળ શરીર સુદ્ધાં ભગવાનની પૂર્ણ શક્તિના આધાર માટે લાયક થાય છે. ગીતામાં પૂર્ણયોગના સિદ્ધાંતોનું સમર્થન કરવામાં આવ્યું છે અને સાધન પ્રણાલીનો માર્ગ પણ દર્શાવવામાં આવ્યો છે એ "ગીતાનિષ્કર્ષ" વાંચનારને સહજ સમજાઈ આવશે.

જીવનનો સ્વીકાર.

જીવનના એકે એક ક્ષેત્રનો સ્વીકાર કરવો એ ગીતાનો એક મુખ્ય સિદ્ધાંત છે. ગીતા જીવનને સ્વીકારે છે એટલું જ નહિ પરંતુ જીવનના સંઘટ્ટને, તેની જુદી જુદી વિકટ ધર્મ-સંકરતાવાળી પરિસ્થિતિઓને સ્વીકારે છે અને એવી વિકટ જાળમાંથી છૂટવાનો માર્ગ પૂર્ણયોગદ્વારા તે પ્રતિપાદિત કરે છે. અર્જુનની દૃષ્ટિ સમક્ષ કુરુક્ષેત્રનું મેદાન આવી રહેલું હતું તે જ પ્રમાણે જીવનના કુરુક્ષેત્રનો મહાન્ પ્રશ્ન પ્રત્યેક વ્યક્તિના જીવનમાં આવે છે. અને ગીતાના બોધમાંથી તેમને એ જીવનના નિયામક સિદ્ધાંતો મળે છે. જીવનમાં ઘોર અને રૂદ્ર પ્રસંગો પણ સરખા દિવ્ય છે અને સ્વીકારવા યોગ્ય છે એવો પણ અર્થ ગીતામાંથી સ્પષ્ટ જણાઈ આવે છે. જગત્ મિથ્યા નથી પરંતુ પરમાત્માનું તે એક પરમ સત્ય છે, અને તેને સત્ય તરીકે સ્વીકારવાથી જ જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરી શકાય છે. પ્રભુ પોતે જગતનો આવિર્ભાવ કરે છે અને જગતમાં પોતે જ આવિર્ભાવ પામે છે એ સત્ય તો ગીતાને ઉપર ઉપરથી વાંચનારના મનમાં પણ આવ્યા વિના રહેશે નહિ. જીવનમાં, વ્યવહારમાં, કુટુંબમાં, પ્રજામાં જે અવનવી અદ્ભુત શક્તિઓ જણાય છે તેનો હેતુ પણ ક્રમે ક્રમે પ્રભુત્વ પ્રાપ્ત કરવાનો છે. ભગવાનનો આવિર્ભાવ કેવળ વ્યક્તિમાં જ થાય છે એમ નથી પરંતુ વિશ્વની સર્વ વિભૂતિમાં તેનો જ આવિર્ભાવ થઈ રહ્યો છે. વ્યક્તિમાં જે આવિર્ભાવ પામે છે તે જ વિરાટ્રૂપે વિશ્વશક્તિદ્વારા વિશ્વની અનંત લીલામાં વિલસી રહ્યો છે. છતાં વ્યક્તિ અને વિશ્વ એ બન્નેથી તે પર છે; પરાત્પર પુરુષોત્તમરૂપે તે અદ્વિતીય છે. જ્યાં સુધી જીવનનો સ્વીકાર આધ્યાત્મિક ઉન્નતિના સાધન તરીકે કરવામાં આવતો નથી ત્યાં સુધી જ તે નિરર્થક અને નીરસ લાગે છે. પરંતુ એકવાર જ્યારે પ્રભુની ઝાંખી અને તેની શક્તિના વિલાસનું દર્શન થાય છે ત્યારે તે સાર્થક બને છે, અને તેનું એકએક કાર્ય

પ્રભુભક્તિના પગલા રૂપે દેખાય છે. વ્યવહારનો સ્વીકાર કરી પૂર્ણાવસ્થાએ પહોંચેલા માણસોનાં દૃષ્ટાંતો ઇતિહાસમાં જોઇએ તેટલા પ્રમાણમાં સુપ્રસિદ્ધ નથી એનું કારણ એ છે કે એ માર્ગને સ્વીકારનારની સંખ્યા કદાચ ઓછી હોય અથવા તો વ્યવહારનો સ્વીકાર કરવાને લીધે તેઓ સામાન્ય જનસમાજથી તુર્ત ઓળખાઈ આવતા નહિ હોય. જનક વિદેહીથી આરંભીને અર્જુન અને એવા બીજા પ્રાચીન સાધકો અને સિદ્ધોને બાદ કરતાં શ્રીગૌરાંગના શિષ્યો, મહાત્મા કબીર, એકનાથ, જનાર્દન પંત, નાગ મહાશય વગેરે વ્યવહારને સ્વીકારી આધ્યાત્મિક પ્રગતિ કરવામાં ફતેહમંદ થયા હતા.

પાશ્ચાત્ય પ્રજાઓના જીવનમાં જે પ્રવૃત્તિપરાયણતા રહેલી છે તેનું રહસ્ય વ્યવહારને ઇશ્વરના પરમ સત્ય તરીકે સ્વીકારવામાં રહેલું છે.—જો કે ઐહિક ભોગોની વાસના તથા જડવાદપ્રધાન વ્યક્તિત્વ અને સ્વાર્થપ્રધાન રાષ્ટ્રીયત્વ અસ્તિત્વમાં આવ્યાં છે.

સત્યશોધન અને જીજ્ઞાસા એ આર્યાવર્તનમાં જ્ઞાનપ્રાપ્તિના ઉત્તમ સાધનો ગણાતાં આવ્યાં છે **तस्य सत्यं आयतनम्** એ ભાવ આર્યશાસ્ત્રોએ પોતાની પ્રજાને આપ્યો અને **सत्यान्नास्ति परोधर्मः** એ સૂત્ર ઉપર જીવન રચવાને ભવિષ્યની પ્રજાને આગ્રહ કર્યો. ભૌતિકશાસ્ત્રમાં પ્રગતિ કરવા માટે જે જીજ્ઞાસ વગેરેની આવશ્યકતા છે તે આર્યાવર્તની સંસ્કૃતિમાં તો છે જ પણ ઉપર જણાવેલા પ્રજાજીવનના આધ્યાત્મિક વલણને પરિણામે અને પાછળથી તે જીવનમાં દાખલ થયેલી શિથિલતાને લીધે કર્તવ્યમૂઢતા આવી ગયેલી જણાય છે.

પદાર્થવિજ્ઞાનના ઉંડા જ્ઞાનદ્વારા ભૌતિકજીવનમાં પણ પ્રભુની લીલા થઈ રહી છે એ સત્ય જોવું જોઇએ. વિદ્યુત, રેડિયમ વગેરેના ચમત્કારો દ્વારા જગતને જીતી લેવાની રાક્ષસી વૃત્તિઓનો ત્યાગ કરી વિશ્વના કલ્યાણ અને આધ્યાત્મિક ઉન્નતિ માટે એમને કામે લેવાં જોઇએ.

આપણે તો સમાનતા અને પ્રભુતાનો સ્વીકાર કરી મનુષ્યજાતિની એકતા અનુભવવાની આર્યભાવનાનો જ સાક્ષાત્કાર કરીશું. પશ્ચિમમાં પણ

સામ્યવાદ, પ્રજાસંઘ વગેરે ભાવનાઓ મારફતે પ્રકૃતિ એ જ સત્ય આગળ કરી રહી હોય એમ જણાય છે. વ્યકિતની પ્રભુતા જ્યારે સમષ્ટિમાં સિદ્ધ થશે અને વિરાટ્ સાથે સમષ્ટિ પોતાની એકતા અનુભવશે ત્યારે એ પ્રયત્નોની સાર્થકતા થઈ ગણાશે.

**ગીતા અને સાંખ્યમત.**

સાંખ્ય વિશ્વમાં બે અંતિમ તત્ત્વ હોવાનો સ્વીકાર કરે છે, અને બન્નેના કાર્યપ્રતિકૃત્યથી આખું વિશ્વ ઉત્પન્ન થયું છે એમ માને છે. તે બે તત્ત્વને પુરુષ અને પ્રકૃતિને નામે ઓળખવામાં આવે છે. પુરુષ નિષ્ક્રિય—અકર્તા છે જ્યારે પ્રકૃતિ ક્રિયાવાન છે. પ્રકૃતિનાં કાર્યો પુરુષમાં પ્રતિબિંબિત થવાથી પ્રકૃતિ ચૈતન્યમય હોય એવો આભાસ થાય છે. આ પ્રકૃતિ ત્રણ ગુણોની બનેલી છે.—સત્વ, રજસ અને તમસ. ગુણ એટલે શક્તિના આવિર્ભાવનો પ્રકાર. જ્યારે પ્રકૃતિ જગત્ રૂપે આવિર્ભાવ પામે છે ત્યારે તે ત્રણ ગુણનો આધાર લઈને પ્રથમ પાંચ તત્ત્વ ઉત્પન્ન કરે છે.—પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ. આ પાંચ તત્ત્વના કાર્યપ્રતિકૃત્યથી સ્થૂલ જગતની ઘટના ઉત્પન્ન થાય છે. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ અનુક્રમે પંચતત્ત્વના ગુણો છે. એમને લીધે મન બાહ્ય પદાર્થને જાણી શકે છે. સૂક્ષ્મ પ્રકૃતિમાં સાંખ્યમત તેર તત્ત્વોનો સમાવેશ કરે છે.—મહત, અહંકાર, મનસ, તથા દશ ઇન્દ્રિયો. અહંકાર બુદ્ધિ વગેરે કેવળ સૂક્ષ્મ ગણાતાં તત્ત્વો છે એ વિચાર સામાન્ય માણસોની બુદ્ધિમાં ઉતરવો મુશ્કેલ છે. અણુપરમાણુમાં પણ એક પ્રકારની બુદ્ધિ કાર્ય કરી રહી છે એ વિચાર આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર પણ કબુલ કરે છે. મનુષ્યમાં રહેલું બુદ્ધિતત્ત્વ વિશ્વપ્રકૃતિનું જ એક તત્ત્વ છે. પુરુષ કાર્ય કરે છે એવું જે ભાન થાય છે તે પણ અહંકારનું પરિણામ છે. પુરુષની નિષ્ક્રિયતા અને અચળતા એ મોક્ષની અવસ્થા છે. પ્રકૃતિનાં તત્ત્વ સમસ્ત વિશ્વમાં એકજ પ્રકારનાં છે, પરંતુ પુરુષો અનેક છે એવો સાંખ્યનો મત છે, ગીતા સાંખ્યમત સ્વીકારીને પુરુષ અને પ્રકૃતિનો ભેદ પણ સાધનના ઉપાય તરીકે સ્વીકારે છે. પરંતુ ગીતા પ્રકૃતિને સ્વતંત્ર તત્ત્વ તરીકે સ્વીકારતી નથી. પ્રકૃતિ એ પુરુષની શક્તિ છે એવો ગીતાનો મત છે. વળી સાંખ્ય અને ગીતા વચ્ચે બીજો ભેદ એ છે કે સાંખ્યમાં પુરુષનું બહુત્વ સ્વીકારવામાં આવે છે ત્યારે ગીતા પુરુષ એક છે એવો વેદાંતનો સિદ્ધાંત સ્વીકારે છે. એ

પુરુષ પ્રકૃતિનો અનુમન્તા, સાક્ષી, ભોક્તા, ભર્તા અને ઈશ્વર છે. આપણે આગળ કર્મયોગની સાધનામાં તથા જ્ઞાનયોગની ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સાંખ્યમતના સિદ્ધાંતનો ગીતા કેવી રીતે ઉપયોગ કરે છે એ જોયું છે. ફળની ઇચ્છાનો ત્યાગ કરવાથી પ્રકૃતિનાં કર્મો પ્રત્યે અહંકારનું બંધન શિથિલ થાય છે. કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવાથી પુરુષ પોતાની નિષ્ક્રિયતા અનુભવી સર્વ કર્મો પ્રકૃતિ કરે છે એવો સાક્ષાત્કાર કરે છે.

ગીતા અને જ્ઞાન.

જે પ્રમાણે સાંખ્યમતને ગીતા પોતાના સાધનમાર્ગમાં ઉપયોગી બનાવી લે છે, તે પ્રમાણે યોગ અને વેદાંતનાં તત્ત્વોનો પણ ગીતા સ્વીકાર કરે છે. સાંખ્ય અને યોગ વચ્ચે ગીતાના સમયમાં મહાન્ વિરોધ મનાતો હશે. સાંખ્ય અને યોગનો સમન્વય કરવામાં આવ્યો પણ અર્જુન તે રહસ્ય બરાબર સમજી શકતો નથી, અર્જુનની બુદ્ધિ તે વખતે ભ્રમમાં પડી જાય છે. એક બાજુ કામનારહિત થઈ પ્રકૃતિ કાર્ય કરે છે એવો અનુભવ કરવાનો યોગમાર્ગનો બોધ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને આપે છે. અર્જુનને એ બે વચ્ચે મેળ દેખાતો નથી. પરંતુ કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવાથી અને સર્વ કર્મો પ્રભુને અર્પણ કરવાથી જ કર્મનો સન્યાસ પૂર્ણ થાય છે. સાંખ્યમાર્ગ અને વેદાંતના જ્ઞાનયોગ વચ્ચે ઘણું જ મળતાપણું જણાય છે. સાંખ્યની શરૂઆત બુદ્ધિથી થાય છે. જ્ઞાનયોગ પણ વિચાર, વિવેક વગેરે બુદ્ધિનાં કાર્યોથી શરૂઆત કરે છે. માયાવાદીઓનો બ્રહ્મ શાંત, અક્ષર અને નિષ્ક્રિય છે તેવો જ સાંખ્યમતવાદીઓનો પુરુષ પણ માનવામાં આવે છે. બન્નેમાં કર્મનો ત્યાગ અનિવાર્ય ગણવામાં આવે છે. ગીતા જ્ઞાન અને કર્મ વચ્ચેનો ભેદ પણ સહજ દૂર કરી તેમને સમન્વયમાં ઘટાવી લે છે.

ગીતા, વેદ અને વેદાંત.

ગીતામાં વેદાંતનાં તત્ત્વો પણ સ્વીકારવામાં આવ્યાં છે. ગીતાના પહેલા છ અધ્યાયમાં દર્શાનિક સિદ્ધાંતોનો સમન્વય કરવાનો ભગીરથ પ્રયત્ન કરવામાં આવેલો છે. ગીતામાં કર્મયોગ, જ્ઞાનયોગ, સાંખ્ય અને વેદાંત એમનો સમન્વય કર્યો છે. ભક્તિમાર્ગનાં ઉત્તમ તત્ત્વો તથા પુરુષોત્તમવાદના અંકુર પહેલા છ અધ્યાયમાં રહેલા છે.

વૈદિક કર્મકાંડની ક્ષુદ્રતા સમજાવી વેદમાં વર્ણવેલા યજ્ઞની ભાવનાનું આધ્યાત્મિક રહસ્ય સ્વીકારી યજ્ઞરૂપે કર્મ કરવાનો અદ્દભૂત સિદ્ધાંત ગીતા વેદમાંથી સ્વીકારે છે. વળી દેવતાઓનું વિવિધત્વ તેમજ અધિકારપરત્વે તેનો ઉપયોગ સ્વીકારી ગીતા એકેશ્વરવાદનું સમર્થન કરે છે.

વેદની યજ્ઞભાવના અને દેવતાઓનું અસ્તિત્વ ઉપર જણાવ્યા પ્રમાણે ગીતા સમન્વયમાં સ્વીકારે છે.

વેદાંતદર્શનમાં જ્ઞાનમાર્ગ પ્રધાન છે વેદાંતનો અક્ષર, નિષ્ક્રિય બ્રહ્મ ગીતાને માન્ય છે, પરંતુ તેમાં વિશ્વાત્મા–વિરાટ્નો ભાવ ગીતા ઉમેરે છે. બ્રહ્મસાક્ષાત્કારની અગત્ય વેદાંત જેટલી જ ગીતા માને છે; પરંતુ નિષ્ક્રિય બ્રહ્મની ભાવનાને ગીતા ઉત્તમોત્તમ આધ્યાત્મિક દશા તરીકે સ્વીકારતી નથી. પુરુષોત્તમ ભાવનો સ્વીકાર કરીને ગીતા પ્રચલિત વેદાંતથી એક પગલું આગળ વધે છે, એટલુંજ નહિ પરંતુ વેદ અને ઉપનિષદ્ના કેટલાક સિદ્ધાંતોમાં ખાસ ઉમેરો કરે છે. ઉપનિષદ્માં આપણને એ પુરુષનું અસ્તિત્વ સિદ્ધ કરે એવાં સૂત્રો મળી આવે છે. પરંતુ ગીતાની પેઠે પુરુષની ત્રણ ભૂમિકાઓ અને બે પ્રકારની પ્રકૃતિઓનું અસ્તિત્વ બીજા કોઈપણ ગ્રંથમાં મળી આવતું નથી. આ પ્રમાણે ભૂતકાળમાં જે દર્શન પદ્ધતિઓ પ્રચલિત હતી તેમનાં તત્ત્વોને સ્વીકારીને તથા એ સર્વેમાં પોતાનો વિશિષ્ટ મત ઉમેરીને ગીતા એક અદ્દભૂત આકર્ષક અને વ્યવહારૂ સમન્વય રજુ કરે છે.

ગીતામાં ક્ષર, અક્ષર અને ઉત્તમ એમ ત્રણ પુરુષ સ્વીકારવામાં આવે છે તથા માનુષી અને દૈવી એ બે પ્રકૃતિના પ્રકારો ગીતાને માન્ય છે. એ પાંચ તત્ત્વોનું સ્પષ્ટીકરણ 'ગીતાનિષ્કર્ષ'નો અભ્યાસ કરનારને થયા વગર રહેશે નહિ; એટલે અહિં માત્ર તેનો ઉલ્લેખ કરીને જ વિરમીશું. ક્ષરમાંથી અક્ષર અને તેમાંથી પુરુષોત્તમ ભૂમિકાને પ્રાપ્ત કરવાનો માર્ગ તથા અહં-ભાવપ્રધાન માનુષી પ્રકૃતિનું દૈવી પ્રકૃતિમાં પરિવર્તન કરવું એ ગીતાનો સાધનમાર્ગ છે.

અવતારવાદ, તેની મિમાંસા, અવતારની શક્યતા અને અવતારનાં દિવ્ય કર્મોની તથા તેના કર્મના હેતુની સમજુતિ ગીતા

ગીતાનિષ્કર્ષનાં પ્રકરણો. નિષ્કર્ષની વિશિષ્ટતા છે એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ નહિ ગણાય. એને માટે અવતારવાદનાં ત્રણ પ્રકરણો જોવાની વાંચકને ખાસ ભલામણ છે. એ વાંચ્યા પછી અવતારનું અસ્તિત્વ પ્રકૃતિના એક ચમત્કારિક બનાવ તરીકે આપણને લાગતું નથી. અપવાદરૂપે થતા અવતારમાં; બીજમાં રહેલા વૃક્ષની પેઠે સમગ્ર મનુષ્યજાતિની પૂર્ણતા અને પ્રભુતા લપાઈ રહી છે.

"ગીતાનિષ્કર્ષ"ના એકેએક વાંચનારને અમે 'મુક્ત કર્મ'નું પ્રકરણ ધ્યાનપૂર્વક વાંચી જવાની ખાસ ભલામણ કરીએ છીએ. કર્મયોગના અભ્યાસની પૂર્ણતાની એકેએક નિશાનીઓ તેમાં આશ્ચર્યજનક સરળતાથી અને સંક્ષેપમાં આપવામાં આવેલી છે. પૂર્ણયોગની સાધના કરનાર સાધકને એ પ્રકરણ ઘણું માર્ગદર્શક થઈ પડશે એવી અમારી માન્યતા છે.

ગીતા ને આધુનિક કાળ. વિશ્વવ્યાપી મહાન્ યુદ્ધના પ્રસૂતિકાળની વેદના અનુભવતી મનુષ્ય-જાતિ કોઈ અદ્દ્ભુત અપૂર્વ, દિવ્ય અથવા રાક્ષસી સન્તાનની આશા રાખી રહી છે. ભૌતિક શાસ્ત્રના જ્ઞાનના બહોળા પ્રચારથી વ્યવસ્થા શક્તિનો અદ્દ્ભુત સંયોગ થવાથી પશ્ચિમમાં પ્રકૃતિ પર મનુષ્યે સામ્રાજ્ય જમાવવા માંડ્યું છે ને પોતાને પ્રકૃતિના વિજેતા ગણી ફૂલાવા લાગ્યા છે. વ્યક્તિગત અને જાતીય સ્વાધીનતાની વૃત્તિ, રાષ્ટ્રભાવના, જીજ્ઞાસા, અનુસંધિત્સા, સઘળા રાજસિક ગુણોનો વિકાસ એ તત્ત્વો પાશ્ચાત્ય પ્રજામાં મજ્જાગત છે. વાણિજ્યપટુ પાશ્ચાત્ય સમાજ પ્રકૃતિના બળો પર વિજય મેળવવા કમરકસી બ્હાર પડયો હોય એમ જણાય છે. અજબ શોધખોળો એની સાક્ષી છે. કર્મસન્યાસની ભાવનાવાળો નિવૃત્તિપરાયણ ભારતવર્ષ વ્યવહારની વાસ્તવિકતાને પોષનાર પ્રવૃત્તિપરાયણ પશ્ચિમના દેશોના સંસર્ગમાં આવે એ સુન્દર પરિણામકારક અને ગંભીર અર્થસૂચક ચિન્હ જણાય છે.

પશ્ચિમની અપૂર્ણતાઓ પણ જૂદા જ પ્રકારની છે. એના હૃદયનું દર્દ દયા ઉપજાવનારૂં છે. સર્વગ્રાસી ગિરિસમ તરંગમાલાઓની વચમાં—એ અનંત જલના પારાવારમાં, એ ભયંકર તુફાનોના ધમસાણમાં જીવન નીભાવી રાખવાને તરફડીઆં મારતા મનુષ્યનાં જેવા તેના હાલ છે.

પ્રાચીન સમયના કેટલાક રાક્ષસોને વિશે એમ કહેવામાં આવે છે કે તેમનો વિનાશ બહુધા તેમણે ઉત્પન્ન કરેલી વસ્તુઓને લીધે જ થતો. તે પ્રમાણે મનુષ્યજાતિએ ઉત્પન્ન કરેલી અનેક સ્વાર્થવૃત્તિપ્રધાન વિલાસમય વૃત્તિઓ પશ્ચિમને ડુબાવી દેવા બેઠી હોય એમ જણાય છે. કટોકટી ભર્યો ત્યાંનો આર્થિક મામલો, મુડીવાદનાં દુષ્પરિણામોને લીધે ઉભી થયેલી સંખ્યાબંધ મજુરવર્ગની હાડમારીઓ, શાન્તિના વાઘા નીચે થતી યુદ્ધની સજાવટો, વધતા જતા લશ્કરી ખર્ચોનો અસહ્ય બોજો, આધ્યાત્મિકતાનો અભાવ, ક્ષુદ્ર સુખોની લાલસા માટે દોડધામ એ સર્વ ઉપરોક્ત કથનની સત્યતાના સાક્ષી છે. પશ્ચિમનું દાન હવે પૂરૂં થવા આવ્યું જણાય છે.

નવયુગ.

આ સઘળી વસ્તુસ્થિતિ જોતાં તો નવો યુગ નજીક આવતો જણાય છે મનુષ્યજાતિની એ પુનર્ઘટનામાં પાશ્ચાત્ય સંસ્કૃતિનાં તત્ત્વો આવશ્યક છે ખરાં પરંતુ પુરતાં નથી. પ્રેરકબળ ઉત્પાદક શકિત વગેરેને માટે આધ્યાત્મિક તત્ત્વો જરૂરનાં છે. પરિવર્તનની ઉષામાં ઉત્પાદક તત્ત્વોને પોષણ આપવું ખાસ અગત્યનું છે અને તેથી પાશ્ચાત્ય સંસ્કૃતિનાં તત્ત્વો સ્વીકારી આર્ય સંસ્કૃતિના સિદ્ધાંતો ઉપર મનુષ્યજાતિના ઇતિહાસનું અવલોકન કરતાં જણાય છે કે આધ્યાત્મિક જાગૃતિ થયા પછી પ્રજાની કે વ્યક્તિની ઉત્પાદક શક્તિને જીવનનાં વિવિધ ક્ષેત્રમાં વેગ મળે છે, અને નવું સૃજન દ્રષ્ટિગોચર થાય છે. આવી જાતની ખરી જાગૃતિ એક દેશીય નહિ પણ વ્યાપક સર્વ દિશામાં હોય છે.

આર્યાવર્તમાં ચાલી રહેલાં વિવિધ આન્દોલનો, તીવ્ર રાજકીય ચળવળ એ સઘળું ય નવયુગની આગાહી કરે છે. કેવળ રાજકીય, સામાજીક, અથવા માત્ર આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે આ ચળવળો ચાલી રહી છે એવું માનનાર વિશ્વશક્તિઓ અને તેનાં ઉંડા તત્ત્વોને સમજતો નથી એમ કહ્યા વિના ચાલતું નથી. પશ્ચિમમાં પણ નવીનમાં નવીન વિચારોને છેલ્લામાં છેલ્લી ચળવળો આ મતને ટેકો આપતી જણાય છે.

આર્યાવર્તમાં જે ચળવળ ચાલી રહેલી છે તેનું રહસ્ય પણ મનુષ્યજાતિની પુનર્ઘટનામાં રહેલું છે એમ આગળ જણાવવામાં આવ્યું છે. અને એ નવીન પ્રયોગની દિશા બતાવવાને માટે પણ સમર્થ દેશનેતાઓએ ભગીરથ પ્રયત્ન કર્યા છે. આર્યાવર્તનાં કયાં તત્ત્વો કેટલે અંશે સ્વીકારવાં,

તથા પશ્ચિમનાં કયાં તત્ત્વો કેટલે અંશે સ્વીકારવાં, એ વિશે મતભેદ હોવાનો સંભવ છે. પરંતુ એ વાત તો નિર્વિવાદ છે કે કોઇ પણ પ્રજા પોતાની સંસ્કૃતિનાં મૂળતત્ત્વોની, પોતાની પ્રકૃતિ અને પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વનો લોપ કરીને પ્રગતિ કરી શકે જ નહિ. આત્મઘાત કરીને જેમ મનુષ્ય બીજાની સેવા કરી શકતો નથી તે પ્રમાણે કોઇપણ પ્રજા કે રાષ્ટ્ર પોતાના આત્માનો ઘાત કરીને, પોતાના સ્વધર્મનો ત્યાગ કરીને મનુષ્યજાતિની સેવા બજાવી શકે જ નહિ. માટે જ આર્યાવર્તના પ્રજાજીવનમાં મનુષ્યજાતિની પુનર્ઘટનાને સમયે તેનાં આધ્યાત્મિક તત્ત્વો વિશેષ પ્રકારે સ્ફુરે એ કેવળ સ્વભાવિક છે. વળી અન્ય દેશોની સંસ્કૃતિથી સૂચિત થતા ઉત્તમ સિદ્ધાંતોને પોતાના જીવનમાં ઘટાવી સર્વ સંસ્કૃતિઓનો સમન્વય પોતાનામાં મૂર્તિમંત કરવાને પ્રજાએ સતત પ્રયત્ન કરવો ઘટે છે.

**ગીતા અને નવયુગ.** શ્રીમદ્ ભગવદ્ગીતામાં જે પૂર્ણયોગની પ્રણાલી દર્શાવવામાં આવી છે તેમાં આર્યસંસ્કૃતિનાં ઉત્તમોત્તમ તત્ત્વો—આર્યાવર્તની આધ્યાત્મિકતાના ઉત્તમ સિદ્ધાંતો, તેમનાં શુદ્ધ સ્વરૂપમાં અને પ્રજાજીવનની ઉન્નતિના કાળમાં જેવાં હતાં તેવાં રજુ થયેલાં માલુમ પડે છે. આધ્યાત્મિકતા, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય વગેરે ભાવનાઓ હિન્દના જનસમાજને હસ્તામલકવત્ થઈ રહી છે તેથી કરીને પૂર્ણયોગનું અવલંબન કરવું એ આર્યવર્તના જનસમાજને માટે ગીતાની લોકપ્રિયતા જોતાં કેવળ અશક્ય નથી. પાશ્ચાત્ય સંસ્કારથી અધિષ્ઠિત થયેલા યુવાન વર્ગમાં અને પાશ્ચાત્ય જીવનનો પડઘો પાડનાર પ્રજાકીય ચળવળોના કેટલાક નેતાઓમાં એ ભાવનાનો અભાવ દેખાય છે. પરંતુ પ્રજાકીય જીવનના સૌથી છેલ્લા પ્રવેશ ઉપર દૃષ્ટિ નાંખતા જણાય છે કે ભારતનો આત્મા ક્રમે ક્રમે પોતાની સંસ્કૃતિ તરફ વળવા લાગ્યો છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ તરફ ઢળી ગયેલું લોલક તેની મૂળ સ્થિતિએ આવતું માલુમ પડે છે. નવયુગની ઘટનાનો સર્વ આધાર યુવાન વર્ગ ઉપર છે. તેમણે પ્રજાજીવનની સર્વદેશીય પુનર્ઘટનામાં આગળ પડતો ભાગ લેવાને યોગ્ય થવાને રાષ્ટ્રના આત્માનો આદેશ સાંભળવો જોઇએ. તેમણે પોતાના જીવનમાં એ તત્ત્વોને મૂર્તિમંત કરીને મનુષ્યજાતિની સેવા કરવાની છે, એટલું જ નહિ પરંતુ વિશ્વપ્રકૃત મનુષ્યજાતિની ઉત્તમોત્તમ શક્યતા સિદ્ધ કરવા માટે જે પ્રગતિ

કરી રહી છે તેમાં પોતે સહાયભૂત થવાનું છે. માનુષી પ્રકૃતિનું દૈવીપ્રકૃતિમાં પરિવર્તન કરીને દેવત્વનો વિકાસ કરવા, ચૈતન્યને વિજ્ઞાનમાં સ્થિર કરવા, આત્માનું પરમાત્મા સાથે ઐક્ય બાંધવા અને સર્વદેશીય વિકાસ કરી વ્યક્તિની જેમ સમષ્ટિમાં પણ પ્રભુનું દર્શન કરવા પ્રયત્નશીલ થવાનું છે. જીવન તો નિસ્સાર છે એ ભાવનાને નિર્મૂલ કરી સમગ્ર જીવન અને તેનું સર્વ કંઇ પ્રભુને સમર્પણ કરવાથી તે આત્માની ઉત્તમોત્તમ પ્રગતિના સાધન રૂપ બને છે.

ઉપયોગ.

તત્ત્વજ્ઞાન અને યોગ વ્યવહારૂ હોતાં નથી એવો એક આરોપ તેમના ઉપર ઘણા સમયથી દુલેલો છે. પરંતુ મનુષ્યનું મન તેના અસ્તિત્વના ઉંડામાં ઉંડા સત્યના શોધન તરફ અનાદિકાળથી આકર્ષાયું છે. મહાન્ પુરુષો અને અવતાર ગણાતી વિભૂતિઓ સમગ્ર મનુષ્યજાતિના માર્ગમાં આવેલા માર્ગસૂચક ચિન્હ પેઠે દિવ્યધામ તરફનો માર્ગ બતાવતા, અચલ ઉભા છે. પ્રત્યેક ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં કોઇક ઉચ્ચતમ ભૂમિકા, અંતિમ આધ્યાત્મિક સ્થિતિને વ્યક્તિના અને સમષ્ટિના અંતિમ આદર્શ તરીકે વર્ણવવામાં આવી છે. એ સ્થિતિ શક્ય હોય અને આપણે તેને ઇષ્ટ તરીકે સ્વીકારીએ તો તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એ મનુષ્યને માટે ઉપયોગી અને વ્યવહારૂ નથી શું? ઉપયોગીતા અને વ્યવહારોના વિચારોમાં આપણે ફેરફાર કરવાની જરૂર છે. ભક્તો જેની વિવિધ નામે ઉપાસના કરે છે, જૂદા જૂદા દેશોમાં જેને ખાસ નામથી પ્રજા ભજે છે અને પ્રત્યેક ધર્મગ્રંથમાં જેની આરાધના કરવામાં આવી છે તે ઇશ્વરનું જો અસ્તિત્વ હોય, તેને પ્રાપ્ત કરવાની શક્યતા અને શક્તિઓ મનુષ્યમાં રહેલી હોય તો તેને પ્રાપ્ત કરવો એ વ્યવહારૂ અને ઉપયોગી નથી? યોગ એટલે મનુષ્યમાં રહેલી શક્તિઓદ્વારા ઇશ્વરને પ્રાપ્ત કરવાનો માર્ગ. પૂર્ણયોગ એટલે મનુષ્યની સમગ્ર શક્તિઓદ્વારા ઇશ્વરને પ્રાપ્ત કરવાનો માર્ગ. જ્યાં સુધી મનુષ્યમાં બુદ્ધિતત્ત્વ મોજુદ છે અને 'હું કોણ?' 'મૃત્યુ એટલે શું?' 'જગત્ એટલે શું?' વગેરે પ્રશ્ન કાયમ રહેવાના ત્યાં સુધી વિશ્વરચનાના રહસ્યને કળવા તરફ મનુષ્ય વળવાનો. ધર્મ, તત્ત્વજ્ઞાનાદિ એ તાર્કિક પ્રશ્નોનો નિકાલ લાવવાના પ્રયત્નો છે, યોગ તેનો વ્યવહારૂ નિકાલ લાવવાનો પ્રયત્ન કરે છે. એટલે દુનિયાદારી, વ્યવહારચાતુર્ય, અને

સ્વાર્થવૃત્તિપ્રધાન મનુષ્યો જેટલું નિરૂપયોગી ગણે છે તેટલું બધું કંઇ અવ્યવહારૂ અને નિરૂપયોગી હોતું નથી એ સહજ જણાઈ આવશે. જીવનનું અંતિમ સત્ય, વિલાસ વૃત્તિને પોષવામાં, સુવર્ણનો સંચય કરવામાં, ઈંટ માટીનો ઢગલો કરવામાં અથવા ઇન્દ્રિયસુખમાં મચી રહેવામાં કે રાષ્ટ્રીય સ્વાર્થ સાધી નિર્બળ પ્રજાઓનો નાશ કરવામાં સમાયલું નથી એ પણ સહમજાઇ આવવું સહજ છે. જીવનના ઉંડા પ્રશ્નથી મોં સંતાડતી, તેમની સામે સ્થિર દૃષ્ટિ માંડીને તેમનો નિકાલ કરવા પ્રયત્ન ન કરનારી પ્રજા કદીપણ મહાન્ થઈ શકે નહિ. આર્યાવર્તે ભૂતકાળમાં જીવનના વિકટ પ્રશ્નો પર સબળ વિચાર ચલાવ્યો છે, અને વ્યવહારૂ પ્રયોગો પણ કર્યા છે. આપણાં દર્શનો અને આપણા દેશમાં પ્રચલિત યોગ પ્રણાલીઓ તે તેના જીવંત પુરાવા છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં તત્ત્વજ્ઞાન અને યોગનું અદ્ભુત સંમેલન થયલું દેખાય છે. આર્યાવર્તમાં તેનું સ્થાન અદ્વિતીય છે એટલા માટે જ ગીતાને એક વ્યવહારૂ પુસ્તક તરીકે સ્વીકારવાને અમે વાંચનારને ભલામણ કરીએ છીએ. તાર્કિક વાદવિવાદ, ધર્મશાસ્ત્રનું પાણ્ડિત્ય, સાંખ્ય અને વેદાંતાદી દર્શનોના કેવળ જ્ઞાન સંચયથી આપણો અર્થ સરતો નથી. એક મણ બુદ્ધિ કરતાં અધોળ વર્તન ચડી જાય છે. જે દેશમાં આત્માના એકત્વના મંત્રનો પ્રથમ ઘોષ થયો અને પ્રેમભર્યે દિલે **વાસુદેવઃ સર્વમ્** નું ગાન થયું, જે દેશમાં મૃત્યુ ઉપર અમર આત્માના વિજયની પ્રથમ હાક ઉઠી, અને જે ભૂમિમાં સન્તમહન્તો તથા દેવાંશી વીર નરોએ અને પ્રજાએ જ્વલંત શ્રદ્ધા, ઉજ્વલ પવિત્રતા, નિઃસ્વાર્થતા, અડગ નિર્ભયતા તથા વિશુદ્ધ પ્રેમની શુભ્ર પતાકા ઉડાવી તે જ દેશની પ્રજા સત્ય ઉપર ઢાંક પીછોડો કરી, સ્પર્શાસ્પર્શની નિંદ્ય વાડો બાંધી, ધર્મને નામે માત્ર બાહ્યાચારને જ પોષી, બિકુ બની રૂઢીના ગુલામ અને સ્વાર્થવૃત્તિના દાસત્વમાં પડ્યા રહે એ લાંછનીય જ ગણાય. શ્રીમદ્ ભગવદ્ગીતામાંથી એકજ શ્લોકનું એકજ ચરણ માત્ર સ્વીકારો પરંતુ તેને વ્યવહામાં પ્રત્યક્ષ કરવા પ્રયત્ન કરો, તેનો સાક્ષાત્કાર કરો. યુવાનોને તો અમે સમગ્ર આદર્શ સ્વીકારવાને આગ્રહ કરીએ છીએ. પૂર્ણતાના સમગ્ર આદર્શને સ્વીકારી જીવનમાં પૂર્ણતા આણવાનો યત્ન આદરો. એ પ્રમાણે વ્યવહારમાં મહાન સત્યો વ્યક્ત કરીને જ તત્ત્વજ્ઞાન અને યોગના ઉપર રહેલો અવ્યહારૂપણાનો આરોપ સહેલાઇથી દૂર કરી શકાશે.

અષાઢી પૂર્ણિમા.<br>સંવત=૧૯૭૮.

અંબાલાલ પુરાણી.

# ગીતા નિષ્કર્ષ.

## પ્રકરણ ૧ લું.

### "ગીતા અને આધુનિક જરૂરીઆત."

જગતમાં પવિત્ર અને અપવિત્ર શાસ્ત્રોની ખોટ નથી. ધર્મનાં અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો જોઇએ તેટલાં મળી આવે છે; મતમતાંતરોની અને તર્કવાદની પણ મણા નથી. જૂદા જૂદા ધર્મોને અથવા જૂદી જૂદી વિચારપદ્ધત્તિઓને અર્ધજ્ઞાની અને અજ્ઞાની લોકો સત્ય તરીકે ગ્રહણ કરી લે છે. તેમાંના કેટલાક એમ માને છે કે "અમારો ધર્મ છે તે જ ઇશ્વર પ્રેરિત છે." વળી બીજાઓ "અમારૂં તત્ત્વજ્ઞાન જ શ્રેષ્ઠ છે, તેનાથી આગળ મનુષ્યનું મન વિચાર કરી શકે તેમ નથી" એવું માની બેસે છે; તો કોઇ "બીજા બધા ધર્મો ઢોંગી છે," "બાકીના બધા તત્ત્વજ્ઞાનીઓના વિચારો ભૂલ ભરેલા છે," અથવા તો "પૂર્ણ સત્ય તેમનામાં નથી, માત્ર સત્યનો અંશ છે" વગેરે વિચારો ધરાવે છે. વધારામાં આજકાલ વિજ્ઞાનની

નવી નવી શોધખોળો પણુ વિજ્ઞાનીઓનો* એક પ્રકારનો પંથ જમાવવા બેઠી હોય તેમ લાગે છે; અને તે સુધરેલા પંથ પ્રમાણે તો "ધર્મ" અને "આધ્યાત્મિકતા" એટલે "વહેમ" અને "અજ્ઞાન" ગણાય છે. તત્ત્વજ્ઞાન એટલે "નિરર્થક"—"ગપ્પાં" એવું માનવામાં આવે છે. આવા એક તરફી મતમતાંતરોના મિથ્યાવાદને જ્ઞાનીઓ પણ પોતાની અનુમતિ આપતા જણાય છે. કોઇ અગમ્ય-ગહન કારણુને લીધે ભલે હોય પણ અજ્ઞાનનો સેતાની દૂત તેમના જ્ઞાનમાં આવીને મળી જાય છે અને આપણુને લાગે છે કે એક પ્રકારનું "હુંપદ" અથવા આધ્યાત્મિક અભિમાન તેમને પ્રેરે છે. હમણાં મનુષ્યજાતિ જરા વધારે વિનીત અને જ્ઞાની થઈ હોય એમ લાગે છે, કારણુ કે હાલમાં ઇશ્વરને નામે તે પોતાના બંધુઓનો નાશ કરતી નથી. અથવા તો "કપાળે કપાળે જૂદી મતિ" મળી આવે છે તેથી માણુસો કાપાકાપી કરતા નથી. આપણા પાડોશી આપણાથી જૂદા વિચારો ધરાવે છે તેટલા માટે આપણે તેને ગાળો ભાંડતા નથી. હમણાં તો "સત્ય સર્વવ્યાપી છે;—બધા વિચારોમાં કાંઇને કાંઇ સત્ય સમાયલું છે" એમ માનવા માટે આપણે તૈયાર થયા છીએ, અને "સત્ય કોઇનો પણુ ઇજારો નથી" એ પણુ આપણે સમજવા લાગ્યા છીએ. ધર્મ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી "આપણુને તેઓ કયાં મદદ કરી શકે તેમ છે" તેની આપણે તપાસ કરીએ છીએ; તેમની કેવળ નિંદા કરવા માટે અથવા તેમને ઉતારી પાડવા માટે જ આપણે તેમનો અભ્યાસ કરતા નથી. છતાંપણુ આપણામાં એવો ભાવ રહી જવાનો સંભવ તો છે કે

---

* વિજ્ઞાન શાસ્ત્રવેત્તાઓએ Rational Press Association નામની એક સંસ્થા કાઢી છે, અને ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓની પેઠે તેમણે પણુ સસ્તાં અને સોંઘા પુસ્તકોદ્વારા વિજ્ઞાનના સિદ્ધાંતોનો પ્રચાર જનસમાજમાં કરવા માંડયો છે. R. P. A. Series નામની ગ્રંથમાળાએ કાઢી, ડારવીન, સ્પેન્સર, હેકલ, વગેરે વિજ્ઞાનના આચાર્યોના લખાણો છ પેન્સની જુજ કિંમતે તેમણે આપવા માંડયા છે અને પાદરી લોકોની પેઠે બુદ્ધિના ઉપાસકોએ પણ 'મિશનો' કાઢવાં અને "ધર્મ" ઈશ્વર વગેરે વહેમોનું ખંડન કરી "Reason-બુદ્ધિ"ની ઉપાસના કરનાર વર્ગ વધારવો એવો પણુ વિચાર એ સમાજે કર્યો. અત્યાર સુધી તેનો અમલ થયો છે કે નહિ તે જાણવામાં આવ્યું નથી.

આપણે જેને સત્ય માનીએ છીએ તે જ સર્વોત્તમ જ્ઞાન છે. અને બીજા ધર્મો તેને પામી શક્યા નથી, અથવા તો તદ્દન અપૂર્ણરીતે પામ્યા છે. આપણાથી જૂદા મત ધરાવનારા ધર્મોમાં માણસ શરૂઆતમાં લાયક થાય છે ખરો, પણ અંતે તો આપણા ધર્મને માટે અથવા તત્ત્વજ્ઞાનને માટે તે લાયક થાય છે. આપણું પોતાનું માનીતું પુસ્તક હશે તો તેનો શબ્દે-શબ્દ આપણે "વેદવાક્ય" પ્રમાણે આપણાં પોતાના કે બીજાઓના મન ઉપર ઠસાવવાને ચૂકતા નથી. એમાંની એક લીટી પણ "ઇશ્વર પ્રેરિત નથી;" અથવા તો "અત્યારે જરૂરની નથી" એમ આપણે કબુલ કરવા તૈયાર નથી.

સામાન્ય વિચારકોની આવી સ્થિતિ હોવાને લીધે, જ્યારે જ્યારે વેદ, ઉપનિષદ્ કે ગીતા જેવાં પ્રાચીન શાસ્ત્રોનો આપણે અભ્યાસ કરવા માંગતા હોઇએ ત્યારે ત્યારે કેવી દૃષ્ટિથી આપણે તેમનો અભ્યાસ શરૂ કરવાના છીએ અને એ ધર્મશાસ્ત્રોમાંથી આપણે એવું શું મેળવવાની આશા રાખીએ છીએ કે જેનાથી મનુષ્યજાતિને ભવિષ્યમાં હમેશને માટે લાભ થાય તે આપણે પ્રથમથી સ્પષ્ટ કરવું જોઇએ. અલબત આપણે જે સત્ય જાણવાને આતુર છીએ, જે સત્યની શોધ આપણે કરવા માંડી છે, જે સત્યમાંથી આપણે બીજાં બધાં સત્યોનું સ્થાન અને તેમની કિંમત આંકતાં શીખી શકીયે, તે સત્ય તો જગતમાં એકજ છે એમાં તો જરા પણ સંશય નથી. પણ તે સત્ય એક છે તેટલા માટે જ આપણે તેને એક જ વ્યાખ્યામાં એકજ ધર્મમાં, એકજ વિચાર પદ્ધતિમાં બાંધી લઈ શકતા નથી. એકજ ધર્મશાસ્ત્રમાં, એકજ વિચારકમાં, એકજ તત્ત્વજ્ઞાનીમાં, અથવા એકજ અવતારમાં પણ આપણે તે સત્યને બાંધી લઈ શકતા નથી. એ અંતિમ સત્ય એકજ છે તેથી આપણે માનીએ છીએ, તેમાંથી ભિન્ન મતમાં, પંથમાં કે ધર્મમાં સત્ય નથી એવું માનવાને જરા પણ અવકાશ નથી, કારણ કે કેવળ લાગણીથી દોરાઇ જઇને જ્યારે આપણે કોઇ વસ્તુનો અટકાવ કરીએ અથવા તો ઇન્કાર કરીએ ત્યારે તેનો અર્થ માત્ર એટલો જ થાય છે કે આપણે તેની કદર કરી શકતા નથી, અને બરાબર સમજી શકતા નથી. વળી, જે સત્ય અંતે એકજ છે તે પોતે સનાતન અને અદ્વિતીય છે છતાં પણ મનુષ્યના મનદ્વારા તે કાર્ય કરે છે, આવિર્ભાવ પામે છે, તે કાળ

અને ક્રિયામાં કાર્ય કરે છે. તેટલા માટે દરેક શાસ્ત્રમાં બે ભાગ તો હોવા જ જોઇએ. એક ભાગ તેનો કામચલાઉ તાત્કાલિક ઉપયોગનો એટલે તે દેશકાળ અને સંયોગોને અનુસરતો અને બીજો ભાગ સનાતન, અવિનાશી, બધા સમયમાં અને સર્વ સ્થળે લાગુ પડી શકે તેવો છે. વળી સત્યના સ્વરૂપમાં પણ જે બાહ્ય સ્વરૂપ કે ગોઠવણ વગેરે હોય છે તે કાળ જતાં બદલાતી જાય છે. એટલે તેના ઉપર સંપૂર્ણ આધાર રાખવો જોઇએ નહિ. સમય જતાં તે બધાં બદલાય છે. મનુષ્યનું મન જૂનાં શાસ્ત્રોને મૂકીને નવી રીતે પોતાના વિચારો દર્શાવે છે. જૂનાં સૂચકો, ચિન્હો, વિધિઓ વગેરેને છોડી નવાંને લાવે છે, અથવા તો જૂના શબ્દો, સૂચકો વગેરે વાપરે છે તોપણ તે બધાંને એટલાં તો બદલી નાંખે છે કે નવા અર્થમાંથી આપણે તેમનો મૂળ અર્થ કદીપણ કલ્પી શકીએ નહિ. જૂનાં શાસ્ત્રનો મૂળ અર્થ તે શાસ્ત્રના સમકાલીન લોકો શું કરતા હશે એ તો આપણે સંપૂર્ણ ખાત્રીથી કદીપણ કહી શકીએ જ નહિ. જે સર્વવ્યાપી, સર્વમાન્ય અને સમષ્ટિમય ભાગ છે તે જ તદ્દન ઉપયોગી ગણી શકાય, અને તેમાં પણ જે વસ્તુ અનુભવમાં મૂકાયલી છે, જે વિચારો જીવનમાં ઉતારાયલા છે, જે અનુભવો બુદ્ધિથી પર એવી સ્થિતિમાં થયેલા છે તે તો ઘણા જ ઉપયોગી છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંથી તે સમયનાં માણસો કયો અર્થ લેતા હશે એ જાણવું મને એટલુ બધું અગત્યનું કે આવશ્યક લાગતું નથી. ગીતાનો મૂળ અર્થ—શબ્દાર્થ, વ્યુત્પત્તિ વગેરે સાધનોથી નક્કી કરવો એ સંભવિત નથી. એના પૂરાવામાં ગીતા ઉપર થયેલી જૂદી જૂદી ટીકાઓના મતભેદ આપણને ખબર છે. હમણાં હમણાં પણ જે ટીકાઓ ગીતા ઉપર થાય છે તેમાં ભિન્નતા સિવાય બીજું આપણને જણાતું નથી, કારણકે બધી ટીકાઓ એક બીજાથી જૂદી પડવામાં સંમત છે. દરેક ટીકાકારને ગીતામાં એની પોતાની વિચાર પદ્ધતિ અને એના પોતાના ધાર્મિક વિચારો જણાય છે. બુદ્ધિના એ ભ્રમમાંથી પાંડિત્ય અથવા તો પશ્ચિમના લોકોની ઐતિહાસિક શોધખોળ આપણને બચાવી શકે તેમ નથી, તોપણ ગીતામાં જીવનપ્રેરક સત્યો ક્યાં છે તેની શોધ આપણે કરી શકીએ તેમ છીએ. ગીતાના

વિવાદગ્રસ્ત તત્ત્વજ્ઞાનને બાજુપર મૂકી, તેની વિચારપદ્ધતિ પણ વેગળી રાખી, આજકાલ આપણને ઉપયોગી એવું કાંઇપણ તેમાં આવી રહેલું હોય તો તે શોધી કાઢવાને આપણે પ્રયત્ન કરીશું. આધુનિક જગતની આધ્યાત્મિક જરૂરીયાત અને માનસિક શક્તિનો વિચાર કરી અહિં તેનો ઉલ્લેખ કરવાનો પ્રયત્ન કરીશું. અલબત, એવો પ્રયત્ન કરવામાં ઘણીવાર આપણી અહંતાની ભૂલો સત્યની જોડે ભેળવી દઈ આપણા પોતાના વિચારો મૂળગ્રંથમાં પરાણે ડોકાએસાડવાનો ભય રહેલો છે. પહેલાના મહાન્ ટીકાકારોએ જે ભૂલો કરેલી છે તે ભૂલો આપણે હાથે અત્યારે થાય પણ ખરી, કારણકે આપણે પણ ભૂલને પાત્ર છીએ. આપણે ધર્મશાસ્ત્રના તત્ત્વ જોડે એકતા કરી, ધર્મગ્રંથના રહસ્યમાં ઉતરવાનો સહૃદય પ્રયત્ન કરીશું. જો આપણે એ સત્યોને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરીએ તો જરૂર આપણને એ ગ્રંથમાંથી સત્ય પણ માલુમ પડશે એટલું જ નહિ પરંતુ આપણને તથા જગતને તેમાંથી આધ્યાત્મિક સહાય પણ મળી રહેશે. બધાં શાસ્ત્રો જગત્‌માં લખાયાં છે તે શા માટે ? મનુષ્યજાતિને આધ્યાત્મિક પ્રગતિ કરવામાં મદદ આપવા માટે. ધર્મશાસ્ત્રોનો એ હેતુ ન હોય તો પછી બધું શબ્દપાંડિત્ય અને વાણીના ઝઘડાઓમાં જ સમાઇ જાય છે. જે શાસ્ત્રો, જે ધર્મો, અથવા તો જે તત્ત્વજ્ઞાનની વિચાર પદ્ધતિઓ ઉપર જણાવ્યા પ્રમાણે વારેવારે સજીવન કરી તેમાં રહેલા સત્યનો અંશ પુનર્જન્મ પામી મનુષ્ય-જાતિનો આધ્યાત્મિક વિકાસ કરવામાં સહાયભૂત થાય તેજ શાસ્ત્ર, તેજ ધર્મ અને તેજ તત્ત્વજ્ઞાન મનુષ્યજાતિને ઉપયોગનાં લાગે છે. બાકીનાં બધાં ભૂતકાળના મહાન્ સાક્ષી તરીકે અથવા તો અસલની યાદગીરીઓ તરીકે હયાતી ભોગવ્યા કરે છે ખરાં, પરંતુ તેમનામાં જીવનશક્તિ હોતી નથી અને ભવિષ્યની પ્રજાઓને માટે તેમનામાં પ્રેરકબળ પણ જણાતું નથી.

ગીતામાં સમકાલીન તત્ત્વો ઘણાંજ ઓછાં છે ગીતાનો વિચાર એવો વ્યાપક, ગંભીર અને સર્વવ્યાપી છે કે તેમાં જે થોડું ઘણું સ્થાનિક અને સમકાલીન તત્ત્વ આવી રહેલું છે તેને પણ આપણે સ્હેલાઇથી સર્વમાન્ય કરી શકીએ. એ પ્રમાણે કરવાથી ગીતાનો અર્થ જરા પણ ફરતો નથી, બદલાતો નથી કે બગડતો નથી. ગીતાની પરિસ્થિતિને સર્વ–

કાળને યોગ્ય બનાવવાથી તો ગીતાનો અર્થ વધારે વ્યાપક, વધારે ગંભીર અને વધારે શક્તિપ્રદ બને છે. ઉદાહરણ તરીકે, યજ્ઞની ભાવના ગીતામાં આપવામાં આવેલી છે તે જુઓ. મૂળ યજ્ઞની ભાવના મનુષ્ય અને દેવ વચ્ચે થતી આપલે–ના સંબંધ પર રચાયલી છે. એ વિચાર આર્યાવર્તમાં સૈકાઓ થયાં વિસરી જવામાં આવ્યો હતો, અને સામાન્ય જનસમાજમાં એ ભાવના યથાર્થ સ્વરૂપમાં સમજાયલી પણ નથી તોપણ ગીતામાં "યજ્ઞ" એ શબ્દનો એવો વ્યાપક, લાક્ષણિક અર્થ કરવામાં આવ્યો છે અને દેવતાઓની ભાવના પણ એવી સર્વવ્યાપક અને ઉદાર છે કે તેનાથી એ બંન્ને શબ્દનો અર્થ ચમત્કારિક રીતે ફરી જાય છે. તે જ પ્રમાણે "કર્મ" શબ્દનો અર્થ, ચાતુર્વર્ણ્યનો સિદ્ધાંત વગેરેને પણ ઘણા જ વિશાળ અને વ્યાપક નવીન અર્થમાં ગીતા લે છે. એ બધા શબ્દોને કેવળ ભૂતકાળમાં સમજવામાં આવતા હતા અથવા તો હમણાં સમજવામાં આવે છે એવા સંકુચિત અર્થમાં આપણે ગ્રહણ કરીશું તો ગીતાનું આધ્યાત્મિક રહસ્ય ઓછું થશે તથા સત્યના અંશો પણ ખંડિત થશે અને આખી દુનિયાને માટે તેની ઉપયોગીતા ઓછી થશે. ગીતાના ગ્રંથમાં રહેલી ભાવના પ્રત્યે જ જો આપણે દૃષ્ટિ રાખીશું અને તે વખતે વપરાયલાં નામ અને સ્થળોથી આપણી દૃષ્ટિને મર્યાદિત કર્યા વિના કેવળ ગીતાના હેતુ પ્રત્યે ધ્યાન દોરીશું તો આપણને જણાશે કે ગીતાના બાહ્યસંજોગોમાં પણ સર્વમાન્ય અર્થ રહેલો છે. "શાસ્ત્રનો" અર્થ ગીતામાં નીચે પ્રમાણે ગ્રહણ કરવામાં આવ્યો છે. પ્રકૃતિને વશ થઇને વર્તનાર, સુધર્યા વગરના માણસની અહંતા અને કામનાઓને બદલે મનુષ્યજાતિએ સ્વીકારેલું કર્મો કરવાનું બાહ્ય સાધન તે શાસ્ત્ર. કામનાઓને સંતોષવામાં મનુષ્યને જીવનનો આદર્શ જણાય છે, તે સ્વચ્છંદ પશુવૃત્તિ ઉપર એ પ્રકારના શાસ્ત્રથી અંકુશ મુકાય છે. આપણે આગળ જોઇશું કે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા છે તે પણ બાહ્યસ્વરૂપથી અબાધિત એવા કોઇ આધ્યાત્મિક સત્યનું પરિણામ છે. જ્યારે વ્યક્તિ પોતાના ગુણ પ્રમાણે કર્મો છે ત્યારે ચાતુર્વર્ણ્યના સિદ્ધાંતનો આવિર્ભાવ થાય છે. સ્વભાવને અનુસરીને કરેલાં કર્મો તે જ વ્યક્તિનાં ખરાં કર્મો છે, અને વ્યક્તિએ પોતાના ગુણ અને સ્વભાવ પ્રમાણે જ કર્મો કરવાનું માથે લેવું જોઇએ. ગીતામાં ચાતુર્વર્ણ્યનો સિદ્ધાંત એ પ્રમાણે સમજાવ્યો છે.

ગીતામાં જન્મપરત્વે જાતિ સ્વીકારવામાં આવી નથી. પ્રાચીન ગ્રંથોના ઘણા સિદ્ધાન્તો ગીતા તેમના મૂળ અર્થમાં સ્વીકારતી નથી. જે પ્રમાણે ગીતા પ્રાચીન ભાવનાઓ, સિદ્ધાંતો, શબ્દો વગેરે . સ્વીકારી તેમનો નવો અર્થ આપે છે,–તેમને વિશેષ ઉપયોગી બનાવે છે–તે પ્રમાણે આપણે પણ ગીતાના સંજોગો, કાળ, પરિસ્થિતિ વગેરેને સર્વસામાન્ય કરવા પ્રયત્ન કરીશું. આપણે આગળ જતાં જોઇશું પણ ખરા કે એ પ્રમાણે તત્કાલીન સંજોગોને સર્વસામાન્ય કરવાની ઘણી સૂચનાઓ ગીતામાં સ્થળે સ્થળે આપવામાં આવેલી છે.

ગીતામાં મળી આવતા તત્ત્વજ્ઞાનના વિચારો અથવા ધાર્મિક મત-મતાંતરો જેમના વિશે એ ગ્રંથમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અથવા તો જેમના પારિભાષિક શબ્દો ગીતામાં વપરાયલા છે ખરા, પરંતુ તેમનો અર્થ ગીતાવ્યાપક દૃષ્ટિએ જ ગ્રહણ કરે છે, તે બધા પ્રત્યે આપણે પણ વ્યાપક દૃષ્ટિ જ નાંખીશું. ઉદાહરણ તરીકે જ્યાં જ્યાં ગીતામાં "सांख्य" અને "योग" શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે ત્યાં ત્યાં ગીતામાં આવતા એક પુરૂષવાળા અને વેદાન્તના મતથી રંગાયલા સાંખ્યનો, બહુ પુરૂષવાળા અને એક પ્રકૃતિ જેમાં સ્વીકારવામાં આવેલી છે એવા નિરીશ્વરી સાંખ્ય સાથે શો સંબંધ છે તેની ચર્ચા કરવામાં આપણે રોકાઇશું નહિ. અથવા તો ગીતામાં વર્ણવેલા બહુ શાખાવાળા, બવ્ય ઝીણવટવાળા, ગમે ત્યાં આચરણમાં મૂકી શકાય એવા " યોગ " ને શાસ્ત્રીય પદ્ધતિએ બરાબર ગોઠવાયેલા પગલે પગલે આગળ વધનારા પાતંજલ " યોગ " સાથે શો સંબંધ છે તેની ચર્ચા પણ આપણે કરીશું નહિ. ગીતાના મત પ્રમાણે " સાંખ્ય " અને " યોગ " એ બન્ને માર્ગો વેદાન્ત મતના જૂદા જૂદા માર્ગો છે પણ તેઓ અંતે એક સ્થળે મળે છે. સાંખ્યમત તત્ત્વજ્ઞાન–યુક્ત બુદ્ધિપર આધાર રાખનારો પૃથક્કરણ કરવાની વૃત્તિથી સાધ્ય છે; યોગમાર્ગ પ્રેરણાપ્રધાન, ભક્તિયુક્ત નીતિમય વર્તનમાં મૂકવાનો, સમન્વયથી આગળ વધનારો છે. યોગમાં સાક્ષાત્કારદ્વારા જ જ્ઞાન થાય છે. ગીતા એ બંન્નેમાં ભેદ ગણતી નથી.

**सांख्य योगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।** ( ગી० અ० ૫ શ્લો० ૪ ) ગીતાનો ગ્રંથ એ અમુક એક ધાર્મિક મત, પંથ

અથવા તત્ત્વ વિચારનું પરિણામ છે એ વાદમાં પણ આપણે ઉતરવાની જરૂર નથી. આપણે તો એ જ જોઈ શકીએ છીએ કે ગીતાનો બોધ સર્વમાન્ય અને અતિશય વ્યાપક છે.

ગીતાનો તત્ત્વવાદ અથવા તો બુદ્ધિવાદ, ગીતામાં અપાયલાં સત્યોની ગોઠવણ એ કાંઇ ગીતાનો સૌથી વધારે અગત્યનો, સૌથી વધારે જીવન-વાળો, સૌથી વધારે ગંભીર કે ચિરસ્થાયી બોધ નથી. પણ તે વિચારોની પાછળ જે વિધવિધ રંગવાળા કપડાંની પેઠે સત્ય ગુંથાયલાં છે તે બધાં ગીતામાં એકતા ધરાવે છે અને તેઓ ઘણાં અગત્યનાં છે, ચિરસ્થાયી છે. એ વિચારો કાંઇ બુદ્ધિથી પ્રેરાયલા તત્ત્વજ્ઞાનીના વિચારો નથી, બુદ્ધિના વિધવિધ તરલ તરંગોમાં સૌથી ઉચ્ચમાં ઉચ્ચ તરંગો તે નથી, પરંતુ આધ્યાત્મિક અનુભવોનાં સનાતન સત્યો છે;–એ સત્યોનો આપણે પણ આપણી ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકામાં સાક્ષાત્કાર કરી શકીએ એવાં છે. જીવનના રહસ્યનો ખરો જીજ્ઞાસુ એ સત્યો પ્રત્યે કદી પણ બેદરકારી નહિ બતાવી શકે. ગીતાનો ચોક્કસ મત ગમે તે હોય પરંતુ એટલું તો નક્કીજ છે કે અમુક એક પંથ અથવા સંપ્રદાયને ટેકો આપવા માટે તે રચાયલી નથી. કેટલાક ટીકાકારો એક જ પ્રકારના યોગને ગીતામાં પ્રાધાન્ય આપવામાં આવેલું છે એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે તે પણ યથાર્થ નથી. ગીતાની ભાષા, તેના વિચારોની ઘટના, તેમાં આવતો અદ્‌ભૂત સમન્વય વગેરેથી આપણી ખાત્રી થશે કે ગીતાનો બોધ આપનાર કોઇ એક પંથી–સંપ્રદાયને અવ-લંબનાર વ્યક્તિ નથી, અથવા તો તર્કવાદ કરનાર તાત્ત્વિક વિવેચકનું પણ મગજ ગીતામાં કાર્ય કરી રહેલું હોય એમ જણાતું નથી. ગીતામાં આપણને સમુદ્રના મોજાંઓ પેઠે ઉંચે નીચે જતી વિચાર સરણીઓ માલૂમ પડે છે. ગીતા વાંચીને આપણી ખાત્રી થશે કે જે બુદ્ધિએ ગીતા રચી છે તે બુદ્ધિ સમન્વય–એકીકરણ–કરવાની અદ્‌ભૂત શક્તિ ધરાવે છે; અને તેનો સાક્ષાત્કાર પણ ઘણો જ વિશાળ બહુ શાખાવાળો હોવો જોઇએ. આર્યભૂમિનાં સંતાનોની જે માનસિકશક્તિ એકજ આધ્યાત્મિક અનુભવ ઉપર એકાગ્રવૃત્તિથી બધો પ્રયત્ન કરી તે દ્વારા સમગ્ર–સત્યની ઝાંખી કરવા મથે છે;–જે શક્તિ મોક્ષ મેળવવાનો એક માર્ગ લઈ તેનું ઉંડામાં ઉંડું

રહસ્ય જાણ્યા સિવાય અટકતી નથી. એકજ માર્ગનો અંત લાવ્યા સિવાય જંપતી નથી;–તે જ વિશાળ બુદ્ધિ ભિન્ન ભિન્ન મતોને એક કરવાને ગીતામાં મથી રહી હોય એમ આપણને લાગે છે.

ગીતામાં કેવળાદ્વૈતવાદ શિરોભૂત નથી. જો કે એક, અવ્યય, અક્ષર આત્મામાં આખા બ્રહ્માંડની પ્રતિષ્ઠા ગીતા કરે છે. ગીતામાં જે માયા-વાદ આવે છે તે પણ આપણે અત્યારે જાણીએ છીએ તે માયાવાદ નથી. જો કે ત્રિગુણાત્મક માયાક્ષર–નામરૂપાત્મક–જગતમાં સર્વવ્યાપી છે એવું ગીતામાં જણાવવામાં આવ્યું છે ખરૂં. ગીતામાં વિશિષ્ટાદ્વૈતવાદ પણ પ્રધાન–પદે નથી, જો કે એક સનાતન બ્રહ્મમાં તે સનાતન દૈવી પ્રકૃતિનો આવિર્ભાવ જુવે છે અને એ પ્રકૃતિ જગતમાં જીવરૂપે વ્યક્ત થાય છે એમ પણ કબુલ કરે છે-[ **जीवभूता:** ]. ગીતાના મત . પ્રમાણે ઉચ્ચમાં ઉચ્ચ આધ્યાત્મિક અનુભવ એકાંત સમાધિ નથી કે જેમાં મનુષ્ય બાહ્યચેતનથી તદ્દન શૂન્ય થઈ જાય છે; પરંતુ પ્રભુમય જીવનને તે " સમાધિ ' એવું નામ આપે છે. ગીતામાં સાંખ્ય મત પણ પ્રતિપાદિત નથી, તોપણ વ્યક્ત જગતની સમજુતિ " પુરુષ " અને " પ્રકૃતિ " ના દ્વૈતથી તે આપવાનો પ્રયત્ન હમેશાં કરે છે. વૈષ્ણવ સંપ્રદાય પણ ગીતાનો વિષય નથી. અલબત અવતારરૂપ શ્રી કૃષ્ણને ગીતા પુરુષોત્તમ સ્વરૂપ ગણે છે. અને નિરપેક્ષ "અવાંગમનસોગોચર" વ્યાખ્યાથી પર, એવા પરબ્રહ્મને પુરુષોત્તમ પ્રભુથી જે **ईश्वरः सर्वभूतानां** ( અ૦ ૧૮ શ્લો૦ ૬૧ )–અને સર્વ પ્રાણીઓનો મિત્ર છે,–તેનાથી ઉચ્ચ કોટિનો ગણતી નથી. ઉપનિષદ્‌ના બધા લેખકો પોતાના દર્શનમાંથી સત્યને દૂર રાખે એવી વાડોને તોડી પાડતા હતા અને પક્ષપાતી મતને તિલાંજલિ આપવા તત્પર રહેતા. તે જ પ્રમાણે ગીતા પણ વ્યાપકતાને નુકસાન કરે એવા બધા મતમતાંતરોનું માખણ નવનીત ગ્રહણ કરી તેનો બાકીનો ભાગ દૂર મૂકે છે. પ્રસ્થાનત્રયીના ટીકાકારોએ ગીતાને વેદાન્ત મત ઉપર પ્રમાણ ગ્રંથ ગણી અન્ય મતમતાંતરો સામે હુમલાઓ કરવાનું અને તેમના હુમલાઓથી બચાવ કરવાનું એક સાધન ગણી કાઢયું લાગે છે. પરંતુ ગીતાનો મૂળ ઉદ્દેશ તેનાથી તદ્દન જૂદો છે. ગીતા તાર્કિક-વિવાદ અને શબ્દના ઝઘડાઓ વધારવાનું સાધન નથી; એ ગ્રંથ આધ્યાત્મિક-

જ્ઞાનનો અને અનુભવોનો વિશાળ રાજમાર્ગ છે. તે આપણી દૃષ્ટિ આગળ આધ્યાત્મિક સૃષ્ટિના સર્વ ભોગોનો નકશો સ્પષ્ટ કરી બતાવે છે ખરી, પરંતુ વિભાગ પાડી ભીંતો ચણવામાં અથવા તો વાડો રોપવામાં તે જરા પણ ભાગ લેતી નથી. આપણી દૃષ્ટિમર્યાદા સંકોચાય એવું એક પણ કામ તે કરતી નથી.

આર્યાવર્તના ધાર્મિક વિચારોના ઇતિહાસમાં સમન્વય-એકીકરણ-કરવા માટે આર્યપ્રજાએ જૂદા જૂદા પ્રયત્નો કર્યા છે ખરા. સૌથી પહેલું એકીકરણ-પહેલ વહેલો સમન્વયનો યુગ-ઋગ્વેદનો સમય છે. તેમાં મનુષ્યનું મન ઉચ્ચમાં ઉચ્ચ આધ્યાત્મિક અનુભવમાં ગમન કરી રહેલું જોવામાં આવે છે; અને મનથી અપ્રાપ્ય એવી વિશ્વશક્તિઓને દેવતાઓના નામો આપીને રહસ્ય છુપાવવાનો પ્રયત્ન થયેલો જણાઈ આવે છે. વેદમાં સુંદર પ્રેરણાયુક્ત આધ્યાત્મિક ઉચ્ચ ભૂમિકા આપણને સ્પષ્ટ જણાય છે. એ પ્રાચીન સમન્વયની ખાસ ખૂબી તો ઋષીઓના અદ્ભૂત આધ્યાત્મિક અનુભવોમાં આવી રહી હતી. એ અનુભવોમાં કાંઇ અપૂર્વ, દૈવી, આનંદ-મેલી, વિશ્વદેવોની કોઇ અદ્ભૂત શક્તિ, મનુષ્યના ખીલતા આત્મા સાથે ઐક્ય પામતી આપણને જણાય છે.

ઉપનિષદો એ આર્યાવર્તનુ બીજું એકીકરણ છે. ઉપનિષદોનો યુગ એ આધ્યાત્મિક સમન્વયનો બીજો યુગ હતો. આધ્યાત્મિક અનુભવોને ગ્રહણ કરી ઋષીઓ જ્ઞાનના સમન્વય માટે પ્રયત્ન કરતા જણાય છે. વૈદિક ઋષીઓનો અપૌરુષેય, આધ્યાત્મિક જ્ઞાનને તેમણે વ્યવસ્થિત કરી ગોઠવ્યું.

ઉપનિષદોએ જ્યાંથી કાર્ય પડતું મૂક્યું ત્યાંથી જ ગીતા પોતાનો સમન્વય શરૂ કરે છે ઉપનિષદ્‌માંથી વેદાંતનો પાયો ગ્રહણ કરી તેના ઉપર ત્રણ મહાન્ સિદ્ધાંતોને એકત્ર કરવાનો પ્રયત્ન ગીતા કરે છે. ભક્તિ, જ્ઞાન અને કર્મ એ ત્રિમાર્ગનો સમન્વય-એકીકરણ-ગીતાએ આશ્ચર્યકારક રીતે કરી દેખાડયો છે. એ ત્રણમાંનો કોઇપણ એક માર્ગ ગ્રહણ કરી મનુષ્યનો આત્મા પ્રભુ પ્રત્યે જઈ શકે છે.

એક વિશેષ સમન્વયનો યુગ પણ આપણે ગણવો રહી જાય છે, અને તે તંત્રનો યુગ છે. જ્ઞાનમાર્ગની દૃષ્ટિએ તંત્રમાં ઘણું જાણવાનું નથી પરંતુ જ્ઞાનમાર્ગની ઝીણવટ વિનાનો અને તાર્કિકવાદમાં બહુ આગળ વધતો નહિ હોવા છતાં તંત્ર માર્ગ ઘણો બળવાન અને સાહસયુક્ત છે. કેટલીક બાબતોમાં તો ગીતાના કરતાં પણ તંત્ર આગળ રહેવાનો દાવો કરે છે, કારણ કે તંત્ર માર્ગ આધ્યાત્મિક ઉન્નતિમાં આવતા અંતરાયોને પકડીને તેમને આધ્યાત્મિક ઉન્નતિ મેળવવાનાં સાધનો તરીકે વાપરે છે. આખા વિશ્વનું જીવન લીલારૂપ ગણીને મનુષ્યને ભક્તિ અને મુક્તિ બંન્નેની પરાકાષ્ટા બતાવે છે. તંત્ર માર્ગમાં તો હઠયોગ અને રાજયોગનું ફળ પણ આપોઆપ મળી આવે છે અને જ્ઞાન કર્મ ભકિત ઉપરાંત શરીર અને પ્રાણની પણ પૂર્ણતા તેમાં થાય છે. ગીતામાં રાજયોગ અને હઠયોગના પ્રત્યે તો ઇશારો માત્ર કરવામાં આવ્યો છે. વળી તંત્રમાં મનુષ્યની પૂર્ણતા–પ્રભુતા–પણ સ્વીકારવામાં આવી છે. એજ વિચાર વેદમાં આપણને જણાય છે, પણ પાછળથી ભૂલાઇ ગયેલો લાગે છે. તંત્રની ભાવનાઓ ભવિષ્યના સમન્વયમાં ઘણો મોટો હિસ્સો આપશે એમાં જરા પણ સંશય નથી.

આપણો યુગ નવા યુગની ઉષામાં ઉભો રહ્યો છે. વેદ, ઉપનિષદ્, ગીતા અને તંત્રના જેવો સમન્વય કરવાનો સમય પાછો આવી પહોંચ્યો છે. અત્યારે આપણે કેવળ વેદાંત મતમાં ફેરફાર કરવાની અને તેનાં સિદ્ધાંતો ઉપર ઉપરથી બદલવાની જરૂર નથી. જ્ઞાન કર્મ ભક્તિમાંથી એક માર્ગ ગ્રહણ કરી આધ્યાત્મિક ઉન્નતિ સાધવા માટે પ્રભુ પ્રેરણા કરી રહ્યો નથી; અત્યારે તાંત્રિક થવામાં અને વ્યકિતગત મોક્ષ મેળવવામાં, પોતે પોતાના જ આત્માનું કલ્યાણ કરવામાં મશગુલ થઈ જવાનો આદેશ આ યુગને નથી. ભૂતકાળમાં જે મહાન ધર્મો થઈ ગયા છે, તેમાંથી એકાદને પસંદ કરી તેને અનુસરવા માટે પણ ભવિષ્યનો અવાજ બોલાવી રહ્યો નથી; ગીતાની વાડમાં પૂરાઇ રહેવાનું પણ તે આ યુગને કહેતો નથી. આપણે એ પ્રમાણે બંધનો બાંધીએ તો પછી ભૂતકાળની છાયા જ આપણામાં ઉભી કરી શકીશું. પરંતુ આપણી પોતાની શક્તિઓ અને શક્યતાઓનો સંપૂર્ણ વિકાસ તથા ઉપયોગ કરી શકીશું નહિ. આપણે

ભૂતકાળમાં થઈ ગયેલી ઉષાઓનાં સંતાનો નથી. આપણે તો ભવિષ્યના મધ્યાન્હના બાળકો છીએ. આપણાં જીવનમાં નવાં તત્ત્વો વહી રહ્યાં છે. આપણે જીવનમાં ભારતવર્ષની પ્રાચીન આસ્તિક ભાવનાઓ ધારણ કરવાની છે, અને જગતની આધ્યાત્મિક ભાવનાઓને જીવનમાં ઘટાવવાની છે, બુદ્ધ ધર્મની નવી ભાવના પણ ઝીલવાની છે, એટલું જ નહિ પણ આજ-કાલના વિજ્ઞાન શાસ્ત્રની શોધખોળ અને પરિમિત જ્ઞાનની સબળ ભાવનાને પણ પૂરેપૂરો ન્યાય આપવાનો છે. આપણી કલ્પનામાં પણ ન આવી શકે એવા પ્રાચીન ભૂતકાળમાંથી–વિસ્મૃતિના પડદા પાછળથી–અત્યારે જે મહાન્ રહસ્યો પાછાં આવવા લાગ્યાં છે તે પણ જગતને આપવાનાં છે. એ રહસ્યો મનુષ્યજાતિએ ઘણાં સમયથી ગુમાવી દીધાં છે. આ બધી જીવનની ફેકળતી દશા શું બતાવે છે? નવા એકીકરણના–સમન્વયના યુગનાં–સુચિન્હનો છે! અત્યાર સુધી મનુષ્ય જાતિએ જે જે મહાન્ સિદ્ધિઓ–વિભૂતિઓ મેળવેલી છે તે બધીનું સિંહાવલોકન કરી નફા તોટાનું સરવૈયું કાઢી ભૂતકાળના દધિસમુદ્રનું મન્થન કરી તેમાંથી માખણ છૂટું કરી આપવું એ ભવિષ્યના યુગની આધ્યાત્મિક જરૂરીઆત છે. ભૂતકાળની મૂડી લઈ વેપાર આગળ ચલાવવામાં જરા પણ હરકત નથી. ભવિષ્યના સમન્વયનો પાયો પાકો થાય એટલા માટે અનુભવમાં મુકાયલાં આધ્યાત્મિક સત્યો ઉપર તેને રચવાની જરૂર છે. આપણા ભૂતકાળના સમયમાં થઈ ગયેલાં પુસ્તકોમાં ગીતા એ એવાં સત્યોનો પરમ ભંડાર છે.

એટલે ગીતાનો અભ્યાસ કરવામાં કેવળ પાંડિત્ય, શબ્દાર્થ અને તાર્કિક ઝીણવટ અને વિવાદની આંટીઘુંટીમાં આપણે નહિ રોકાઇએ, અથવા તો ગીતાના તત્ત્વજ્ઞાનને એક ચોક્કસ મતવાદના રૂપમાં ગોઠવી તેટલાથી આપણી બધી મહેનત સમાપ્ત નહિ કરીએ. આપણે તો ગીતા આપણને ક્યાં મદદ કરે છે તે જોવા માટે હાથમાં લઇએ છીએ; તેમાંથી આપણે જ્ઞાન મેળવવુ છે. તેનું હાર્દ અને સજીવ સંદેશ મેળવવો એ આપણો હેતુ છે. ગીતામાં ઉપર જણાવેલા હેતુને જે પોષક હશે તેને આપણે ઝટ ગ્રહણ કરી લઇશું કે જેથી મનુષ્યજાતિ તેને વર્તનમાં ઉતારી પૂર્ણતા તરફ અને ઉચ્ચતમ આધ્યાત્મિક સ્થિતિ તરફ આગળ વધી શકે.

## પ્રકરણ ૨ જું.

### ગુરુ-શિષ્ય અને સિદ્ધાંત.

ગુરુ:—

જગતનાં બધાં ધર્મપુસ્તકો કરતાં ગીતા જુદી પડે છે. ક્રાઇસ્ટ મહમદ અથવા બુદ્ધ જેવી અસાધારણ વ્યક્તિની કૃતિ ગીતા નથી, તેમ ઉપનિષદ્ અને વેદની પેઠે શુદ્ધ આધ્યાત્મિક આત્મસંશોધનના યુગમાં પરિણામરૂપ પણ તે નથી. પ્રજાઓના ઇતિહાસમાં આવતા કટોકટીના પ્રસંગે-ભયંકર યુદ્ધને સમયે તેના એક મુખ્ય નેતાના મનમાં ઉત્પન્ન થયેલી વિષમ સ્થિતિ દૂર કરવા માટે ગીતા યુદ્ધના મેદાનપર કહેવામાં આવેલી છે. અર્જુનને માટે તો તે પ્રસંગ આખા જીવનમાં એક વિરલ પ્રસંગ હતો. તેને માટે એક બાજુ યુદ્ધનો સદાને માટે ત્યાગ હતો અથવા તો કુરૂક્ષેત્રના યુદ્ધમાં છેવટ સુધી લઢવાનું હતું! આખા જીવનનો હિસાબ ત્રાજવાનાં પલ્લાંમાં ઝોલાં ખાઈ રહ્યો હતો! આધુનિક ટીકાકારોમાંના કેટલાકનું એવું ધારવું છે કે ગીતા પાછળથી લખાયલી છે, અને તેના લેખકે મહાભારતમાં તેને દાખલ કરી દીધી જણાય છે, કે તેથી મહાભારત જેમ લોકપ્રિય થયું તે પ્રમાણે ગીતા પણ થાય. આ દલીલ કદાચ સાચી હોય તોપણ આપણા મતને તેથી બાધ આવતો નથી. આ માન્યતાની વિરૂદ્ધ કેટલાક પૂરાવા ટાંકી શકાય તેમ છે અને વળી, મહાભારત અથવા ગીતામાંથી આપણને ઉપલા મતને માટે કાંઇ પણ ટેકો મળતો નથી. ગમે તે હોય પણ એક વાત નક્કી જ છે કે ગીતાના લેખકે પોતાનું પુસ્તક મહાભારતના મહાન્ ગ્રંથ જોડે ગુંથી લીધું છે, એટલું જ નહિ પણ તેણે ગીતાના પુસ્તકમાં વારેવારે વાંચકનું ધ્યાન યુદ્ધની પરિસ્થિતિ તરફ દોર્યા જ કર્યું છે. જ્યાં સૌથી વધારે તત્ત્વજ્ઞાનથી ભરપુર વાદવિવાદ

ચાલતો હોય છે ત્યાં પણ વાંચકનું મન મૂળ પરિસ્થિતિ પ્રત્યે દોરવામાં આવ્યું છે એ વાત ઉપર આપણે પણ ધ્યાન આપવું જોઇએ. અર્થાત્ ગીતાનો બોધ, વાંચનારે સામાન્ય તત્ત્વજ્ઞાન અથવા નીતિના સિદ્ધાંતના શિક્ષણ તરીકે ગણી લેવો જોઇએ નહિ, પરંતુ અણીને પ્રસંગે આધ્યાત્મિક જીવન અને નીતિના મહાન્ સિદ્ધાંતો જીવનમાં કેમ ઉતારવા તેનો બોધ આપનાર એ પુસ્તક છે. એ કટોકટીનો પ્રસંગ એટલે શું ? કુરૂક્ષેત્રના યુદ્ધનો શો અર્થ છે ? તથા અર્જુનના આંતરજીવન ઉપર તેની શી અસર થઈ હતી ? એ બધું આપણે ગીતાનો અર્થ બરાબર જાણવા માટે નક્કી કરવું પડશે.

ગીતામાં અપાયલું ગંભીર જ્ઞાન, માણસ સામાન્ય બુદ્ધિ અને નીતિની સાધારણ ભાવનાઓથી ઉકેલી શકે તેવા જીંદગીના સામાન્ય પ્રસંગે નથી અપાયું એ યોગ્ય જ છે. ગીતામાં ત્રણ વસ્તુઓ આધ્યાત્મિક દૃષ્ટિથી ઘણી જ આકર્ષક અને ધ્યાનમાં લેવા લાયક છે. પ્રથમ તો ગીતાનો બોધ આપનાર ગુરુનું ઈશ્વરી વ્યક્તિત્વ–અવતારત્વ–તેનો અને શિષ્યનો નિકટ-ખાસ સંબંધ અને બોધનો અદ્‌ભૂત પ્રસંગ. ગીતામાં ગુરુ પ્રભુ પોતે છે. જગતમાં અવતાર રૂપ શ્રીકૃષ્ણે પોતે ગીતા કહેલી છે. ગુરુનો શિષ્ય તે સમયનો અગ્ર–આદિપુરૂષ–નેતા–યુગનો પ્રતિનિધિ છે. અવતાર રૂપ શ્રી-કૃષ્ણનો પરમ મિત્ર અને તેનું એક ઉત્તમોત્તમ હથિઆર છે. ગીતાના બોધનો પ્રસંગ એક ભયંકર યુદ્ધ છે. સ્થળ વિશાળ કુરૂક્ષેત્રનું મેદાન છે. અને તેવે પ્રસંગે અર્જુનના મનમાં આખા યુદ્ધની ભયંકરતા, અનીતિ સ્પષ્ટ થવાથી લાગણીઓનો ઉભરો આવે છે અને "જગતમાં ઇશ્વર કયાં છે ?" "મનુષ્ય જીવનનો અંતિમ હેતુ શો છે ?" અને "મનુષ્યે પોતાના વર્તનનું અવલંબન શેનાપર રાખવું ?" વગેરે પ્રશ્નો તેના હૃદયમાં ઉઠે છે.

ઘણા પ્રાચીન સમયથી આર્યાવર્તમાં અવતારની માન્યતા ચાલી આવે છે. પ્રભુનું નામ રૂપમાં અવતરવું–મનુષ્યજાતિમાં ઇશ્વરનો આવિર્ભાવ થવો* તેને અવતાર કહે છે.

* **आवीरावीर्मयेधि** "હે જાતને આવિર્ભાવ પમાડનાર પ્રભુ મારામાં તારો આવિર્ભાવ કર."—**आवीः** એટલે "Revealition— અનાવરણ કરવું–બ્હાર પડવું, ઉદ્ઘાટન કરવું."

પશ્ચિમમાં અવતારની માન્યતા કદી પણ જનસમાજના મ્હોટા વર્ગમાં ઊંડી ઉતરી નથી, કારણ કે ખ્રિસ્તી ધર્મની એક માન્યતા તરીકે તેને ગણવામાં આવે છે, પરંતુ તેને તર્કવાદથી જરા પણ ટેકો આપવામાં આવતો નથી. હિંદમાં તો વેદાંતના વિચારોના સ્વભાવિક પરિણામ તરીકે આખી પ્રજાની માન્યતામાં એ સિદ્ધાંત દૃઢ વાસ કરી રહ્યો છે. સમગ્ર જીવન પ્રભુનો જ આવિર્ભાવ છે, કારણ કે પ્રભુ સિવાય બીજું સત્ જગતમાં છે જ નહિ. તેથી દરેક પ્રાણી અંશતઃ અથવા તો એક રીતે અવતાર જ ગણી શકાય, કારણ કે અનંત જ્યારે શાંત બને–અનંત જ્યારે પરિમિત દશામા આવે–ત્યારે તેને અવતાર ગણી શકાય. સાધારણ માણસોમાં પ્રભુનો આવિર્ભાવ ઢંકાયલો–આચ્છાદિત-હોય છે, અને અનંતની ભાવના પ્રાપ્ત થયા છતાં મનુષ્યમાં અહંતા વગેરે પાછું આવી જાય છે. સામાન્ય માણસોમાં જે દેહી હોય છે તે પ્રભુના દૈવી અગ્નિનો તણખો છે. માણસનો આત્મા અજ્ઞાનમાંથી જ્ઞાન પ્રત્યે પ્રયાણ કરે છે. વળી સામાન્ય યુગમાં પ્રભુ પણ પોતાની શક્તિઓ, પોતાનું જ્ઞાન, પ્રેમ, આનંદ, તપ વગેરેને તે પોતાની વિભૂતિ રૂપ અનેક પુરૂષોદ્વારા જગત્‌માં દર્શાવે છે. પણ જ્યારે આવતાર થાય છે, ત્યારે તો તેનામાં પ્રભુનિર્મિત્ શક્તિ–બળ વગેરે પ્રથમ જ હોય છે. અને જગત્‌માં મનુષ્યત્વની દૈવી પરિસીમા દર્શાવવા માટે તે ચિચ્છક્તિ મનુષ્યરૂપે જગત્‌માં વ્યવહાર કરે છે ત્યારે અવતાર થયો ગણાય છે; ત્યારે પ્રભુ મનુષ્યલોકમાં આવ્યા ગણાય છે.

વૈષ્ણવ ધર્મ અવતારની માનુષી ભાવના અને માણસની દૈવી–ઈશ્વરી શક્યતાને નરનારાયણના રૂપકથી સ્હમજાવવાનો પ્રયત્ન કરે છે. મનુષ્યનો આત્મા પ્રભુનો સાથી છે તેને "નર" કહેવામાં આવે છે અને જ્યારે "નર" "નારાયણ"ની મૈત્રી કરવા માટે ઉત્સુક બને છે અને નારાયણમાં પોતાનું અસ્તિત્વ તન્મય કરે છે ત્યારે તેને પોતાના સત્ય સ્વરૂપનું જ્ઞાન થાય છે. મનુષ્યના રૂપમાં આવિર્ભાવ પામી રહેલા "નારાયણ" પણ હમેશાં જગત્‌માં નેતા, સખા, સહાયક તરીકે મનુષ્ય જાતિને દોરી રહ્યા છે. **ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति** । જ્યારે અજ્ઞાનનું આવરણ અંતરાત્મા પરથી દૂર થઈ જાય છે, ત્યારે માણસને ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે, પ્રભુનો સંદેશ મળે છે, દિવ્યજ્ઞાન તેને પ્રાપ્ત

થાય છે. અને ત્યારે મૃત-શરીરધારી અમરજીવન પામે છે. ત્યાર પછી મનુષ્ય પ્રભુમાં સ્થિતિ કરી શકે છે, અને પોતાનું સઘળું અસ્તિત્વ પ્રભુમય કરી શકે છે. દરેક મનુષ્યમાં હમેશાં ઈશ્વરી-દૈવી અનંત ચિચ્છક્તિ રહેલી છે; તે જ્યારે મનુષ્યના અસ્તિત્વને પોતાના હથિયાર રૂપે ધારણ કરે છે-પોતે જ્યારે માનુષી સ્વરૂપ તથા બંધનો ધારણ કરીને જગતમાં ત્રાતા, નેતા, સહાયક તરીકે આવિર્ભાવ પામે છે, ત્યારે અવતાર થયો કહેવાય છે. અવતારને માનુષી ભાવનાથી શરૂ કરી દૈવી-ઈશ્વરી ભાવને પામવો પડતો નથી, તેનામાં પ્રભુભાવ પ્રથમથી જ આવે છે; વિજ્ઞાનમાંથી* તે પોતાનું માનુષી જીવન નક્કી કરી તે પ્રમાણે વર્તે છે. મનુષ્યના અંતરમાં રહેલ પરમાત્મા એ પ્રભુનો સનાતન અવતાર છે. અને મનુષ્યના રૂપમાં તે અવતાર પ્રકટ થાય ત્યારે બાહ્ય જગતમાં તેનો આવિર્ભાવ થયો ગણાય.

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે અવતારનો આવિર્ભાવ સમજીએ છીએ ત્યારે અવતારનો બાહ્ય આવિર્ભાવ એ કેવળ ગૌણ બનાવે છે એવું આપણને જણાશે. ક્રાઇસ્ટ એક ઐતિહાસીક પુરુષ છે કે નહિ એ વાત ઉપર ચાલેલો યુરોપમાં વાદવિવાદ હિન્દુસ્તાનના આધ્યાત્મિક હૃદયવાળા માણસોને મન તો તદ્દન નિરૂપયોગી અને વખતનો દુરૂપયોગ જ લાગે. ધર્મની દૃષ્ટિએ એક હિન્દુને મન એ વાતમાં બહુ વજન જણાય નહિ. એવી દલીલો તો ફક્ત ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી ગણાય. જ્યાં સુધી આપણું પોતાના હૃદયમાં-અંતરમાં-ક્રાઇસ્ટનો સાક્ષાત્કાર થઈ શકે છે ત્યાં સુધી જોસફ નામના કોઈ સુતારનો પુત્ર ક્રાઇસ્ટ આ જગતમાં જન્મ્યો હતો કે નહિ તે જાણવાથી આધ્યાત્મિક દૃષ્ટિએ શો અર્થ સરે? શ્રીકૃષ્ણની બાબતમાં પણ એ જ દલીલ આપણે લાગુ કરવાની છે. શ્રીકૃષ્ણ ભગવાન્ મનુષ્યમાં સનાતન અવતારરૂપે રહેલા પ્રભુ છે, બાહ્ય આવિર્ભાવ સાથે તેને ઝાઝો સંબંધ નથી.

---

*બુદ્ધિથી પર આધ્યાત્મિક સ્થિતિને વિજ્ઞાન કહેવામાં આવે છે. વિજ્ઞાનમાં આત્મા અને જગતનું સત્ય પ્રત્યક્ષ થાય છે, વ્યક્તિ પોતાના જીવનનો કાર્ય-પ્રદેશ જાણે છે અને આત્મા અને વિશ્વ બંન્નેનું સત્ય તેને ખબર પડે છે, એની પૂરી સમજૂતિ આગળ આપવામાં આવશે.

ગીતાનું રહસ્ય સમજવા માટે મહાભારતમાં આવતા શ્રીકૃષ્ણનું અવતારસ્વરૂપ ધ્યાનમાં રાખવાની જરૂર છે. ઇતિહાસની દૃષ્ટિએ જોતાં પણ શ્રીકૃષ્ણ જગત્ ઉપર થઈ ગયેલા જણાય છે. એમનું નામ પ્રથમ છાંદોગ્ય ઉપનિષદ્‌માં આવે છે. તેમાં તો શ્રીકૃષ્ણ બ્રહ્મજ્ઞાનીઓમાં પ્રખ્યાત વ્યક્તિ હતા એવું જણાય છે, અને તે એટલે સુધી કે એમનું ઓળખાણ આપવા માટે "દેવકીના પુત્ર" એટલું વિશેષણ બસ હતું. વળી એ જ ઉપનિષદ્‌માં ધૃતરાષ્ટ્ર વિચિત્રવીર્યનો પુત્ર હતો એ વાત પણ આવે છે. અર્થાત્ ધૃતરાષ્ટ્ર અને શ્રીકૃષ્ણ બંન્ને સમકાલીન તરીકે મહાભારતમાં વર્ણવ્યા છે તે સત્ય હોય એમ લાગે છે. મહાભારતનું યુદ્ધ પણ પૃથ્વી ઉપર બન્યું હોવું જોઇએ. વળી શ્રીકૃષ્ણ અને અર્જુન એ બે મહાન્ વ્યક્તિઓની પૂજા ક્રિશ્ચિયન શક શરુ થયો તે પહેલાં આર્યાવર્તમાં પ્રચલિત હતી. જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણે માર્ગની એકતા દર્શાવનાર દર્શનકારોમાં શ્રીકૃષ્ણનું નામ ગણવામાં આવતું હશે અને ગીતાકારે તેણે પોતાનો મત જગત્‌માં પ્રચાર્યો હશે તે કારણને લઇને તેની પૂજા લોકોમાં થતી હશે. મહાભારતમાં શ્રીકૃષ્ણ એક ઐતિહાસિક પુરુષ તરીકે અને અવતાર તરિકે ગણવામાં આવે છે. અર્થાત્ જ્યારે મહાભારત લખાયું ત્યારે કૃષ્ણનું અવતારત્વ જનસમાજમાં સ્વીકારાયલું હોવું જોઇએ. વળી શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા વૃંદાવનમાં પસાર થઈ હતી એવી સૂચના પણ મહાભારતમાં થયેલી છે. તેના પર વૈષ્ણવ ધર્મ અને પુરાણોએ કેટલાક આધ્યાત્મિક વિચારો રચ્યા છે જેનાથી આખા હિન્દુસ્તાનના ધાર્મિક વિચારો પર ઘણી જ ઉંડી અસર થઈ. હરિવંશમાં પણ શ્રીકૃષ્ણના જીવનનું વૃતાંત આપવામાં આવેલું છે. તેના ઉપરથી પુરાણોએ શ્રીકૃષ્ણચરિત્રની રેખા દોરી લાગે છે. પણ તે વૃતાંત ઘણી દંતકથાઓથી ભરપુર છે.

ઉપર જણાવેલી વિગતો ઇતિહાસની દૃષ્ટિથી ઘણી ઉપયોગી છે તોપણ અત્યારના આપણા હેતુ સાથે તેને નહિ જેવો સંબંધ છે. અત્યારે તો શ્રીકૃષ્ણ ભગવાન્ એ ઇશ્વરી અવતારરૂપ ગુરુ, મનુષ્યનો આધ્યાત્મિક વિકાસ થવાને માટે જે શક્તિ જરૂરની છે તેને માટે વપરાયલો એક સૂચક છે એમ સ્પષ્ટ સમજાવવાની જરૂર છે. મનુષ્યના રૂપમાં પ્રભુ અવતરે છે એ સિદ્ધાંત ગીતા માન્ય રાખે છે.

"बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।" (અ૦ ૪ શ્લો૦ ૫) "હે અર્જુન! મારા ઘણાએ જન્મો થઈ ગયા છે." પોતાની માયા શક્તિથી અનંત–સચ્ચિદાનંદ–મનુષ્યરૂપે અવતાર ધારણ કરે છે. પણ એ બાહ્ય અવતારને ગીતા બહુ અગત્ય આપતી નથી પણ પુરુષોત્તમ–વિરાટ, આંતર–પ્રભુ ઉપર વધારે ભાર મૂકે છે. "આસુરિક તપસ્યા કરે છે તેઓ પોતાના આત્મામાં રહેલા પરમાત્માને દુઃખ આપી રહ્યા છે અથવા તો મનુષ્ય શરીરરૂપે વ્યાપી રહેલા પરમાત્માને જેઓ ધિક્કારે છે, તેઓ મારો તિરસ્કાર કરે છે" એમ ગીતા કહે છે તે સ્થળે પણ ગીતા આંતર પ્રભુનું સૂચન કરે છે. વળી માણસના હૃદયમાં જ્ઞાનના તેજસ્વી દીપથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે તે પણ પરમાત્મા પોતે છે. એટલે મનુષ્યમાં જે પરમાત્મા છે તે સનાતન અવતારરૂપ શ્રીકૃષ્ણ ગીતામાં મનુષ્યના આત્માને સંબોધન કરી રહ્યા છે, અને ગીતાના ગૂઢ યોગમાં જીવનનો અર્થ, કર્મનું રહસ્ય, આધ્યાત્મિક જ્ઞાનનો સાર વગેરે અણીના પ્રસંગે ગુંચવણમાં પડેલા મનુષ્યના આત્માને સમજાવે છે. આર્યાવર્તના લોકો પાષાણની મૂર્તિઓ-દ્વારા કે અવતારની પૂજાદ્વારા, એ પ્રભુમય ચૈતન્ય સિવાય બીજું કાંઈ પ્રાપ્ત કરવા માંગતા નથી. મનુષ્યના રૂપમાં પણ જે ગુરુભક્તિ કરવામાં આવે છે તેમાં પણ ગુરુદ્વારા જગતના સનાતન ગુરુનો સ્વર શિષ્ય સાંભળે છે. એ બાહ્યસાધનોદ્વારા મનુષ્યનો આત્મા પોતાની અંદર રહેલા પરમાત્માનો સ્વર સાંભળવા મથે છે અને તેનો સાક્ષાત્કાર કરવા ઇચ્છા રાખે છે.

શ્રીકૃષ્ણનો બીજો અર્થ પણ મહાભારતના પ્રસંગ પૂરતો આપણી દૃષ્ટિએ આવે છે. આખા મહાભારતમાં શ્રીકૃષ્ણ નેતા કે વીર તરીકે કોઈ સ્થળે જણાતા નથી, પણ બધા બનાવોનું મૂળ કારણ અને પડદા પાછળ રહેલો નેતા તેના સિવાય બીજો કોણ છે? એ ભયંકર યુદ્ધના વ્યૂહમાં કેટલાક યોદ્ધાઓ કાંઈ પણ સ્વાર્થી દાનત વિના ધર્મયુદ્ધમાં સહાય કરવા માટે આવ્યા હતા તે બધાનો એ નેતા છે. કેટલાક શ્રીકૃષ્ણના વિરોધીઓ પણ હતા. તેમના પણ એ દુશ્મન હતા. તેમની બાજીઓ ધુળમાં મેળવનાર અને બધાનો નાશ કરાવનાર પોતે હતા. યુદ્ધમાં કેટલાક તો ભવિષ્યના

રક્ષણ કરનારા પણ હતા. તે બધાના સલાહકાર, મદદગાર, મિત્ર શ્રીકૃષ્ણ હતા. જ્યાં જ્યાં નિયમિત રીતે કુદરતી કાર્યો ચાલ્યાં જતાં હોય અને ક્રમે ક્રમે કરીને માણસોએ પોતાનું આંતરજીવન વિકસાવવાનું હોય ત્યાં ત્યાં અવતાર ગેરહાજર રહે છે, પણ જ્યાં જ્યાં ખરેખરો કટોકટીનો પ્રસંગ આવે છે, ત્યાં ત્યાં તેનો હાથ આપણને સ્પષ્ટ જણાય છે. તે છતાં ત્યાં પણ એ એવી ખૂબીથી કાર્ય કરે છે કે બધા માણસો "અમે કર્તા છીએ" એવી માન્યતામાં રહે છે અને અર્જુન જેવો કૃષ્ણનો નિકટનો સગો અને તેનું સૌથી ઉપયોગી સાધન પણ પોતે શ્રીકૃષ્ણ ભગવાન્‌નું એક સાધન છે, હથિયાર છે એ વાત જાણતો નથી અને અંતે કબુલ કરે છે કે અત્યાર સુધી તેણે પોતાના મિત્ર-સખાનું ખરૂં સ્વરૂપ જાણ્યું ન હતું. અત્યાર સુધી અર્જુને શ્રીકૃષ્ણ ભગવાન્ પાસેથી જ્ઞાન લીધું છે. તેની શક્તિમાંથી પોતાની શક્તિ મેળવી છે, તેને પ્રભુ પર પ્રેમ છે અને શ્રીકૃષ્ણ ભગવાન્‌નો તેના પર પ્રેમ છે પણ તેણે શ્રીકૃષ્ણને ઓળખ્યા નથી. વળી છેવટ ચારે બાજુએ યુદ્ધની તૈયારી થઈ રહ્યા પછી પણ શ્રીકૃષ્ણ ભગવાન્ લઢવા માટે ઉભા રહેતા નથી. તેઓ તો યુદ્ધનું ભવિષ્ય નક્કી કરનાર રથના સારથિ તરીકે દેખાય છે. તેણે તો પોતાનાં કરેલાં માણસોને પણ પોતાનું સ્વરૂપ બતાવ્યું નથી.

શ્રીકૃષ્ણનું ઉદાહરણ પ્રભુનો જગત્ સાથેનો વ્યવહાર દર્શાવવાનું એક સારામાં સારૂં ઉદાહરણ છે. જગત્‌માં માણસો પોતાના અહંકાર અને અજ્ઞાનથી પ્રેરાઇ કાર્યો કરે છે. અને પોતે એમ માને છે કે "અમે કર્તા છીએ," તથા કર્મના ફળમાં પણ પૂર્ણ અભિમાન લઈ "અમારે લીધે આ પરિણામ આવ્યું" એમ ધારી ફૂલાય છે પણ જેનાથી તેઓ કાર્ય કરી રહ્યા છે તેનું તો તેઓને ક્વચિત્ જ ભાન થાય છે. માણસો પ્રભુને જૂદા જૂદા રૂપમાં જુએ છે પણ છેવટ પડદા આગળ આવીને તેમને ઉભા રહેવું પડે છે. એકલી ગીતામાં નહિ પણ આખા મહાભારતમાં પણ આપણને વારંવાર એવા પ્રસંગો-શ્લોકો જણાઈ આવે છે કે જ્યાં શ્રીકૃષ્ણ કર્મો કરવાની અગત્યતાનો બોધ આપે છે. કારણ કે પ્રભુ કાંઇ માણસના અંતરજીવનમાં જ કાર્ય કરે છે અને બાહ્યજીવનને નિરૂપયોગી ગણી તેમાં પોતે મનુષ્યોને દોરતા નથી એવું નથી.

ગીતામાં અર્જુન અને શ્રીકૃષ્ણની મૈત્રી—નરનારાયણનો ભાવ આર્યાવર્તના શાસ્ત્રોમાં-વેદમાં-ઇન્દ્ર અને કુત્સ એક રથમાં બેસી સ્વર્ગ પ્રત્યે પ્રયાણ કરે છે તે રૂપકમાં આપવામાં આવ્યો છે. ઉપનિષદ્‌માં તેને દ્વાસુપર્ણા—એકજ વૃક્ષ ઉપર બેઠેલાં બે પક્ષીઓની ઉપમાદ્વારા દર્શાવ્યો છે. નરનારાયણના રૂપકદ્વારા બંન્ને ઋષીઓ જ્ઞાનને માટે સાથે તપસ્યા કરે છે એ ભાવમાં દર્શાવાયો છે. એ બધા ભાવનો–" सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ।–( અ૦ ૪ શ્લો૦ ૩૩ ) અંતિમ હેતુ દિવ્યજ્ઞાનમાં સમાયલો છે, " એ મુખ્ય વિચાર છે. ગીતામાં કર્મદ્વારા એ જ્ઞાનની પ્રાપ્તિ બતાવવામાં આવી છે. ગીતામાં અર્જુન અને કૃષ્ણ આશ્રમમાં વસતા શાન્ત ઋષીઓ નથી. તેઓ ધ્યાનસ્થ થતા સાધકો કે યોગીઓ નથી. પણ કોલાહલથી ભરપુર યુદ્ધના મેદાનમાં યુદ્ધ કરનાર અને રથ હાંકનાર સારથિ છે. તેમની આજુબાજુ જીવલેણ બાણોની વૃષ્ટિ થઈ રહી છે, અને લઢાઇનો રથ આગળ વધી રહ્યો છે. ગીતાનો ગુરુ કેવળ અંતર આત્મામાં જ્ઞાનની જ્યોતિ પ્રકટાવનાર પ્રભુ નથી, પણ જગત્‌માં મનુષ્યોનાં બધાં કર્મોને દોરનાર પ્રભુ છે. આખું જગત્ તેને લીધે જીવે છે–તેને માટે જીવે છે–મહેનત કરે છે–યુદ્ધ કરે છે–તેના પ્રત્યેજ આખી મનુષ્યજાતિ પ્રયાણ કરી રહી છે અને આગળ વધી રહી છે. પ્રભુ આપણાં પણ બધાં કર્મોનો કરાવનાર-આપણા બધા યજ્ઞોનો ઇષ્ટદેવ-મનુષ્યજાતિનો પરમ સખા છે.

શિષ્ય—

અવતારરૂપ સર્વવ્યાપી પ્રભુ-શ્રીકૃષ્ણ ગીતાના ગુરુ છે અને અર્જુનને કુરૂક્ષેત્રના મેદાન ઉપર તેમણે જ્ઞાન આપ્યું છે. જ્ઞાન મેળવવા માટે અતિ ઉત્સુક એવો મનુષ્યનો આત્મા તે અર્જુન છે. હજુ સુધી તેને જ્ઞાન થયું નથી પણ પોતાનાં કર્મોથી અને જગત્‌ને દોરી રહેલા પ્રભુની મૈત્રીથી તે જ્ઞાન મેળવવા માટે પાત્ર થયો છે. ગીતાના કેટલાક ભાષ્યકારો આખી ગીતાને એક રૂપક બનાવી ગીતાનો બધો અર્થ આધ્યાત્મિક યુદ્ધ દર્શાવવાનો છે એમ કહે છે, અને પાપ અને પુણ્યની વૃત્તિ વચ્ચે માણસના અંતરમાં જે યુદ્ધ ચાલે છે તે યુદ્ધ ગીતામાં કહેવામાં આવ્યું છે એવું માને છે. પણ મહાભારતની ભાષા જોતાં એ અનુમાન આપણને સત્ય લાગતું નથી.

વેદનો મોટો ભાગ અને પુરાણોનો પણ ઘણો ભાગ એ પ્રમાણે રૂપક તરીકે લેખાયલો છે. પણ ગીતાની ભાષા તો તદ્દન સ્પષ્ટ અને સીધી છે. તેમાં જીવનના કટોકટીના પ્રસંગોનો નૈતિક આધ્યાત્મિક સિદ્ધાંતોની દૃષ્ટિએ શો નિકાલ કરવો તે દર્શાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગીતાનો ચોકખો અર્થ મૂકી દઇને આપણી કલ્પનાશક્તિએ માની લીધેલો અર્થ ખરો કરવા માટે તેની ભાષાને મચડવાની જરૂર નથી. ગીતાનો સિદ્ધાંત તદ્દન નવીન અને કોઇ આશ્ચર્ય પમાડે તેવો પણ છે. ગીતામાં અર્જુન મનુષ્યના આત્માનો પ્રતિનિધિ છે. જ્યારે ભયંકર કાર્યક્ષેત્રમાં તેને ઉભા રહેવું પડે છે, ત્યારે તેને માલૂમ પડે છે કે એનું પોતાનું વર્તન આધ્યાત્મિક દૃષ્ટિએ તો કેવળ અશક્ય છે એટલું જ નહિ પણ સામાન્ય નીતિના સિદ્ધાંતથી અને પૂર્ણતાના આદર્શથી પણ ઘણું દૂર છે.

અવતારરૂપ શ્રીકૃષ્ણ જે રથના સારથિ છે તેવા રથમાં અર્જુન યુદ્ધ કરવા બેઠેલો છે. વેદમાં મનુષ્ય અને પ્રભુ એક જ રથમાં ઉચ્ચ માર્ગ પ્રત્યે મુસાફરી કરે છે એવું વર્ણન કરવામાં આવ્યું છે. વેદમાં ઇન્દ્ર અને કુત્સની યાત્રાનું વર્ણન છે. તેજોમય-અમૃત સૃષ્ટિનો પ્રભુ-ઇન્દ્ર રાક્ષસોનાં ટોળાંઓ-અજ્ઞાનની શક્તિઓ જોડે યુદ્ધ કરનાર કુત્સને દૈવી જ્ઞાનથી મદદ આપે છે-અને પછી તેને સ્વર્લોક તરફ-અમૃત તરફ લઈ જાય છે. કુત્સનો અર્થ દૈવીજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો, એનું બીજું નામ આર્જુનિ પણ છે. આર્જુનિ એટલે શ્વેત-પોતાના સ્વભાવને જેણે સાત્વિક બનાવ્યો છે છે તે. વળી વેદમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે જ્યારે એ બંન્ને ઇન્દ્રને ઘેર પહોંચ્યા ત્યારે કુત્સ ઇન્દ્રના જેવો જ થઈ ગયો હતો, અને ઇન્દ્રાણી પોતે સત્ય જ્ઞાન વાળી હતી માટે જ એ બેમાંથી ઇન્દ્રને ઓળખી શકી. એ આખી ગાથાનો સાર મનુષ્યના આત્મામાં ઇશ્વરી જ્ઞાન પ્રગટે છે ત્યારે તે પોતે પ્રભુના સમાન થાય છે તે જ છે. પણ ગીતામાં તો અર્જુન જ્ઞાની નહિ પણ કર્મ કરવાવાળો છે. તે યોદ્ધો છે-તત્ત્વજ્ઞાની કે ઋષિ નથી.

ગીતામાં શરૂઆતથી તે છેવટ સુધી શિષ્યની ઉપર જણાવી તે વૃત્તિ વર્ણવવામાં આવી છે, અને આખા પુસ્તકમાં તેને જાળવી રાખી છે.

અર્જુનની યોગ્યતા અને તેનો અધિકાર આપણને શરૂઆતમાં જ જણાય છે. પોતે જે કર્મમાં પ્રવૃત્ત થયો છે તેના વિશે એ કેવી રીતે જાગ્રત થાય છે, તથા બધાં સગાંઓને કાપવાના વિચારથી તેની લાગણીઓ કેવી ઉશ્કેરાય છે, તથા કયા કયા વિચારોથી દોરાઇને તે યુદ્ધ ન કરવાના નિશ્ચય ઉપર આવે છે એ બધું જોતાં આપણને અર્જુનની ઓળખાણ થઈ જાય છે. જે વિચારોથી અર્જુન દોરાય છે તે વિચારો એક તત્ત્વજ્ઞાનીના નથી; ઊંડો વિચાર કરનાર માણસના નથી કે આધ્યાત્મિક વલણવાળા ધાર્મિક-વૃત્તિપ્રધાન માણસના પણ નથી. એ બધા વિચારો એક વ્યવહારૂ, લાગણીવાળા, નીતિવાન, બુદ્ધિવાન માણસના છે. અર્જુન ઉચ્ચ આદર્શો પ્રમાણે જીવન ગાળનાર એક પવિત્ર આત્મા છે; પણ એક નક્કી કરેલા ધોરણ પ્રમાણે તે પોતાનું અત્યાર સુધીનું વર્તન વધારે ઊંડો ઉતર્યા વગર કરતો આવ્યો છે. એણે અત્યાર સુધી જે ધોરણનું અનુસરણ કર્યું હતું તે ધોરણ એ ભયંકર યુદ્ધમાં એને સત્ય લાગતું નથી. એનાં કર્મોનો પાયો જ ઢળી પડેલો લાગે છે અને એનો સ્વભાવ કર્મ કરવાને માટે અશક્ત થઈ જાય છે.

ગીતાની ભાષામાં કહીએ તો અર્જુન પ્રકૃતિના ત્રણ ગુણોને વશ થઇને વર્તનારો માણસ છે. "અર્જુન"નો અર્થ "શ્વેત" થાય છે. તે નામ પણ એને છાજતું આવે છે તેનું કારણ માત્ર એ જ છે કે અત્યાર સુધી અર્જુન એક પવિત્ર સાત્વિક માણસ તરીકે ઉચ્ચ આદર્શોથી પ્રેરાઇ પોતાનું જીવન ગાળી રહ્યો છે. અને પોતાની ક્ષુદ્ર વૃત્તિઓને અને વાસનાઓને ઉચ્ચમાં ઉચ્ચ શાસ્ત્રના નિયમથી સંયમમાં રાખતો આવ્યો છે. અર્જુનમાં આસુરી વૃત્તિઓ નથી, એ પોતાની ઇન્દ્રિયોનો ગુલામ પણ નથી. બાલ્યાવસ્થાથી એને શાન્ત આત્મસંયમ પાળવાનો અભ્યાસ છે અને પોતાની ફરજ જરા પણ ડર્યા વગર તે બજાવતો આવ્યો છે. સમાજ, લોકાચાર નીતિ અને ધર્મશાસ્ત્ર અનુસાર તે હમેશાં વર્તન કરતો આવ્યો છે. બીજા સામાન્ય માણસોની પેઠે અર્જુનમાં અહંકાર છે પણ એનો અહંકાર સાત્વિક છે. તે પોતાના સ્વાર્થથી કર્મોમાં પ્રેરાતો નથી પણ નીતિની, સમાજની અને બીજા લોકોની પણ દરકાર રાખે છે. તે અત્યાર સુધી ધર્મ

પ્રમાણે વર્તન કરતો હતો. આર્યધર્મ પ્રમાણે શૂરવીર, ઉદાર ક્ષત્રિયની ફરજ તે માન્ય રાખી અદા કરતો હતો. પણ તેને એકદમ ભાન થાય છે કે એ ધર્મમાં અંધ શ્રદ્ધા રાખીને વર્તન કરતાં કરતાં છેવટ આર્યપ્રજાના ઉત્તમોત્તમ માણસોનો નાશ થવાનો સમય આવ્યો. અને કદાચ આખી સમાજ પણ અવ્યવસ્થિત થઈ વિનાશ પામે તો તેમાં આશ્ચર્ય ન હતું.

અર્જુન એક વ્યવહારૂ માણસ છે તેનો બીજો પુરાવો એ છે કે યુદ્ધ નહિ કરવાનો વિચાર તેનામાં આવવાનું કારણ, એની લાગણીઓ એકદમ દુભાઇ ગઈ અને તેની સામે બળવો કરી ઉઠી. અને તેથી આ યુદ્ધ શું?–શા માટે? એવો પ્રશ્ન એના મનમાં ઉભો થયો. શ્રીકૃષ્ણ ભગવાનને પોતાનો રથ બંન્ને લશ્કરની વચમાં ઉભો રાખી અધર્મનું યુદ્ધ કરવા માટે આવેલા દુર્યોધનનું પ્રિય કરનાર યોદ્ધાઓને જોવા માટે તેણે પોતાનો રથ આગળ લેવા માટે કહ્યું:—

सेनयोरुभयोर्मध्ये रथं स्थापयमेऽच्युत ॥
यावदेतान्निरीक्षेहं योध्दुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥

(અ૦ ૧. શ્લો૦ ૨૧–૨૨–૨૩)

આ બંન્ને સૈન્યની વચ્ચે મારો રથ લઈ જઇને ઉભો રાખો કે જેથી યુદ્ધ કરવાની ઇચ્છાથી આવેલા સર્વ લોકોને હું જોઈ શકું અને આ રણસમુદાયમાં મારે કોની સાથે યુદ્ધ કરવાનું છે તે જાણું.

વળી જેઓ લડવાને તૈયાર થઇને દુર્બુદ્ધિ દુર્યોધનનું પ્રિય કરવા માટે અહિં આવેલા છે તેમને પણ હું જોઈ શકું.

પણ જ્યારે તેણે પોતાની દૃષ્ટિ સામા લશ્કર તરફ ફેરવી ત્યારે જેને એ ધર્મયુદ્ધ માનતો હતો તેની અયોગ્યતાનો વિચાર એકદમ તેના મન

ઉપર આવ્યો. તેને માલૂમ પડ્યું કે એ ધર્મયુદ્ધમાં એક જ પ્રજાના અને વંશના માણસો સામસામે આવી લડવા તત્પર થયા છે એટલું જ નથી પણ યુદ્ધ કરવા માટે આવ્યા છે.

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥

(અ૦ ૧. શ્લો૦ ૨૬–૨૭.)

અર્જુને ત્યાં કાકા, દાદા, ગુરુઓ, મામા અને ભાઇઓ પુત્રો અને પૌત્રોને સખાઓને તથા સસરા અને મિત્રો વગેરેને ઉભા રહેલા દીઠા. બંન્ને સૈન્યમાં પોતાનાં સગાંઓને જોઇને અર્જુન કૃપાથી–દયાથી–પીગળી નીચે પ્રમાણે બોલ્યો. જે જે વસ્તુ સાધારણ માણસને બહુ પ્રિય હોય છે, જેને તે પવિત્ર ગણે છે, તે બધાનો અહિં તેને નાશ કરવો પ્રાપ્ત થાય છે. સન્માન આપવું જોઇએ એવા પોતાના ગુરુ, પિતામહ, મિત્ર તથા ભાઇઓ, પુત્રો વગેરેનો સંબંધ અર્જુનને કુરૂક્ષેત્રમાં તલવારથી કાપવાનો હતો. અર્જુનને પહેલેથી આ વાતની ખબર ન હતી એમ તો હતું જ નહિ, પણ આ ધર્મયુદ્ધનો ખરો અર્થ તે મેદાનમાં આવ્યા પહેલાં તેના મનમાં તાદશ થયો ન હતો. યુદ્ધમાં આવતાં પહેલાં તો ક્ષત્રિયની ફરજ, ધર્મની રક્ષા, અધર્મનો નાશ વગેરે સિદ્ધાંતોને અનુસરીને તેણે લડવાનો નિશ્ચય કર્યો હતો, પણ જ્યારે તે યુદ્ધના મેદાનમાં આવીને ઉભો ત્યારે તેના હૃદયમાં તીવ્ર આઘાત થયો.

એ આઘાતના તાત્કાલિક પરિણામે તો યુદ્ધના ક્રૂર કર્મ પ્રત્યે અને જગતના ક્ષણિક પદાર્થો પ્રત્યે તિરસ્કાર અને ઉદાસીનતાની વૃત્તિ અર્જુનના મનમાં થઈ આવે છે. સાધારણ માણસ પોતાનાં કાર્યોમાં જે રાજસિક હેતુઓથી પ્રેરાય છે તે હેતુ પ્રત્યે અર્જુનને તિરસ્કાર આવે છે. જે રાજસિક હેતુઓ–વિજય, લક્ષ્મી, રાજ્ય–વગેરે વગેરે ક્ષત્રિયોને યુદ્ધમાં પ્રેરે છે તેના પ્રત્યે પણ તે બેદરકાર થઈ જાય છે.

किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥
अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥

( અ૦ ૧. શ્લો૦ ૩૨ અને ૪૫ )

હે ગોવિંદ ! અમારે રાજ્યનું શું કામ છે ? વિવિધ સુખ ભોગનું પણ શું કામ છે ? અમારે જીવીને પણ શું કામ છે ?

અહો ! અમે કેવું મહાન્ પાપ કરવાને તત્પર થયા છીએ ? રાજ્ય-સુખના લોભથી અમારા સ્વજનનો નાશ કરવા અત્યારે ઉભા થયા !

આ બધું કહેવાતું ધર્મયુદ્ધ શાને માટે ? છેવટ એનોં અર્થ પોતાનાં સગાંઓ, ભાઇઓ માટે રાજ્યની પ્રાપ્તિ સિવાય બીજો શો થાય છે ? અને એ બધાં સુખો જો આવું ભયંકર પાપ કરવાથી મળતાં હોય તો અર્જુનને તે પ્રાપ્ત કરવાની દરકાર નથી, કારણ કે વિજય, રાજ્યવૈભવ વગેરે પોતે કાંઇ સુખ આપી શકતાં નથી, પણ તેમનાથી કુટુંબનું પોષણ, વર્ણાશ્રમધર્મ વગેરે જળવાઇ રહે છે તેથી તેઓ સુખના સાધનરૂપ છે. પણ કુટુંબનો તો આ યુદ્ધમાં નાશ કરવાનો છે. એમને માટે તો રાજ્ય-વૈભવ સુખ વગેરે મેળવવાની ઇચ્છા લોકો કરે છે.

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥

જેમને માટે આ રાજ્ય, સુખ, ભોગો વગેરે અમે ઇચ્છીએ છીએ તે સઘળાઓ તો અહિંઆ પોતાના પ્રાણ તથા સર્વસ્વ તજી દઇને રણ-સંગ્રામમાં ઉભા છે.

એ બધા અર્જુનને મન **स्वजन**–પોતાના માણસો છે અને અર્જુનને લાગે છે કે "ત્રણે લોકનું રાજ્ય મળે તોપણ એમનો હું નાશ કરવા માંગતો નથી.

अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ।

( અ૦ ૧ શ્લો૦ ૩૫ )

તો પછી આ પૃથ્વીનું રાજ્ય તે શી વિસાતમાં ? આ બધા બનાવમાં અર્જુનને પાપ સિવાય—ભયંકર પાપ—ઘોર પાપ સિવાય બીજું કાંઇ જણાતું જ નથી. અર્જુનની લાગણીઓ દુભાયલી છે તેનો બચાવ કરવા માટે તેની બુદ્ધિ તત્પર થાય છે. એને લાગે છે કે આ બધું પાપ છે. કારણ કે માંહોમાંહે કાપાકાપી કરવામાં શો ન્યાય હોઈ શકે ? તેમાં પણ જ્યારે પવિત્ર અને પૂજ્ય ગુરુઓને મારવાની ફરજ પડે ત્યારે તો તેમાં શું પુણ્ય હોય ? તેથી અર્જુન કહે છે:—

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥

( અ० ૧ શ્લો. ૩૬ )

તેથી અમારા બાંધવ એવા આ કૌરવોને મારવા એ અમને ઘટારત નથી. હે માધવ ! સ્વજનોને મારીને અમે કેવી રીતે સુખી થઇએ ?

વળી કૌરવો પોતે આ યુદ્ધમાં અધર્મને વળગી રહ્યા છે તેથી અમારે પણ તેમના જેવું થવું એ પણ યોગ્ય નથી.

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ॥

( અ० ૧. શ્લો૦ ૩૭–૩૮ )

લોભથી જેમની બુદ્ધિ બ્હેર મારી ગયલી છે એવા કૌરવો આ કુલક્ષય અને મિત્રદ્રોહનું પાપ જોતા નથી પણ અમારે આ પાપથી દૂર રહેવાનું કેમ ના સ્હમજવું જોઇએ ?

અર્થાત્ પાપની, અધર્મની શરૂઆત કૌરવોએ કરી અને કુરુક્ષેત્રના મેદાનમાં બધા યુદ્ધ કરવા માટે તત્પર થયા ત્યાંસુધી બધી બાજી તેમણે આગળ ચલાવી તોપણ એવા સંજોગોમાં શરમથી એમની સામે થવું એ એમણે કર્યું હતું તેના કરતા વધારે ઘોર પાપ કરવા સમાન હતું એમ અર્જુનને લાગ્યું, કારણકે કૌરવો તો લોભને લીધે આંધળા થયા હતા પણ પાંડવોને તો પાપની બરાબર જાણ હોવા છતાં તેઓ તેમાં પ્રવૃત્ત

થતા હતા અને તે પણ શા માટે ? કુલધર્મનું રક્ષણ કરવા માટે, સમાજની સ્થિતિ સંભાળવા માટે–સમાજના ધર્મનું પરિપાલન કરવા માટે. અર્જુનને એમ લાગે છે કે આ યુદ્ધથી એ બધાંનો નાશ થવાનો છે. આખું કુટુંબ નાશ પામશે પણ તેમાં પાછળથી અનીતિ અને વર્ણસંકરતા દાખલ થવાનો પણ ભય તેને લાગે છે અને તેથી 'અશસ્ત્ર-નિઃશસ્ત્ર એવો મને કૌરવો શસ્ત્ર લઇને મારે તો મારૂ વધારે શ્રેય થાય.' ( અ૦ ૧ શ્લોક ૪૫ )

પણ હું યુદ્ધ કરવાનો નથી એમ કહી તે "**विसृज्य सशरं चापं**" (અ૦ ૧ શ્લો૦ ૪૬) રથની બાજુમાં પોતાનું ધનુષ્ય અને બાણ છોડીને બેઠો.

અર્જુનના મનમાં ચાલી રહેલ આ ઉત્પાતમાં આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે અર્જુન વિચારક નથી જગતના બાહ્ય દેખાવોમાંથી અંતરના મહાન્ સત્યો શોધવાને પ્રેરાતી બુદ્ધિ આપણને જણાતી નથી. અસ્તિત્વ શું છે ? અંતિમ્ સત્ય શું છે ? જીવનમાંથી મોક્ષ કેવી રીતે પ્રાપ્ત થાય ? એ પ્રશ્નો અર્જુનના મનમાં થતા નથી. લાગણીપ્રધાન માણસના રાજસિક સ્વભાવમાંથી જ્યારે નીતિનાં ધોરણો પડી ભાંગે છે ત્યારે ધર્મના અભાવે તેની જે અવ્યવસ્થિત માનસિક સ્થિતિ થાય તેનો ચિતાર અહીં આપણને આપવામાં આવ્યો છે. અર્જુનના મનમાં જે ઉત્પાત–મળવો–થયો છે તે પણ ઘણો ગંભીર છે. એક બાજુ તિરસ્કાર, દયા, અને લાગણીઓ ઉશ્કેરાયલી છે, બીજી બાજુથી અત્યાર સુધી જે જે વસ્તુઓ આકર્ષક હતી તે અપ્રિય થઈ પડી છે. વળી, પોતાની ચુસ્ત ફરજ તેને કાંઇ જૂદું કરવાની માંગણી કરે છે. અને અનીતિવાન કર્મોથી પાપ અને નર્કનો ભય પણ જોડે લાગે છે. અર્થાત્ અત્યાર સુધી કર્મો કરવામાં જે ધોરણ અર્જુન માન્ય કરતો આવ્યો છે તેમાંથી એવું પરિણામ આવે છે કે કર્મો કરવાનો હેતુ જ તેથી નિષ્ફળ થાય. અર્જુનને ધર્મ મળતો નથી માટે તે હતાશ થયો છે અને એવો ધર્મ આપવા માટે તે શ્રીકૃષ્ણની યાચના કરે છે, અને તેમનો શિષ્ય બને છે. તે શ્રીકૃષ્ણ ભગવાન્ પાસે શું માગે છે ? તે કહે છે "મારામાંથી જે જતું રહ્યું છે તે મને પાછું આપો. કર્મો કરવા માટે ધર્મનો નિયમ આપો. મને એવો માર્ગ બતાવો કે જેના

પર હું વિશ્વાસપૂર્વક ચાલી શકું. એને જીવનનું રહસ્ય જાણવું નથી. જગતનું પરમ સત્ય તેને પામવું નથી. એને તો ધર્મ જોઈએ છે.

છતાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન જે વસ્તુ માંગતો નથી તે જ પ્રથમ તો આપે છે. કારણ કે બધા ધર્મોનો ત્યાગ કરાવી શ્રીકૃષ્ણ તેને પ્રભુમાં પોતાનું જીવન ગાળવાનો પરમ ધર્મ સમજાવે છે. શરૂઆતમાં સામાન્ય સામાજીક અને ધાર્મિક વિચારો પ્રમાણે અર્જુનનું સમાધાન કરવાનો પ્રયત્ન કરી શ્રીકૃષ્ણ ભગવાન એને બ્હારનું ઘણું જ્ઞાન આપે છે. ઉદાહરણાર્થ એને આત્માની સ્થિતિ વિશે કહે છે પણ કર્મ કરવાનો બાહ્ય નિયમ બતાવતા નથી. તેને સમત્વ મેળવવા કહે છે, કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરવા બોધ કરે છે, પાપ અને પુણ્યના ત્રિગુણાત્મક વિચારોથી પર થવા માટે આગ્રહ કરે છે, સમાધિમાં સ્થિત થઈ કર્મો કરવાનું કહે છે પણ અર્જુન તેનાથી સંતોષ પામતો નથી. અને એમ પ્રશ્ન થાય છે કે એ પ્રમાણે આધ્યાત્મિક સ્થિતિમાં ફેર થવાથી બાહ્યકર્મોમાં શી રીતે ફેર થશે ? તેનાથી એની વાચામાં, વર્તનમાં શો ફેર પડશે ? શ્રીકૃષ્ણ ભગવાન એના ઉત્તરમાં પોતાના ઉપર જણાવેલા સિદ્ધાંતોનું વિસ્તારથી વિવેચન કરે છે, અને કર્મ કરતી વખતે આત્માની સ્થિતિ ઉપર ભાર મૂકે છે. અને કર્મ કેવળ ગૌણ છે એમ જણાવે છે. બુદ્ધિને કામના રહિત સમતામાં સ્થિર કરવી એ બહુ અગત્યનું છે એમ શ્રીકૃષ્ણ ભગવાન બોધ આપે છે. અર્જુન તો તદ્દન અસંતુષ્ટ થઈ જાય છે. કારણ કે એ બધા બોધમાં ધર્મનો ચોક્કસ નિયમ જોઈ શકતો નથી. એ પ્રમાણે આધ્યાત્મિક અભ્યાસમાં તો છેવટ અકર્મ રહેવાની જરૂર આવે તેથી તે પુછે છે.

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥**

( અ૦ ૩ શ્લો૦ ૧. )

હે શ્રીકૃષ્ણ! એ પ્રમાણે વ્યવસાયાત્મિકા બુદ્ધિને સ્થિર કરવી એ જો વધારે અગત્યનું તમે માનતા હો તો મને આ ઘોર કર્મમાં શા માટે પ્રેરો છો ?

અનિશ્ચિત ગોળ ગોળ વાક્યો વાપરીને મારી બુદ્ધિને તમે ભ્રમમાં નાંખો છો માટે એક વાત નિશ્ચય કરીને કહો કે જેથી મારૂં શ્રેય થાય. ( અ૦ ૩ શ્લો૦ ૨ )

અર્થાત્ અર્જુન તત્ત્વજ્ઞાનની વૃત્તિવાળો નથી પણ તદ્દન વ્યવહારિક નજરવાળો છે. એને એક નિશ્ચયની જરૂરે છે, ધર્મની જરૂર છે તત્ત્વજ્ઞાનના વાદવિવાદની જરૂર નથી. જગતનો અને કર્મનો ત્યાગ કરવાનો હોય તો તે પણ સ્પષ્ટ થવાથી એને સંતોષ છે. પણ જગતમાં રહેવું કર્મો કર્યાં કરવાં અને છતાં એમનાથી પર રહેવું એ તો **व्यामिश्र वाक्य** લાગે છે. એ સહમજવા જેટલી ધીરજ પણ અર્જુનમાં નથી.

અર્જુન ત્રીજા અધ્યાય પછી પણ જે પ્રશ્નો કરે છે તેમાં પણ ઉપર જણાયો છે તેવો જ સ્વભાવ સિદ્ધ થાય છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે એકવાર આત્માની આંતર સ્થિતિમાં ફેર થયો એટલે પછી બાહ્ય કર્મોમાં ફેર થવાની જરૂર નથી, અને પોતાના આત્માનો સ્વધર્મ ત્યાગ કરી પારકાનો શ્રેયસ્કર ધર્મ ગ્રહણ કરવાની પણ જરૂર નથી. એ ખરૂં, પણ યુદ્ધના ઘોર કર્મમાં પાપ છે એ ભાવના અર્જુનના મનમાં રહેલી તેનું શું ? જ્યારે શ્રીકૃષ્ણ કહે છે કે પ્રાચીન કાળમાં મેં વિવસ્વાનને આ યોગ કહ્યો છે ત્યારે અર્જુનની બુદ્ધિ કબુલ પણ કરી શકતી નથી. એ યોગ કાળે કરીને નષ્ટ થવાથી પાછો હમણાં અર્જુનને પોતે કહેતા હતા એમ કહેવામાં આવ્યું ત્યારે અર્જુનને શંકા થાય છે અને તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ ભગવાન **यदा यदा हि धर्मस्य** ( અ૦ ૪ શ્લો૦ ૭ ) એ પ્રખ્યાત શ્લોક કહી જગતના પરિત્રાણ માટે અવતાર થાય છે એ વાત પ્રગટ કરે છે. વળી પાછા શ્રીકૃષ્ણ સંન્યાસ અને કર્મનો સમન્વય કરે છે ત્યારે અર્જુન સહમજી શકતો નથી અને નિશ્ચિત ધર્મની માગણી કરે છે. આખરે જ્યારે અર્જુન શ્રીકૃષ્ણ ભગવાન જે યોગનો બોધ કરી રહ્યા છે તે સહમજે છે ત્યારે તેનો વ્યવહારૂ સ્વભાવ એની મુસ્કેલીઓથી ગભરાઇ જાય છે અને શ્રીકૃષ્ણ ભગવાનને પૂછે છે કે એ પ્રમાણે યોગની દૃષ્ટિથી કર્મમાં પ્રવૃત્ત થયેલો માણસ સિદ્ધ થતાં પહેલાં જ જો મરણ પામે તો તેની શી ગતિ થાય છે ? તેના આલોક અને પરલોક બંન્ને તો બગડતા નથી ?

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥
( અ૦ ૬. શ્લો૦ ૩૭ )

અલ્પ પ્રયત્નવાળા શ્રદ્ધાળુ અને જેનું મન યોગથી ચલિત થયું છે તે યોગની સિદ્ધિ ન પામીને કઇ ગતિને પ્રાપ્ત કરે છે ?

જ્યારે અર્જુનના બધા સંશયોનું નિરાકરણ શ્રીકૃષ્ણ કરે છે, અને તેને માલૂમ પડે છે, ' પ્રભુ એ જ તેનાં બધાં કર્મોનો અંતિમ હેતુ હોવો જોઇએ, ' ત્યારે તે કેટલાક પ્રશ્નોનો ઉકેલ પૂછી જુવે છે. આપણા સામાન્ય અસ્તિત્વથી પ્રભુનો સાક્ષાત્કાર શી રીતે જૂદો પડે છે? જગત્માં પ્રભુની શક્તિની વિવિધ વિભૂતિઓ કઇ કઇ છે ? વિરાટ્સ્વરૂપ અત્યારે પણ તે પોતે સાક્ષાત્ કરી શકે કે નહિ તે પૂછે છે. અંતમાં સન્યાસ તથા ત્યાગ અને ગીતામાં શ્રીકૃષ્ણ પોતે જે સન્યાસ કહે છે તે બે વચ્ચે શો ભેદ છે તે પણ અર્જુન પૂછી લેઈ પુરુષ અને પ્રકૃતિ વચ્ચે શો ભેદ છે, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞમાં શો ભેદ છે અને પ્રકૃતિના ત્રણે ગુણો શી રીતે કાર્ય કરે છે તેની સ્હમજુતિ માંગે છે.

એવા શિષ્યને શ્રીકૃષ્ણ ભગવાન પોતાનો બોધ આપે છે. તેના માનસિક અને અહંતાયુક્ત જીવનમાં જ્યારે ધર્મનો પાયો ડગી પડે છે ત્યારે તેવા આધ્યાત્મિક ડકળાટના સમયમાં શ્રીકૃષ્ણ ભગવાન તેને ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં લઇ જાય છે. તેને શરીર પ્રાણ અને મનમાંથી વિજ્ઞાન અને દૈવી ચિચ્છક્તિમાં આગળ વધીને કર્મો કરવા કહે છે. અને સાથે સાથે તેને ઉચ્ચ આધ્યાત્મિક જીવનની દીક્ષા આપે છે કે જેનાથી તે કર્મો કરવા છતાં તેમનામાં લેપાય નહિ. કારણકે કર્મો તો કરવાં જ જોઇએ. જગતના પોતાના યુગની ગતિ અટકી શકે નહિ, અને માણસના આત્માએ જગતમાં પોતાને જે કરવાનું હોય તેમાંથી અજ્ઞાનના અધકારમાં ઢળાઇ જઇને છટકવા પ્રયત્ન કરવો જોઇએ નહિ. ગીતાનો સમગ્ર બોધ આ ત્રણ હેતુઓ સિદ્ધ કરવાનો માર્ગ બતાવવા માટે અપાયો છે.

**સિદ્ધાંત—**

આગલા પ્રકરણમાં આપણે અવતારરૂપ ગીતાના ગુરુ અને માનુષી શિષ્ય એ બેનો બરાબર વિચાર કર્યો. હવે આપણે ગીતાના સિદ્ધાંતનો

વિચાર કરવો બાકી રહે છે. આ કાર્ય ખાસ અગત્યનું છે કારણકે ગીતાના સમન્વયયુક્ત વિશાળ બોધમાંથી માણસો એક તરફી અર્થ કાઢવામાં વધારે સહેલાઇથી ફતેહમંદ થાય છે. હિંદુસ્તાનમાં પ્રાચીનકાળથી ટીકાકારોની એક નિર્બળતા જણાઈ આવે છે. અને તે એ છે એક શબ્દ,. હકીકત અથવા તો વિચારને લઇને તેને મારી મચડીને પોતાના મન માનીતા વિચારોને–પક્ષપાતી અનુમાનોને–અનુકૂળ બતાવવા પ્રયત્ન કરવામાં આવે છે. મોટા મોટા સમર્થ તત્ત્વજ્ઞાનીઓ પણ એ ભૂલમાં ફસાઇ ગયલા જણાય છે. ખરૂં જોતાં માણસની બુદ્ધિ જ પરિમિત છે એટલે તે પોતાના કાર્ય ઉપર યોગ્ય દેખરેખ રાખી શકતી નથી. બુદ્ધિનો સ્વભાવ જ એવો છે કે તે એક તરફી અધૂરા નિશ્ચયને કે સિદ્ધાંતને વળગી રહે છે, અને તેનો પક્ષપાત કરી તેના દ્વારા સત્યનું દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરે છે. ગીતામાં ઉપર જણાવી તેવી ભૂલ થવાનો સંભવ ખાસ કરીને વિશેષ છે. એકાદ સિદ્ધાંત કે અમુક શ્લોકનો સમુહ લઈ તેને મુખ્ય માની લઈ બાકીના અઢારે અધ્યાયને ગૌણ સ્થાન આપવામાં કોઇ પ્રકારની મુશ્કેલી દેખાતી નથી.

ગીતાની ટીકા કરનારાઓમાં કેટલાક એવા છે કે જેઓ ગીતાને કર્મ-યોગનું પુસ્તક ગણતા નથી, પણ તેને કર્મ અને જગતનો ત્યાગ કરવાની તૈયારી–ભૂમિકા–કરાવનાર માને છે. શાસ્ત્રે નિયત કરેલાં કર્મો અથવા તો કર્તવ્યકર્મો ફળની ઇચ્છા રહિત થઇને કરવાથી મનની ભૂમિકા તૈયાર થાય છે, પણ એને તો ત્યાગ એ જ ગીતાનો પરમ સાધ્ય છે, એ વિચા-રની પુરતી કરવા માટે ગીતામાંથી ઘણા શ્લોકો ઉપર ખાસ ભાર મૂકવાથી બીજો અર્થ ગીતામાં આપણને મળવો પણ મુશ્કેલ લાગે. **सन्यास** શબ્દને જૂદા અર્થમાં લઇએ તો ઉપર જણાવેલો સિદ્ધાંત ગીતામાંથી તારવી શકીએ; પણ એ વિચાર–સિદ્ધાંત એકલો જ ગીતામાં બોધવામાં આવ્યો છે એવું તો કોઇ પણ નિષ્પક્ષપાત માણસ કહી શકે નહિ. કારણકે ગીતાના અંત સુધી કર્મો કરવાની અગત્ય, બાહ્ય કરતાં આંતર સન્યાસની મહત્તા, સમત્વની પ્રાપ્તિ, સર્વ કર્મો પ્રભુને અર્પણ કરવાનું આત્મસમર્પણ વગેરે ઉપર ઘણો ભાર મૂકવામાં આવ્યો છે.

કેટલાક ગીતાનો મુખ્ય સિદ્ધાંત ભક્તિ છે એમ માને છે અને તેથી ગીતામાં અદ્વૈતવાદને પુષ્ટિ આપે એવા ભાગો છે તેને ગૌણ ગણે છે સર્વવ્યાપી એક આત્માની પ્રાપ્તિની અગત્ય ગીતા બતાવે છે તેને પણ તેઓ નિરૂપયોગી ગણે છે. ગીતામાં ભક્તિનો સિદ્ધાંત છે પણ ખરો. ઈશ્વરનો પ્રભુ અને પુરુષોત્તમ તરીકે–ક્ષર અને અક્ષર એ બન્નેથી–પર–સ્વભાવ તેમાં વર્ણવ્યો છે. સમગ્ર જગતના પ્રભુનો જગત્ સાથે સંબંધ વગેરે ભાગો ગીતામાં રહેલા ભક્તિયોગને ખાસ પુષ્ટિ આપે છે. પણ એ પ્રભુ-પુરુષોત્તમનું જ્ઞાન થવાથી માણસને પોતાના આત્માનું ખરેખરું જ્ઞાન થાય છે. સર્વ યજ્ઞનો ભોક્તા, સર્વ કર્મોનો પ્રભુ એ પુરૂષોત્તમ છે. અને ભક્તના હૃદયનો પ્રેમ પણ તેને જ અર્પણ કરવામાં આવે છે. ગીતામાં ઘડીમાં જ્ઞાન, ઘડીમાં કર્મ અને ભક્તિના ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. જેમાં એ ત્રણ શક્તિઓ પૂર્ણતા પામે છે તે પુરુષોત્તમ છે. વળી આજકાલના જમાનાના લોકો તો ગીતામાં જ્ઞાન અને ભક્તિના ઉમદા સિદ્ધાંતોને બાજુપર મૂકી તેમાં કેવળ કર્મયોગની મહત્તા ગાવામાં આવી છે એવું માને છે. ગીતા એટલે કર્મયોગશાસ્ત્ર એમ જ સામાન્યરીતે મનાય છે. અને ગીતા કર્મયોગનું શાસ્ત્ર છે એ વાત પણ સાચી છે. પણ જે કર્મોનો અંત જ્ઞાનમાં આવે છે તેવાં કર્મોનું, જે કર્મો ભક્તિથી ઈશ્વર પ્રીત્યર્થે–આત્મસમર્પણ રૂપ કરવામાં આવ્યાં હોય તેવાં કર્મોનું શાસ્ત્ર ગીતા છે. પ્રથમ ઈશ્વરના હાથમાં આપણા આખા અસ્તિત્વને અર્પણ કરવાનું અને અન્તે આપણાં અસ્તિત્વને પ્રભુના અસ્તિત્વ જોડે એક કરવાનું તેમાં કહેવામાં આવે છે. તેમાં કહેલાં કર્મો આપણે આજકાલ સમજીએ છીએ તેવાં નથી. અહંતાયુક્ત અથવા તો પરોપકાર માટે જે કર્મો કરવામાં આવે છે તે પણ ગીતામાં કહેલાં કર્મો નથી. પણ આજકાલના લોકો તો ગીતામાં એવાંજ કર્મો કરવાનું કહેવામાં આવ્યુ છે એમ માને છે. હિન્દુસ્તાનમાં સન્યાસ અને ત્યાગવૃત્તિ તથા નિવૃત્તિ પરાયણતા વધી ગઈ હતી તેમાંથી જનસમાજને બહાર કાઢવા માટે ગીતા કર્મોની મહત્તા આપણને ફરીને બતાવે છે એવું ઘણાં લોકો માને છે. માનુષી કર્મો આચરવાનું, ઈચ્છા રહિત થઈને સર્વ ફરજો બજાવવાનું સમાજસેવા કરવાનું ગીતા કહે છે એમ મનાય છે. પણ ગીતામાં એવું

કાંઇ જ નથી એવું હું બેધડક કહેના ઇચ્છુ છું. અર્વાચીન મગજના વિચારો ગીતાના પ્રાચીન પુસ્તકમાંથી ટાંકી બતાવવાની ઇચ્છાનું જ એ પરિણામ છે. ગીતામાં એવા સિદ્ધાંતનું દર્શન તો જે પાશ્ચાત્ય લોકો છે, તેમને અથવા તો જેઓના મનને પશ્ચિમનો પાશ બેઠેલો છે તેમને જ થશે. ગીતા તો એક પુરાણા સમયની આર્યસંસ્કૃતિની-કેવળ આર્યસંસ્કૃતિની જ પ્રસાદી છે. ગીતામાં જે કર્મો કરવાનું કહેવામાં આવ્યું છે તે પણ માનુષી નહિ પણ દૈવી પ્રભુમય કર્મ છે. સમાજમાં બધી ફરજો બજાવવાનું નહિ, પણ પ્રભુ સિવાય બીજા બધા ધર્મ અને ફરજના વિચારોને તિલાંજલિ આપવાનું, સમાજસેવા નહિ પણ પ્રભુમય જીવન્મુક્ત માણસના શરીર તથા મનદ્વારા ઇશ્વરપીત્યર્થે પ્રભુ અને શક્તિ કાર્ય કરાવે તે કરવાનું ગીતા કહે છે અર્થાત્ ગીતા એ વ્યવહારૂ કર્મોનું પુસ્તક નથી. નીતિના સર્વમાન્ય સિદ્ધાંતો શીખવનાર પુસ્તક પણ નથી. ગીતા તો <u>આધ્યાત્મિક જ્ઞાનની પોથી</u> છે. આજકાલના લોકોના વિચારો એટલે યુરોપીયન લોકોના વિચારો ગણી શકાય. યુરોપીયન મગજ પણ ગ્રીસ અને રોમના ઉચ્ચ તત્ત્વજ્ઞાનથી ભરેલું નથી, મધ્ય યુગના ક્રિશ્ચિયન ધર્મની ભક્તિથી પણ તે ઉભરાતું નથી. પાશ્ચાત્ય મગજે ઇશ્વરને દેશવટો દીધો છે અથવા તો કેવળ રવિવારના દિવસ માટે જ તેને રાખ્યો છે, તેણે મનુષ્યને પોતાનો દેવ કરીને સ્થાપ્યો છે. અને જનસમાજને તે પ્રભુની મૂર્તિ ગણે છે. પાશ્ચાત્ય મન વ્યવહારૂ, નીતિમય, સામાજીક, ઉપયોગી પરોપકારની ભાવનાવાળું-માણસ જાતિને માટે કાંઇક લાગણી વાળુ હોઇ શકે, પણ તેથી આગળ એ મનની ગતિ નથી. ઉપર ગણાવી તે બધી વસ્તુઓ ઉપયોગી છે, જો ઉપયોગી ન હોત તો પ્રભુની ઇચ્છા તેમને આટલા બધા બળપૂર્વક જગત્ આગળ મૂકત નહિ. જીવન્મુક્ત માણસ જગત્માં શા માટે કર્મો ન કરી શકે તે પણ સમજાતું નથી. એવો માણસ જગત્માં કર્મો કરી શકે છે. યુગધર્મનું પાલન પણ કરી શકે છે. કારણ કે જે લોકો આધ્યાત્મિક જીવન ગાળે છે તેઓ અન્ય લોકોને પોતાના દૃષ્ટાંતથી દોરે છે. અર્જુનને પોતાને માટે એ સમયમાં જે યુગધર્મ હતો તે પ્રમાણે કર્મો કરવા શ્રીકૃષ્ણ ભગવાન બોધ આપી રહ્યા છે. પણ આંતરસ્થિતિમાં પરિવર્તન કરીને તે કર્મો કરવાનું કહે છે. સંપૂર્ણ જ્ઞાનપૂર્વક તે કર્મ આચરવાનો બોધ આપે છે.

પણ અર્વાચીન પાશ્ચાત્ય લોકોમાંથી બે મુખ્ય સત્યો અદશ્ય થઈ ગયાં છે. એક તો ઇશ્વિર અને બીજું આધ્યાત્મિકજીવન. ગીતામાં તો આ બે વિચારો પર વારે વારે ભાર દેવામાં આવે છે. અર્વાચીન માણુસ કેવળ માનસિકજીવન–મનોમયજીવન–ગાળે છે. અને એટલું જ જીવન સત્ય છે એમ માને છે. ગીતા પ્રભુમય જીવન ગાળવાનું કહે છે. જગતમાં પણ પ્રભુને માટે જીવવાનો આગ્રહ કરે છે. આજકાલના લોકો કામનાઓ તૃપ્ત કરવા મથે છે, લાગણીઓને સંતોષ આપવા પ્રયત્ન કરે છે, અને વિચારમય બુદ્ધિનો ઉપયોગ કરી સુખી થવા મથે છે. ગીતા માણુસને આત્મામાં જીવન ગાળવાનું કહે છે. અર્વાચીન માણુસો **क्षर–सर्वाणि भूतानि**માં જીવે છે. ગીતા **अक्षर**માં–અવિકારી શાશ્વતમાં જીવવાનો આગ્રહ કરે છે, જ્યારે અહિં તો સમયના વિકારી વાવાઝોડામાં જીવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ગીતા તો શાશ્વત–નિરંજનમાં જીવવાને કહે છે. આજકાલના કેટલાક માણુસો એ બધી બાબતોનું અસ્તિત્વ સ્વીકારે છે ખરા પણુ તે માણુસને ઉપયોગી થાય તેવા હેતુથી. જાણે કે આધ્યાત્મિકતા અને પ્રભુ માણસના ઉપયોગ માટે હોય નહિ ! ઇશ્વિર કાંઇ માણુસ માટે નથી. માણુસ ઇશ્વિર માટે જીવે

જીવનમાં તો જે નીચી પાયરી ઉપર હોય તેણે ઉચ્ચ જીવનને ખાતર જ જીવતાં શીખવું જોઇએ. કે જેથી ઉચ્ચ જીવન માણુસને પોતા પ્રત્યે સહેલાઇથી ખેંચી લઈ શકે.

જરા વિચાર કરતાં આપણી ખાત્રી થાય છે કે ગીતાનો બોધ માણુસોને નિઃસ્વાર્થી કર્મો શીખવવાનો નથી. અર્જુનને એની પોતાની ફરજ બજાવવાની હતી તેમાં જ્યારે વિસંવાદ ઉત્પન્ન થયો, જ્યારે ફરજના આદર્શથી પણુ એનું સમાધાન થઈ શક્યુ નહિ, ત્યારે તો શ્રીકૃષ્ણુ ભગવાનને ગીતા શીખવવી પડી. સામાન્ય મનુષ્યજીવનમાં પણુ એવા કટોકટીના પ્રસંગો ઘણીએ વાર ઉપસ્થિત થાય છે. ઉદાહરણુ તરીકે–કુટુંબ અને દેશ પ્રત્યેની ફરજ. દેશ પ્રત્યેની ફરજ અને મનુષ્ય જાતિનુ હિત, અથવા તો ધર્મ કે નીતિના કોઇ પણુ સિદ્ધાંતનો ભંગ; એ બધા વિચારોમાંથી જ્યારે નિકાલ થઈ શકતો નથી ત્યારે જ ગીતાનો બોધ આપણુને સહાય કરે છે. બાહ્યસંજોગોની પેઠે આંતરસ્થિતિ પણુ એવી ઉત્પન્ન થાય જેવી ગૌતમ બુદ્ધને

થઈ હતી. કે જેમાંથી ગીતા જગતનો ત્યાગ કરવાની પણ સલાહ આપે. હું નથી માનતો કે ગીતાના બોધમાંથી કોઈ એમ કહી શકે કે ગૌતમ બુદ્ધે તો પાછા પોતાની સ્ત્રી અને પિતા પાસે જ જઈ રહેવું હતું, અને કપિલવસ્તુનું રાજ્ય ચલાવવું એ તેની ફરજ હતી. પાઠશાળામાં પંડિત થઈને બાળકોને સંસ્કૃત શીખવવું જ એ રામકૃષ્ણ પરમહંસની ફરજ હતી. ગીતાનો જે બોધ આજકાલના લોકો ગ્રહણ કરે છે તે પ્રમાણે તો સ્વામી વિવેકાનંદે પોતાના કુટુંબનું પોષણ કરવા માટે વકીલાત, વૈદક કે લેખકનો ધંધો કાંઈ પણ આસક્તિ વગર આચરવો જોઈતો હતો. <u>ગીતા કેવળ ફરજોને આસક્તિ વગર બજાવવાનો બોધ આપતી નથી, પણ **सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज**–સર્વ ધર્મોનો ત્યાગ કરી પુરુષોત્તમ પ્રભુમાં શરણ લેવાનું કહે છે.</u> અને બુદ્ધ, રામકૃષ્ણ, વિવેકાનંદ વગેરેનાં કર્મો એ મહાન્ નિયમને અનુસરીને જ હતાં તેમ કહી શકાય એટલુંજ નથી. ગીતામાં અકર્મ કરતાં કર્મો વધારે ઉતમ ગણવામાં આવ્યાં છે ખરાં પણ તેથી કાંઈ સન્યાસનો તેણે કેવળ તિરસ્કાર કર્યો છે એમ ગણી શકાય નહિ. સન્યાસ પણ પ્રભુને પ્રાપ્ત કરવાનો એક માર્ગ છે એ તો ગીતા પણ કબુલ કરે છે. જો પ્રભુ પ્રાપ્તિ કેવળ સન્યાસ લેવાથી જ થઈ શકતી હોય અને તેટલા માટે કર્મોનો, સંસારનો, કુટુંબનો બધાનો ત્યાગ કરવાની જરૂર પડે, અંતરમાંથી એવી અનિવાર્ય પ્રેરણા થતી હોય તો એ બધી વસ્તુઓ ભલે ખાડામાં પડે એ વસ્તુને માટે જરા પણ અટકવાની જરૂર નથી. પ્રભુનો આદેશ અનિવાર્ય છે, તેની આગળ બીજી બધી વસ્તુઓ દૂર મુકાવી જોઈએ.

ઉપર તો આપણે પોતાની ફરજ બજાવવાની વાત કરી, પણ ગીતામાં અર્જુનને તો તેનાથી પણ વધારે મુશ્કેલ કામ બજાવવાનું હતું. અર્જુનની બધી લાગણીઓ અને તેના નીતિના વિચારોની વિરૂદ્ધ કાર્ય કરવાનું તેને માથે આવ્યું હતું. એવી મુશ્કેલીમાં–સૂડી વચ્ચે સોપારીના જેવી સ્થિતિમાં–કોઈ તેને આસક્તિ રહિત થઈ ફરજ બજાવવાનું કહે તો આપણે તેને શું કહી શકીશું ? અર્જુન તો એમ જ પૂછે કે મારી ફરજ શું છે ? મારાં સગાંઓને મારવાં એ મારી ફરજ છે ? મારા

જાતિભાઇઓને–દેશના જ માણસોને મારવા એ શું મારી ફરજ છે ? કોઇ એને કહે કે તું ધર્મયુદ્ધ કરે છે માટે તું નાશ કરી શકે છે, તોપણ એ પોતે સત્યની બાજુએ રહ્યો છે તેથી બીજાઓનો નાશ કરવાનો અધિકાર તેને મળ્યો નથી એમ અર્જુન માને છે. એક ક્ષત્રિય તરીકે તેણે લઢવાની ફરજ આસક્તિ વગર બજાવવી જોઇએ એમ કોઇ કહે તો તે પણ યોગ્ય નહિ ગણાય. આસક્તિ વિના એટલે શું પાપ કે પુણ્ય, સારૂં કે નરસું જે કાંઇ થાય તેની દરકાર વિના લઢવું. એ ધર્મ અર્જુન તે કેવી રીતે માન્ય કરી શકે ? એ પ્રકારનો બોધ રાજનીતિના પુસ્તકમાં હોઇ શકે, અથવા તો કૂટનીતિજ્ઞ પુરુષોના ગ્રંથોમાં એવો ઉપદેશ અપાય, કાયદાશાસ્ત્રીઓ અને નીતિનો લાભ લેનારા માણસો કદાચ એવી દલીલનો ઉપયોગ કરે, પણ ધર્મશાસ્ત્ર, અસ્તિત્વ (જીવન) અને કર્મોનો મહાન્ પ્રશ્ન જેને મૂળમાંથી ઉકેલવો છે તેનું શાસ્ત્ર તો એવી દલીલ આપી શકે જ નહિ. જીવનમાં ઉપસ્થિત થતા નૈતિક અને આધ્યાત્મિક પ્રસંગોમાં ગીતાનો બોધ ઉપર જણાવ્યો તેવો જ જો ખરેખર હોય તો ગીતાને ધર્મશાસ્ત્રના એક પુસ્તક તરીકે ગણવાનું આપણે મુકી દેવું જોઇએ, અને રાજનીતિના પુસ્તકોમાં તેની ગણત્રી થાય; અથવા તે નીતિના નિયમના એક ગ્રંથ તરીકે ગણાય એ વધારે યોગ્ય છે.

ઉપનિષદોની પેઠે ગીતામાં સમત્વ પ્રાપ્ત કરવા માટે આગ્રહ કરવામાં આવ્યો છે. પાપ અને પુણ્યથી પર એવી સમતા પણ તેમાં કહી છે. પણ તે તો બ્રાહ્મસ્થિતિ પ્રાપ્ત કરવાના હેતુથી; સામાન્ય સ્થિતિને માટે તે નિયમ નથી. પાપ આચરનારાઓ નર્કે જાય છે અને તે ઇશ્વરને પ્રાપ્ત કરી શકતા નથી એમ ગીતામાં કહ્યું છે. અર્જુન સામાન્ય સ્થિતિમાં રહી ઉચ્ચમાં ઉચ્ચ ધોરણે વર્તવા માંગે છે. જ્યાં પોતાનું હૃદય ના કહેતું હોય ત્યાં હજારો ફરજોનો નાશ થતો હોય તોપણ માણસે તે કાર્ય કરવું નહિ એ નિયમને આધારે અર્જુન યુદ્ધ કરવાની ના કહે છે, એ કેવળ યોગ્ય છે.

અહિં આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે “ફરજનો” અર્થ માણસોના સામાજીક વિચારો ઉપર રહેલો છે. એને જરા વધારે વિસ્તૃત કરી આપણા પોતાના પ્રત્યે આપણી ફરજ બજાવવી જોઇએ એમ પણ

કહેવામાં વાંધો નથી. અથવા તો ગૃહત્યાગ કરવો એ બુદ્ધની ફરજ હતી એમ પણ કહી શકાય. પણ એ તો બધી શબ્દજાળ થઈ. ફરજ એ સાપેક્ષ શબ્દ છે. તેનો આધાર આપણો બીજાઓ સાથે સંબંધ શો છે તેના પર રહેલો છે. સામાન્યરીતે માણસો એમ માને છે કે પિતાની ફરજ છે કે તેણે પોતાના પુત્રને ઉછેરવો અને તેને કેળવણી આપવી. વકીલની ફરજ છે કે તેણે પોતાના અસીલનો બચાવ કરવો પછી અસીલ ગુન્હેગાર હોય અને બચાવ એ સાવ જૂઠાણું હોય તોપણ તેણે તો પોતાની ફરજ બજાવવી. સરદારનો હુકમ થાય ત્યારે સિપાહીની ફરજ છે કે તેણે બંદુક મારવી, પછી ભલે તે પોતાના દેશબંધુઓનો નાશ કરતો હોય. ન્યાયાધીશની ફરજ છે કે ગુન્હેગારને સજા કરવી અને ખૂન કરનારને ફાંસીએ લટકાવવો. જ્યાં સુધી ઉપર જણાવી તે બાબતો માણસ કબુલ રાખે છે ત્યાં સુધી કાંઇ અડચણ નથી. ત્યાં સુધી માણસને પોતાની ફરજ બરાબર માલૂમ પડી આવે છે. પણ ધારો કે માણસમાં આંતરિક ફેરફાર થયો અને વકીલને અસત્યનો બચાવ કરવો એ ભયંકર પાપ છે એમ લાગી આવે તો? અથવા તો ન્યાયાધીશને એમ લાગે કે કોઇ માણસને ફાંસી દેવી એ સમાજની ક્રૂરતા છે-એ પણ કાયદેસર ખૂન છે તો શું? અથવા તો યુદ્ધના મેદાન પર આવીને ઉભા રહેલ એક ટોલસ્ટોયને એમજ લાગે કે માણસનું માંસ ખાવું એ જેટલું પાપ છે, તેટલું જ પાપ માણસને મારી નાંખવામાં રહ્યું છે તો પછી તેણે શું કરવું? આવે સમયે તો દરેક મનુષ્યમાં જે પ્રેરણા-હૃદય હોય છે તેના વલણને અધીન થવું એ સામાન્ય માણસને માટે ઉત્તમ ગણાય. સામાજીક વિચારો અથવા ચાલતી આવેલી પ્રથા વગેરેને ફરજ ગણી શકાય નહિ.

જગતમાં માણસને માટે બે માર્ગ ખુલ્લા છે. અને બન્ને યથાર્થરીતે અનુસરવામાં આવે ત્યાં સુધી ખરા છે. પ્રથમ તો બાહ્ય નિયમોને અધીન થઈ વર્તવાનો માર્ગ, અને બીજો એ માર્ગથી સ્વતંત્ર વિચાર અને અંતઃકરણના ઉપર આધાર રાખનારો માર્ગ. બીજા માર્ગને પહેલા માર્ગથી દોરવો એવું ગીતામાં કહેવામાં આવ્યું નથી. માણસમાં નીતિની ઉચ્ચભાવના જાગ્રત થાય તેને મારી નાંખવાનું ગીતામાં કહ્યું નથી. હૃદયના ઉંડા પ્રદેશમાંથી જે પવિત્ર સ્વર નીકળે છે તેને ગુંગળાવી નાંખવો એવો

ગીતાનો બોધ નથી. ગીતા તો આપણને ઉચ્ચમાર્ગ પ્રત્યે બોલાવે છે. એ બન્ને માર્ગમાં જે વિરોધ આવી રહ્યો હોય છે તેનાથી પણ પર થવાનું ગીતા કહે છે કેવળ વ્યવહાર અને રૂઢિપ્રધાન આચરણથી, નીતિ અને અંતઃકરણના સાત્ત્વિક માર્ગથી પર એકજ 'બ્રાહ્મી' સ્થિતિનું તે આપણને સૂચન કરે છે. સામાજીક ફરજના વિચારને બદલે પ્રભુના આદેશને અનુસરવાનું તે કહે છે. બાહ્યરૂઢિના નિયમોને બદલે આંતરપ્રેરણા અને આદેશ પર આધાર રાખી કર્મો કરવાનો તે ઉપદેશ આપે છે. બ્રાહ્મીસ્થિતિને પ્રાપ્ત કરવી, કર્મના બંધનમાંથી આત્માની સ્વતંત્રતા મેળવવી અંતરમાં રહેલા પ્રભુ અને પ્રકૃતિ શરીર, પ્રાણ મનદ્વારા પોતાનાં કાર્યો કરે એવી સ્થિતિ પામવી એ ગીતાના ઉપદેશનો મુખ્ય ભાગ છે.

ગીતાનો બરાબર અભ્યાસ કરવા માટે આપણે તેનો સંપૂર્ણ ભાગ ધ્યાનમાં લેવો જોઇએ. પણ આજકાલના ઘણાખરા ટીકાકારો એ પ્રમાણે નથી કરતા. બંગાળાના બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયથી માંડીને આજ સુધીના બધા લેખકો ગીતામાંથી ફરજ બજાવવાનો ઉપદેશ જનસમાજના આગળ મૂકયા કરે છે. એ બધા લેખકો ગીતાના પહેલા ત્રણ ચાર અધ્યાયના ઉપર અતિશય ભાર મૂકે છે. તેમાં–अनासक्ति, कर्तव्य कर्म અને **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** (અ. ૨ શ્લો૦ ૪૭) એ શ્લોક ટાંકીને તેઓ ગીતાના મહાવાક્ય તરીકે તેને ગણે છે. અઢાર અધ્યાયમાંથી બાકીના અધ્યાયોને તદ્દન ગૌણ ગણી કાઢવામાં આવે છે. ક્વચિત્ ક્વચિત્ અગ્યારમા અધ્યાયને ઉપયોગી માનવામાં આવે છે. એ પ્રમાણે ગીતાની ટીકા લોકસમૂહ આગળ મૂકવામાં આવે એમાં આશ્ચર્ય નથી; કારણકે અર્વાચિન માણસોનાં મન તર્કવાદ, તત્ત્વજ્ઞાનની ઝીણવટ અને આધ્યાત્મિક અભ્યાસ વગેરે કરવામાં નિરૂત્સાહી છે. તેમને તો કામ કરવા લાગી જવું છે. અને અર્જુનની પેઠે એક ધર્મ–બાહ્યાચરણનો નિયમ તેમને જોઇએ છે. પણ ગીતાનો સમગ્ર અર્થ જાણવામાં એ માર્ગ અંતરાય રૂપ છે.

ગીતામાં જે સમસ્ત કહેવામાં આવ્યું છે તે માત્ર અનાસક્તિ નથી. શ્રીકૃષ્ણ ભગવાને મુખ્ય બોધ આપીને અર્જુનને "ઉભો થા" તારા દુશ્મનનો નાશ કર! સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ! એવી આજ્ઞા કરી છે.

તે ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે ગીતામાં કેવળ પરોપકારવૃત્તિ કેળવવાનું કહ્યું નથી. તેમ જ સ્વાર્થત્યાગ પણ તેનાં ઉપદેશમાં બહારની દૃષ્ટિએ જોતાં દેખાતો નથી. આધ્યાત્મિકજીવનની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે, આંતરસમતા મેળવવા માટે અર્જુનને આગ્રહ કરવામાં આવ્યો છે. એ પ્રકારનું સમત્વ પ્રાપ્ત કરીને પછી માણસે કર્મો કરવાનાં છે વગેરે. કર્મો કરવાનું ગીતામાં કહ્યું છે ખરૂં પણ તે કર્મો કામનાયુક્ત અહંતાદ્વારા કરવાનાં નથી. કર્મના ફળનો ત્યાગ, અનાસક્તિ વગેરે સત્યો ગીતાનાં અંતિમ સત્યો નહિ પણ કેવળ પ્રાથમિક સ્થિતિનાં સત્યો છે. આગળ જતાં તો અભ્યાસી તે સ્થિતિથી ઘણો પર થઈ જાય છે. ગીતામાં તો કહ્યું છે કે માણસ કર્મોનો કર્તા નથી, પ્રકૃતિ કર્મો કરે છે. ત્રણ ગુણો દ્વારા પ્રકૃતિ જગતમાં કાર્ય કરી રહી છે. અને માણસે ખાત્રી કરી લેવી જોઇએ કે તે પોતે કર્તા નથી એટલે ફળની ઇચ્છાનો ત્યાગ કરવામાં પણ "હું કર્તા છું" એટલો જે અહંકાર રહે છે તેને માટે પણ આગળ જતાં સ્થાન રહેતું નથી. કર્તૃત્વાભિમાન પણ માણસે ત્યજી દેવું જોઇએ. એટલે અહંતાનો સંપૂર્ણ નાશ થવો આવશ્યક છે.

પ્રકૃતિ જ બધાં કાર્યો કરે છે માટે તદ્દન નિરૂપાય છે એમ પણ ગીતાનું કહેવું નથી. મનનું સમત્વ અને ફળનો ત્યાગ વગેરે પ્રભુમય આધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત કરવાના ઉપાય છે. અને તે પણ જ્યાં સુધી ઉચ્ચ આધ્યાત્મિક સત્યો આચરણમાં ન મૂકી શકાય ત્યાં સુધી આચરણમાં મૂકવાનું ગીતા કહે છે. શ્રીકૃષ્ણ ભગવાન પોતે "હું પ્રભુ છું"—અવતાર છું" એવું જાહેર કરે છે તે કોણ છે? એ પોતે પુરુષોત્તમ છે. ક્ષર અને અક્ષર પુરુષથી પર—કાર્યમય પ્રકૃતિ અને અકર્તા પુરુષ બન્નેથી પર—તે શ્રીકૃષ્ણ અજ્ઞાનમય માનુષી સ્થિતિમાં પણ હૃદયમાં રહી પ્રકૃતિને પોતાની ઇચ્છા પ્રમાણે દોરે છે. કુરૂક્ષેત્રના મેદાન ઉપર આવીને ઉભા રહેલા યોદ્ધાઓ તેણે તો ક્યારનાએ મારી મૂક્યા હતા. અને અર્જુનને તો તે પોતાના એક હથિયાર તરીકે વાપરવા માંગતા હતા. પ્રકૃતિ તો તેની શક્તિ છે. એ પ્રકૃતિથી પર થઈ તેના ત્રણે ગુણોમાંથી નીકળી અર્જુનને ત્રિગુણાતીત થવાની જરૂર છે. બધાં કર્મો પ્રકૃતિને અર્પણ કરવાનાં નથી પણ પ્રભુને અર્પણ કરવાનાં છે.

પ્રભુમાં–આત્મામાં–વિરાટ્માં ચિત્તને સ્થિર કરી સર્વે કર્મો તેને અર્પણ કરવાનાં છે. સર્વ યજ્ઞોના ભોક્તા એવા પ્રભુને તેણે પોતાનાં કર્મો અર્પણ કરતાં શીખવાનું છે. પ્રભુ સાથે એ પ્રમાણે અદ્વૈત થતાં–શક્તિની એકતા થતાં–તે પોતેજ કર્મો નક્કી કરશે. ગીતા તો અર્જુનને એ પ્રકારનું સમાધાન આપે છે.

ગીતાનું મહાવાક્ય કયું છે તે આપણે તપાસવા–શોધવા જવું પડે તેમ નથી. કારણ કે ગીતામાં તે સ્પષ્ટ કહેવામાં આવ્યું છે:—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानिमायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसिशाश्वतम् ॥
सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥

( અ૦ ૧૮ શ્લો. ૬૧–૬૨ અને ૬૪–૬૬. )

તારા હૃદયમાં બિરાજેલા પ્રભુનું તું સર્વ ભાવથી શરણ લે. તેની કૃપાથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થિતિને પ્રાપ્ત કરશે તને સર્વ જ્ઞાનમાં ગુહ્ય એવું આ જ્ઞાન મેં કહ્યું છે. હજી પણ ગુહ્યમાં ગુહ્ય એવું તને જ્ઞાન આપું છું તે સાંભળ. મારામાં જેનું મન છે એવો થા, મારો ભક્ત થા, મારો યજ્ઞ કરનાર થા, અને મને નમસ્કાર કર તું જરૂર મને પ્રાપ્ત કરશે, કારણ કે તું મારો પ્રિય છે. બધા ધર્મોનો ત્યાગ કરી માત્ર મારે શરણે આવ હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ તું શોક ના કર.

ગીતામાં આવેલી બધી દલીલોમાં આધ્યાત્મિક વિકાસના માર્ગના ત્રણ પગથીયાં સ્પષ્ટ જણાય છે કે જેનાથી માણસ પ્રભુમય જીવન ગાળવાને શક્તિમાન થાય છે. પ્રથમ તો કામનાઓનો ત્યાગ કરી સમત્વવાળો અને મુક્ત થઈ માણસે બધાં કર્મો પ્રભુને યજ્ઞ રૂપે અર્પણ કરવાં. પ્રભુ આત્માનું શુદ્ધ પુરુષોત્તમ સ્વરૂપ છે. પણ સાધકે તેનો સાક્ષાત્કાર કર્યો નથી. એ પ્રથમ પગથીયું થયું ગણાય

બીજે પગલે કર્મના રૂપની ઇચ્છાનો ત્યાગ કરવા ઉપરાંત પોતાનામાં રહેલા કર્તાપણાનો–કર્તા બુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ અને માણસે પોતાનો આત્મા અક્ષર, નિષ્ક્રિય, સર્વવ્યાપી, અકર્તા, સાક્ષીરૂપ છે એ અનુભવવું જોઇએ. તથા સર્વ કર્મો પ્રકૃતિ–ક્ષર–રૂપે કરે છે એ સાક્ષાત્કાર કરવો જોઇએ. અંતમાં એ પુરુષોત્તમ પ્રભુ શક્તિને દોરી રહ્યા છે અને જગત્માં જે ક્ષરરૂપ પુરુષ છે તે તો એ પુરુષોત્તમનો એક અંશ છે એવી પ્રતીતિ થવી જોઇએ. એ પરમાત્મા પ્રત્યે સર્વ પ્રેમ, ભક્તિ અને કર્મોનો યજ્ઞ કરવો જોઇએ. આપણા આત્માને સમર્પણ કરી દેવો જોઇએ. આપણી ચિચ્છક્તિને પ્રભુમય બનાવી આપણે પ્રભુ છીએ એ ભાવને પામવું જોઇએ. એમ કરવાથી આત્માને આધ્યાત્મિક સ્વતંત્રતા મળે છે.

પ્રથમ પગલું કર્મયોગ છે. સ્વાર્થ રહિત થઈ સર્વ કર્મો પ્રભુને યજ્ઞ-રૂપે અર્પણ કરવાં તે. અહિં ગીતા કર્મ ઉપર ભાર મૂકે છે. બીજું પગલું જ્ઞાનયોગ છે. તેમાં આત્મસાક્ષાત્કાર અને આત્મજ્ઞાન તથા પ્રકૃતિનું જ્ઞાન વગેરે આવે છે પણ કર્મયોગ બંધ નથી પડતો. કર્મ અને જ્ઞાન બંન્ને માર્ગ એક થાય છે. ત્રીજું પગલું ભક્તિયોગનું છે કે જેથી પુરુષોત્તમ પ્રભુને પોતાના સ્વરૂપને માણસનો આત્મા શોધે છે. અહિં ભક્તિ ઉપર વધારે ઝોક છે. પણ જ્ઞાનનો ત્યાગ કરવામાં આવતો નથી. જ્ઞાન અહિં સજીવ થાય છે, સંપૂર્ણ કળાએ પહોંચે છે. અને કર્મનો યજ્ઞ પણ ચાલુ રહે છે. જ્ઞાનકર્મની એકતા હતી તેમાં હવે જ્ઞાનભક્તિની એકતા થાય છે, અને યજ્ઞનું પરમરૂપ ગીતાના અભ્યાસક પાસે પણ અંતિમ પ્રાપ્ય તરીકે મૂકવામાં આવ્યું છે તે ફળ–પ્રભુની સાથે ઐક્ય પામવું અને પ્રભુ જોડે સાધર્મ્ય કરી અસ્તિત્વ અને આવિર્ભાવ–ચૈતન્ય સ્વભાવ–પ્રભુ જોડે એકતા કરવી તે–પ્રાપ્ત થાય છે.

## પ્રકરણ ત્રીજું.



### કુરુક્ષેત્ર.



ગીતાના સમર્થ ગુરુએ કર્મ જ્ઞાન અને ભક્તિ એ ત્રિમાર્ગનાં મહાન્ પગથીયાં બતાવી તે દ્વારા માણસની આધ્યાત્મિક ઉન્નતિ કરવાનો માર્ગ ખુલ્લો કર્યો તે બધાંનો વિગતવાર અભ્યાસ કરી પ્રભુ સાથે એકતા મેળવવાનો પ્રયત્ન કરતાં પહેલાં આપણે ગીતા જે સંજોગોમાં સંબોધવામાં આવી છે તે સંજોગોનો બરાબર અભ્યાસ કરવો જરૂરનો છે. એ સંજોગો કેવળ તે જ સમયને માટે ખરા હતા એમ નથી આપણે તો તે સંજોગોને પણ સર્વ સામાન્ય અને વિશ્વજીવનના એક ભાગ તરીકે ગણીને તેમના ઉપરથી બોધ લઈ શકીએ છીએ. ઘણાને એમ લાગશે કે અર્જુનને જે બોધ અપાયો તે એની પોતાની પરિસ્થિતિને લઇને અપાયો હતો; એ પરિસ્થિતિ કાંઇ સર્વ સામાન્ય ગણી શકાય નહિ. વળી અર્જુનને એના પોતાના અન્તરમાં જે વિષાદ હતો તે તથા કર્મનો મહાન્ સિદ્ધાંત એને અનુસરવાનો હતો તે વગેરે તે સ્થિતિ અને સંજોગો પૂરતાં જ સત્ય છે, એમ પણ કેટલાકને લાગવાનો સંભવ છે. પરંતુ એ માન્યતા બરાબર નથી. અર્જુન પોતાનો પ્રશ્ન જે રીતે ઉપસ્થિત કરે છે અને જે જે પ્રશ્નો પૂછે છે તે બધા ઉપરથી તો મનુષ્ય જીવનનો, તેનાં કર્મોનો આખો પ્રશ્ન ઉભો થાય છે અને આપણને સ્વભાવિક રીતેજ "જગત્ શું છે ?" "જગત્ શા માટે અસ્તિત્વમાં છે ?" કેવી રીતે જગત્નો નિભાવ થાય છે ? તથા એવા જગત્માં જીવન ધારણ કરીને આધ્યાત્મિકજીવન અને બાહ્યજીવન વચ્ચે મેળ કેમ મેળવવો ?" એ પ્રશ્નો થઈ આવે છે. આ બધા ગૂઢ અને તાત્ત્વિક પ્રશ્નોનો નિકાલ પોતાની આજ્ઞાના પાલનમાં રહેલો છે એમ શ્રીકૃષ્ણ ભગવાન પણ ભારપૂર્વક જણાવે છે; કારણ કે એ

કર્મ નવી આધ્યાત્મિક સ્થિતિમાંથી કરવાનું છે એટલુંજ નહિ પરંતુ મુક્તિદ્વારા જ્ઞાનદ્વારા પણ એ જ માર્ગ તેને પ્રાપ્ત થાય છે.

જગત્ જેવું છે તેવું ગ્રહણ કરીને તેમાં કર્મ કરવાનો જે માણસ વિચાર કરે છે અને પોતાનું આધ્યાત્મિકજીવન અંતરમાં ગાળવા મથે છે તેને મુશ્કેલી ક્યાંથી આવે છે? પ્રથમ અધ્યાયમાં અર્જુનને જે વિષાદ થયો છે તે વિષાદ થવાનું કારણ શું છે? વિશ્વજીવનની એવી કઇ બાજુ છે કે જેનું દર્શન થતાંમાં માણસના જાગ્રત થયેલા મનને વિષાદ થઈ આવે છે? અર્જુનને જે વિષાદ થયો તે પ્રત્યેક મનુષ્યને થાય છે ખરો? જ્યારે નૈતિક જીવનની ભ્રમણાનો પડદો તેની દૃષ્ટિ આગળથી ખસેડી લેવામાં આવે છે અને સાત્વિક ઉન્નતિની ખોટી માન્યતા તેને સ્પષ્ટરીતે ખોટી દેખાઇ આવે છે–ટુંકામાં જ્યારે માણસ વિશ્વ જેવું છે તેવું તેની સામે બરાબર મીટેમીટ માંડીને જુવે છે ત્યારે તેને અર્જુનની પેઠે વિષાદ થઈ આવે છે. એ ભયંકર વિશ્વદૃશ્ય કુરુક્ષેત્રના મેદાનમાં મૃત્યુ અને વિનાશરૂપે, મારામારી અને કાપાકાપીના સ્વરૂપમાં બાહ્યસ્થૂલ દૃષ્ટિએ દેખાય છે અને આંતરદૃષ્ટિએ તે જ દૃશ્ય આખા વિશ્વના વિભુનું દર્શન કાળરૂપે થાય છે ત્યારે દેખાય છે. કાળરૂપે શ્રીપ્રભુ પોતે સર્વ પ્રાણીઓનો નાશ કરવામાં મગ્ન થયેલા લાગે છે, અને પોતે જ ઉત્પન્ન કરેલાંનો સંહાર કરવાનો વિહાર કરી રહ્યા છે. પરમાત્માનું દર્શન સમગ્ર વિશ્વના કર્તા–બ્રહ્મા* તરીકે જ નહિ પરંતુ સંહારક–રુદ્ર તરીકે થાય છે તેને માટે શાસ્ત્રમાં નિર્દય ઉપમા આપી કહ્યું છે "ઋષિઓ અને મહાન્ યોદ્ધાઓ તેનો ખોરાક છે અને મૃત્યુ એ તેનો મસાલો છે." એ બંન્ને દૃશ્યોમાં આપણને એકજ પરમ સત્તનું દર્શન થાય છે. પ્રથમ આપણે તેને બાહ્યજીવનમાં બનતા બનાવોમાં આડકતરી રીતે જોઈ શકીએ છીએ અને પછીથી જીવનમાં આવિર્ભાવ પામતા ચૈતન્યના

---

* પુરાણમાં ત્રિદેવની ત્રિપુટિ પ્રખ્યાત છે. જગત્‌ને ઉત્પન્ન કરવું એ કાર્ય બ્રહ્માનું ગણાય છે. તેનું પાલન અને તેનો નિભાવ કરવો વિષ્ણુનું કાર્ય છે અને સર્વનો સંહાર કરવો એ રુદ્રનું કાર્ય ગણાય છે. આમ પ્રભુની શકિતના ત્રણ જૂદા જૂદા આવિર્ભાવ છે.

એક સ્વરૂપે આપણે તેને અંતરમાં જોઈ શકીએ છીએ. એ બાહ્યસ્વરૂપ પ્રમાણે વિશ્વજીવન અને મનુષ્યજીવન સંગ્રામ અને નાશથી પ્રગતિ કરતું માલુમ પડે છે; અને આંતરસ્વરૂપે વિશ્વાત્મા મહાન્ સર્જન અને સંહાર-રૂપે પોતાનો આવિર્ભાવ કરે છે. અર્થાત્ કુરુક્ષેત્ર એટલે જીવનરૂપી કલહ-ઘોર સંગ્રામ અને મૃત્યુનું-કાલનું ક્ષેત્ર-એ દૃષ્ય અર્જુને યુદ્ધના મેદાન ઉપર જોયું.

હેરેક્લીટસ* નામે મહાન્ ગ્રીક તત્ત્વવેત્તા થઈ ગયો છે. તેણે કહ્યું છે કે "યુદ્ધ સર્વ વસ્તુઓનો પિતા છે; યુદ્ધ તો જગતનો સમ્રાટ છે." ગ્રીસના તત્ત્વવેત્તાના એ સૂત્રમાં કાંઈક સત્યતો જરૂર સમાયલું છે. પ્રકૃતિની જડ અને ચેતનશક્તિઓનાં સંઘટ્ટથી આ જગતમાં સર્વ વસ્તુઓ જન્મ પામતી જણાય છે. જૂદી જૂદી શક્તિઓના, વલણોનાં, વૃત્તિઓનાં-તત્ત્વોનાં વ્યક્તિઓનાં સંઘટ્ટથી જ જગતનો નિભાવ થઈ રહ્યો હોય એમ લાગે છે. જીવનમાં એ સંઘટ્ટને પરિણામે નિરંતર નવી વસ્તુઓ ઉત્પન્ન થયે જાય છે અન જૂનીનો નાશ પણ થયાં જ કરે છે. અને તે કયા અંતિમ ઉદ્દેશ પ્રતિ ગમન કરી રહ્યું છે એ પણ સ્હમજ પડતી નથી. ઘણાંને તો આ બધા પ્રયાસનો અંત કોઇ અગમ્ય-અલક્ષ્ય-યાત્રા જેવો લાગે છે. કોઇ કહે છે કે એ બધાનો અંત સમૂળો-સદંતર વિનાશ જ છે. ત્યારે વળી કેટલાક તત્ત્વવેત્તાઓ કહે છે કે નિત્ય-સનાતન-ઘટમાળની પેઠે ગોળ ગોળ-

* હેરેક્લીટસ નામે એક ઘણો પ્રાચીન ગ્રીક તત્ત્વવેત્તા થઈ ગયો છે. તેણે સૂત્ર લખ્યાં છે તે ઘણાં ગૂઢ અને સત્યથી ભરપૂર છે. તેમાંના કેટલાંક "One out of all, and all out of one" "સર્વમાંથી એક અને એક-માંથી અનેક"— "The Road up and down is one and the same" "વિધિમાં શક્તિનો માર્ગ ઉંચે કે નીચે હોય પણ તે એકજ છે."

"War is the Father of All" "સંઘટ્ટમાંથી સર્વ જન્મે છે" વગેરે છે. એના ઉપર ગૂઢવાદ અને યોગમાર્ગની અસર હતી એમ માન-વામાં આવે છે.

ચક્રગતિમાં આ વિશ્વ ફર્યાજ કરશે. કેટલાક એવો આશાવાદી નિર્ણય પણ બતાવે છે કે એ ચક્ર પ્રત્યેક યુગમાં પ્રગતિ કરતું આગળ વધ્યું જ જાય છે, અને બધાં સંકટો અને અડચણો વેદીને વિશ્વ અંતે કોઈ ઉચ્ચતમ, દવીસાક્ષાત્કારની તરફ વધારે ને વધારે નજીક જાય છે. તે ભવિષ્ય અને અંતિમ ઉદ્દેશ ગમે તે હોય પણ આટલું તો નક્કી જ છે કે આ વિશ્વમાં વિનાશ વિના ઉત્પત્તિ નથી અને વિરોધી પ્રતિબળોના સંઘટ્ટ વિના એક સૂરતા* અને સમતા પણ આવતી નથી. એનાથી પણ વિશેષ તો એ છે કે જગતમાં જીવનનો નિભાવ–તેને ટકાવ-વાની ક્રિયા આત્મસંહાર અને બીજા જીવનનો સંહાર કર્યા વિના એક પણ ઘડી થઈ શકે તેમ નથી. આપણું પોતાનું શરીર છે તે પ્રતિક્ષણ મૃત્યુ પામે છે અને ફરીને જન્મે છે તે પણ એક સતત્ ચાલી રહેલા યુદ્ધનું જ ક્ષેત્ર છે. કાયારૂપી શહેરમાં રક્ષણના યોદ્ધાઓ બ્હારના હુમલાઓ લાવનાર યોદ્ધાઓ સાથે લઢવામાં નિરંતર રોકાયલા જ હોય છે. અને તેમાં પણ જંતુઓ એક બીજાનું ભક્ષણ કરીને શરીર ટકાવી રાખે છે. આપણા વિશ્વના સમગ્ર જીવનનો આ તો એક ન્હાનો સરખો નમુનો છે. સૃષ્ટિની આદિમાંજ જાણે આજ્ઞા ન થઈ હોય કે "તારા બંધુઓ અને તારી પરિસ્થિત સાથે લઢયા વિના તને વિજય કદી પણ નહિ મળે; યુદ્ધ સિવાય–કલહ સિવાય–અને બીજાં સજીવ પ્રાણીઓનું ભક્ષણ કર્યા સિવાય, ભક્ષણ કરીને તેમને તારામાં ઘટાવ્યા સિવાય તું જીવન કદી પણ નહિ ટકાવી શકે. ઉત્પત્તિ અને સ્થિતિ એ એના સંહારથી જ એ ટકશે એ મારો પ્રથમ નિયમ છે."

વિશ્વવ્યવસ્થાનો આ પ્રથમ નિયમ પ્રાચીન સમયના લોકોને જેટલો માલૂમ પડ્યો હતો તેટલો તો તેમણે સ્વીકારી લીધો હતો. જીવનમાં તેમણે તેને સ્થાન પણ આપ્યું હતું. ઉપનિષદમાં તો એ સત્યને જરાપણ ઢોળ ચઢાવ્યા વિના સ્પષ્ટતાથી અને ભારપૂર્વક જણાવ્યું છે. " ક્ષુધા મૃત્યુ છે

---

* એક સૂરતા–મિલાવટ–અંગ્રેજીમાં એને Harmoney કહેવામાં આવે છે. સંગીતમાં જૂદા જૂદા વાદ્યની મિલાવટથી જે રસ જામે છે તેને મિલાવટ કહેવાય છે તે.

અને તે જ જગતનો ઉત્પાદક અને સંહારક છે." જીવનશક્તિને તેમણે મજાના ઘોડાની ઉપમા આપી છે અને પદાર્થને-જડતત્ત્વને-તેમણે "अन्न"ની સંજ્ઞા આપી. અને તેનું કારણ એમ જણાવ્યું કે દ્રવ્યને અમે એ નામ આપ્યું છે કારણ કે તે ખાઈ શકાય છે અને તે આપણને ભક્ષ કરી જાય છે.-अद्यतेऽत्ति च भूतानि तस्मादन्नं तदुच्यते। (તૈ૦ ઉ૦) [1] સૃષ્ટિનો મહાન્ નિયમ એ જ છે "ભક્ષ કરનાર પોતે ભક્ષણ કરતાં કરતાં જ ખવાય છે-ભક્ષાતો જાય છે." એ જ સત્ય અત્યારે ડારવીન [2] મતવાળાઓએ ક્રમવિકાસવાદના નિયમરૂપે જીવન-કલહ-અથવા જીવન સંગ્રામના સિદ્ધાંતને ફરીને શોધીને જગત્ સમક્ષ રજુ કર્યો છે. પરંતુ અત્યારના વિજ્ઞાનવાદીઓએ એમાં કાંઇ નવું સત્ય શોધી

---

[1] "જેને માણસ ખાય છે અને અંતે જે માણસને ખાય છે તેને अन्न કહેવામાં આવે છે-" દ્રવ્ય માત્રને अन्न એવી સંજ્ઞા ઉપનિષદમાં આપવામાં આવી છે કારણ કે તેનાથી matter-પદાર્થની સૌથી સારામાં સારી વ્યાખ્યા આપી શકાય છે.

[2] ચાર્લસ ડારવીન-એણે પ્રથમ "Origin of species" નામનો ગ્રંથ લખી તેમાં Evolution-ક્રમવિકાસવાદ સિદ્ધ કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. જીવન-ચૈતન-સૃષ્ટિમાં તેણે Struggle for Existance જીવન સંગ્રામ-કલહ વિશ્વવ્યાપી નિયમ છે એમ બતાવી તેને પ્રથમ નિયમ ગણ્યો છે.

अ. Survival of the Fittest-ઉપરના વાદ પરથી જ કુદરતી અનુમાન રૂપે જ આ મત સિદ્ધ થાય છે-"જે સૌથી વધારે બળવાન-જીવવાને લાયક-હોય છે તે જ જીવન કલહમાં ટકે છે. નિર્બળ હોય છે-નાલાયક હોય છે તે અલબત્ મૃત્યુને વશ થાય છે.

ब. "The Law of Evolution"-એણે શોધેલો બીજો મહાન્ નિયમ એ છે કે-"વિશ્વમાં બધે ક્રમે ક્રમે વિકાસ થતો જોવામાં આવે છે" અને કુદરતી સાંકળમાં તૂટ પડયા વિના કવિ ટેનીસનના કહ્યા પ્રમાણે "The old order changeth giving place to new"-જૂનો ક્રમ નવા ક્રમને જાતે કરી આપી બદલાઇ જાય છે-ઓચિંતો ભંગ થઈ બીજી સૃષ્ટિ શરૂ થતી નથી અથવા બીજાં પ્રાણીઓ પણ ઉત્પન્ન થઈ જતાં નથી.

કાઢયું છે એમ નથી. પ્રાચીન ગ્રીસના ગ્રંથોમાં અને આર્યઋષિઓનાં ઉપનિષદોમાં જે સત્ય ઘણી જ સુંદર અને અસરકારક ભાષામાં મુકાયલું છે તે જ સત્ય તેમણે ફરીને જૂદી રીતે દર્શાવવા પ્રયત્ન કર્યા છે.

જર્મનીનો પ્રખ્યાત તત્ત્વવેત્તા નીટ્ઝ * તો એમ માને છે કે યુદ્ધ એ જીવનનું એક દ્રષ્ય છે અને યોદ્ધો એ જ આદર્શ મનુષ્ય છે. એ વાદ અત્યારે ઘણો જ નિંદાઇ રહ્યો છે અને એ વાદનાં સઘળાં નૈતિક અને ભૌતિક પરિણામો અને અનુમાનો સાથે ભલે આપણે સંમત ન થઇએ તોપણ આપણે કબુલ કરવું જોઇએ કે એ વિચારોમાં મહાન્ સત્યનો અંશ સમાયલો છે. ઘણીવાર આપણે એ સત્યને આપણી દૃષ્ટિથી દૂર કરવાને આંખ આગળ પડદો ધરીએ છીએ. નીટ્ઝ તો એમ પણ માને છે કે શરૂઆતમાં માણસ ભલે ઉંટ જેવો હોય, અંતે ભલે બાળક જેવો નિર્દોષ થાય પણ એની ઉંચામાં ઉંચી સ્થિતિમાં–ઉન્નતિને શિખરે–તો તે સિંહ જેવોજ હોવો જોઇએ. એક લેખે ઉપર પ્રમાણે અતિશયોકિત ભરેલી રીતે પણ આપણને એ સત્યનું ભાન કરાવવામાં આવે છે તે સારૂં છે; કારણ કે એ સંગ્રામનું દ્રષ્ય અને સિંહને મનુષ્યનો આદર્શ ગણવાની ભાવના જ્યારે સબળ આત્માઓ પાસે મૂકવામાં આવે છે ત્યારે તેમના ઉપર ઘણી બળપ્રદ અસર થાય છે. એ દ્રષ્યથી શુષ્ક પંડિતાઇમાંથી અને નાજુક તાર્કિક શબ્દાવલિમાંથી માણસનું મન મુક્ત થાય છે અને નિર્બળ, ધાર્મિક અને નૈતિક લાગણીરચનામાંથી આપણને તે જાગ્રત કરે છે. એવી પ્રકૃતિમાં

---

* જર્મન તત્ત્વવેત્તા નિટ્ઝે જર્મનીના લઢાઇને લગતા વિચારો ઉત્પન્ન કરવામાં ઘણી અસર કરેલી છે. એણે તો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએથી જ પોતાનો વાદ લખેલો છે પરંતુ એનું પરિણામ એ થયું કે જર્મન પ્રજા પર યુદ્ધ કરવાના વિચારોને અજાણ્યે પણ ખૂબ અસર થઈ. એના વાદમાં The will to Power "સત્તા મેળવવા માટે (ઇચ્છા) શક્તિ" એ જ માણસને દોરનાર એક મહાન્ બળ છે એમ એનું માનવું છે. ઉપર જણાવેલા વિચારો પણ એના મતના નમુના છે. એના વાંચનથી મનની નિર્બળતા દૂર થઈ જવાનો લાભ રહેલો છે, નાસ્તિકતાને પણ પોષણ આપે તેમ છે અને નિરંકુશ સત્તાનો લોભ પણ માણસમાં થઈ આવે એવા સંભવો રહેલા છે.

માણસો કુદરતને પ્રેમથી ભરપૂર, સૌંદર્યથી સુશોભિત અને શુભ તથા કલ્યાણથી વ્યાપ્ત જોવામાં જ આનંદ માની બેસે છે પણ તે જ પ્રકૃતિનાં રુદ્ર સ્વરૂપથી ગભરાઈ તેના પ્રત્યેથી પોતાની દૃષ્ટિ પાછી લઈ લે છે. તેઓ પ્રભુને પણ શિવ-કલ્યાણકર-સ્વરૂપમાં જોવાને ઇચ્છે છે પરંતુ તે જ પ્રભુના રુદ્ર સ્વરૂપને ભજવાની-પૂજવાની-ના પાડે છે. એજ દૃશ્ય આપણે બરાબર જોવાની ખાસ જરૂર છે. કારણ કે જ્યાં સુધી અસ્તિત્વ જેવું છે તેવું ચોકખે ચોકખું જોવાની પ્રમાણિકતા અને હિંમત આપણામાં આવી નથી ત્યાં સુધી આપણે જીવનનાં વિરોધો અને કલહોને કદી પણ મટાડી દૂર કરી શકવાના નથી. પ્રથમ તો આપણે "જીવન અને જગત્ એ શું છે?" "મનુષ્ય અને સૃષ્ટિ શું છે" તે જાણવુ જ જોઇએ ત્યાર પછી જ આપણે તે બધાં કેવાં હોવા જોઇએ તે સિદ્ધ કરવાનો ખરો માર્ગ શોધી શકીશું. કુદરતમાં સર્વવ્યાપી જણાતા એ વિનાશમાં-મૃત્યુના મહાન્ સિદ્ધાંતમાં જ કાંઇક અંતિમ ઐક્યનું-મિલાવટનુ પરમ રહસ્ય રહેતું હશે તો આપણે એના ઉપર ઢાંક પિછોડો કરવાથી તે સત્ય ગુમાવીશું અને અણગમાની લાગણીને પંપાળવામાં એ પ્રશ્નનો ઉકેલ લાવી શકીશું નહિ. વળી જો એ મૃત્યુ-વિનાશના અને સંઘર્ષનો મહાન્ નિયમ આપણો એક દુશ્મન હશે તોપણ એની શક્તિની અવગણના કરવાથી આપણને ખાસ લાભ થવાનો નથી. આપણે તો ભૂતકાળમાં એણે જીવન ઉપર જે કાબુ ધરાવ્યો છે તે ઉપર અને વર્તમાન કાળમાં પણ જીવનના ઉપર એની જે અસર છે તે ઉપર ખાસ ધ્યાન આપવું જરૂરનું છે.

યુદ્ધ-કલહ અને વિનાશ અથવા મૃત્યુ એ આપણા ભૌતિકજીવનને ટકાવી રાખવા માટે અગત્યનાં છે, એટલુંજ જાણવું બસ નથી, પણ આપણા માનસિક અને નૈતિક જીવનમાં પણ તેનું કાર્ય સ્પષ્ટ જણાય છે. એ વાત તો અત્યારે સ્વતઃ સિદ્ધ અને સર્વમાન્ય છે કે મનુષ્યજીવનનાં કોઇ પણ વિભાગમાં-સામાજીક, રાજકિય, નીતિ વિષયક અથવા માનસિક કોઇ પણ વિભાગમાં-પ્રગતિ કરતી હોય તો તે કલહ-સંઘર્ષ અથવા તો યુદ્ધ વગર થતી નથી. એ યુદ્ધ સામાન્ય રીતે જે વસ્તુ અસ્તિત્વમાં છે અને જે અસ્તિત્વમાં આવવા માંગે છે તેની વચ્ચે હોય છે અને એ બન્નેથી પર

જે વસ્તુ પોતાનો આવિર્ભાવ કરવા માંગે છે તેનો એ પ્રતાપ છે. અત્યારે મનુષ્યની જે સ્થિતિ છે તે જોતાં તો એમ કહેવું જ જોઇએ કે અહિંસાનો * જે પરમ આદર્શ આપણી સમક્ષ મૂકવામાં આવે છે તે પ્રમાણે વર્તન કરીને પ્રગતી કરવી–વિકાસ કરવો–અને પોતાનો અંતિમ હેતુ સિદ્ધ કરવો એ તદ્દન અશક્ય છે. કેટલાક એમ કહે છે કે " અમે તો કેવળ આધ્યાત્મિક બળ વાપરીશું " અને અમારા બચાવ ખાતર પણ શારીરિક હિંસા નહિ કરીએ. ' બહુ સારૂં. ' પરંતુ એ દલીલ પણ વાસ્તવિક હોય એમ જણાતું નથી, કારણકે અત્યારે ચાલી રહેલા જગવિગ્રહમાં જે પ્રમાણે બને છે તે પ્રમાણે પ્રજાઓમાં અને મનુષ્યોમાં જે આસુરી બળ છે તે જ્યાં સુધી આપણું આધ્યાત્મિક બળ અસરકારક થતું નથી ત્યાં સુધી તો જગતમાં બધાંઓને ચગદે છે, ભાગફોડ કરી મૂકે છે, લોકોને કાપી નાંખે છે, ખૂના મરકી કરે છે, બાળી દે છે. પવિત્ર વસ્તુઓને ભ્રષ્ટ કરે છે; અને તે પણ કેવી રીતે ? નિરાંત, કે નિશ્ચિંત-પણે અને વગર હરકતે. આ પ્રમાણે આપણે જાતે અલગ રહીને પણ શારીરિક બળ વાપરીને જેટલો નાશ કર્યો હોત તેટલો જ નાશ કરાવ્યો ગણાય. તો–પણ એ સ્થિતિમાં આપણને એક સંતોષ છે અને તે એ કે આપણે પોતે આપણા વર્તનથી એવો એક આદર્શ જગતની સમક્ષ મૂક્યો છે કે જે કોઇક દિવસ પણ અસરકારક થવાનો અને તે દિવસે તો જગતની સ્થિતિ વધારે ઉચ્ચ થશે. પરંતુ એ આશ્વાસન પણ ચિરસ્થાયી શાન્તિ નથી આપતું, કારણ કે આધ્યાત્મિક બળ પણ જ્યારે અસરકારક થાય છે ત્યારે નાશ કરે છે. જે લોકોએ પોતાની આંખો ઉઘાડી રાખીને આધ્યાત્મિક બળ વાપર્યું છે તે લોકો જાણે છે કે એ શક્તિ તલવાર, તોપ અને બંદુકના કરતાં એ કેટલી વધારે કારમી શક્તિ છે. વળી જે લોકો પોતાની દૃષ્ટિને વર્તમાનકાળ અને તાત્કાલિક પરિણામોથી બાંધી દેતા નથી તેઓ જ જાણે છે કે આધ્યાત્મિક બળની પાછળ જે પ્રચંડ અસર થાય છે તે કેવી

* અહિંસા એ પરમ ધર્મ છે. જૈન ધર્મમાં આ સિદ્ધાંત મૂખ્ય છે. બીજા ધર્મના કે તત્વજ્ઞાનના વિચારો પ્રધાનતા પામી શકયા નથી. સર્વ પ્રાણીમાત્રનો બચાવ કરવો, પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવ, બચાવનો તથા મન, વચન કર્મથી હિંસા કરવી નહિ એ તેનો આદર્શ છે.

ભયંકર હોય છે અને તે બળથી કેટલો બધો વિનાશ થયો અને એ વિનાશ થતાંની સાથે તે પાપના ઉપર જે વસ્તુઓ–માણસો વગેરે આધાર રાખતાં હતાં તે બધાં પણ નાશ પામ્યાં. પાપને આધારે જે વસ્તુઓ નભી રહી છે તે બધીનો નાશ થયા વિના પાપનો નાશ થતો નથી. અને આપણે જાતે ભલે શારીરિક હિંસાના કડવા અનુભવથી, કડવી લાગણીથી, બચી જવા પામીએ તોપણ તેનાથી કાંઇ ઓછો વિનાશ થતો નથી.

જ્યારે જ્યારે આપણે આધ્યાત્મિક બળનો ઉપયોગ કરીએ છીએ ત્યારે ત્યારે આપણા પ્રતિપક્ષી સામે કર્મનું પ્રચંડ બળ ઉભું કરીએ છીએ, અને એ કર્મના બળની અસર અટકાવવાનું સામર્થ્ય આપણામાં હોતું નથી. વિશ્વામિત્ર રાજાના સૈન્યના પશુબળ સામે વશિષ્ટ ઋષિએ આધ્યાત્મિક બળ વાપર્યાનું આપણે પુરાણમાં વાંચીએ છીએ. પણ તેનું પરિણામ શું આવ્યું? હુણ, શક અને પહ્લવ લોકોનાં ધાડાંઓએ આવીને તેના લશ્કરનો નાશ કર્યો. આધ્યાત્મિક માણસ શાંત બેસી રહીને જુલમ સહન કરે છે. તેનાથી જ કુદરતની વેર લેનારી શક્તિમાં ક્રિયા શરૂ થાય છે અને તે શક્તિઓ વેર લે છે. આવે પ્રસંગે આપણા દુશ્મન ગણાતા માણસો સામે ભલે શારીરિક બળ વાપરીએ તોપણ આપણે તેના પ્રત્યે અતુલ દયા બતાવી ગણી શકાય કારણ કે કેવળ આધ્યાત્મિક બળ વાપરવાથી આપણે સ્વપ્ને પણ કદી ન ઇચ્છતા હોઇએ એવી સખ્ત સજા પ્રકૃતિનાં બળો પાસે તેને કરાવીએ છીએ. અર્થાત્ તેઓ પોતાની ક્રૂર અથવા પાપી વર્તણુંકથી સમૂળો નાશ વહોરી લે તે પહેલાં શારીરિક બળનો ઉપયોગ કરી તેમને અટકાવવા એ કદાચ વધારે દયાભર્યું ગણાય! આપણે પોતે હિંસા કરી નથી એટલે બધું બરાબર છે એમ માની આપણે છૂટી જઈ શકતા નથી કારણ કે તેનાથી જગતનો વિગ્રહ–કલહનો મહાન્ નિયમ બંધ થતો નથી. આધ્યાત્મિક બળ વાપરનારા પણ વિશ્વવ્યાપી સંહારના નિયમને અટકાવી શકતા નથી, તો પછી જે લોકો જડ હોય, જેઓ તમોગુણથી વ્યાપ્ત થઈ ગયા હોય–જેઓ પાપની સામે થવાને રાજી નથી અથવા તેને અટકાવવાને શક્તિમાન નથી તેઓ તો આ સંહારને ક્યાંથી જ દૂર કરી શકે? ખરું જોતાં આ પ્રમાણે આળસમાં–નિર્બળતામાં–પડી રહેવાથી તો યુદ્ધ અને

સંહારના રાજસિક તત્ત્વ કરતાં પણ વધારે નુકસાન થાય છે, કારણ કે રજોગુણ તો જેટલું નાશ કરે છે તેટલું બીજું ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ કે હિંસાના શારીરિક–સ્થૂલ સ્વરૂપમાંથી કદાચ એકાદ વ્યક્તિ નિર્મુખ રહે અને તેથી તેની નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિમાં મદદ થવાનો સંભવ રહેલો છે તથાપિ જગતનો સંહારક કાળ તે તો તેનાથી તદ્દન અબાધિત જ રહે છે અને પોતાનું કાર્ય કર્યો જ જાય છે.

ઉપર જણાવી છે તે દલીલો બાદ કરતાં આખા જગતનો અત્યાર સુધીનો ઇતિહાસ યુદ્ધ અને કલહના નિયમની અત્યંત સબળતા અને ચીવટતાની સાક્ષી પૂરતો હોય એવું જણાય છે. આપણે એ સિદ્ધાંતને જેમ બને તેમ વધારે કડક કરવાને અને જીવનનાં બીજા સિદ્ધાંતો ઉપર વધારે ભાર દેવાને પ્રયત્ન કરીએ તે સ્વાભાવિક છે. યુદ્ધ અને વિનાશ એમના સિવાય જીવનમાં બીજું કાંઇ જ નથી એમ આપણે ન માની શકીએ. જગતમાં તો સહકાર્ય અને ભ્રાતૃભાવના સબળ બળો એક બાજુએ આવી રહ્યાં છે, જ્યારે બીજી બાજુએ કુસંપ અને કલહ છે; જગતમાં સ્વાર્થ અને અહંતા સામે બીજા ત્રાજવામાં પ્રેમ અને સહકાર્ય છે. બીજાઓને આપણા સ્વાર્થને માટે હોમી દેવાની લાગણી માણસમાં છે તે જ પ્રમાણે આપણી જાતને બીજાઓને માટે સમર્પી દેવાની ઉત્કટ યજ્ઞભાવના પણ આપણામાં આવી રહેલી છે. તોપણ જ્યારે એ સંરક્ષક સિદ્ધાંતોએ જગતમાં કેવે પ્રકારે કાર્ય કર્યું તેનો આપણે બરાબર વિચાર કરીએ છીએ ત્યારે આપણને યુદ્ધ અને વિનાશના નિયમમાં કેટલું બળ રહેલું છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. સહકાર્ય કાંઇ એક બીજાને મદદ કરવા માટે જ વપરાયલું છે એવું હંમેશાં બનતું આવ્યું નથી. તેનો ઉપયોગ રક્ષણ તેમ જ બીજાઓનું ભક્ષણ કરવામાં પણ થતો આવ્યો છે. બીજાઓના હુમલાથી આપણું રક્ષણ કરવા માટે અથવા તો જીવનસંગ્રામમાં જીવનને ટકાવી રાખવા માટે એનો ઉપયોગ થયલો જોવામાં આવે છે. વધારે શા માટે? સહકાર્ય એ જ યુદ્ધ કરવામાં એક સૌથી બળવાન સહાય હોય એમ જ જણાય છે. તે સિદ્ધાંત અહંતા અને

જીવનનાં પરસ્પર સંઘટ્ટને મદદ રૂપે નીવડયો છે. પ્રેમ પોતે પણ જાણે મૃત્યુની જ શકિત હોય એમ આપણને જણાય છે. તેમાં પણ પ્રભુના પ્રેમને, કલ્યાણ કરવાની વૃત્તિને અને સદ્વાસનાના પ્રેમને જ્યારે અહંતા ભેટે છે ત્યારે તો જગતમાં ઘણાં યુદ્ધો અને ઘણો વિનાશ થતો જણાઈ આવે છે. સ્વાત્માર્પણ એ પણ ઘણો ઉચ્ચ અને ઉન્નત સિદ્ધાંત છે પરંતુ એ સિદ્ધાંતનો અર્થ એ જ " મૃત્યુથી જીવન " મેળવી શકાય છે. એવી કોઇ-પણ સત્તા તો હોવી જ જોઇએ કે જેને સમર્પણ* કરવાથી જગતમાં પ્રગતિનું કાર્ય આગળને આગળ ચાલે ! એવાં દ્રષ્ટાંતો આપણને જીવનમાં વારંવાર દૃષ્ટિએ પડે છે. પક્ષીની માદા પોતાનાં બચ્ચાંઓનો બચાવ કરવા માટે શિકારીપક્ષીની સામે થઈ જાય છે; દેશભકતો પોતાના દેશની સ્વતંત્રતા માટે મરણને ભેટે છે, ધર્મવીર પોતાના ધર્મનું અથવા તો પોતાના વિચારનું સમર્થન કરવા માટે જીવનનો ત્યાગ કરે છે. આ બધા ચઢતા ઉતરતા આત્મસમર્પણના ઉદાહરણો છે અને તેમનાથી કયા નિયમને પુષ્ટિ મળે છે તે તો આપણે બધા સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ !

વળી આવા આત્માર્પણનાં પરિણામો અને પાછળથી ઉત્પન્ન થતી અસરો પ્રત્યે આપણે નજર કરીશું તો, તો આપણે સહજ અને સુલભ આશાવાદથી કદી પણ લોભાઇશું જ નહિ. આપણે દેશભક્તનો જ દાખલો લઇએ. દેશભક્ત પોતાના દેશની સ્વતંત્રતાને માટે મરી જાય છે. પછી જ્યારે પ્રભુ તેમના લોહીના બદલામાં તેમના દેશને સ્વતંત્રતા આપે છે, ત્યારે શું થાય છે ? એ જ પ્રજા પોતે બીજી નિર્બળ પ્રજાઓને જીતી તેમના ઉપર રાજ્ય કરવાનો લોભ કરે છે અને પોતે બીજા દેશોને પચાવી ત્યાં વસવાટ કરે છે. અને પોતે સફળ થાય અને આગળ પડે માટે બીજાઓને ધક્કા મારી પાછળ નાંખે છે. ખ્રિસ્તીધર્મના ચુસ્ત અનુયાયીઓમાંથી ઘણા એ ધર્મને માટે પોતાનું બળીદાન આપે છે. અને રાજ્યબળ અને

* સમર્પણ એટલે પોતાની જાતને અર્પણ કરી દેવી તે. એ નિયમથી મૃત્યુના અને વિનાશના નિયમને પુષ્ટિ મળે છે. કારણ કે સમર્પણ કરનાર માણસ જે શકિતને અર્પણ થાય છે તે વિનાશ કરનાર શકિત હોય છે એટલે સમર્પણના મહાન સિદ્ધાંતથી મૃત્યુ-વિનાશનો મહાન વિશ્વનિયમ સાબિત થાય છે.

આધ્યાત્મિક બળ વાપરે છે. એમનો હેતુ તો ક્રાઇસ્ટની જીત જીવનમાં કરવાનો, અને ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરવાનો હોય છે. તેમનું આત્મબળ સફળ થાય છે. ખ્રિસ્તીધર્મનો પ્રચાર થાય છે, પણ જીવનમાં ક્રાઇસ્ટનો જય થતો નથી. સફળ થયલો ધર્મ પોતે મારકણો અને લડવૈયો પંથ બની જાય છે. અને જે સામ્રાજ્યને પોતે ઉથલાવી નાંખે છે તેનાં કરતાં પણ વધારે ક્રૂર અને ધર્માંધ થઈ જુલમ ગુજારે છે. અરે! વધારે શું? સાક્ષાત્ ધર્મના પંથો પણ એક બીજા સાથે ઝઘડો કરી દરેક પોતે આગળ વધવા, જીવવા અને જગતના ઉપર કાબુ મેળવવા પ્રયત્ન કરી રહેલા છે.

ઉપર જણાવ્યું તેટલાથી એટલું તો સ્પષ્ટ જ જણાઈ આવે છે કે એ સંહાર અને યુદ્ધનો સિદ્ધાંત આપણા જીવનમાં અનાદિ છે અને આપણે તેને કેવી રીતે જીતવો તે હજુ સુધી જાણતા નથી. એ પ્રમાણે આપણે તેનાથી હારી જઇએ છીએ તેનું કારણ કે તે અજીત છે, અથવા તો આપણે હજુ સુધી તેના પ્રત્યે નજર માંડીને વિશ્વાસથી અને શ્રદ્ધાથી જોયું જ નથી, એટલે આપણે શાંતપણે તે શું છે તે જોઈ શક્યા નથી. જો આપણો અંતિમ હેતુ જીવનનો ગુંચવણ ભર્યો કોયડો ઉકેલવાનો અને તેનું રહસ્ય જાણવાનો જ હોય તો આપણે અસ્તિત્વના પ્રત્યે સ્થિર દૃષ્ટિ માંડીને વગર ગભરાયે જોતાં શીખવું જોઇએ. અસ્તિત્વ પ્રત્યે દૃષ્ટિ કરવી એટલે તો ખરું જોતાં ઈશ્વર પ્રત્યે દૃષ્ટિ કરવા બરાબર છે, કારણ કે પ્રભુને અને જીવનને આપણે જૂદા પાડી શકીશું નહિ, તેમ જ જગતના નિયમોની જવાબદારી પણ આપણે તે જગતના કર્ત્તાથી જૂદી પાડી શકીશું નહિ. અહિં પણ આપણે તો સામાન્ય રીતે દ્વિઅર્થી બોલવામાં અને ઢાંકપીછોડો કરવામાં આનંદ માનીએ છીએ. ઈશ્વરને સુદ્ધાં આપણે ન્યાયી, દયામય, પ્રેમસ્વરૂપ, કલ્યાણરૂપ અને સદ્ગુણી બનાવી લઇએ છીએ. એ બધું આપણા પોતાના વિચારો પ્રમાણે કલ્પી લઇએ છીએ. આપણને કોઇ પ્રશ્ન કરે કે જગતમાં જે પાપ અને દુર્ગુણ વગેરે છે તે કોનું? આપણે તુર્ત કહીએ છીએ કે એ બધું કાંઇ પ્રભુનું કાર્ય નથી. એ તો કોઇ આસુરી શક્તિએ, માયાએ સેતાને ઉત્પન્ન કરેલું છે. એ રાક્ષસી શક્તિને, સેતાનને અથવા અહિરમનને તેણે શા માટે કાર્ય કરવા દીધું તે તો કોણ જાણે?

કેટલાક તો એમ પણ માને છે કે માણસે પોતે પ્રભુની સંપૂર્ણ બનાવટ સૃષ્ટિ એમાં પાપ ઉત્પન્ન કરી અપૂર્ણતા ઉપજાવી. જાણે કે જડ સૃષ્ટિમાં* અને પ્રાણી માત્રમાં આપણને જે મૃત્યુ અને સંહારના મહાન્ નિયમ જણાય છે તે પણ માણસે જ બનાવ્યો ન હોય! વિનાશ–સંહાર–મૃત્યુના નિયમનું સત્ય સ્વીકારવાની હિંમત ઘણા જ થોડા ધર્મોએ કરી છે. હિંદુ-ધર્મે તો હિંમતથી જણાવ્યું છે કે એ અજ્ઞાતશકિત પણ દૈવી જ છે અને જગત્‌માં જણાતી ત્રિગુણાત્મક શકિતનો તે એક ભાગ છે. જગત્‌ને ઉત્પન્ન કરનાર શક્તિને તેમણે **दुर्गा** ની ઉપમા આપી છે એટલું જ નહિ પરંતુ તેમણે તો તેને જ **काली** નું બીજું નામ આપી વિનાશ અને લોહી વચ્ચે નૃત્ય કરતી જણાવી કહ્યુ છે; " આ પણ તારી માતા જ છે. તેને પણ પ્રભુરૂપે જ ગણ. અને તારામાં બલ હોય તો એની પણ પૂજા કર. " વધારે આશ્ચર્યની વાત તો એ છે કે જે ધર્મમાં આવી નીડર પ્રમાણિકતા અને અજબ હિંમત છે એણે જ જગત્‌માં અદ્‌ભૂત, સર્વવ્યાપી, આધ્યાત્મિક જીવન ઉત્પન્ન કરવામાં ફત્તેહ મેળવી છે અને એ બાબતમાં તો આખા જગત્‌માં પણ એનો જોટો મળવો મુશ્કેલ છે. કારણકે એ ખરા આધ્યાત્મિક જીવનનો પાયો સત્ય છે. અને હિંમત એ તેનો આત્મા છે. **तस्य सत्यम् आयतनम्** ( કે૦ ઉ૦ )

ઉપર જણાવી તે બધી દલીલો ઉપરથી કહેવાનો આશય એવો નથી કે વિનાશ–સંહાર–યુદ્ધ એ જ જીવનનું સર્વસ્વ અને આદિ છે. અથવા તો એમ પણ નથી કે એકતા અને સંપ એ યુદ્ધ કરતાં વધારે મહાન્ નથી અથવા તો પ્રેમ મૃત્યુ કરતાં વધારે દૈવી આવિર્ભાવ નથી. વળી આપણે શારીરિક બળનો ત્યાગ કરીને આધ્યાત્મિક બળ તેના બદલામાં વાપરવા માટે પ્રયત્ન પણ ન કરવો એમ પણ કહેવું વાજબી નથી. યુદ્ધને સ્થળે શાંતિ, અહંતાને સ્થાને સર્વમયતા, સ્વાર્થને સ્થાને સમર્પણ, મૃત્યુને

---

*જડસૃષ્ટિમાં—આપણે જાણીએ છીએ કે જડસૃષ્ટિમાં પણ તત્ત્વો સંઘટ્ટમાં આવી આકર્ષણ, પ્રત્યાકર્ષણ કરે છે. પ્રાણીઓ પણ માંહોમાંહે વિનાશ કરવા તત્પર થાય છે. વાઘ વગેરે ક્રૂર ગણાતાં પ્રાણીઓ સ્વાભાવિક રીતે સંહાર કરે છે. પણ તેમની ક્રૂરતા મનુષ્યે ઉત્પન્ન કરી નથી એ તો સ્પષ્ટ જ છે.

બદલે અમૃતત્વ આપણે ન લાવવાં જોઇએ એમ કદી પણ ન મનાય. પ્રભુ કાંઇ કેવળ રૂદ્રસ્વરૂપ નથી. પ્રાણી માત્રનો તે પરમ સખા ત્રિમૂર્તિ રૂપ છે એટલુંજ નહિ પરંતુ પુરુષોત્તમસ્વરૂપે પરાત્પર છે. એ જ કાળી આપણી માયાળુ માતા છે. કુરુક્ષેત્રનો પ્રભુ પોતે જ રથનો દોરનાર સારથિ-બધાનું આકર્ષણ કરનાર મિત્ર-અવતાર શ્રીકૃષ્ણ-પોતેજ છે, અને જીવનના ઘોર મહાભારત સંગ્રામમાંથી, શસ્ત્રોના અવાજ અને યુદ્ધના કોલાહલમાંથી તે આપણને ગમે તે માર્ગે દોરતો હોય તોપણ આપણે જાણીએ છીએ કે તે આપણે અત્યાર સુધી નહિ પ્રાપ્ત થયેલી એવી કોઇ દિવ્ય આધ્યાત્મિક અનુભવની ભૂમિકા પ્રત્યે જ લઈ જાય છે. આપણે તો એટલું જ શોધી કાઢવાનું છે કે તે આપણને ક્યાં દોરી જાય છે? કેવા પ્રકારના આધ્યાત્મિક અનુભવ અને કઈ સરત પ્રમાણે તે આપણને લઈ જાય છે. અને કઇ સ્થિતિમાં તે આપણને આગળ દોરે છે. આ બધું જાણવા માટે પ્રથમ પગથીયું તો એ જ છે કે આપણે જીવન જેવું છે તેવું બરાબર જાણવું. અને પ્રથમ જ જગતનું જેવું દૃશ્ય આપણને દેખાય છે તેવું બરાબર જોવું. ત્યાર પછી જ તેનો અંતિમ આદર્શ અને તે સિદ્ધ કરવાનો માર્ગ આપણને આપોઆપ જણાશે. કુરુક્ષેત્રને તે આપણે સ્વીકારવું જોઇએ. અમૃતત્વનો માર્ગ આપણે સહમજીને અનુભવવો જોઇએ. કાળસ્વરૂપ અને સર્વ સંહારક એ વિભુને આપણે તો નજરે નજર જોવો પડશે. તેમના પ્રત્યે આપણી દૃષ્ટિ બરાબર રાખવી પડશે. અને અર્જુનના કરતાં પણ ઓછી આશ્ચર્યચકિત દૃષ્ટિથી આપણે તેનું દર્શન કરવું જરૂરનું છે. જગતના સંહારકનો ત્યાગ, તિરસ્કાર અથવા તેનાથી દૂર નાશી જવાની ભીરુતા કે તેનામાં નહિ માનવાની અશ્રદ્ધા તો આપણે દૂર જ કરી દેવી જોઇએ.

## પ્રકરણ ચોથું.

### " મનુષ્ય અને જીવનસંગ્રામ. "

ગીતાનો બોધ આપણે હૃદયપૂર્વક ગ્રહણ કરવો હોય તો જગતનું જે ચિત્ર તેણે આપ્યું છે અને અસ્તિત્વના જે મહાન્ નિયમો તેણે હિંમતથી બતાવ્યા છે તેમને આપણે પણ ધીરજથી અને બુદ્ધિપૂર્વક સ્હમજી લેવા જોઇએ. કુરુક્ષેત્રના રણસંગ્રામમાં વિજયી રથનો સારથિ એક બાજુએ જગતના ઇશ્વરરૂપે, પ્રાણીમાત્રના સુહૃત્–મિત્રરૂપે અને સર્વજ્ઞ નેતારૂપે દેખાય છે જ્યારે બીજી બાજુએ તે જ કાલરૂપ–**लोकक्षय कृत्प्रवृद्धो** ( અ. ૧૧. શ્લો. ૩૨ ) લોકોનો નાશ કરવાવાળો પ્રવૃદ્ધ કાલ તે હું જ છું–જણાય છે. ધર્મના સનાતન સિદ્ધાંતોને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરીને ગીતા એ કાલરૂપને પણ દૈવી ગણે છે. જગત્‌ના એ મહાન્ કોયડામાંથી ગીતા ગમે તેમ છટકી જવા પ્રયત્ન કરતી નથી. એ શ્રદ્ધા ગીતાના મતના પાયામાં રહેલી છે તે ઘણાંને મુસ્કેલ લાગવાનો સંભવ છે. જેઓ અસ્તિત્વને–જીવન માત્રને ચેતનરહિત ઉદાસીન બળનાં જડ કાર્ય તરીકે જ ગણે છે તેઓને અથવા તો જે લોકો તેને આદિ શૂન્યતામાંથી ઉત્પન્ન થતી શક્તિઓ અને વિચારોની ચેતનરહિત તલવારરૂપે જુવે છે તેઓને અગર તો જેઓ એ બધી લીલા નિષ્ક્રિય પુરુષમાં ફક્ત પ્રતિબિમ્બિત થાય છે એમ ગણે છે તેઓને, અથવા તો અવિકારી ઉદાસીન પરબ્રહ્મ ચૈતન્યની સપાટી ઉપર એક માયાનો જ વિકાસ કેવળ મિથ્યા સ્વપ્નરૂપ ગણી, તે પરબ્રહ્મ તેમાં જરા પણ ભાગ લેતો જ નથી એમ માને છે તેઓને એમાં શ્રદ્ધા રાખતાં સંકોચ થાય છે. પરન્તુ ગીતા તો ઇશ્વરનું અસ્તિત્વ કબુલ રાખે છે. ગીતા તો જગત્‌માં ઇશ્વર છે એમ માને છે. એ પ્રભુનું સ્વરૂપ એટલે સર્વવ્યાપી, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છતાં પણ પરાત્પર–પુરુષોત્તમસ્વરૂપ ચૈતન્યમય અસ્તિત્વ

છે. એ પ્રભુ પોતે જ જગતનો આવિર્ભાવ કરે છે, અને જગતૂમાં પોતે જ આવિર્ભાવ પામે છે. પોતાના જ સ્વરૂપને જગતમાં આવિર્ભૂત કરે છે. એ પ્રભુ સર્વ ચૈતન્યનો સ્વામી છે, તે કાંઇ તેનો સેવક નથી. વળી પ્રકૃતિ, માયા, શક્તિ વગેરે સર્વનો એ પ્રભુ છે. પ્રાણીઓનાં કાર્યથી એ કદી પણ હારતો નથી એટલું જ નહિ, પરંતુ રાક્ષસથી કે સેતાનથી તે પોતાના કાર્યમાં જરાપણ અંતરાય આવવા દેતો નથી. પ્રભુ પોતાની સૃષ્ટિના કાર્યની જવાબદારી, પોતાના પ્રાણીઓ ઉપર કદી નાંખીને ખસી જતો નથી જેથી તે પોતે મુક્ત રહી, પોતાની મહત્તા જાળવી શકે. ઉપર જણાવેલા ગુણોવાળા પ્રભુનું અસ્તિત્વ આપણે માન્ય કરવું હોય તો આપણે શ્રદ્ધાથી જ શરૂઆત કરવી પડે છે અને એ શ્રદ્ધા પ્રકટાવવી ઘણી જ મુસ્કેલ છે. જે જગતમાં મનુષ્ય જીવન ધારણ કરવા માટે આવી પડયો છે તે જગત એટલે પરસ્પર વિરોધી બળોનું સંગ્રામસ્થળ. અપાર, અગાધ શક્તિઓના સંઘટ્ટનું સ્થળ, તેમાં જીવન સતત્ વિકાર અને મૃત્યુથી જ ટકી શકે છે, અને તે જીવનને ચારે બાજુએથી દુઃખ, પાપ, અને મૃત્યુનો ભય લાગેલો હોય છે. એ જ જગતને માણસે "वासुदेवं सर्वम्"–એ સર્વ વાસુદેવ સ્વરૂપ છે એ પ્રમાણે જોવાનું છે. એ સર્વ પ્રભુમય જોવાનું છે. વળી જગતૂમાં જે જે મુસ્કેલી ભર્યા વિકટ પ્રશ્નો દૃષ્ટિગોચર થાય છે તે સર્વેનું કાંઇક નિરાકરણ તો છે જ એવી શ્રદ્ધા તેણે જરૂર રાખવી પડે છે. અત્યારે વર્તમાનકાળમાં આપણે અજ્ઞાન ભલે હોઇએ તોપણ જીવનના સર્વ વિરોધોને દૂર કરનાર જ્ઞાન માણસ મેળવી શકે છે એવી શ્રદ્ધાની આપણને જરૂર છે. માણસે તો "તું મારો નાશ કરીશ તોપણ હું તો તારા પર શ્રદ્ધા રાખીશ." એવી સેન્ટ પોલના જેવી અડગ શ્રદ્ધા રાખવી જોઇએ. મનુષ્યમાં જે શ્રદ્ધા અથવા વિચાર ક્રિયાત્મક અને ઉત્પાદક છે–પછી ભલે તે આસ્તિક, અનેક દેવમાં માનનાર અથવા નાસ્તિક હોય–તે બધા એવા જ વલણથી શરૂ થાય છે. એ શ્રદ્ધા આસ્તિક થઇને કેટલીક બાબતો કબુલ જ કરે છે અને પોતે શ્રદ્ધાપૂર્વક માનવા માંડે છે. જગતના અને જીવનના વિરોધોને તે માન્ય કરે છે અને અસ્તિત્વના કોઇ મહાન્ ઉચ્ચ તત્ત્વમાં તે શ્રદ્ધા રાખે છે અને એનાથી સર્વ વિરોધો દૂર થશે એમ તે શ્રદ્ધાપૂર્વક માને છે. કેટલાક એ ઉચ્ચ તત્ત્વ અને અસ્તિત્વને પ્રભુ ગણે છે ત્યારે કોઇ

"કુદરત" અને કેવળ "પ્રકૃતિ" નું જ નામ તેને આપે છે. અને એમ માને છે કે એની મદદથી આપણા જીવનના સર્વ વિરોધો આપણે દૂર કરી શકીશું, તેમનાથી પર થઈ શકીશું, અને તે વિરોધોથી પર થઈ આપણે તેમનો સમન્વય કરી શકીશું.

વિશ્વને બાજુએ મૂકી આપણે મનુષ્યના અસ્તિત્વ પ્રત્યે દૃષ્ટિ કરીએ. તેમાં પણ આપણે સંગ્રામ–યુદ્ધ–કલહનો સિદ્ધાંત માન્ય કરી તે પણ કુરુ-ક્ષેત્ર જેવા એક મહાન્ અપૂર્વ પ્રસંગને પ્રાપ્ત કરે છે એ સ્હમજવાનું છે. મનુષ્યના સમષ્ટિજીવનમાં પણ બે જ સિદ્ધાંત કાર્ય કરતા જણાય છે. ગીતામાં અર્જુનને બોધ આપવા માટે એવો પ્રસંગ લીધો છે કે જે પ્રસંગનો અનુભવ જગતને વારે વારે થયા જ કરે છે. પ્રસંગે પ્રસંગે મહાન્ શક્તિ વિનાશ અને નવીન પુનર્ઘટના માટે એક બીજા સાથે યુદ્ધ કરે છે. એ પુનર્ઘટના માનસિક, નૈતિક, રાજકીય, ધાર્મિક ગમે તે હોય પણ માનસિક પરિવર્તનની સાથે સાથે જ જગતમાં શારીરિક પરિવર્તન અને યુદ્ધ હમેશાં આવતાં જણાય છે. જગત્ યુદ્ધ, રાજક્રાંતિ, અથવા વિપ્લવના રૂપમાંથી વારેવારે પસાર થાય છે. શ્રીમદ્ ભગવદ્ગીતા એ પ્રકારના પરિવ-ર્તન અને સંઘટ્ટ તથા યુદ્ધની જરૂર સ્વીકારીને જ શરૂઆત કરે છે. અર્થાત ગીતા માનસિક અને આધ્યાત્મિક પાપ અને પૂણ્ય વચ્ચે માનસિક અને આધ્યાત્મિક યુદ્ધ સ્વીકારે છે એટલું જ નહિ પરંતુ અનાદિકાળથી ચાલતા આવેલા ધર્મના અને પ્રગતિના તત્ત્વને જે જે અંતરાયો આવે છે તે બધા સાથે શારીરિક યુદ્ધની જરૂર પણ ગીતા તો સ્વીકારે છે. જૂદા જૂદા વિચારના પ્રતિનીધિરૂપ માણસો વચ્ચે યુદ્ધ થાય તે ગીતા માન્ય રાખે છે. આપણે ખાસ યાદ રાખવું જોઇએ કે જ્યારે ગીતા રચાઇ ત્યારે સમાજની સ્થિતિ એવી હતી કે તે સમયે અત્યારના કરતાં પણ યુદ્ધ વધારે ઉપયોગી હતું અને મનુષ્ય જીવનમાંથી તેને દૂર કરવાની યોજના અથવા વિચાર પણ તે સમયે કેવળ શેખચલ્લીના જેવો જ ગણાત. જગતમાં સર્વનું ભલું કરવું અને સર્વપ્રત્યે શુભવાંચ્છના રાખવી એ સિદ્ધાંત ઐતિ-હાસિક સમયમાં, પ્રગતિના યુગોમાં માણસે કદી પણ કબુલ રાખ્યો હોય એમ આપણને જણાતું નથી. જ્યાં સુધી મનુષ્યમાત્રમાં આ પ્રમાણે પરસ્પર

સમભાવ અને શુભેચ્છા પ્રવર્તે નહિ ત્યાં સુધી જગત્‌માં ચિરસ્થાયી શાંતિ અને સુલેહ પણ સંભવી શકે નહિ. પરંતુ તે સમયની સમાજીક આધ્યાત્મિક નૈતિક અને સર્વ પ્રકારની સ્થિતિ જોતાં મનુષ્યજાતિ એ પ્રકારનો સિદ્ધાંત અમલમાં મૂકવાને તે વખતે લાયક ન હતી. અને અત્યારે પણ આપણે કાંઇ ઘણા જ આગળ વધી ગયા છીએ એવું પણ ક્યાં છે ? અત્યારે આપણે પરસ્પર લડતાં વિરોધી તત્ત્વો વચ્ચે કલહની શકયતાઓ–અથડાવાના પ્રસંગો–ઓછામાં ઓછા થાય તેને માટે પ્રયાસ કરીએ છીએ. અને એવું નજીવું પગલું ભરવા માટે પણ મનુષ્યજાતિને એક ઘણો જ ભયંકર અને રાક્ષસી ઉપાય યોજવો પડ્યો છે. મનુષ્યજાતિના ઇતિહાસમાં અદ્વિતીય એવું નાશકારક વેર અને ઝેરથી ઉભરાતું વિશ્વવ્યાપી * યુદ્ધ અત્યારે ચાલી રહ્યું છે. એ રાક્ષસી પ્રયોગથી આપણું અત્યારનું સુધરેલું જગત્ અને સુધરેલી મનુષ્યજાતિ વિશ્વમાં સર્વ સ્થળે શાંતિ અને સુલેહ સ્થાપવાનો પ્રયત્ન કરી રહી છે. એ સુલેહ અને શાંતિ પણ મનુષ્ય સ્વભાવમાં થયલા સમૂલ પરિવર્તનને લીધે નહિ પરંતુ માણસના એ શાંતિના પ્રયત્નો બુદ્ધિપૂર્વક વિચારદ્વારા, આર્થિક લાભની દૃષ્ટિએ અને સગવડતાની ખાતર કરવામાં આવે છે. વળી જીવનનો જે પ્રચંડ સંહાર થઈ રહ્યો છે તેથી ઘણાંની લાગણીઓ ઉશ્કેરાયલી છે અને યુદ્ધના સમયમાં પ્રજાઓને ત્રાસ પડે છે તેનો અનુભવ પણ એ પ્રયત્નનાં કારણોમાં છે. આગળ જણાવેલાં કારણોને લીધે આપણે વિશ્વમાં સુલેહની વાતો સાંભળીએ છીએ. અત્યારની શાંતિ પણ રાજકીય પરિસ્થતિને લીધે જન્મ પામશે એટલે તે પણ ચિરસ્થાયી અને મજબુત પાયા પર તો રચાયેલી ક્યાંથી જ ગણી શકાય ? એક દિવસ એવો આવશે–અને તે જરૂર

---

* 'મિત્ર રાજ્યો' અને જર્મન તથા તેના સહાયકો વચ્ચે ચાલેલું યુદ્ધ. હાલ તે બંધ પડ્યું છે અને જગત્‌ની આગળ પડતી પ્રજાઓએ લીગ ઓફ નેશન્સ નામની એક સભા દુનિયામાં થતાં યુદ્ધો બંધ પાડવાને–શાંતિ જાળવવાને–માટે કાઢી છે. પરંતુ હજુ સુધી તે પ્રયત્ન સફળ થયો હોય એમ જણાતું નથી અને ભવિષ્યમાં થશે એવી આશા પણ થોડી જ છે. જ્યાં સુધી પ્રજાકીય અહંતા અને સ્વાર્થ સર્વોપરિ ગણાય છે ત્યાં સુધી ચિરસ્થાયી શાંતિ આવી શકે જ નહિ.

આવવો જ જોઇએ—કે જ્યારે મનુષ્યજાતિ એવા પ્રકારની વિશ્વવ્યાપી શાંતિ અને સુમેળને માટે સામાજીક, નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ—સર્વ પ્રકારે તે યોગ્ય બનશે. પરંતુ જ્યાંસુધી એ પ્રમાણે થયું નથી ત્યાંસુધી તો યુદ્ધનો કુદરતી ઉપાય અને યોદ્ધા તરીકે માણસનું કર્ત્તવ્ય આપણે સ્વીકારવાની જરૂર છે. ગીતાએ મનુષ્ય જીવન જેવું છે તેવું લઇને તે જીવનનો આધ્યાત્મિક જીવન સાથે કેવી રીતે મેળ બેસાડવો તેનો વિચાર કરવાનો પ્રયત્ન કર્યો છે. યુદ્ધ અથવા કલહનો સિદ્ધાંત મનુષ્યજીવનની ક્રિયાઓમાંની એક સામાન્ય ક્રિયા છે. ગીતાએ અસ્તિત્વ કેવું હોવું જોઇએ તેના ઉપર પોતાના વિચારો બાંધ્યા નથી.

ઉપર જણાવેલા વિચારોથી સ્પષ્ટ થયું હશે કે ગીતા એ એક કર્મ કરનાર યોદ્ધાને સંબોધાયલી છે. એક ક્ષત્રિયની ધાર્મિક ફરજ યુદ્ધ કરવું અને રક્ષણ કરવું એવી છે. તે સમયે યુદ્ધ એ રાજ્યનું એક અગત્યનું અંગ હતું કારણ કે ક્ષત્રિય સિવાયના બાકીના જનસમાજના વર્ગને યુદ્ધ કરવાની ફરજથી મુકત કરવામાં આવ્યો હતો. લોકો પોતે લડી શકતા નહિ અને બળવાનની પાસે લાચાર થઈ પડતા તેના રક્ષણને માટે યુદ્ધની અગત્ય હતી. વળી નિર્બળનું રક્ષણ અને જુલમમાં દબાઈ ગયલાઓને સહાય કરવા સિવાય સત્ય, ન્યાય અને ધર્મનો વિજય કરવા માટે પણ યુદ્ધની ફરજ ક્ષત્રિઓના ઉપર નાંખવામાં આવી હતી. ઉપર ગણાવ્યા તે બધા સામાજીક, ધાર્મિક, વીરત્વવાળા સઘળા આદર્શો આર્યાવર્તની ક્ષત્રિય ભાવનામાં આવી જાય છે. ક્ષત્રિય એટલે જે માણસ સ્વભાવથી રાજ્ય કરનાર અને વીરતાથી યુદ્ધ કરનાર હોય. નિર્બલનું રક્ષણ કરવું અને ધર્મથી રાજ્ય ચલાવવું એ તેને સ્વભાવસિદ્ધ હતું. આપણે હમણાં ગીતાનો અભ્યાસ કરીએ છીએ ખરા પરંતુ એ બધો બોધ આર્યજીવન, સંસ્કૃતિ અને સામાજીક ધોરણને લીધે રંગાયલો છે એ વાત આપણે વિસારવી જોઇએ નહિ. પ્રાચીન સમયની સામાજીક યોજના અત્યારના કરતાં ઘણી જ જૂદી હતી. તેનો સિદ્ધાંત જ જૂદો હતો. અત્યારના માણસના વિચાર પ્રમાણે મનુષ્ય એટલે વિચાર કરનાર, કાર્ય કરનાર. વસ્તુઓ ઉત્પન્ન કરનાર, વણિક, યોદ્ધા મજુર સર્વ કાંઇ છે. ઉપર જણાવેલા સર્વ

ગુણો એક જ માણસમાં અત્યારે આપણે માંગીએ છીએ. આ વિચાર ઉપર જ પાશ્ચાત્ય દેશમાં દરેક માણસને યુદ્ધ કરવાનું પ્રાથમિક શિક્ષણ ફરજીઆત આપવામાં આવે છે, અને અત્યારની બધી સમાજોનું વલણ એવું છે કે ઉપર જણાવેલી બધી ક્રિયાઓનો ખીચડો કરી વ્યક્તિ પાસેથી સમાજની માનસિક, આર્થિક અને સૈનિક–યુદ્ધ વિષયની બધી બાબતમાં સમાજ પ્રત્યે તેનો હિસ્સો માંગવો. પરંતુ વ્યક્તિના પોતાના સ્વાતંત્ર્યની તેના પોતાના ખાસ વલણની જરાપણ દરકાર કરવી નહિ. એ અત્યારનું વલણ છે. આર્યાવર્તની પ્રાચીન યોજનામાં વ્યક્તિનો સ્વભાવ, તેની વૃત્તિ, વલણ વગેરે ઉપર ખાસ લક્ષ આપવામાં આવેલું હતું. અને તેને અનુસરીને સમાજમાં વ્યક્તિનું સ્થાન, તેનાં કાર્ય વગેરે નક્કી કરવામાં આવતાં. વળી પ્રાચીન સમયમાં માણસને સમાજની કેવળ એક વ્યક્તિ તરીકે ગણવામાં આવતો નહિ. તેમ સમાજની સંપૂર્ણતા એ જ જીવનનો આદર્શ ગણાતો નહિ. તેઓ તો માણસને એક વ્યક્તિ તરીકે આધ્યાત્મિક દૃષ્ટિથી જોતા અને તે ક્રમે વિકાસ પામે છે એમ માની સમાજ, જાતિ, સ્વભાવ કાર્યો વગેરે સઘળું તેના વિકાસમાં માત્ર સહાયભૂત થાય છે એમ ગણી તે સર્વની યોજના કરતા. વિચાર અને જ્ઞાન, યુદ્ધ અને રાજ્ય, ઉત્પત્તિ અને વહેંચણી, મજુરી અને સેવા વગેરે કાર્યોને સંભાળપૂર્વક જૂદાં પાડવામાં આવ્યાં હતાં અને એમાનું દરેક કાર્ય જે જેને લાયક હોય તેને આપવામાં આવતું એટલે તે દ્વારા પોતાના સ્વભાવ પ્રમાણે દરેક વ્યક્તિ સંપૂર્ણતા તરફ અને આધ્યાત્મિક ઉન્નતિ તરફ પ્રયાણ કરી શકે.

મનુષ્યજીવનનાં સર્વસામાન્ય કાર્યો અને અંગોમાં બધા માણસોની જવાબદારી સમાયલી છે એ આપણો અત્યારનો વિચાર કેટલીક બાબતોમાં ઘણો ફાયદાકારક છે, કારણકે મનુષ્ય તેનાથી સંપૂર્ણ થાય છે અને દરેક મનુષ્યનો સર્વાંગવિકાસ પણ થાય છે એટલું જ નહિ પરંતુ તેથી સમગ્ર સમાજની સંગીનતા, એકતા, વિવિધતા તથા પૂર્ણતા વધે છે. જ્યારે સામાજીક કાર્યો જૂદા જૂદા વર્ગોને સોંપી દેવામાં આવે છે ત્યારે વિભાગ વધારે દૃઢ થાય છે અને પ્રત્યેક કાર્યમાં ખાસ–વિશિષ્ટ યોગ્યતા આવી જાય છે એ ખરૂં પણ જીવનના પ્રવાહનું ઝરણ અટકી પડે છે. અને વ્યક્તિ

સ્વાતંત્ર્ય લુપ્ત થઈ જાય છે. આર્યાવર્તની સમાજનો અંત એવો જ આવ્યો. યુરોપના પાશ્ચાત્ય આદર્શમાં પણ ગેરલાભો તો જરૂર રહેલા છે. અને કેટલીક બાબતોમાં એ સિદ્ધાંતને અક્ષરશઃ લાગુ પાડવાથી તો ઘણાં જ મૂર્ખાઈ ભર્યાં અને વિચિત્ર પરિણામો આવે છે. એ યોજનાના બધા ગેરલાભો અત્યારે ચાલી રહેલા યુદ્ધમાં આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. "આખી પ્રજાએ પોતાનું રક્ષણ કરવાને તૈયાર રહેવું જોઈએ," અથવા તો "પ્રજાની સ્વતંત્રતાનું રક્ષણ કરવાની જવાબદારી તે પ્રજાના દરેક માણસને શિર છે." એ સાદા સિદ્ધાંત ઉપરથી અત્યારે તો પ્રજાના સઘળા વર્ગોને મરવાને કે મારવાને માટે ખાઈઓમાં નાંખી લઢવાની ફરજ પાડવામાં આવે છે. પછી તે માણસો શિક્ષકો, વિચારકો, તત્ત્વવેત્તાઓ, કળા–કૌશલ્યવાળા હોય કે ગમે તે હોય! બધા માણસોને પોતપોતાનાં કુદરતી કાર્યોથી વિખૂટા પાડી, પોતાના સ્વાભાવિક સ્થાનોથી ભ્રષ્ટ કરી અસ્તવ્યસ્ત કરી નાંખી, બુદ્ધિ અને હૃદયને પણ ગુંગળાવી નાંખવામાં આવે છે. ધર્મગુરુઓ જેમને સરકાર પગાર આપતી હોય તેમને પણ શાંતિ અને સુલેહનો બોધ આપવાનું કાર્ય બંધ કરાવી પોતાના જાતિબંધુઓનો નાશ કરવા માટે ફરજ પાડે છે. મનુષ્યના હૃદયમાં રહેલા ઇષ્ટદેવને–ગેબી અવાજને ગુંગળાવી બંધ પાડવો એ પણ એક દોષ છે. એ પ્રમાણે કરવાથી હૃદય અને મનુષ્યસ્વભાવ બંન્ને ઉપર જુલમ થાય છે, એટલું જ નહિ પરંતુ લશ્કરી દોરપર જે રાજ્યો ચાલે છે તેઓના પ્રજા સંરક્ષણના વિચારો પણ એવા ગાંડાઇ ભર્યા હોય છે કે પ્રજારક્ષણ એટલે પ્રજાના આત્મઘાતનું જ એક પગલું બન્યું હોય નહિ એવું જણાય છે.

આર્યાવર્તની પ્રાચીન પ્રણાલીકામાં યુદ્ધની શકયતા અને ભયંકરતા જેમ બને તેમ ઓછી કરવા તરફ ઘણું લક્ષ અપાતું. અને યુદ્ધનાં કડવાં ફળોનું પરિણામ જેમ બને તેમ ઓછા માણસો પર આવે અને ઓછું આવે એવો તેમનો વિચાર હતો. આ વિચારથી પ્રેરાઇને તેમણે લઢવાનું કાર્ય એકજ વર્ગને સોંપ્યું અને તે વર્ગ સ્વભાવથી, કુલાચારથી અને જન્મથી જ એ કાર્ય કરવાને વધારે લાયક હતો. યુદ્ધના કાર્યદ્વારા તે લોકો પોતાનો વિકાસ અને આધ્યાત્મિક ઉન્નતિ કરી શકતા. યુદ્ધમાં

બહાર પડતા અનેક સદ્‌ગુણો–જેવાકે બહાદૂરી, નિયંત્રિત બળ, નિર્બળનું રક્ષણ કરવાની પરોપકારવૃત્તિ અને ભ્રાતૃભાવ, પરગજુ ઉદાર અને વિનયયુક્ત ઉદાત્ત સ્વભાવ, વગેરે ઉચ્ચ આદર્શોને લઇને ક્ષત્રિયનું જીવન તે પ્રમાણે વર્તતાં કદી પણ પાછી પાની કરતું નહિ. આર્યાવર્ત-ના જનસમાજના બાકીના બધા વર્ગને હિંસામાંથી અને યુદ્ધના કાર્યમાંથી મુક્ત કરવામાં આવ્યો હતો. ક્ષત્રિય સિવાયના વર્ગના જીવનમાં જરાપણ વિક્ષેપ ન પડે તેવી કાળજી લેવામાં આવતી હતી. અર્થાત્ સમાજમાં મારામારી, કાપાકાપી અને યુદ્ધના તત્ત્વોને સંકુચિત કાર્યક્ષેત્ર મળી જતું એટલે આખા સમાજને તેઓ નુકસાન કરી શકતા નહિ. વળી યુદ્ધ કરવાની પરવાનગી આપેલી તે પણ કેવી શરતે?–ધર્મયુદ્ધ કરવાની શરતે જ. એટલે આર્યાવર્તના ક્ષત્રિઓ લડી લડીને પશુ જેવા અધમ થવાને બદલે ઉચ્ચ નીતિના નિયમો પાળી વધારે ને વધારે પવિત્ર થતા. વળી દયાભાવ, શત્રુ પ્રત્યે પણ ઉદારતા બતાવવાની પરમ નીતિ ગ્રહણ કરવાથી યુદ્ધનાં નુકસાનો પણ ઘણાં જ ઓછાં થતાં. જ્યારે આપણે ગીતામાં યુદ્ધની વાત વાંચીએ છીએ ત્યારે આપણે આ વાત ખાસ યાદ રાખવાની છે કે એ યુદ્ધ એક ક્ષત્રિયને છાજે તેવું ધર્મયુદ્ધ છે અને તેના દ્વારા ક્ષત્રિયના આધ્યાત્મિક જીવનનો પણ વિકાસ કરવાનો માર્ગ હતો. એ આધ્યાત્મિક ઉન્નતિ કરવી તે સમયે જીવનનું અંતિમ લક્ષ્ય ગણવામાં આવતું. પાશ્ચાત્ય દેશમાં નાઇટ અને તેમના પરગજુપણામાં તથા આર્યાવર્તના ક્ષત્રિયના ધર્મમાં તથા જાપાનના સામુરાઇ લોકોના ક્ષાત્ર–આદર્શમાં યુદ્ધ નીતિના ઘણાં સિદ્ધાંતોને અનુસરીને યુદ્ધને ચલાવવામાં આવતું હતું. એ પ્રમાણે જ્યારે જ્યારે યુદ્ધ–કલહ નિયમ અને સિદ્ધાંતોને વશ રહીને જગતમાં પ્રવર્ત્યું છે ત્યારે ત્યારે યુદ્ધમાં ભાગ લેનારા માણસોની ઉન્નતિ કરવામાં તેણે મદદ કરી છે એ વાત તો તદ્દન સત્ય છે. જે લોકો શાંતિના ધર્માંધ ઉપાસકો છે તેઓ જ એ વાતની ના પાડવાની હિંમત કરશે. યુદ્ધનું કાર્ય અત્યારે પૂર્ણ થયું હોય અને હવે પછી જીવનના ક્રમમાંથી ભલે તે દૂર થઇ જાય પરંતુ એણે મનુષ્યજાતિના વિકાસમાં જે ફાળો આપ્યો છે તે તો આપણે ઇતિહાસનું સૂક્ષ્મ અવલોકન કરી કબુલ કરવો જ જોઇએ.. એની જરૂરીયાત બંધ પડયા પછી પણ યુદ્ધ જારી રહેશે તો મનુષ્યજાતિનું

પ્રગતિમાન મન-બુદ્ધિ એને તુર્ત દૂર ફેંક્યા વિના નહિ જ રહે કારણ કે એવાં યુદ્ધો કેવળ પશુબળના જ ઉદાહરણો જેવાં જણાશે અને એમાં ઉચ્ચ આદર્શ કે ઉન્નત ભાવના આપણને ગેરહાજર લાગશે એટલે તેને દૂર કરવા આપોઆપ પ્રયત્ન થશે.

આપણને જગતમાં જે શારીરિક-બાહ્ય યુદ્ધ-દષ્ટિએ પડે છે તે સર્વ સામાન્ય વિશ્વવ્યાપી સિદ્ધાંતનું જ એક બાહ્યસ્વરૂપ છે, અને તે જીવનમાં સર્વવ્યાપી છે. ક્ષત્રિયનો આદર્શ પણ મનુષ્યની પૂર્ણતા માટે જરૂરનાં તત્ત્વોનો એક આવિર્ભાવ માત્ર છે. સર્વ માણસમાં જરૂરનાં હોય એવાં તત્ત્વોનો આવિર્ભાવ ક્ષત્રિયના જીવનમાં થાય છે તે ગુણો મનુષ્યની પૂર્ણતાને માટે આવશ્યક છે. આપણા આંતર અને બાહ્ય જીવનમાં જે યુદ્ધ અનિવાર્ય અને સતત્ ચાલ્યાંજ કરે છે તે જ-બાહ્ય-સ્થૂળસ્વરૂપ તે શારીરિક યુદ્ધ છે. જગત્ પણ એ પ્રકારે સતત્ ચાલતા કાર્ય અને પ્રતિકાર્યના સંઘટ્ટનું સ્થળ છે. તેમાં પણ વિનાશ-સંહારથી. પ્રગતિ વસ્તુઓની ઉત્પત્તિ થાય છે અને નવો વિકાસક્રમ આપણને તે યુદ્ધમાંથી અને શક્તિના કલહમાંથી જન્મ પામતો જણાય છે. આ કારણને લીધે આપણને પણ શ્રદ્ધા રહે છે કે ભવિષ્યમાં મનુષ્યજાતિ કોઇ અનિર્વચનીય અને અશ્રુતપૂર્વ મહાન્ એકતાની સુરતા-સમતા-પ્રત્યે આગળ વધી રહેલી છે. આર્યાવર્તમાં ક્ષત્રિયનો જે આદર્શ છે તે ઉપર જણાવેલી યુદ્ધની વૃત્તિનો મનુષ્યજાતિમાં આવિર્ભાવ છે. મનુષ્યજાતિમાં એ યુદ્ધની વૃત્તિનો આવિર્ભાવ તે જ ક્ષત્રિય છે. વિશ્વપ્રકૃતિનો યુદ્ધ અને સંઘટ્ટનો સિદ્ધાંત ક્ષત્રિય માન્ય કરે છે. અને તેનાદ્વારા પોતાની ઉન્નતિ કરે છે. તે નામ અને રૂપનો નાશ કરતાં પાછો પડતો નથી ને તે છતાં પણ એ વિનાશદ્વારા પણ પોતે કોઇ ન્યાય, દયાધર્મનો સિદ્ધાંત જગતમાં લાવવાને મથી રહ્યો છે. અર્થાત્ આખા યુદ્ધનું વલણ કોઇ નૈતિક, ધાર્મિક અથવા આધ્યાત્મિક સુરતા જીવનમાં પ્રકટાવવા તરફ જ હોય છે. ઉપર જણાવેલું વિશ્વાત્માનું સંહારકસ્વરૂપ ગીતા માન્ય કરે છે અને તેના જ પરિણામરૂપી શારીરિક યુદ્ધને ગીતા બહાલી આપે છે અને પોતાનો ઉપદેશ ક્ષત્રિયને સંબોધીને કહે છે. કારણ કે સામાન્ય રીતે યુદ્ધ એ આત્માની આંતરશાંતિ-આંતર નિવૃત્તિની ક્ષુધા અને બાહ્ય અહિંસાની

પ્રબળ ઇચ્છાનો વિરોધ કરનાર ગણાય છે. સાધારણ માણસો તો એમ જ માને છે કે આંતરશાંતિને માટે આત્માની તૃષા છે તે અને બીજાં પ્રાણીઓ પ્રત્યે અહિંસાની વૃત્તિ રાખવાને માટે તેના મનમાં જે અભિલાષા છે તે બંન્ને યુદ્ધનાં કાર્યથી તો તદ્દન ઉલટાં જ જાય છે. યુદ્ધમાં તો એ બંન્ને ભાવનાઓ કદીપણ સાચવી શકાય નહિ. યોદ્ધાને લડતાં લડતાં જે કાર્ય કરવું પડે છે તે અને આંતરશાંતિ, આત્મસંયમ વગેરે પરસ્પર વિરોધી છે. એ બધાંમાંથી ગીતા એ એકતાનો સિદ્ધાંત અને પરમ સમતા શોધી માણસને એ બધાથી પર લઈ જવાનો પ્રયત્ન કરે છે.

સાધારણ રીતે જીવનસંગ્રામમાં માણસ પોતાના સ્વભાવમાં–પ્રકૃતિમાં જે ગુણ પ્રાધાન્ય ભોગવતો હોય છે, તેના પ્રમાણે તે પ્રતિકૃત્ય કરે છે. સાંખ્યમત પ્રમાણે જગતની શક્તિ ત્રણ વિભાગમાં વહેંચાયલી છે. અને જગતની શક્તિનું એ પૃથક્કરણ ગીતા કબુલ રાખે છે. એ ત્રણે શક્તિઓ મનુષ્યમાં પણ ત્રિગુણાત્મક થાય છે. પ્રથમ સમતા, જ્ઞાન અને સંતોષની વૃત્તિ જેને સત્વગુણ એવું નામ આપવામાં આવ્યું છે. ત્યાર પછી બીજો ગુણ લાગણીઓના ઉભરા–ભાવપ્રધાન–કર્મ અને કલહસ્વરૂપ રજોગુણ અને છેવટે અજ્ઞાન અને પ્રમાદસ્વરૂપ તમોગુણ છે. જ્યારે મનુષ્યમાં તમોગુણ પ્રાધાન્ય ભોગવતો હોય છે ત્યારે માણસ પોતાની આજુબાજુ વિશ્વ પ્રકૃતિના જે હૂમલાઓ થતા હોય છે તેમના પ્રત્યે અથવા તો પોતાના સંજોગો અને પરિસ્થિતિ પ્રત્યે, પોતે પ્રતિકૃત્ય કરતો જ નથી, તે એ બધાં સાથે બાથ ભીડતો નથી, પરંતુ પોતે એ બધાથી પરાજય પામી જાય છે. એ માણસ સૌથી વધારે તો એટલું જ કરી શકે કે બીજા એકાદ ગુણની મદદ લઈ (તામસિક માણસ) ગમે તે પ્રકારે પોતાનું જીવન ટકાવી રાખવા પ્રયત્ન કરે છે. એવો માણસ પોતાની આજુબાજુ વિચાર અને કર્મોનું એક એવું નિયમિત વર્તુળ ગોઠવી દે છે કે જાણે પોતે યાંત્રિક સાંચો ન હોય ! એ પ્રકારે પોતે પોતાનું વર્તુળ ગોઠવવાથી તેને હમેશાં એમ લાગે છે કે પોતે તદ્દન નિર્ભય છે અને જીવનસંગ્રામમાં એનાથી વધારે ભાગ લેવાની જરાપણ ઇચ્છા તેને થતી નથી. પોતાના હૃદયમાં પવિત્ર ભાવનાઓ કે ઉચ્ચ આદર્શોનો ધ્વનિ તે ઉઠવા દેતો નથી અને

યાંત્રિક જીવનના ચીલામાં દિવસો ગુજારે છે. માણસમાં જ્યારે રજોગુણ પ્રધાન હોય છે ત્યારે તો માણસ જીવનસંગ્રામમાં ઝુકાવે છે. અને તે સંગ્રામનાં બધાં બળોને પોતાના સ્વાર્થને—પોતાની અહંતાને—સંતોષવાને માટે વાળવા પ્રયત્ન કરે છે. અર્થાત્ તે નાશ કરે છે, જીતે છે, ભોગવે છે પરંતુ એ બધુંએ સ્વાર્થ અને અહંતાને માટે. હોય છે. એવા રજોગુણી માણસના સ્વભાવમાં સત્વગુણનું મિશ્રણ હોય તો એવો માણસ એ બાહ્ય-સંઘટ્ટને પોતાના આંતરવિકાસ, આનંદ અને સંયમનું એક સાધન બનાવી શકે છે. જીવનસંગ્રામ એવા માણસને અંતરમાં આનંદ આપે છે એટલું જ નહિ પરંતુ સંગ્રામ—યુદ્ધ તેને પોતાના આધ્યાત્મિક વિકાસના સાધનરૂપ જણાય છે, અને તેને ઘણો આનંદ આપે છે. જ્યારે માણસમાં સત્વગુણ પ્રધાન હોય છે ત્યારે સંગ્રામમાં પણ માણસ કોઇ ધર્મ, નિયમ, સિદ્ધાંત, સંતોષ વગેરેની શોધ કરે છે. માણસનો સ્વભાવ શુદ્ધ સાત્વિક હોય છે તે ઉપર જણાવેલી સમતા, શાંતિ અથવા ધર્મસિદ્ધાંત પોતાને માટે શોધે છે, ખોળે છે. ઘણીવાર તો પોતાના જ અંતરમાં તેની શોધ કરવાને મથે છે, પરંતુ સામાન્યરીતે આવાં માણસો પોતાના અંતરથી જીવનસંગ્રામને દૂર રાખે છે, અથવા તો કર્મનો સંપૂર્ણ ત્યાગ કરે છે, અને જગતમાં કાર્ય કરી રહેલી વિશ્વ-પ્રકૃતિથી તે દૂર નાસે છે, પરંતુ એવા સાત્વિક સ્વભાવવાળા માણસમાં જો રજોગુણનું મિશ્રણ હોય છે તો જીવનસંગ્રામમાં તે પોતાની સમતા દાખલ કરવાનો પ્રયત્ન કરે છે. તેવો માણસ શુદ્ધ પ્રેમને ખાતર, કોઇ મહાન્ આદર્શ અથવા સિદ્ધાંતને ખાતર ઝૂઝવામાં મગ્ન થઈ જાય છે. જગતમાં જીવનસંગ્રામ પ્રત્યે મનુષ્યનાં જેટલાં વલણો અને જેટલી વૃત્તિઓ છે તે બધી ઉપર જણાવેલા સિદ્ધાંતોમાંથી એકાદના પ્રાધાન્યને આભારી હોય છે અને તેમાં કદાચ મિશ્રણ હોય છે તોપણ તે ત્રણ ગુણની બહાર તેમનું સમતોલન કરવાની વૃત્તિથી ઉત્પન્ન થાય છે.

•

એવો પણ એક સમય આવે છે કે જ્યારે મનુષ્યનું મન આ ત્રણે ગુણોનાં કાર્યમાંથી અસંતુષ્ટ થઈ પાછું ફરે છે, અને પ્રકૃતિથી પર અથવા જૂદું જ અવલંબન શોધવા મથે છે. એ શોધ કરતાં કરતાં તેનું મન

ગુણાતીત–ગુણોથી પર–અને તેથી સર્વ કર્મરહિત* એવી કોઇ અદ્‌ભૂત સત્તા પ્રત્યે આકર્ષાય છે. માણસનું મન જે સત્તા–અસ્તિત્વ–ચૈતન્ય પ્રત્યે દોરાય છે તે ત્રણે ગુણોથી પર હોય છે એટલું જ નહિ પરંતુ ત્રણે ગુણોનું શાસક પણ હોય છે. અને કર્મ કરવાને શક્તિવાન હોય છે ને તે છતાં પોતાનાં કર્મોથી લેપાતું નથી. એ તો **નિર્ગુણ અને ત્રિગુણાતીત** જ રહે છે! અર્થાત્ માણસના હૃદયમાં કેવળ નિરપેક્ષી શાંત અને સ્વતંત્ર અસ્તિત્વ મેળવવાની મજબૂત ઇચ્છા થાય છે, એટલે કે શાંતિપ્રધાન અને દૈવીજીવન પ્રાપ્ત કરવાને તે મથે છે. જ્યારે નિરપેક્ષ શાંતિની ભાવના તેનામાં આવે છે ત્યારે તેને જગતનો ત્યાગ–સન્યાસ–નિવૃત્તિ વધારે થઈ આવે છે. જ્યારે સ્વતંત્ર નિરપેક્ષ દૈવીજીવનની વૃત્તિ પ્રધાન હોય છે ત્યારે પોતાની પરાપ્રકૃતિ–જીવપ્રકૃતિનાથી પર જવાને માટે તેને આવેશ થઈ આવે છે અને તે બધાં કારણો–ઇન્દ્રિયો પ્રત્યે પ્રભુતાનું વલણ રાખી પોતાના સર્વ કર્મોના વમળોમાંથી વિમુક્ત થઈ સમત્વ અને આંતરસન્યાસને બરાબર ધારણ કરે છે અને રાગદ્વેષ કામના વગેરે બંધનોથી વિમુક્ત થાય છે. કુરુક્ષેત્રના મેદાન ઉપર જ્યારે અર્જુન યુદ્ધ કરવા ઉભો ત્યારે પ્રથમ જણાવેલી સન્યાસવૃત્તિ તેને થઈ આવી અને તેણે કટોકટીને પ્રસંગે વીર સ્વભાવનો ત્યાગ કરી યુદ્ધ કરવાની ના કહી. અર્જુને તો પોતાના જીવનમાં પ્રાધાન્ય પામેલો કર્મનો સિદ્ધાંત છોડી સર્વ વસ્તુઓનો ત્યાગ કરવાનું જણાવ્યું પરંતુ શ્રીકૃષ્ણ ભગવાને તે બાહ્યસન્યાસ કરવાની ના કહી. જીવન અને કર્મોનો બાહ્યસન્યાસ કરવાનું છોડી દઈ અંતરમાં એ બધાંથી પર થવાનો બોધ તેમણે અર્જુનને આપ્યો.

અર્જુન પોતે ક્ષત્રિય છે. અર્થાત્ રજોગુણ પ્રધાન માણસ જેમ પોતાના કર્મોમાં ઉચ્ચ સાત્વિક આદર્શને પ્રધાન રાખીને વર્તન કરે છે તેવો છે. તે જ્યારે કુરુક્ષેત્રના મેદાનમાં જાય છે ત્યારે એક વીર યોદ્ધાને છાજે એવી ઉલટ અને એવા હર્ષથી તે આગળ જાય છે. વળી તે ધર્મ-

* સર્વ કર્મોથી રહિત એનો અર્થ કર્મ વિનાની નહિ–પરંતુ કર્ત્તા બુદ્ધિ વિનાની સત્તા. એ સત્ ઉપરથી થયલો શબ્દ છે. અસ્તિત્વ એ પ્રભુનું પ્રથમ લક્ષણ છે એને સત્ કહેવામાં આવે છે. ગુણોથી પર અર્થાત્ નિસ્રૈગુણ્યમયી સ્થિતિ ત્રણે ગુણોના લેપનથી પર અર્થાત્ 'બ્રાહ્મી' સ્થિતિમાં.

યુદ્ધમાં અને યુદ્ધના પવિત્ર મુહૂર્તમાં તેની પોતાની ધાર્મિકતામાં અને ધર્મયુદ્ધમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા છે. પોતે ધર્મયુદ્ધ કરે છે એવી સ્પષ્ટ માન્યતાથી તે હિંમતભેર આગળ વધે છે. શત્રુઓના હૃદયોને કંપાવતો તે પોતાનો વિજયી રથ શંખનાદ સાથે આગળ હંકારી લાવ્યો અને પોતાની સામે અધર્મનો પક્ષ લઈ લડવા આવેલા રાજાઓને જોવા માટે બંન્ને સૈન્ય વચ્ચે તેણે પોતાનો રથ થોભાવ્યો. આ બધી શ્રદ્ધા અને ધર્મ તથા નીતિની માન્યતા ગળી ગઈ ત્યારે પોતાની નિત્ય વૃત્તિ–ક્ષત્રિયત્વમાંથી તે ભ્રષ્ટ થયો અર્થાત્ તેના રજોગુણી સ્વભાવમાં આશ્ચર્ય, શોક, ભય, વિષાદ, મૂઢતા વગેરેનું–તમોગુણનું–પૂર આવ્યું. તેના આંતર જીવનમાં જ મંથનાત્મક યુદ્ધ જાગ્યું ત્યારે તે તમોગુણમાં ખુંપી જવા લાગ્યો. પરિણામે તે સન્યાસવૃત્તિ પ્રત્યે ઢળતો થયો.

गुरूनहत्वा हि महानुभावान्श्रेयो भोक्तुं
भैक्ष्यमपीह लोके। ( અ. ૨. શ્લો. ૫. )

ભિક્ષા માંગીને અન્ન ખાવું તે વધારે સારૂં છે પણ આ વિષમ ક્ષત્રિયનો ધર્મ સારો નથી. એમ તેને લાગી આવ્યું. આ યુદ્ધ અને આ બધાં કર્મનું અહિં શું ? સર્વ માણસોનો સમૂળો નાશ અને તે પણ વિવેક વિચાર વગર કરવામાં આવતો પ્રલય ! આ પ્રમાણે યુદ્ધ કરવાથી વિજય અને કીર્તિ વગેરે મળે પણ તે જ્યારે સંહાર થાય અને લોહીની ધારા વહે ત્યારે જ મળે! રૂધિરથી છંટાયલા ભોગો–રાજ્યસુખના વૈભવો–પણ કેવા ?

" भुंजीय . भोगान्रुधिर प्रदिग्धान्। ( અ. ૨. શ્લો. ૫. )

અને આપણે પાંડવો આ મોટું ધર્મયુદ્ધ ન્યાય, અને સત્યનું પાલન કરવા આરંભ્યું છે છતાં તેની જ શરૂઆત આપણે ન્યાય અને ગુણનો ભંગ કરીને કરવાની ! આપણે સમાજની સ્થિતિ–ધારણ–સાચવવા અને સમાજનું જીવન લાંબુ થાય તેટલા માટે એવો ઉપાય લીધો છે કે જેમાં સમાજશાસ્ત્રના સર્વ સિદ્ધાંતોનો અને તેના કાર્યોનો સમૂળો નાશ થયા વિના રહે જ નહિ

સન્યાસ એટલે જીવનનાં કાર્યોનો–કર્મનો અને પ્રકૃતિના સત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણોનો ત્યાગ. પરંતુ તેને પ્રાપ્ત કરવા માટે ત્રણ ગુણોમાંથી એકને પસંદ કરી માણસે પ્રગતિ કરવી પડે છે. સન્યાસ પ્રત્યે પ્રેરનાર વૃત્તિ તામસિક હોય છે અર્થાત્ માણસ, ભીરુતા, ભય, તિરસ્કાર વગેરે લાગણીઓથી પ્રેરાઇ સન્યાસવૃત્તિ ધારણ કરે છે. એ વૃત્તિ રજોગુણ પ્રધાન તમોગુણવાળી પણ હોઈ શકે. જ્યારે એવી વૃત્તિ હોય ત્યારે રણસંગ્રામની કડાકૂટથી માણસ ત્રાસે છે, શોકવૃત્તિ ધારણ કરે છે અથવા સંગ્રામનું મિથ્યાત્વ સ્વીકારી તેમાં પડવાની ના કહે છે. કારણ કે કર્મમાં પડવાથી સુખદુઃખની ઘટમાળ શરૂ થાય છે. વળી સત્વગુણ પ્રત્યે દોરાયલી રજોગુણની વૃત્તિ હોય તો જીવનથી પર એવું કોઇ સત્ય પ્રત્યક્ષ કરવા માણસ પ્રયત્ન કરે છે, પોતે મનુષ્યજીવનથી ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત કરવા મથે છે, અથવા સર્વ બંધનોને વટાવી પર થવા માટે અધીરી થઈ રહેલી ઉચ્ચગામી પ્રેરણાને વશ થઈ સમગ્ર પ્રાણશક્તિને પોતે ચગદી નાંખે છે. જો માણસમાં સાત્વિકવૃત્તિ પ્રધાન હોય તો તેને જીવનનું મિથ્યાત્વ અને માયાની ઘટમાલ બુદ્ધિદ્વારા સ્પષ્ટ જણાઈ આવે છે, કર્મની નિરર્થકતા પણ તેને ભાસે છે, અથવા તો શાંત, અનંત, અનાદિત્વનું ભાન પણ તેને થાય છે. સત્વમિશ્રિત રજોગુણવાળા માણસના જેવી સન્યાસવૃત્તિ અર્જુનની છે. અર્થાત્ તેનું મૂળ તમોગુણમાં છે. શ્રીકૃષ્ણ ભગવાન તે વૃત્તિને પોષણ આપીને અર્જુનને પવિત્ર સન્યાસ જીવનનો અનુભવ કરાવી શક્તિ અથવા તો પોતે તે વૃત્તિને શુદ્ધ કરીને, અર્જુનને શુદ્ધ સાત્વિક જીવનનો દિવ્ય પ્રસાદ ચખાડી શકત, પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન એ બેમાંથી એક પણ કામ કરતા નથી. તમોગુણની વૃત્તિને ઉત્તેજન નહિ આપતાં પોતે ઉલટા સન્યાસવૃત્તિને છોડી દેવાનો બોધ અર્જુનને આપે છે. શ્રીકૃષ્ણ ભગવાન તો અર્જુનને તે નિંદ્ય અને ક્રૂર કર્મ કરવાનો જ બોધ આપે છે. અને તેની જ સાથે આંતર સન્યાસથી વિશ્વપ્રકૃતિના ગુણોથી માણસ પર થઈ જાય છે અને તે છતાં જીવનમાં કર્મો કરી શકે છે. ગીતામાં બાહ્ય-સન્યાસ નહિ પણ આંતરતપસ્યાનો બોધ આપવામાં આવ્યો છે.

## પ્રકરણ ૫ મું.

## " આર્યયોદ્ધાનો ધર્મ. "

ગીતાના પ્રારંભમાં અર્જુનના હૃદયમાં જે ક્ષોભ અને વિષાદની લાગણીઓ ઉત્પન્ન થઈ છે તથા જે નિર્બળ દયાની લાગણી તેને યુદ્ધના કઠોર કાર્યમાંથી અટકાવી રહી છે, તેને શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ તો સખ્ત ઠપકાના રૂપમાં ઉત્તર આપે છે. ભગવાન તેને કહે છે, " આ બધું **कश्मलम्** " છે. મન અને બુદ્ધિને ભ્રમણા–મોહ પમાડનાર અને ક્ષત્રિયના આર્યત્વને ઝાંખ લગાડનાર છે. ધર્મયુદ્ધમાં અગ્રેસર એવા પૃથાના પુત્ર અર્જુનને એવું વર્તન છાજતું નથી. આવે અણીને પ્રસંગે હૃદયમાં આવી દુર્બળતાને સ્થાન આપવું ઉચિત નથી. પ્રભુ નિર્મિત કાર્યનો આ પ્રમાણે ત્યાગ કરવો જોઇએ નહિ. આ માર્ગ અનાર્ય હોઇને આર્યયોદ્ધાને અણુઘટતો છે. આ માનસિક સ્થિતિ સ્વર્ગપ્રત્યે લઈ જઈ શકે તેવી નથી. **अस्वर्ग्य** છે. માટે એવી " દુર્બળતાનો ત્યાગ કરી યુદ્ધ કર, પૃથ્વીનું રાજ્ય ભોગવ, ઉભો થા અને તારા શત્રુઓનો નાશ કર. "

શ્રીકૃષ્ણ ભગવાનનો એ બોધ જ્યારે વાંચીએ છીએ ત્યારે આપણને લાગે છે કે આ બોધ એક શૂરવીર યોદ્ધો બીજા શૂરવીર ક્ષત્રિયને આપી રહ્યો છે. આપણને અવતારરૂપ શ્રીકૃષ્ણ અર્જુનને મહાન્ તત્ત્વજ્ઞાનનો બોધ આપે છે એમ જરા પણ ભાસ થતો નથી. અવતારરૂપ શ્રીકૃષ્ણે તો જગતમાં સર્વ સ્થળે અને સર્વ પ્રાણીઓમાં નમ્રતા અને સાધુતાને જ પોષણ આપવું જોઇએ. સાત્ત્વિક વૃત્તિઓને જ ઉત્તેજન આપવું જોઇએ સ્વાર્થત્યાગ અને જગતના ક્ષણિક પદાર્થોમાંથી મનની વૃત્તિઓને નિવૃત્ત કરવાનો બોધ આપવો જોઇએ. " **अश्रुपूर्णाकुलेक्षणम्** " ( અ૦ ૨ શ્લો૦ ૧ )—આંસુઓથી પૂર્ણ અને આકુલ જેનાં નેત્રો થયાં છે તેવો

અને "**विषीदंतम्**" જેનું હૃદય શોકથી અને નિરૂત્સાહથી પરવશ બની ગયેલું છે તેવા અર્જુનની દશાને ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન નિર્બળતા કહે છે. વળી આગળ જતાં જણાવે છે કે "**कृपया परयाविष्टो**" પરમ કૃપાથી આવિષ્ટ થયલો–એટલે જાણે કે કૃપા–દયાની લાગણી એ પાપ રૂપ ન હોય! જ્યારે એ પ્રકારનો વિચાર ગીતામાં વાંચીએ છીએ ત્યારે આપણને પ્રશ્ન થાય છે કે શું દયા એ દૈવીસંપત્તિનો એક ગુણ નથી? એવી દશાને શ્રીકૃષ્ણ ભગવાન ઠપકો આપીને દૂર કરવાનું કહે છે એ શું યોગ્ય છે? શું ગીતા પણ આધુનિક જર્મન તત્ત્વવેત્તા નીટ્ઝનો યુદ્ધ કરવાનો–વીરતા દર્શાવવાનો સિદ્ધાંત જ શીખવવા માંગે છે? એવો દયાભાવ હોવો એ શું નિર્બળતા છે? અને કઠણ પાષાણનાં જેવાં લાગણી વગરનાં હૈયાં કરી નાંખવાં એ શું માણસનો ઉચ્ચમાં ઉચ્ચ આદર્શ છે? પણ ગીતાનો બોધ બધો આર્યધર્મમાંથી ઉદ્‌ભવે છે, અને આપણા ધર્મમાં તો દયા એ પ્રભુના દૈવીસ્વભાવનો એક મહાન્ ગુણ ગણાતો આવ્યો છે. આગળ ચાલતા અધ્યાયોમાં શ્રીકૃષ્ણ પોતે દૈવીસંપત્તિની ગણત્રી કરાવતાં અહિંસા અને સર્વભૂત પ્રત્યે દયાની લાગણી, નમ્રતા, ક્રોધનો અભાવ વગેરેને અભય અને અતુલ ક્રિયાશકિતઓથી જરાપણ ઓછાં ગણી કાઢતા નથી. કઠિનતા, કઠોરતા, ક્રોધ, દુશ્મનોને મારવામાં સંતોષ માનવો વગેરે લાગણીઓ આસુરીસંપત્તિમાં આવે છે, એ ભાવનાનો ઉદ્‌ભવ આસુરીસ્વભાવમાંથી થાય છે એટલે માણસ જગત્‌માં અને મનુષ્યમાં પ્રભુત્વ જોઈ શકતો નથી. એટલે ઉપર જણાવેલા દષ્ટિબિંદુથી તો અર્જુન જરાપણ ઠપકાને પાત્ર નથી.

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्।** (અ. ૨ શ્લો. ૨) શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને પૂછે છે કે "આવા વિષમ–કટોકટીને પ્રસંગે તને આ શોક કયાંથી થયો? આત્માને ડાઘ લગાડનાર આ અંધકાર તારામાં ક્યાંથી આવ્યો?" આ પ્રશ્ન અર્જુન પોતાના માર્ગેથી ચલાયમાન થયો હતો તેનું કારણ શોધવાને આપણને પ્રેરે છે. દૈવીકૃપા આધ્યાત્મિક પ્રગતિમાં વધતાં મનુષ્યમાં આવે છે. પણ જે માણસ પોતે આગળ વધ્યો નથી અથવા તો જેના સ્વભાવમાં એ ગુણ પ્રકૃતિથી મૂકવામાં આવ્યો

નથી તે માણસ જ્યારે એ ગુણ પોતાનામાં દર્શાવવાનો ડોળ કરે, તે જ્યારે પોતે દયાવાન છે એવું બતાવી પોતાની નિર્બળતાને ઢાંકે ત્યારે આપણે તેને મૂર્ખતા જ કહીશું; તેને ઉદ્ધતાઇ માનીશું. કારણ કે એવી દયા અને કૃપા તો જે માણસ પ્રભુતા પોતે પ્રાપ્ત કરી જગત્‌માં તેનો આવિર્ભાવ કરતો હોય તે જ બતાવી શકે. એ દૈવીકૃપા જ્ઞાનયુક્ત અને પ્રેમયુક્ત હોય છે. અને તે મનુષ્યજાતિના ઝઘડાઓ અને યુદ્ધો માણસના સદ્‌ગુણો અને દુર્ગુણો, પાપ અને પુણ્ય જ્ઞાન અને અજ્ઞાન બધા પ્રત્યે સમાન દૃષ્ટિ રાખી બને તેટલી મદદ આપવાને ઉત્સુક હોય છે. તે દુઃખમાં દીલાસો પણ આપે છે. સાધુઓમાં અને જ્ઞાનીઓમાં એ દયા સર્વભૂત પ્રત્યે દયા અને પ્રેમની લાગણી રૂપે દેખાય છે; વિચારક અને વીર યોદ્ધામાં એ દયા બીજાને સહાય કરે એવી સલાહ અને દુઃખને ટાળે એવી દૃઢતા અને અતુલ બળના રૂપમાં જણાય છે આર્યયોદ્ધામાં રહેલી એ દૈવીકૃપા સુકા ઘાસના તરણાને તોડતાં અચકાય છે પરંતુ નિર્બળ અને જુલમમાં દબાયલાંઓને સહાય કરતાં જરાપણ પાછી હઠતી નથી. એ દયાની લાગણી જ સત્તાના મદમાં છકી ગયલા જુલમગારોનો નાશ કરે છે પણ ક્રોધથી પેરાઇને નહિ. તિરસ્કારની લાગણીથી દોરાઇને નહિ પણ અસલ આર્યાવર્તની પ્રથામાં કહ્યા પ્રમાણે જે અસુરનો નાશ કરવો પ્રાપ્ત થાય તેના પ્રત્યે પણ અતુલ દયાની ભાવનાથી પ્રેરાઇને તે મારે છે. જેટલી દયા દુઃખી, દીન અને અનાથ જગતને માટે થાય છે તેટલી જ દયા તેને દુષ્ટ રાક્ષસના અજ્ઞાનયુકત પીડન પ્રત્યે પણ હોય છે.

પણ અર્જુનના હૃદયમાં જે દયા અત્યારે થઈ છે તે દયા કાંઇ ઉપર જણાવી તે પ્રકારની નથી. ખરૂં જોતાં એ લાગણીને આપણે "દયા" એ નામથી નથી ઓળખાવી શકતા એને બદલે આપણે "આત્માની દુર્બલતા" અથવા તો પોષવાની વૃત્તિ, કઠિન ફરજ અદા કરતાં જે માનસિક દુઃખ થાય તેમાંથી બચી જવાની ઇચ્છા વગેરે નામ આપીએ તો વધારે યોગ્ય ગણાય.

'यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।' (અ૦ ૨ શ્લો૦ ૮)

મારી ઇન્દ્રિયોને સૂકાવી નાંખનાર આ શોક છે તે શી રીતે દૂર

થશે ? બધી નિર્બલતાઓમાંથી આત્માની નિર્બલતા–અશ્રદ્ધા–એ સૌથી વધારે ( અનાર્ય ) છે. આવી દયા પણ આત્માની નિર્બલતાને પોષવાનું એક સાધન થઈ પડે છે. અહંતાયુક્ત લાગણીઓ કર્ત્તવ્યકર્મમાંથી પાછી હઠે છે તેનું એ ચિત્ર છે. ધૃતરાષ્ટ્રના પુત્રોને મારતાં મન ડગે છે કારણકે તેઓ "**स्वजन**"–પોતાનાં સગાં છે. એમના વિના જીવન નિરર્થક લાગે છે માટે તેમને મારતાં દયા આવે છે. આવી દયા મનની અને ઇન્દ્રિયોની નિર્બળતા કહેવાય. એવી નિર્બળતા સામાન્ય માણસને લાભદાયક પણ છે. કારણ કે તેઓ એવી લાગણીને અભાવે કઠણ હૃદયના અને પાષાણ જેવા ક્રૂર થઈ જવાનો સંભવ છે. એવા માણસોએ તો દયાની લાગણીથી પોતાની ક્રૂરતા અને કઠિનતાને દૂર કરવી જોઇએ. પણ આર્યધર્મમાં આગળ વધેલા માણસને માટે એ માર્ગ નથી. અર્જુન પોતે ભગવાનનો માનીતો મિત્ર છે, તે એક વીર યોદ્ધો છે, પોતાના યુગનો જાણે પ્રતિનિધિ હોય તેવો લાગે છે, એને તો કાર્ય કરવાનું માથે આવી પડયું છે, પ્રભુ પોતે એના રથના સારથિ છે, તેના હાથમાં દૈવી ગાંડીવ ધનુષ્ય છે. અધર્મના સંચાલકો તેની સામે આવીને ઉભા છે, એણે ધર્મનું પરિત્રાણ કરવાનું છે. અત્યારે એણે પોતાની લાગણીઓના ઉભરાને વશ થઈ કાર્ય કરવાનું છોડી દેવું એ યોગ્ય નથી; અત્યારે પોતાની અહંતા, લાગણી વગેરેને વશ થઈ પોતાના સુખ અને દુ:ખને માટે યુદ્ધ કરવાની આનાકાની કરવાની હોઈ શકે નહિ. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે આવા બધા વિચારોને વશ થવું એ તો અધોગતિએ પહોંચવા જેવું છે. અર્જુનને તેથી કર્ત્તવ્યકર્મ કરવા માટે શ્રીકૃષ્ણ ઉત્તેજીત કરે છે. **कर्त्तव्यकर्म** કરવું જોઇએ. અર્જુને અત્યારે પોતાના ક્ષાત્રધર્મનો જ માત્ર વિચાર કરવો જોઇએ, આખી મનુષ્યજાતિનુ ભવિષ્ય એના કર્મ ઉપર ઝૂકી રહ્યું છે તેના પર એણે નજર રાખવી જોઇએ.

શ્રીકૃષ્ણ ભગવાનનો પ્રથમ ઉપદેશ ઉપર જણાવ્યો છે. અર્જુન તેનો ઉત્તર આપે છે તેમાં પણ પોતાની દુર્બળતા કબુલ કરે છે અને યુદ્ધ કરવાની ના પાડે છે. અર્જુનને પોતાની નિર્બળતાનું ભાન છે, છતાં તે તેને વશ થાય છે. એને પોતાને પણ લાગે છે કે ક્ષાત્રભાવ એનામાંથી

પરવારી ગયો છે. ખરૂં ખોટું પારખવાની શક્તિ તેનામાં રહી નથી. તે પોતાના મિત્રને ગુરુ કરીને માને છે. અત્યાર સુધી જે લાગણીઓ ઉપર અને જે વિચારો ઉપર તેનો ક્ષત્રિય સ્વભાવ આધાર રાખી રહેલા હતો તે બધાએ જમીનદોસ્ત થઈ ગયા છે. એટલે શ્રીકૃષ્ણ ભગવાન તેના અસલના સ્વભાવને જાગ્રત કરવા ગમે તેટલા શબ્દો કહે તોપણ તે એના કહેવા પ્રમાણે તો વર્તન કરી શકે તેમ રહ્યું જ નથી. જ્યારે બીજી બધી વિચાર પદ્ધતિમાં એ ન ફાવ્યો ત્યારે છેવટે "મારૂં શરીર આ કાર્યમાં પડવાની ના કહે છે." "મારો કંઠ સુકાઇ જાય છે" વગેરે કહી તે યુદ્ધ કરવાથી દૂર રહે છે. ભીષ્મ, દ્રોણ વગેરે વડીલોને મારવાથી થતું પાપ પોતાનાં જ સગાંઓનો નાશ કરવાથી થતો કુલક્ષય. ભવિષ્યના જીવનની નિરસતા વગેરે તેના સ્વભાવને જીતી યુદ્ધ કરવાને તેને નાલાયક બનાવી મૂકે છે. અસલના સ્વભાવને અનુસરીને તો અર્જુન હવે યુદ્ધ કરી શકે તેમ નથી એ શ્રીકૃષ્ણ ભગવાન પણ સ્પષ્ટ રીતે જુવે છે.

શ્રીકૃષ્ણ ભગવાન જે ઉત્તર આપે છે તે બેધારી તલવાર જેવો છે. પ્રથમ તો આર્યસંસ્કૃતિના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શ પ્રમાણે ટૂંકો અને યોગ્ય ઉત્તર આપે છે અને બીજો ઉત્તર વધારે ગૂઢ, જ્ઞાન પર આધાર રાખનારો, અને ગીતાનો જેમાંથી ખરો બોધ આપણને પ્રાપ્ત થાય છે તે છે. પહેલા ઉત્તરમાં તો આર્યસંસ્કૃતિ વેદાંતના સિદ્ધાંતો ઉપર રચાયલી છે તેને અનુસાર વર્ણાશ્રમધર્મની પ્રણાલી શ્રીકૃષ્ણ ભગવાન બતાવે છે, અને અર્જુનને પોતાના કર્તવ્યની દિશાનું ભાન કરાવવા પ્રયત્ન કરે છે. અર્જુને યુદ્ધ કરવાની ના કહી તેમાં નીતિ અને તર્કવાદ વાપર્યો છે પણ ખરૂં જોતાં તાર્કિક યુક્તિવાદથી અને નીતિના સિદ્ધાંતોવાળા શબ્દો વાપરીને તેણે પોતાના મનની ઘૃણા, પોતાની નિર્બળતા, અહંતા વગેરેને ઢાંકવા પ્રયત્ન કર્યો છે. અર્જુન શરીરના મરણ વિશે જ્યારે બોલે છે ત્યારે માણસ જાણે શરીર જ ન હોય એમ વાંચનારને થાય છે. શરીરનું મૃત્યુ એ જ ખરેખરૂં મૃત્યુ ન હોય એમ ભાસ થાય છે. પણ જે પંડિત લોકો હોય છે, જેઓ ખરા જ્ઞાની હોય છે તેમના મનમાં શરીરનું મરણ શોક ઉપજાવી શકતું નથી.

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्चभाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥

( અ૦ ૨ શ્લો૦ ૧૧ )

—હે અર્જુન ! જેનો શોક કરવો ન જોઈએ તેનો તું શોક કરે છે અને ( પંડિતોના જેવી ) ડાહી ડાહી વાતો કરે છે. જ્ઞાની લોકો–પંડિતો મૂઆ જીવતાનો શોક કરતા નથી. કારણ કે દુઃખ મૃત્યુ વગેરે આત્માના અસ્તિત્વમાં કેવળ ક્ષણિક બનાવ માત્ર છે. માણસનું ખરું સ્વરૂપ તો આત્મા છે અને તે અનાદિ છે.

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

( અ૦ ૨ શ્લો૦ ૧૨ )

શ્રીકૃષ્ણ ભગવાન કહે છેઃ " હું ભૂતકાળમાં ન હતો અથવા તો તું ન હતો એવું નથી, અથવા તો આ રાજાઓ પણ ભૂતકાળમાં હતા જ નહિ એમ નથી. અને આપણે બધા ભવિષ્યમાં નહિ ઉત્પન્ન થઈએ–જન્મ ધારણ નહિ કરીએ–એમ પણ નથી. "

એમના મૃત્યુનો શોક કરવાથી શું ફળ છે ? તેઓ પાછા શરીર ધારણ કરવાના છે.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

( અ૦ ૨ શ્લો૦ ૧૩ )

"દેહ ધારણ કરનારને જેમ આ દેહમાં બાલ્ય, યૌવન, અને વૃદ્ધાવસ્થા, આવે છે ( પ્રાપ્ત થાય છે ) તે પ્રમાણે જ તેને આગળ બીજો દેહ પ્રાપ્ત થાય છે. ( માટે ) તે બાબતમાં ધીર પુરુષો ક્ષોભ પામતા નથી."

જે શાંત, જ્ઞાની પુરુષ પોતાના આવેશોને વશ થતો નથી તે બાહ્ય દેખાવ માત્રથી છેતરાતો નથી. પોતાની ઇન્દ્રિયોના વેગથી અથવા તો

લાગણીના પૂરથી કે મનની ઇચ્છાઓના સમૂહથી પોતાની બુદ્ધિનો નાશ થવા દેતો નથી. ભૌતિક, શારીરિકજીવનથી તે પોતાની દૃષ્ટિ પર રાખે છે અને અંતિમ સત્ય ઉપર પોતાની દૃષ્ટિને સ્થિર રાખે છે.

ત્યારે જીવનનું અંતિમ રહસ્ય શું છે? એવું કયું પરમ સત્ય છે કે જે ઉપર ધીર પોતાની દૃષ્ટિ સ્થિર કરે છે? જીવનનું ખરૂં રહસ્ય એ છે કે જૂદાં જૂદાં અનેક શરીરો ધારણ કરીને મનુષ્ય અમૃતત્વ માટે યોગ્ય બને છે. કેવી રીતે યોગ્ય બને છે? કયો માણસ યોગ્ય બને છે? એ પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. જે માણસ પોતે શરીર છે એ વિચારથી પર થઈ શકે છે તે, જે મનુષ્ય ઇન્દ્રિય ઉપર થતી અસરોને અને મનની વાસનાઓને સત્ય ગણી લેતો નથી તે, જે પોતાની જાતને આત્મા તરીકે જાણે છે અને સર્વને આત્મસ્વરૂપે જ જુવે છે તે માણસ યોગ્ય છે: "અમૃતત્વ" નો અર્થ શરીરનો વિનાશ–મૃત્યુ ન થાય એવો થતો નથી પણ જીવન અને મૃત્યુ બંન્નેથી પર જવું તે છે. સામાન્ય માણસ મનથી વિચારમય જીવન ગાળી શારીરિક વ્યક્તિ પેઠે જીવે છે તેમ નહિ કરતાં જે માણસ પોતે આત્મા છે એમ જાણી આત્મામાં જુવે છે તે મોક્ષ પ્રાપ્ત કરે છે. જે માણસ હર્ષ, શોકને વશ થાય છે તથા જે લાગણીઓ અને ઇન્દ્રિયોના આવેગોનો ગુલામ હોય છે તે કદી પણ "અમૃતત્વ" ને યોગ્ય થઈ શકતો નથી. આ બધી વસ્તુઓને માણસે સહન કરતાં શિખવું જોઇએ.

**तांस्तितिक्षस्व भारत ।** (અ૦ ૨ શ્લો૦ ૧૪) એ બધાંને હે અર્જુન! તું સહન કર. એ બધા બાહ્યસ્પર્શો મુકત માણસને દુઃખ આપી શકતા નથી. અખંડ આત્માને બાહ્યસ્પર્શો સુખ દુઃખ આપી શકતા નથી તે જ પ્રમાણે મુક્ત આત્માને પણ તેઓ અસર કરી શકતા નથી. અર્જુનને જેવો શોક થયો છે, ઘૃણા થઈ છે, અને જેનાથી એ પોતે યુદ્ધ કરતાં અટકી ગયો છે તેવી અસર થવા દેવી એ 'અનાર્ય'ને છાજે એવું અજ્ઞાન છે. અમૃતત્વને મેળવનારા સમત્વ યુકત આર્યને છાજે એવું એ વર્તન નથી.

શ્રીકૃષ્ણ ભગવાન તો અર્જુનને કહે છે જગતમાં મૃત્યુ એવી કોઇ વસ્તુ જ નથી, કારણ કે જન્મ અને મરણ તો માત્ર દેહનાં જ હોય છે.

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्त-त्वदर्शिभिः ॥**
(અ૦ ૨ શ્લો૦ ૧૬)

જે વસ્તુ અસ્તિત્વમાં છે તેનો કદી નાશ થતો નથી અને જે અસ્તિત્વમાં નથી તે કદી ઉત્પન્ન થતી નથી. એ બંન્નેનો અન્ત તત્ત્વજ્ઞાની લોકોએ દીઠેલો હોય છે.

આત્મા તો સત્ છે. અસ્તિત્વયુકત છે, માટે તે કદી નાશ પામતો નથી. અહિં જે જન્મમરણરૂપે આપણને દેખાય છે, અસ્તિત્વ અને આવિર્ભાવ જે ભેદ છે તે બધાનો અંત

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥**
(અ૦ ૨ શ્લો૦ ૧૭)

જેનાથી આ બધું વિશ્વ છવાયું છે તેને અવિનાશી જાણ. અવિનાશી એ અવ્યય તત્ત્વનો—આત્માનો વિનાશ કોઇ પણ કરી શકે તેમ નથી." આત્મજ્ઞાનમાં આવે છે. "**अंतवंत इमे देहा**" (અ. ૨. શ્લો. ૧૮) "આ બધાં શરીરો નાશવંત છે." "**वासांसि जीर्णानि यथा विहाय**" એ અખંડ આત્મા જૂનાં કપડાંની પેઠે જીર્ણ શરીરોનો ત્યાગ કરી નવાં શરીરો ધારણ કરે છે. એમાં શોક કરવાનું, નિરાશ થવાનું કે ઘૃણા કરવાનું શું છે? આત્મા "**अजो नित्यः शाश्वतोऽयं पुराणो ।**" (અ. ૨. શ્લો. ૨૦) જન્મ વગરનો, નિત્ય, શાશ્વત છે તેને કોણ મારી શકે? **नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।** (અ. ૨. શ્લો. ૨૩) એ આત્માને શસ્ત્રો છેદતાં નથી, અગ્નિ દહન કરતો નથી, પાણી તેને પલાળી શકતું નથી, પવન તેને સુકવી નાંખતો નથી. "**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ।** (અ. ૨. શ્લો. ૨૪) તે આત્મા નિત્ય છે, સર્વવ્યાપી, સ્થાણું છે.—તે હમેશાં હોય છે. તે શરીરની પેઠે આવિર્ભાવ પામતો નથી, પણ આવિર્ભાવથી પર હોય છે, વિચારથી પણ તે

અગમ્ય છે, મનથી તે પર છે, જીવનની પેઠે વિકાર પણ પામતો નથી. મન, પ્રાણ અને શરીરના વિકારોથી તે રહિત હોય છે. છતાં પણ મન, વિચાર, પ્રાણ અને શરીર એ બધાં આત્માનો આવિર્ભાવ કરવા પ્રયત્ન કરી રહેલાં હોય છે.

કોઇ કહેશે કે "આત્મા તો અસ્તિત્વમાં જ ક્યાં છે? માણસ જન્મે છે ને મરણ પામે છે તેની સાથે આત્મા પણ જન્મમરણ પામે છે." એ પ્રમાણે માનવામાં આવે તોપણ તેનો શોક કરવો યોગ્ય નથી કારણ કે તેનો નાશ અનિવાર્ય છે.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्त निधनान्येव तत्र का परिदेवना॥

(અ. ૨. શ્લો. ૨૮)

હે ભારત! આદિ કાળમાં એ જીવો અપ્રકટ છે મધ્ય સમયમાં પ્રકટ છે, તથા મૃત્યુ પછી પાછાં અવ્યક્ત બને છે તો પછી તેને માટે શોક શો કરવો?

આત્માનો આવિર્ભાવ કરવા માટે વારંવાર જન્મમરણ થાય એ જરૂરનું છે. બધાં પ્રાણીઓની શરૂઆત ક્યાંથી થઈ તે કોઇ જાણતું નથી, તેવી જ રીતે જ્યારે મરણ થાય છે ત્યારે મનુષ્યનું શું થાય છે તે કોઇ કહી શકતું નથી. માત્ર તેનો મધ્યમ-જીવન આપણે જાણી શકીએ છીએ. તો પછી તેમાં શોક શા માટે કરવો. અર્થાત્ આત્માનો આવિર્ભાવ થવા માટે જન્મ મરણની આવશ્યકતા છે. એટલે શરીર અને મન મરણ પથારી ઉપર અથવા તો યુદ્ધના મેદાનમાં, મૃત્યુથી ભય પામે છે તે અજ્ઞાન છે. જે માણસ મરણ પામ્યું છે તેને માટે શોક કરવો એ અશોચ્ય વસ્તુનો શોક કરવા બરોબર છે. 'अशोच्यानन्व शोचस्त्वं' કારણકે જે મનુષ્ય મરણ પામેલો છે તેના આત્માને જીવનમાં સુખ નથી તેમ મરણમાં દુઃખ નથી. ખરું જોતાં તો માણસ (એનો આત્મા) જન્મ મરણથી પર છે.

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित्॥**

(અ૦ ૨ શ્લો૦ ૨૯)

"જેને કેટલાક આશ્ચર્ય રૂપે વર્ણવે છે, જેને કેટલાક આશ્ચર્ય રૂપે શ્રવણ કરે છે. તેવો અને આશ્ચર્યરૂપ શ્રવણ કરવાં છતાં કોઇ પણ તેને સંપૂર્ણ જાણી શકયું નથી" એવો તે પરમાત્મા છે.

જગતમાં આપણને જૂદાં જૂદાં સ્વરૂપમાં જે દેખાય છે તે એ પરમાત્મા છે. સમગ્રજીવન પ્રભુના પડછાવા જેવું છે. શરીરને ધારણ કરી આત્મા તેનો ત્યાગ કરે છે તે પણ પરમાત્માની જ એક ક્રિયા છે.

**य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते॥**

(અ૦ ૨ શ્લો૦ ૧૯)

"જે મનુષ્ય એ આત્માને હણનાર અથવા હણાનાર માને છે તે અજ્ઞાન છે, કારણ કે આત્મા કદી કોઇને હણતો નથી અને પોતે કદી હણાતો નથી."

જે એકજ સનાતન સત્ય આપણે જીવનમાં અનુભવવાનું છે તે એ કે એક સનાતન આત્મા મનુષ્યના આત્મારૂપે આવિર્ભાવ પામે છે, અને તે યાત્રામાં જીવન અને મૃત્યુ રસ્તા ઉપર આવતા ગણવાના પથરા જેવા છે. એ જીવનયાત્રામાં જીવન અને મરણ એ બંન્ને પ્રગતિ કરાવવાના ઉપયોગી સાધન રૂપ છે, સુખ દુઃખ વગેરે વિજય મેળવવાનાં પગથીયાં છે અને અમૃતત્વ એ પરમ ધામ અંતિમ પ્રાપ્ય છે.

શ્રીકૃષ્ણ ભગવાન બોધ આપે છે કે "હે અર્જુન! તું યુદ્ધ કર! બધો શોક છોડી દે અને લડાઇ કરવા તત્પર થા!" સ્વભાવિક રીતે જ આપણને પ્રશ્ન ઉભો થાય છે કે ઉપર જે તત્ત્વજ્ઞાનનો બોધ આપ્યો તે તો યોગ્ય છે પણ તે ઉપરથી "યુદ્ધ કર" એવો સાર કયાંથી કાઢયો? ઇન્દ્રિયોના વિષયોથી પર થવાનું, સુખ અને દુઃખને સરખાં ગણવાનું તે

બધું શું લઢાઇ કરવા માટે ? ઉપર જે બોધ આપ્યો છે તેને પરિણામે આપણે સુખ દુઃખમાં "સમ" રહેતાં શીખીએ, મૃત્યુથી ડરીએ નહિ, શરીરને તુચ્છ ગણીએ; સર્વમાં એકજ આત્મા વ્યાપી રહ્યો છે એ સત્ય આપણે માન્ય રાખી તે પ્રમાણે વર્તન કરીએ પણ અર્જુનને શ્રીકૃષ્ણ ભગવાન યુદ્ધ કરવાનું કહે છે તે આજ્ઞા ક્યાંથી આવી ? એનો ઉત્તર એ છે કે અર્જુનને સ્વધર્મનું પાલન કરવાનું છે, એના ક્ષાત્રસ્વભાવ પ્રમાણે ધર્મ-યુદ્ધ કરવું એ તેનો ધર્મ છે અને મહાભારતના પ્રસંગમાં એણે તે સ્વભાવ પ્રમાણે વર્તન કરવાનું છે. જગતમાં આવીને મનુષ્યને માત્ર આંતરવિકાસ જ કરવાનો હોતો નથી અને આંતરકર્મો એ કાંઇ સમગ્ર કાર્યક્ષેત્ર નથી; બાહ્ય-કર્મો પણ જીવનના વિકાસમાં ઘણો અગત્યનો ભાગ ધરાવે છે. જગત્ આખું અન્યોન્ય સહાય અને સંગ્રામનું બનેલું છે જીવન હમેશાં શાંત, સરળ અને સીધું વહેતું નથી, તેમાં દરેક ડગલું મુસ્કેલીઓ સાથે બાથ ભીડીને, પ્રતિબળોનો નાશ કરીને ભરવું પડે છે. જગતમાં જે લોકો બાહ્ય અને આંતર વિગ્રહ—સંગ્રામ કરવાનું પોતાને માથે ઉઠાવી લે છે તેમને ક્ષત્રિય કહેવાય છે. યુદ્ધ, બળ, શક્તિ, ઉદારતા, બહાદુરી, વીરતા, વગેરે તેમના ગુણો હોય છે. ધર્મનું રક્ષણ કરવું, અને તેને માટે યુદ્ધનો ઝુંડો ઉઠાવવો એ તો તેમનો એક હક્ક છે, કારણકે જીવનમાં તો સત્ અને અસત્ ન્યાય અને અન્યાય, ધર્મ અને અધર્મ વચ્ચે હમેશાં યુદ્ધ ચાલ્યાં જ કરે છે. જ્યારે એ યુદ્ધ શરીરનો નાશ કરવા સુધી આવી પહોંચે ત્યારે ધર્મના વીર નેતા એ પોતાના કર્ત્તવ્યથી થતો નાશ જોઇને પાછા ફરવું એ તો ધર્મનો પરાજય સ્વીકારવા બરાબર છે. એવે કટોકટીને પ્રસંગે ધર્મયુદ્ધના મહારથીએ, પોતાના અનુયાયીઓનો ત્યાગ કરવો ઘટતો નથી. પોતાનું ધર્મયુદ્ધ ત્યજી દેવું એ યોગ્ય નથી. ધર્મનો વાવટો અધર્મીઓના પગ નીચે કચરાવવા દેવો એ હિંસા કરવા કરતાં પણ વધારે ઘોર પાપ છે. પોતાના હૃદયમાં થતી નિર્બળ દયાને વશ થઈ દુષ્ટ લોહીથી તરબોળ નીતરતા અધર્મીઓના પગ નીચે શું તેણે ધર્મનો ઝુંડો કચરાવા દેવો એ વ્યાજબી છે ? એની ફરજ તે સમયે તો યુદ્ધ કરવાની જ હોઈ શકે. અહિં હિંસા કરવી એ પાપ નથી પણ હિંસા કરતાં અટકી પડવું એ મહાન્ પાપ છે.

અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને બીજું કારણ આપ્યું હતું તેનો ઉત્તર પણ ભગવાન આપે છે. અર્જુને એમ કહ્યું હતું કે સગાંઓને મારવાથી એનું પોતાનું જીવન નીરસ થઈ પડશે. શ્રીકૃષ્ણ અર્જુનને પૂછે છે કે " ક્ષત્રિયના જીવનનો ખરો આદર્શ શો છે ? ક્ષત્રિયનું ખરું સુખ શેમાં રહેલું છે ? " ક્ષત્રિયનું ખરું સુખ પોતાનાં સગાં વહાલાંઓ વચ્ચે શાંતિમાં રહી સુખચેનના દિવસો ગુજારવામાં રહ્યું નથી, પણ ધર્મનું રક્ષણ કરવા માટે યુદ્ધ કરવામાં રહેલું છે. પોતાનું જીવન જેને માટે અર્પણ કરી દેવાય એવો મહાન્ આદર્શ શોધી તેની પાછળ એક મનથી પડવામાં ખરું ક્ષાત્રતેજ રહેલું છે.

**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥** ( અ૦ ૨ શ્લો૦ ૩૧ ) ધર્મયુદ્ધથી વધારે ઉચ્ચ શ્રેય ક્ષત્રિયને માટે હોતું નથી.

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥**

( અ૦ ૨ શ્લો૦ ૩૨ )

આપોઆપ ઉઘડી ગયલા સ્વર્ગના દ્વાર જેવું ધર્મયુદ્ધ જ્યારે ક્ષત્રિયના સમક્ષ આવે છે, ત્યારે ક્ષત્રિયો ખરેખરા સુખી છે.

અર્જુન ધર્મયુદ્ધ કરવા ના પાડે છે તેનાથી તો ક્ષત્રિયોમાં, મહારથીઓમાં તેની હાંસિ થવાનો સંભવ છે. બધે તેની અપકીર્તિ થશે.

**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ।** (અ૦ ૨ શ્લો૦ ૩૪) અને સારા માણસને માટે અપકીર્તિ એ મરણ કરતાં પણ વધારે અનિષ્ટ થઈ પડે છે.

ક્ષત્રિયને માટે તો યુદ્ધ, વીરતા, અધિકાર, શક્તિ, વીરલોકોમાં કીર્તિ સારા કાર્યમાં મરણ પામે તો તેને સ્વર્ગ મળે છે તે સ્વર્ગ મેળવવું વગેરે તેના આદર્શો છે. એ મહાન્ આદર્શોને હલકા પાડવા, તેના ઉપર ડાઘ લાગવા દેવો, બહાદૂર વીર યોદ્ધાઓને ભીરુતાનો દાખલો પોતાના વર્તનથી

આપવો, મનુષ્યજાતિનો નીતિનો આદર્શ પોતાની ફરજ ન બજાવીને હલકો કરી નાંખવો એ ઘણું ઘોરપાતક ગણાય એમ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥

( અ૦ ૨ શ્લો૦ ૩૭ )

જો તું યુદ્ધમાં મરણ પામીશ તો તું સ્વર્ગને પ્રાપ્ત થઇશ, અને જો તું વિજયી થઇશ તો તું પૃથ્વીનું રાજ્ય ભોગવીશ માટે યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને ઉભો થા.

પ્રથમ શ્રીકૃષ્ણ ભગવાને તત્ત્વજ્ઞાનથી ભરપુર જે ઉપદેશ આપ્યો તેનાં કરતાં બીજો ઉપદેશ જરા હલકી ભૂમિકાનો લાગે છે. અને હવે પછી પણ જે આધ્યાત્મિક જ્ઞાન આવનાર છે તેનાથી તે ઉતરતો છે. કારણ કે ઉપર જે શ્લોક કહ્યો તે પછીના જ શ્લોકમાં

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ॥ ( અ. ૨. શ્લો. ૩૮ ) સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજયને સમાન ગણી યુદ્ધમાં સમત્વ ધરી લઢવાનું કહે છે.

ગીતાનો એ ઉપદેશ ખરેખરો છે. આર્યાવર્તમાં નીતિના આદર્શો જૂદી જૂદી સ્થિતિના લોકોને માટે ક્રમવાર ચઢતી પાયરી હમેશાં રાખે છે. અહિં આપણને વર્ણાશ્રમ ધર્મનો આદર્શ, સમાજીક વ્યવસ્થાના ઉપયોગી ભાગ તરીકે દર્શાવવામાં આવ્યો છે. પાછળથી તેનું આધ્યાત્મિક રહસ્ય પણ સમજાવ્યું છે. જો તું ફળની ઇચ્છાથી પ્રેરાઇને કર્મો કરવામાં પ્રવૃત્ત થતો હોય તો વર્ણાશ્રમધર્મનું પાલન કરવાનો બોધ હું તને આપું છું. ઉચ્ચ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી તું મને પૂછતો હોય તોપણ મેં તને આત્માની એકતા અને નિત્યતા બતાવી છે એમ શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહી રહ્યા છે. " स्वधर्ममपि चावेक्ष्य "–( અ. ૨. શ્લો. ૩૧) ગમે તે માર્ગે તું વિચાર કરશે તો પણ પરિણામ તો એક જ છે, જો તું એમ ધારતો હોય કે વર્ણાશ્રમધર્મનું પાલન કરવા જતાં મને પાપ લાગે છે તો મેં

તને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ પણ તારૂં કર્ત્તવ્ય બતાવી આપ્યું છે, તારામાં જે અહંકાર છે તેનો નાશ કર, સુખ અને દુઃખ બન્નેનો ત્યાગ કર. લાભ અને હાનિ પ્રત્યે સમાન થા. ઈશ્વરી આદર્શથી જે કર્ત્તવ્યકર્મ તારે કરવાનું પ્રાપ્ત થયું છે તેના પ્રત્યે દૃષ્ટિ રાખ.

"**नैवं पापमवाप्स्यसि**" (અ. ૨. શ્લો, ૩૮) "એ પ્રમાણે કરવાથી તને પાપ નહિ લાગે" એ રીતે અર્જુનના પ્રશ્નનો જ્ઞાન અને વ્યવહારિક નીતિ, બન્ને દૃષ્ટિથી શ્રીકૃષ્ણ ભગવાને ઉત્તર આપ્યો છે.

આર્યયોદ્ધાનો ધર્મ શો છે? ઈશ્વરને ઓળખ; તારા આત્માનો સાક્ષાત્કાર કર; મનુષ્યોને સહાય કર; ધર્મનું રક્ષણ કર, જીવનસંગ્રામમાં તારૂં પોતાનું કાર્ય કર્યા વગર, હિંમત હાર્યા વિના કરતો રહે, આર્યયોદ્ધા તું અમર આત્મા છે, ક્ષુદ્ર શરીર નથી. તારો આત્મા અમૃતત્વને પામવા માટે આવિર્ભાવ પામે છે. જીવન અને મરણ એ તો કાંઇ વિસાતનાં નથી! શોક, ભય, દુઃખ વગેરે મિથ્યા છે, કારણ કે એ બધાંને તો તારે જીતવાનાં છે. તારાં પોતાના સુખ પ્રત્યે જ દૃષ્ટિ રાખ નહિ, તારો પોતાનો જ સ્વાર્થ શોધ નહિ પણ તારી દૃષ્ટિને ઉર્ધ્વ રાખ, અને ચારે બાજુએ ફેરવતો રહે. ઉંચે આત્માની ઉન્નતિના પ્રદેશ પ્રત્યે અને ચારે બાજુ જગતમાં ચાલી રહેલા સંગ્રામ પર દૃષ્ટિ રાખ. મનુષ્યજાતિ તારા પ્રત્યે આશા ભરી દૃષ્ટિ નાંખી રહી છે. તે તારી સહાય માંગે છે, માટે સહાય કર! યુદ્ધ કર! જગતની પ્રગતિ થતી હોય તો સંહાર કરવા માટે પણ તત્પર થા! પણ જેનો તું વિનાશ કરે તેના પ્રત્યે દ્વેષ રાખતો નહિ. જેઓ તારે હાથે નાશ પામે તેનો શોક કર નહિ. સર્વમાં એક જ આત્મા છે, તેને નિહાળ! શરીર તો માટી છે એ વાત બરાબર સમજી લે. તારૂં કર્ત્તવ્ય સમભાવે, દૃઢતાથી કર્યો જા! યુદ્ધ કર અને તેમાં મરણ પામ અથવા તો વિજય મેળવ. કારણ કે ઈશ્વર તરફથી અને પ્રકૃતિ તરફથી તને આ કાર્ય સોંપાયલું છે.

## પ્રકરણ ૬ ઠું.

—※—

### "સાંખ્ય અને યોગ."

—※—※—

અર્જુનને શ્રીકૃષ્ણ ભગવાને શરૂઆતમાં જે સંક્ષિપ્ત ઉત્તર આપેલો છે, તેમાં એક જરૂરનો ભેદ વર્ણવવામાં આવ્યો છે, અને તે ભેદ ગીતાની સંપૂર્ણ સમજુતિ માટે ઘણો જ અગત્યનો છે. એ ભેદ સાંખ્ય અને યોગ વચ્ચેનો છે.

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥**

(અ૦ ૨. શ્લો૦ ૩૯)

આ મેં તેને 'સાંખ્ય' મત કહ્યો, હવે તું યોગની સમજુતિ સાંભળ. કારણકે આ બુદ્ધિથી યુક્ત થવાથી હે અર્જુન! કર્મનાં સર્વ બંધનો તું ત્યાગી શકશે.

ઉપર જણાવેલા શબ્દોમાં ગીતા 'સાંખ્ય' અને 'યોગનો' ભેદ આપણને દર્શાવવા માગે છે.

ગીતાનો પાયો વેદાંત ઉપર રચાયલો છે. અને વેદાંતમતનાં* ત્રણ પ્રમાણભૂત પુસ્તકોમાંનું તે એક પુસ્તક છે. ગીતા અપૌરુષેય-દૈવી વાણી નથી. અર્થાત્ તેમાં યુક્તિ, અનુમાન, તર્ક વગેરે સર્વ ઉપાયો વાપરવામાં

---

* વેદાંતના ત્રણ પ્રમાણભૂત ગ્રંથોમાં:—૧ બ્રહ્મસૂત્ર વેદવ્યાસનાં બનાવેલાં, ૨ દશ ઉપનિષદો, ૩ શ્રીમદ્ ભગવદ્ગીતા—આ ત્રણ પુસ્તકો ઉપર બંધ બેસતી ટીકા લખનાર માણસને "આચાર્ય" એવું નામ આપવામાં આવતું

આવ્યા છે, અને તે બધાંનો પાયો સત્ય ઉપર જ રચાયલો છે, તોપણુ તે પ્રેરણાજન્ય વાણી નથી. છતાં પણ ગીતા પ્રત્યે આર્યપ્રજાનો એટલો બધો ભાવ છે કે ગીતાને તેરમા ઉપનિષદ્ તરીકે ગણવામાં જરા પણ વાંધો નથી. ગીતા વેદાંતનો એક પ્રમાણભૂત ગ્રંથ છે તે છતાં તેમાં દર્શાવેલા વેદાંતના વિચારોને 'સાંખ્ય' અને 'યોગનો' દઢ પાશ લાગેલો જણાઈ આવે છે. અને તેથી જ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું તત્ત્વજ્ઞાન સમન્વય-પૂર્ણ એકીકરણથી વ્યાપ્ત છે. વાસ્તવિક રીતે જોતાં ગીતા એક ચોક્કસ માર્ગનું પ્રતિપાદન કરે છે, અને તે માર્ગની સમજુતિ આપવા માટે જ ગીતા તત્ત્વજ્ઞાનના વિચારોની સહાય લે છે. વળી વેદાંતના વિષયમાં પણ કેવળ સિદ્ધાંતો તથા તત્ત્વજ્ઞાન લખીને ગીતા સંતોષ માનતી નથી. પરંતુ જ્ઞાન અને ભક્તિ એ બન્નેને કર્મના પાયા ઉપર રચે છે અને કર્મનો જ્ઞાનમાં પરિપાક કરવાનું કહે છે. અને કર્મમાં ભક્તિનો રસ ઓતપ્રેત કરી કાંઈક અવર્ણનીય યોગની પ્રણાલીનું પ્રતિપાદન કરે છે. વધારામાં ગીતાના યોગનો પાયો સાંખ્યમત ઉપર પણ ઘણે અંશે રચાયલો છે. તેનો પાયો લઈને ગીતા શરૂઆત કરે છે અને સાંખ્યના ઘણા સિદ્ધાંતોને ગીતા કબુલ પણ રાખે છે. તોપણ ગીતા તેમનાથી પણ આગળ વધી જાય છે. કેટલુંક તેમાંનું પડતું પણ મૂકે છે અને તે છતાં સાંખ્યમતની પૃથક્કરણની પ્રથા અને વેદાંતમતના સમન્વયરૂપ અદ્વૈતને અજબ રીતે એકતામાં સાંધે છે.

સ્વાભાવિક રીતે જ આપણને અહિં પ્રશ્ન થાય છે કે ગીતામાં **'સાંખ્ય'** અને **'યોગ'** એ બન્ને કહેવામાં આવે છે તે કયાં? સાંખ્ય-કારિકાઓમાં અત્યારે જે સાંખ્યમત આપણને મળી આવે છે તે જ **'સાંખ્ય'** ગીતામાં વિવક્ષિત છે કે કેમ? અને **'યોગ'**ના અર્થમાં પાંતજલ યોગસૂત્રોનો ઉપયોગ ગીતા કરે છે કે કેમ? એ બન્ને પ્રશ્નોનો ઉત્તર આપણે ભારપૂર્વક નકારમાં જ આપવો પડશે. ગીતામાં કહેલું 'સાંખ્ય' કારિકાના સાંખ્યથી ભિન્ન છે, કારણ કે ગીતા પુરુષની વિવિધતા–નાનાત્વ–કોઈ પણ સ્થળે સ્વીકારતી નથી. એટલું જ નહિ પરંતુ સાંખ્યમતમાં એક–અદ્વૈત–ઈશ્વર પુરુષોત્તમના અસ્તિત્વને સ્વીકારવામાં આવ્યું નથી તેનો ગીતા બુદ્ધિપૂર્વક સ્વીકાર કરે છે. પરાપૂર્વથી મનાતો આવેલો સાંખ્યમત નિરીશ્વરવાદી છે જ્યારે

ગીતામાં કહેલા 'સાંખ્ય'મત પ્રમાણે ઈશ્વરવાદ–સમષ્ટિવાદ અને અદ્વૈત વાદ સર્વેનો સમન્વય કરી શકાય છે.

જે પ્રમાણે 'સાંખ્ય'મતનું તે જ પ્રમાણે 'યોગ'નું સમજવું. ગીતામાં કહેલો યોગ પાતંજલનો યોગ–રાજયોગ નથી. રાજયોગમાં તો આંતરનિયંત્રણને ડગલે ડગલે અમલમાં મૂકવાનું છે. સોપાન તૈયાર હોવા ઉપરાંત એ પદ્ધતિ શાસ્ત્રીય–પ્રયોગ સિદ્ધ છે. તે માર્ગદ્વારા ક્રમેક્રમે મનને તદ્દન શાંત કરવામાં આવે છે. અને કેવળ નિઃસ્તબ્ધ સ્થિતિ પ્રાપ્ત થતાં મનને સમાધિ થઈ જાય છે. એ સમાધિ પ્રાપ્ત કરવાથી તે આત્માને ઐહિક, આમુષ્મિક બન્ને લાભ થાય છે. માણસને એ ઐહિક લાભ આત્માની ઉન્નતિ, વિકાસ અને સિદ્ધિની પ્રાપ્તિ રૂપે દેખાય છે, અને નિત્યનો લાભ તેને બ્રહ્મના સાક્ષાત્કારરૂપે થાય છે. પરંતુ, આપણે સ્પષ્ટ સ્હમજવાની જરૂર છે કે ગીતામાં જે યોગનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે યોગ વિશાળ, ઘણો જ સ્થિતિસ્થાપકતાવાળો અને અતિવ્યાપક છે. તેમાં વિવિધ તત્ત્વોને ખૂબીથી સમન્વયમાં સાધવામાં આવ્યાં છે. તે યોગમાં રાજયોગ એ માર્ગ એક સહાયક તરીકે જ સ્વીકારવામાં આવેલો છે અને તે પણ તદ્દન અનિવાર્ય અથવા આવશ્યક તો નથી જ. ગીતાના યોગમાં પાતંજલના યોગમાર્ગની પેઠે શાસ્ત્રીય પદ્ધતિ નથી પરંતુ તે યોગમાં આત્મવિકાસનો ઉપાય પ્રકૃતિને અનુસાર રાખી યોગની શરૂઆત કરવામાં આવે છે. મનુષ્યજીવનમાં ગીતા પુરુષને ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરાવી પશુ-જીવનમાંથી દૈવીજીવનમાં મનુષ્યને લઈ જવાનો માર્ગ દર્શાવે છે. તેથી કરીને ગીતમાં સમાધિનો અર્થ સામાન્ય રીતે યોગમાં જે સમાધિ કહેવામાં આવે છે તેના કરતાં તદ્દન જૂદો છે. વળી પાતંજલ યોગભાષ્યમાં કર્મને માત્ર ચિત્તશુદ્ધિના પ્રાથમિક સાધન તરિકે જ સ્વીકારવામાં આવે છે અને એકાગ્રતા લાવવા માટે સહાયક તરીકે તેને સ્થાન આપવામાં આવે છે; જ્યારે ગીતા યોગસાધનાના મુખ્ય હથિયાર તરીકે કર્મનો સ્વીકાર કરે છે. પાતંજલમાં કર્મ કેવળ પ્રાથમિક અને અપક્વ દશામાં જ સ્વીકારાયલાં છે જ્યારે ગીતામાં કહેલા યોગનો આખો પાયો કર્મ ઉપર રચાયલો છે. પાતં-જલ યોગમાં કર્મનો તો જેમ બને તેમ જલદી ઉપયોગ થઈ રહેતાં ત્યાગ

કરવાનું કહેવામાં આવ્યું છે અર્થાત્ યોગને માટે કર્મ નિરુપયોગી મટ પડે છે, પરંતુ ગીતામાં તે પ્રમાણે નથી. ગીતામાં તો સર્વોત્તમ આધ્યાત્મિક સ્થિતિને પ્રાપ્ત કરવાના સાધન તરીકે કર્મને સ્વીકારવામાં આવે છે. એટલું જ નહિ પરંતુ મોક્ષ મેળવ્યા પછી પણ કર્મ સતત્ ચાલ્યા જ કરે છે.

ઉપર કરેલો પ્રસ્તાવ કરવાની ખાસ અગત્ય એ છે કે હમણાં વપરાતા ઘણા ખરા પારિભાષિક શબ્દોના અર્થ આપણે હમણાં સમજીએ છીએ તેવા અર્થમાં કરવાથી ઉત્પન્ન થતી ગુંચવણો ઉભી ન થાય. ગીતામાં કહેલું ' સાંખ્ય ' અને તેનો ' યોગ ' ભિન્ન છે, તોપણ એટલું તો કહેવાની ખાસ જરૂર છે કે 'સાંખ્ય' અને 'યોગ બન્નેમાં સર્વમાન્ય વિશાળ–ઉદાર–આસ્થાયુક્ત અને સર્વાંશે સરળ સિદ્ધાંતો છે તે બધાય ગીતા કબુલ કરી પોતાની વિચારપદ્ધતિમાં ગ્રહણ કરી લે છે. અલબત ગીતા પોતે તે મતમતાંતરોની અને તેમના સિદ્ધાંતોની વાડાથી કદી પણ બંધાઈ જતી નથી. ગીતામાં જે 'સાંખ્ય' છે તે આસ્તિક સેશ્વરી *–વેદાંતના મતને અનુસરતું છે. અર્થાત્ ઉપનિષદ્‌માં અને છેવટ પુરાણોમાં સાંખ્યના મૂળ સિદ્ધાંતો અને તત્ત્વો ઉપરથી સાંખ્ય જેવું તારવી કાઢી શકાય તેમ છે તેવું ગીતા માન્ય રાખે છે. અને ગીતાના 'યોગનો ખ્યાલ પણ ઘણો જ વિશાળ છે. **આંતર સ્થિતિમાં કરવાના મહાન પરિવર્તનને તથા સચ્ચિદાનંદ સાથે આત્માની એકતા કરવાના પ્રયત્નને ગીતા યોગ એવી સંજ્ઞા આપે છે.** અને તે સિદ્ધ કરવા માટે રાજયોગ તો કેવળ એક માર્ગ છે. વળી વધારામાં ગીતા તો ભાર દઈને જણાવે છે કે 'सांख्य' અને 'योग' બન્ને એકજ છે–જૂદા નથી અને બન્ને પરસ્પર વિરોધી પદ્ધતિઓ નથી. પરંતુ બન્નેના સિદ્ધાંતો એક છે તથા બન્નેના અંતિમ હેતુ પણ એકજ છે. ફક્ત તેમની પદ્ધતિમાં અને શરૂઆત કરવામાં ભેદ જણાય છે. 'સાંખ્ય' પણ એક પ્રકારનો યોગ છે.

---

* સાંખ્યના બે મત પ્રચલિત હતા. ૧ નિરીશ્વરી અને ૨ સેશ્વરી. સેશ્વર સાંખ્યમાં સર્વે તત્ત્વો ઉપરાંત ઈશ્વરને પણ સ્વીકારવામાં આવે છે. નિરીશ્વર સાંખ્યના મત પ્રમાણે વિશ્વઘટનામાં કેવળ પ્રકૃતિ અને પુરૂષનું જ અસ્તિત્વ સ્વીકારવામાં આવતું. ઈશ્વર એવું તત્ત્વ તેઓ માન્ય રાખતા નહિ.

પરંતુ તે જ્ઞાનથી શરૂઆત કરે છે. અર્થાત્ તેની શરૂઆત વિવેક, વિચાર, પૃથક્કરણ વગેરેથી થાય છે. અને સત્યનો સાક્ષાત્કાર કરીને તે પોતાનું અંતિમ લક્ષ્ય સાધે છે. યોગની શરૂઆત 'कर्म'થી થાય છે. હવે કર્મ શબ્દનો અર્થ તપાસતાં આપણને સ્પષ્ટ જણાઈ આવે છે કે ગીતામાં 'कर्म' શબ્દ ઘણા જ વિશાળ અર્થમાં લેવામાં આવ્યો છે. પોતાની આંતરબાહ્ય સર્વ ક્રિયાઓને નિઃસ્વાર્થ વૃતિથી સંપૂર્ણ ભક્તિભાવપૂર્વક પ્રભુના ચરણમાં યજ્ઞરૂપે સમર્પણ કરવી તેને યોગનું નામ આપવામાં આવ્યું છે. જ્ઞાનદ્વારા જે સત્યની પ્રતીતિ થાય છે તેનું વર્તનદ્વારા પાલન કરવું અને સંપૂર્ણ શ્રદ્ધાભક્તિપૂર્વક અને સમતાથી પુરુષોત્તમ પ્રભુને આત્મસમર્પણ કરવું તેનું નામ 'योग' છે.

પરંતુ અહિં આપણને સ્વાભાવિક રીતેજ પ્રશ્ન થાય છે કે 'सांख्य'-નો મત શો છે? તેમાં કયાં કયાં સત્યોનો સમાવેશ થાય છે? "सांख्य" એ દર્શનનું નામ संख्या–ગણત્રી પૃથક્કરણની પદ્ધતિ એ ઉપરથી આવેલું છે. સામાન્ય રીતે મનુષ્યનું મન જગતમાં જે મૂળતત્ત્વો છે તેનાં કાર્ય અને પ્રતિકૃત્યની પરંપરાને જ નિહાળવામાં મશગુલ થયલું જણાય છે. તેમાંથી અસ્તિત્વના અને આવિર્ભાવ–જગત્–નાં મૂળતત્ત્વોને છૂટાં પાડી તેની ગણત્રી કરવી તથા વિવેક બુદ્ધિથી તેમની વચ્ચેનો ભેદ પારખવો તેનું નામ "સાંખ્ય." સાંખ્યમતનો હેતુ સમન્વય કરવાનો ન હતો. સાંખ્યમત દ્વૈતવાદી છે. વેદાંતમતમાં જે પ્રમાણે એક પ્રકારનું દ્વૈત માનવામાં આવે છે તેવું દ્વૈત નહિ, પરંતુ કદી પણ અદ્વૈતમાં લય ન પામે એ પ્રકારના દ્વૈતમાં સાંખ્ય માને છે. સાંખ્યમત વિશ્વના કારણભૂત બે આદિ તત્ત્વો સ્વીકારે છે અને એ બે તત્ત્વોનાં કાર્ય–પ્રતિકૃત્યથી આખું વિશ્વ ઉત્પન્ન થયું છે એમ માને છે. તે બે તત્ત્વોમાંનું એક "पुरुष" * નિષ્ક્રિય અને બીજું "प्रकृति"–ક્રિયાત્મક. પુરુષ એટલે સામાન્ય રીતે જેને

* पुरुष શબ્દ 'પ્રકૃતિ' જોડે વપરાય છે. पुरुष એટલે જે તત્ત્વથી "હું છું" એવી અસ્તિત્વની પ્રતીતિ માણસને થાય છે તે. સાંખ્યમત પ્રમાણે પુરૂષ' અકર્તા છે,–સાક્ષી માત્ર છે અને બધાં કાર્યો પ્રકૃતિથી જ થાય છે અને પ્રકૃતિમાં પુરૂષનો સંયોગ થવાથી જગતની ઉત્પત્તિ થઈ છે.

આત્મસંજ્ઞાથી ઓળખવામાં આવે છે તે નહિ; પરંતુ, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, અકર્તા, અક્ષય, આત્મજ્યોતિરૂપ જે તત્ત્વ છે તે. પ્રકૃતિ પુરુષની શક્તિ છે, તેમજ તેની ક્રિયા છે. પુરુષ અકર્તા છે પરંતુ પ્રકૃતિમાં થતાં કાર્યોને પોતાનામાં પ્રતિબિંબિત કરે છે. પ્રકૃતિ પોતે જડ છે, યંત્રવત્ છે, પરંતુ પુરુષમાં તેની ક્રિયાનું પ્રતિબિંબ પડવાથી જાણે ચૈતન્યયુક્ત હોય નહિ, તેવી જણાય છે એ રીતે ઉત્પત્તિ, સ્થિતિ, લય, જન્મ, મરણ–સંજ્ઞા * તથા સંજ્ઞાનો અભાવ, જ્ઞાન, અજ્ઞાન, કર્મ, અકર્મ, સુખ, દુઃખ વગેરે સઘળું દેખાય છે. પુરુષ પોતે એ બધાં '**પ્રકૃતિ**' નાં કાર્યોને–પ્રકૃતિને વશ થઇને પોતાનાં ગણે છે. પરંતુ ખરૂં જોતાં તે બધાં **પુરુષનાં** નથી પરંતુ પ્રકૃતિનાં જ છે.

હવે એ પ્રકૃતિ ત્રણ ગુણોની * બનેલી છે. ગુણ એટલે શક્તિના. આવિર્ભાવના માર્ગ અથવા પ્રકાર. તેમાંનો પ્રથમ "**સત્વ**" છે. તેમાં બુદ્ધિનું બીજ રહેલું છે, અને તેનાથી શક્તિનું સંરક્ષણ થાય છે; બીજો ગુણ "**રજસ**" છે તેમાં શક્તિ, બળ વગેરેનું બીજ છે છે. તેમાં શક્તિની ક્રિયા થાય છે. "**તમસ**" એ જડતાનું બીજ છે. **સત્વ અને તમસ** જેટલું ઉત્પન્ન કરે છે અને જેનું રક્ષણ કરે છે તેનો તે નાશ કરે છે. પ્રકૃતિના ઉપર જણાવેલા ત્રણે ગુણો જ્યારે અક્ષુબ્ધ દશામાં–સમાન–હોય છે ત્યારે સઘળું નિષ્ક્રિય હોય છે. જરાપણ ક્રિયાયુક્ત હોતું નથી અર્થાત્ ત્યારે ઉત્પત્તિ–જગત્ વગેરે કાંઇ જ સંભવતું નથી. અને તેથી અક્ષર પુરુષમાં પ્રતિબિંબ પડતું નથી. પરંતુ જ્યારે પ્રકૃતિની શક્તિના ત્રણે ગુણોની

---

* સંજ્ઞા=ભાન અહિં Conscious એ અર્થમાં આ શબ્દ વાપર્યો છે.

* સત્વ, રજસ અને તમસ એ ત્રણ પ્રકૃતિના ગુણો છે. તેમને લીધે આ વિશ્વ ચાલે છે. કારણ કે **મહત્** આદિમાં ક્ષોભ થવાથી ત્રણ ગુણોની સમતાનો ભંગ થાય છે અને તેથી જગત્ ઉત્પન્ન થાય છે. જ્યારે ત્રણે ગુણો સમતાને પ્રાપ્ત થાય છે ત્યારે જગત્નું અસ્તિત્વ પણ હોતું નથી. સત્વ એ જડ, ચૈતન સર્વ પ્રકૃતિનાં કાર્યોમાં જણાઈ આવતો ગુણ છે. રજસ પણ તે જ પ્રમાણે વિશ્વમાં સર્વ સ્થળે વ્યાપી રહેલો પ્રકૃતિનો ગુણ છે તે પ્રમાણે તમોગુણ પણ છે.

સમાનતામાં ક્ષોભ થાય છે–તેનો ભંગ થાય છે, ત્યારે ત્રણે ગુણો અસમાન સ્થિતિમાં આવી પડે છે અને ત્યારે ઉત્પત્તિ સ્થિતિ અને લયનું દર્શન થાય છે તથા આપણને તે વિશ્વરૂપે દેખાય છે. આ બધું ક્યાં સુધી ચાલ્યા કરે છે ? જ્યાં સુધી પ્રકૃતિને ધારણ કરી પોતાનામાં તેને પ્રતિબિંબિત કરનાર પુરુષ, પ્રકૃતિની અંદર થતા વિકારોને પોતાના ગણે છે ત્યાં સુધી એ ચાલે છે. પરંતુ જ્યારે પુરુષ પોતાની અનુમતિ પાછી ખેંચી લે છે, ત્યારે ગુણો પાછા સમાનતા ધારણ કરે છે અને પુરુષ પોતે પણ પાછો પોતાના નિત્ય, અક્ષર, અવિકારી સ્વરૂપમાં સ્થિત થાય છે, અને જન્મ મરણમાંથી છૂટે છે અર્થાત્ સાંખ્યમત પ્રમાણે પુરુષની એકજ શક્તિ આપણને દેખાય છે. અને તે પ્રકૃતિને પ્રતિબિંબિત કરવાની, તેનાં કાર્યોને અનુમતિ આપવાની અને તે અનુમતિ પાછી ખેંચી લેવાની એક માત્ર સત્તા પુરુષને હોય તેમ જણાય છે. સાંખ્યમત પ્રમાણે પુરુષ પ્રકૃતિને પ્રતિબિંબિત કરે છે માટે તેનો સાક્ષી છે, અને પોતાનામાં તેને જુવે છે એટલે અનુમન્તા પણ છે, પરંતુ તેનો તે ઈશ્વર નથી. પુરુષ જે અનુમતિ આપે છે અથવા તો અનુમતિ પાછી લઈ લે છે તે પણ એક પ્રકારનો ક્રિયાનો અભાવ જ* છે. આંતર કે બાહ્ય કોઈ પણ પ્રકારની ક્રિયા પુરુષના સ્વભાવમાં નથી–તેનામાં સંભવતી જ નથી. પુરુષને ક્રિયાત્મક શક્તિ અથવા સંકલ્પબળ અથવા બુદ્ધિ હોતી નથી અને તેથી પુરુષ એકલો વિશ્વની ઉત્પત્તિનું કારણ હોઈ શકે નહિ. અને તેટલા માટે જ પ્રકૃતિ રૂપી બીજો સિદ્ધાંત સાંખ્યમત પ્રમાણે કેવળ આવશ્યક ઠરે છે. ચૈતન્યમય જ્ઞાન, શક્તિ અને આનંદદ્વારા પુરુષ પોતે વિશ્વનો કર્તા થઈ શકતો નથી પરંતુ પુરુષ અને પ્રકૃતિ બન્ને મળવાથી જ વિશ્વની ઉત્પત્તિ થઈ શકે છે. પુરુષ–નિષ્ક્રિયચૈતન્ય; અને પ્રકૃતિ એટલે ક્રિયાત્મક શક્તિ સાંખ્યમત એ પ્રમાણે વિશ્વની ઉત્પત્તિ સ્હમજાવવા પ્રયત્ન કરે છે.

---

* ક્રિયાનો અભાવ આ દલીલ આપણને ઘણી જ વિચિત્ર લાગે તેવી છે. અનુમતિ પાછી લેવાની ક્રિયા એ પણ Positive નથી પણ Negative છે; Active ક્રિયાત્મક નથી પણ Passive ક્રિયાના અભાવ રૂપ–અસલ છે. અનુમતિ પાછી લેવાની ક્રિયા પણ પુરૂષમાં સંભવતી નથી. એવો સાંખ્યનો મત છે.

આપણને અહિં સહજ પ્રશ્ન થવાનો સંભવ છે કે ત્યારે આપણામાં જે બુદ્ધિ અને સંકલ્પ જણાય છે તે ક્યાંથી આવ્યાં? અને એ બન્ને શક્તિઓ સાધારણ રીતે આપણે પુરુષને જ આરોપણ કરીએ છીએ. સાંખ્યદર્શન પ્રમાણે બુદ્ધિ અને સંકલ્પ એ બે પણ પ્રકૃતિનાં જ કાર્યો છે, આત્માનાં લક્ષણો નથી. પ્રકૃતિનાં ચોવીસ તત્ત્વોમાંનું બુદ્ધિ એક તત્ત્વ છે. પ્રકૃતિ જગત્ રૂપે જ્યારે પરિણામ પામે છે ત્યારે પોતાના ત્રણ ગુણોનો આશ્રય લઈ અનંત શક્તિમાંથી પ્રથમ પાંચ તત્ત્વો ઉપજાવે છે. એ પાંચ તત્ત્વો પદાર્થ + અર્થાત્ શક્તિનાં પાંચ સ્વરૂપો છે. સાંખ્યમત પ્રમાણે દ્રવ્ય-પદાર્થ અને શક્તિ બન્ને અભિન્ન છે. એ પાંચ તત્ત્વોને પ્રાચીન પાંચ સંજ્ઞાઓ આપવામાં આવી છે. આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી. અહિં આપણે ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે આ પાંચ તત્ત્વો કાંઇ જૂદાં જૂદાં દ્રવ્યો નથી, પરંતુ શક્તિનાં જૂદાં જૂદાં સ્વરૂપો છે. જગતની અંદર શુદ્ધ સ્થિતિમાં તેમાંનું એક પણ ભાગ્યે જ જડી આવે છે. સર્વ પદાર્થો આ પાંચ તત્ત્વોનાં કાર્ય પ્રતિકૃત્યથી ઉત્પન્ન થાય છે. આ પાંચે તત્ત્વો દરેક પદાર્થનાં પાંચ ગુણમાંથી એક એક ગુણનું કારણ છે. શબ્દ આકાશનો ગુણ છે, સ્પર્શ વાયુનો, રૂપ તેજનો, રસ જલનો, ગંધ પૃથ્વી તત્ત્વનો ગુણ છે. એ પાંચ ગુણોને લીધે મન બાહ્ય જગતને જાણી શકે છે, સાંખ્ય-મત પ્રમાણે જગતનું બાહ્યસ્વરૂપ-જડ સ્વરૂપ ઉપર જણાવેલા સિદ્ધાંત પ્રમાણે અસ્તિત્વમાં આવેલું છે.

વિશ્વપ્રકૃતિના ચૈતન્યમય જગતમાં સાંખ્યમત પ્રમાણે બીજા તેર સિદ્ધાંતો આવી રહેલા છે, તેમાં બુદ્ધિ અથવા તો **महत्**, **अहंकार**, **मनस्**, અને દશ ઇન્દ્રિયો-પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય એ બધા મળીને કુલ તેર સિદ્ધાંતો થયા. મન એ ઇન્દ્રિયોનું મૂળ છે. તે સર્વ પદાર્થોને જાણી શકે છે અને તેના ઉપર પ્રતિકૃત્ય પણ કરે છે. મનનાં બે પ્રકારનાં કાર્યો

+ હાલ પણ સાયન્સના-વિજ્ઞાનના મત પ્રમાણે દ્રવ્ય Matter-શક્તિ અને Energy બન્ને અભિન્ન માલૂમ પડયાં છે. તેમાં પણ એ બન્ને જ્યાં ત્યાં વિશ્વમાં એક બીજા જોડે એવાં તો જકડાયલાં હોય છે કે તેમને છૂટાં પાડવાં અશક્ય છે.

છે, એક તો બાહ્યસ્પર્શ—બ્હારની વસ્તુઓના સંસ્કારોને ગ્રહણ કરવાનું કાર્ય અને અને બીજું તેના ઉપર પ્રતિકૃત્ય કરવાનું કામ, પરંતુ બાહ્ય-સ્પર્શ—બ્હાર પદાર્થોની જોડે સંસર્ગમાં આવવાનું કાર્ય કરવામાં મન, શ્રવણ, સ્પર્શ, દૃષ્ટિ, સ્વાદ અને ગંધ વગેરેમાં ઇન્દ્રિયોનો ઉપયોગ કરે છે તેમની સહાય લે છે, અને તે બાહ્યસ્પર્શના પ્રત્યે પ્રતિકૃત્ય કરવામાં પાંચ શક્તિઓનો ઉપયોગ કરે છે. તે ઇન્દ્રિયોથી વિષય સંયોગ—સર્ગ અને વિસર્ગ વગેરે ક્રિયાઓ થાય છે. બુદ્ધિ વિવેક અને વિચાર કરવાની શક્તિ છે. તે શક્તિ રૂપ પણ છે. પ્રકૃતિમાં વસ્તુ વિવેક અને સમન્વય કરવાની જે શક્તિ જણાય છે તે બુદ્ધિનું કાર્ય છે. અહંકાર—अहंता એ સ્વયંજા-ગૃતિનું તત્ત્વ છે કે જેનાથી પુરુષ પ્રકૃતિ જોડે એકતા કરવાને લલચાય છે અને પરિણામે તેનાં કાર્યોમાં પોતે લય પામતાં શીખે છે. પરંતુ આ ચૈતન્ય-સૃષ્ટિમાં ગણાવવામાં આવેલાં સિદ્ધાંતો પણ જડ જગત્‌ની પેઠે જ પ્રકૃતિના પોતાના વિભાગો છે. સાધારણ રીતે બુદ્ધિ એ જડ છે એમ કબુલ કરતાં આપણે આચકો ખાઇએ છીએ. બુદ્ધિ જડ છે એ વિચાર આપણને પ્રથમ તો જરા વિચાર કરવા જેવો જ થઈ પડે છે પરંતુ આપણે યાદ રાખવું જોઇએ કે આધુનિક વિજ્ઞાન પણ અંતે એ જ મત ઉપર આવ્યું છે. અણુ અને પરમાણુની જડક્રિયામાં પણ આપણને એક પ્રકારની ચૈતન્યરહિત બુદ્ધિ અને સંકલ્પશક્તિ હોય એમ લાગે છે. અને આખી પ્રકૃતિના પ્રદેશમાં આપણે દૃષ્ટિ કરીશું તો જણાશે કે જડસૃષ્ટિમાં પણ સઘળે એક પ્રકારનું ચૈતન્ય રહિત * સંકલ્પબળ કાર્ય કરી રહેલું છે. આપણે જેને માનસિક બુદ્ધિ કહીએ છીએ તે પણ આખી જડસૃષ્ટિમાં જે એક પ્રકારનું ચૈતન્યરહિત સંકલ્પબળ કાર્ય કરી રહેલું દેખાય છે તે જ પ્રકારની છે. અને વળી આજકાલનું વિજ્ઞાન પણ એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરી રહ્યું છે કે સૃષ્ટિમાં

---

* જડ દેખાતી ક્રિયાઓમાં પણ અન્યોન્ય આકર્ષણ અથવા પ્રત્યાકર્ષણનો નિયમ કાર્ય કરતો માલૂમ પડે છે. એક અણુ બીજા તત્ત્વના જ અણુને ખેંચે છે અથવા બીજા અમુક તત્ત્વના જ અણુથી આકર્ષાય છે એનું શું કારણ ? એમાં પણ એક પ્રકારનું ચૈતન્યરહિત મનોબળ કે શક્તિ કાર્ય કરતી માલૂમ પડે છે. એને જડ કહેવામાં આવે છે કારણ કે એનાં કાર્યોમાં માણસના જેવી બુદ્ધિ જણાતી નથી.

પોતાની જાતનું ભાન અથવા આત્મસંજ્ઞા જેનામાં જાગ્રત થઈ છે એવા પ્રાણીઓમાં પણ જે મન છે તે પણ મૂળ સ્વભાવથી જડ એવા તત્ત્વનું પરિણામ છે. પરંતુ, આજકાલના વિજ્ઞાનમાં જે ગુંચવણ ઉકેલવામાં આવતી નથી તેનો ઉકેલ કરવાને માટે સાંખ્ય પ્રયત્ન કરે છે. પ્રશ્ન એ છે કે જડ અને યંત્રવત્ દેખાતી આખી પ્રકૃતિ ચૈતન્યનો આભાસ કેવી રીતે ધારણ કરે છે? સાંખ્યમત પ્રમાણે એ ચૈતન્યના આભાસનું કારણ એ છે કે પુરુષમાં પ્રકૃતિનું પ્રતિબિંબ પડે છે અને પુરુષના પોતાના ચૈતન્યનો પ્રકાશ–તેનું તેજ પ્રકૃતિમાં આરોપણ કરવામાં આવે છે. અર્થાત્ પ્રકૃતિમાં પુરુષના ચૈતન્યનો અધ્યાસ કરવામાં આવે છે. એ પ્રકારે પોતાનામાં પ્રતિબિંબિત થયેલી પ્રકૃતિનો સાક્ષી હોઈ પુરુષ પોતાનું સાક્ષિત્વ ભૂલી જઈ પ્રકૃતિમાં "તે પોતે કર્તા છે" એ વિચારને કરે છે. "પોતે કર્તા છે, ભોક્તા છે," વગેરે માનતો થાય છે, પરંતુ વસ્તુતઃ એ પોતે વિચાર કરતો નથી, એ પોતે લાગણીઓ અનુભવતો નથી, એ પોતે કર્મ પણ કરતો નથી. એ બધું તો પ્રકૃતિમાં ચાલ્યા જ કરતું હોય છે અને તેના ગુણનું પરિણામ હોય છે. અધ્યારોપણમાંથી છૂટી જવું એ મોક્ષ મેળવવાનું પ્રથમ પગથીયું છે. તેમ કરવાથી જ પ્રકૃતિના ગુણના પાશમાંથી મુક્ત થઈ શકાય.

ઉપર જણાવ્યો તે સાંખ્યમતનો સાર છે. પરંતુ આપણા અસ્તિત્વમાં એવી કેટલીક બાબતો પણ આવેલી છે કે જેનો ખુલાસો સાંખ્યમત આપણને આપી શકે તેમ નથી. અને એવી બાબતોના ખુલાસાઓ સાંખ્યમતવાદીઓ તરફથી આપવામાં આવે છે તોપણ તે બધા સંતોષકારક અને બુદ્ધિને માન્ય થાય એવા હોતા નથી. સાંખ્યમત પાસે આપણે વિશ્વ, તેની ઉત્પત્તિનો ખુલાસો તેનાં મૂળતત્ત્વોનું સ્પષ્ટીકરણ વગેરે પ્રશ્નોના ઉકેલની આશા રાખી તે મત તપાસીશું તો આપણને તે જરૂર સંતોષ આપી શકે છે. અને તેણે દર્શાવેલો મોક્ષનો માર્ગ પણ બીજાઓના જેટલો જ માન્ય લાગે છે. આપણને જે મુશ્કેલી નડે છે તે તો એ છે કે સાંખ્યમત પ્રકૃતિ એક છે એમ માને છે પરંતુ પુરુષ અનેક છે એમ શા માટે માને છે? એક પુરુષ અને પ્રકૃતિ એ બન્નેથી સાંખ્યમત જેટલા પ્રશ્નોનો હમણાં ઉકેલ આપે છે તે બધાંનો આપણે ઉકેલ લાવી શકીએ છીએ. તેનાથી આપ-

ાને વિશ્વ અને ક્રિયાની સહમગ્રુતિ મળી રહે છે. પરંતુ સાંખ્યમતમાં જે વિજ્ઞાનની પૃથક્કરણ પદ્ધતિ હતી તેને લીધે અંતે દ્વૈત અને અનેકત્વ ઉપર આવ્યા વિના તેનો છૂટકો જ નહતો એમ અમને લાગે છે. સાધારણરીતે તપાસતાં આપણને જણાશે કે વિશ્વમાં ઘણા ચૈતન્યયુક્ત પુરુષો છે અને તેમાંનો દરેક વિશ્વને જૂદું ગણે છે. જગત્ તો એક છે પરંતુ દરેક પુરુષ તેને પોતાની દૃષ્ટિથી જુવે છે. સાંખ્યમતવાળા એમ કહે છે કે જો એકજ પુરુષ હોય તો બધા માણસોને જગત્ એક સરખું જ લાગવું જોઇએ તો પછી વ્યક્તિત્વ અને ભિન્નત્વ છે તે હોત જ નહિ. પ્રકૃતિ એક છે માટે બધા પુરુષો એક જ વસ્તુ જુવે છે, તેનાં તત્ત્વો પણ બધે એક સરખાં છે એટલે બધા પુરુષો એકજ વસ્તુ અને સાધનદ્વારા તેમનો અનુભવ કરી રહ્યા છે, તે છતાં પણ જગતના અનુભવમાં, દૃષ્ટિબિન્દુમાં અને પદાર્થનાં પુરુષ ઉપર થતાં કાર્યમાં આપણને નિત્ય જે મહાન્ વિકાર–ફેરફાર દેખાય છે તે જ બતાવી આપે છે કે જે સાક્ષીભૂત પુરુષ * છે તે દરેક વ્યક્તિમાં જૂદો હોવો જોઇએ. અર્થાત્ પુરુષો અનેક છે. જો આપણે એમ કહીએ કે પ્રકૃતિમાં અહંકારનું તત્ત્વ છે તેનાથી એ ભેદનો ઉકેલ આવે છે તો સાંખ્યમતવાદીઓ કહેશે કે અહંકાર તો પ્રકૃતિનું સર્વ સામાન્ય તત્ત્વ છે. તેમાંથી એવો ભેદ શી રીતે ઉદ્ભવે ? અહંકારથી તો જે ચૈતન્યસ્વરૂપ પુરુષ છે તે પોતે પ્રકૃતિનાં કાર્યો જોડે એકતા કરવાને લલચાય છે. એટલે જો પુરુષ એકજ હોય તો બધાં પ્રાણીઓ એકજ પ્રકારનાં હોવાં જોઇએ. પ્રકૃતિમાં જે ભેદ છે. પ્રકૃતિના ગુણના આવિર્ભાવમાં જે ભેદ છે તેનાથીં એક સાક્ષીરૂપ–ચૈતન્યમાં–પુરુષમાં ફેર પડે નહિ. એટલે પુરુષનું ભિન્નત્વ કેવળ અનિવાર્ય છે. આ પ્રમાણે વેદાંતના મતનો જરાપણ આશ્રય લીધા સિવાય શુદ્ધ સાંખ્યદર્શન પ્રમાણે જોતાં આત્માનું બહુત્વ કેવળ આવશ્યક ઠરે છે. સાંખ્યદર્શનવાળા કહે છે કે વિશ્વની ઉત્પત્તિ માટે એક પ્રકૃતિ અને એક પુરુષથી ચલાવી શકો પરંતુ જગતમાં ચૈતન્યવાળાં

---

* એકજ બનાવ, એકજ વસ્તુ એકજ શાહેરને વિશે દરેક વ્યક્તિ જૂદો જૂદો વિચાર અભિપ્રાય અને ખ્યાલ ધરાવે છે તે બતાવી આપે છે કે દરેકની અંદર રહેલો પુરુષ એક નથી. એવી માનસિક કૃતિને સંસાર એવું નામ આપવામાં આવે છે.

પ્રાણીઓની વિવિધતા જ્યાં સુધી આત્માની અનેકતા સ્વીકારો નહિ ત્યાં સુધી સમજી શકાય નહિ.

બીજી મુશ્કેલી સાંખ્યદર્શનમાં આવી પડે છે, અને તે પણ ઘણી વિકટ છે. સાંખ્યદર્શનનો અંતિમ હેતુ તો બીજાં દર્શનો પ્રમાણે મોક્ષ પ્રાપ્તિ જ છે. સાંખ્યમત પ્રમાણે મોક્ષની કલ્પનામાં પ્રકૃતિનાં કાર્યોમાંથી પુરુષ પોતાની અનુમતિ પાછી લઈ લે ત્યારે ત્રણે ગુણની સમતા આવે છે. પરંતુ વાસ્તવિકરીતે જોતાં આ મત કેવળ શબ્દજાળના જેવો લાગે છે. પ્રથમ તો સાંખ્યમત પ્રમાણે પુરુષ પોતે અકર્તા અને કેવળ નિષ્ક્રિય છે. એટલે અનુમતિ આપવાનું અને પાછી લઈ લેવાનું કાર્ય ખરું જોતાં પુરુષમાં સંભવતું નથી, પરંતુ પ્રકૃતિમાં જ થતું હોવું જોઇએ. સૂક્ષ્મ અવલોકન કરતાં આપણને જણાઈ આવશે કે અનુમતિ આપવાનું અથવા તો પાછી લઈ લેવાનું કાર્ય ખરું જોતાં વિવેક બુદ્ધિયુક્ત સંકલ્પબળનું જ હોય છે. અર્થાત્ બુદ્ધિનું તત્ત્વ જ પ્રકૃતિમાં ફસાઇ જાય છે અથવા તો તેનો ત્યાગ કરે છે. બુદ્ધિ મન અને ઇન્દ્રિયોના બાહ્યસ્પર્શોને વશ થાય છે. તથા વિશ્વપ્રકૃતિનાં કાર્યોમાં પણ વિવેકનો ઉપયોગ કરી, કાર્ય-કારણનો મેળ બેસાડી બુદ્ધિ જ દ્વૈત ઉત્પન્ન કરે છે. એ બુદ્ધિ જોડે અહંતાનો યોગ થાય છે એટલે પછી સાક્ષી રૂપ પુરુષ, પ્રકૃતિનાં કાર્યોમાં પોતે કર્તા છે એમ માનવા લાગે છે. જ્યારે બુદ્ધિ આંતરમુખી થાય છે ત્યારે તેને એકદમ જણાઈ આવે છે કે અહંતા જોડે પુરુષ જે એકતા માને છે તે ભ્રમ માત્ર છે. છેવટે બુદ્ધિ પુરુષ અને પ્રકૃતિ એ બેનો ભેદ વિવેકદ્વારા કરે છે અને જગતની ઉત્પત્તિ કેવળ ત્રણ ગુણના ક્ષોભ માત્રથી જ થાય છે એ પણ સ્પષ્ટ સમજે છે. એ પ્રમાણે બુદ્ધિ જ્ઞાનશક્તિ અને સંકલ્પશક્તિ અત્યાર સુધી જે ભ્રમ અને ભૂલને પોતે સહાય કરતી હતી તેમાંથી પોતાની મદદ પાછી ખેંચી લે છે; અને પુરુષ પણ પોતે બંધનથી છૂટી વિશ્વમાં પોતાનું મન લીલા કરે છે તેમાંથી પોતે—મૂકત થાય છે. આ બધાનું અંતિમ પરિણામ તો એ આવે છે કે પ્રકૃતિ પુરુષમાં પ્રતિબિંબિત થવાની શક્તિ ગુમાવી બેસે છે; કારણકે અહંતાની અસર નાબુદ થઈ જાય છે અને બુદ્ધિ પોતે ઉદાસીન થઈ રહે છે એટલે બંધનમાં છેવટની અનુમતિ

મળતી બંધ થઈ જાય છે. એ પ્રમાણે ત્રણે ગુણોની સમતા થતાં પ્રકૃતિ પોતાની મૂળ નિષ્ક્રિય સ્થિતિમાં આવી જાય છે. વિશ્વની ઉત્પત્તિ થતી અટકે છે અને પુરુષ અકર્તા થઈ રહે છે. હવે જો એક જ પુરુષનું અસ્તિત્વ સ્વીકારવામાં આવે તો પછી એક સ્થળે પણ બુદ્ધિ બાહ્યપદાર્થોમાંથી પોતે સંકુચિત થઈ પાછી આવે તો સર્વ જગતની ક્રિયા એકદમ બંધ થઈ જાય. પરંતુ વસ્તુતઃ આપણે એવું કશું જોતા નથી. અસંખ્ય મનુષ્યોમાંથી વિરલ મનુષ્યો જ મોક્ષને પ્રાપ્ત કરે છે અથવા પ્રાપ્ત કરવા માટે પ્રયત્નો કરે છે. બાકીના માણસો ઉપર એવા મુક્ત માણસોની કાંઇ પણ અસર થતી નથી અને વિશ્વ પ્રકૃતિના ગુણની અપાર લીલામાં તો એ વાતની જરા પણ અસર આપણને દેખાઈ આવતી નથી. આપણે પુરુષનું બહુત્વ સ્વીકારીએ તો જ ઉપરની ગુંચવણનો નિકાલ કરી શકીએ. આ પ્રમાણે સાંખ્યદર્શન પ્રમાણે તો પુરુષનું ભિન્નત્વ આપણે સ્વીકારવું અનિવાર્ય થઈ પડે છે.

ગીતા શરૂઆતમાં સાંખ્યનું પૃથક્કરણ સ્વીકારે છે, અને યોગમાં પણ એના વિચારો ગ્રહણ કરે છે. અને આપણને એમ લાગે છે કે ગીતા પૂર્ણપણે સાંખ્યમત સ્વીકારે છે. ગીતા સાંખ્યમતની પ્રકૃતિ અને તેના ત્રણ ગુણો અને ચોવીસ તત્ત્વો સ્વીકારે છે. સર્વ કર્મો પ્રકૃતિ કરે છે. અને પુરુષ અકર્તા છે એ વાત પણ ગીતા સ્વીકારે છે. વિશ્વમાં ચૈતન્યયુક્ત પ્રાણીઓની વિવિધતા પણ ગીતા કબુલ રાખે છે, અહંતાનો લય તથા બુદ્ધિનું વિવેકાત્મક કાર્ય, પ્રકૃતિના ત્રણે ગુણોની પર જવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે તે પણ ગીતા કબુલ કરે છે. અર્જુનને જે યોગ કરવાનો બોધ આપ્યો છે તે યોગને જ ગીતા બુદ્ધિયોગ કહે છે,—બુદ્ધિ, વિવેક અને (સંકલ્પ) શક્તિનો યોગ.—પરંતુ ગીતાના સિદ્ધાંતમાં એક ઘણો જરૂરનો ભેદ આવી રહેલો છે. ગીતા ફક્ત એક જ પુરુષનું અસ્તિત્વ સ્વીકારે છે. પુરુષનું બહુત્વ ગીતા સ્વીકારતી નથી. એક પુરુષ પોતે ચૈતન્યમય—નિષ્કર્મ, નિત્ય, નિરંજન, નિરાકાર, આત્મા છે અને ગીતામાં આપેલા તે વેદાંતમતના આત્માનું વર્ણન સાંખ્યમતના પુરુષને તદ્દન મળતું આવે છે, પરંતુ પુરુષ એક છે એમ ગીતા માને છે જ્યારે સાંખ્ય તો ઉપર જણાવ્યા પ્રમાણે પુરુષ અનેક છે એમ માને છે તેમાં એ બન્નેનો મતભેદ રહેલો છે.

અર્થાત્ સાંખ્યમતનો ત્યાગ કરતાં ગીતાને નવી ગુંચવણ ઉકેલવાનું આવી પડે છે અને ગીતા પોતે નવો માર્ગ સૂચવી તેનો નિકાલ લાવે છે. આ મુશ્કેલીનું નિરાકરણ સાંખ્યમતમાં વેદાંતના યોગના સિદ્ધાંતો લાવીને ગીતા કરે છે.

•

ગીતા પુરુષ વિશે જે નવો વિચાર સૂચવે છે તે જ તેની એક વિશેષતા છે. ગીતાના મત પ્રમાણે પ્રકૃતિ પોતાનાં સઘળાં કાર્ય પુરુષના ભોગને ખાતર કરી રહી છે. પરંતુ તે ભોગ કેવી રીતે નક્કી કરવામાં આવે છે એવો પ્રશ્ન આપણને સ્વાભાવિક રીતે થવાનો સંભવ છે. સાંખ્યમત પ્રમાણે તો કેવળ અનુમન્તા અથવા સાક્ષીરૂપે જ તે ભોગ પુરુષ લઈ શકે. બુદ્ધિ અને સંકલ્પશક્તિ પ્રકૃતિમાં પ્રવૃત્ત થાય છે તેને પુરુષ જે અનુમતિ આપે છે તે પણ કેવળ નકારાત્મક અને સંજ્ઞાવિહીન હોય છે; અને અનુમતિ પાછી લઈ લે છે તે ક્રિયા પણ કેવળ નિષેધાત્મક છે. પુરુષ એ પ્રમાણે સાક્ષી અનુમન્તા તથા પોતાનામાં પ્રકૃતિ પ્રતિબિંબિત થતી હોવાથી પોતે એક પ્રકારે ભર્તા પણ છે. પરંતુ તેનાથી વિશેષ ગુણ પુરુષને સાંખ્ય અર્પણ કરતું નથી. પરંતુ ગીતામાં તે પુરુષને "**ઈશ્વર**" માનવામાં આવે છે—પ્રકૃતિને પ્રભુ ગણવામાં આવે છે. બુદ્ધિ અને શક્તિ બન્ને પ્રકૃતિનાં છે તોપણ એ બુદ્ધિ અને શક્તિનું મૂળ તો આત્માની અનંત શક્તિમાં રહેલું છે એમ ગીતા ગણે છે. પુરુષ કેવળ સાક્ષી નથી પરંતુ **જ્ઞાતા છે—ઈશ્વર** છે. પ્રકૃતિની ક્રિયાનું—શક્તિનું આદિ કારણ પુરુષ છે તથા તેમાંથી નિવૃત્ત થવાનું કારણ પણ તે જ છે. સાંખ્યમત પ્રમાણે પુરુષ અને પ્રકૃતિના દ્વંદ્વથી વિશ્વ ઉત્પન્ન થયું મનાય છે. પરંતુ ગીતાના સમન્વય યુક્ત સાંખ્યમાં પુરુષ પોતાની પ્રકૃતિને લઇને વિશ્વ ઉત્પન્ન કરે છે એમ ગણાય છે. હવે આપણને સ્પષ્ટ થશે કે આ વિચારપદ્ધતિ પ્રમાણે આપણે સાંખ્યમતના દ્વૈતવાદથી કેટલા બધા દૂર જવાની જરૂર પડે છે!

પરંતુ ઉપર જણાવ્યું તે સત્ય હોય તો પછી ગીતા—અક્ષર—અવિનાશીથી તેના સિદ્ધાંતની શરૂઆત કરે છે તેનું શું? તે તો હમેશાં સાક્ષી—

અકર્તા, અવિકારી, અજન્મા, અવ્યક્ત રહે છે છતાં તેનાથી આ સર્વ વ્યાપ્ત છે "येन सर्वमिदं ततम्"–જેનાથી આ સર્વ વ્યાપ્ત થઈ રહેલું છે–તેવો છે. પુરુષ અક્ષર છે, અકર્તા છે તે છતાં સર્વ ક્ષર અને ક્રિયા માત્રનું આદિકારણ પણ છે તે કેવી રીતે સંભવે ? જગત્‌માં આટલાં બધાં પ્રાણીઓ છે તેમનું શું ? તેમને વિશે શી રીતે સ્હમજુતિ આપવી એ પણ બીજો પ્રશ્ન ઉઠે છે. વળી બધાં માણસોનાં જીવનમાં આપણને એમ નથી જણાતું કે તેઓ ઈશ્વર છે, તેઓ ત્રૈગુણ્યને વશ થયેલાં, પ્રકૃતિને વશ થયેલાં, પ્રકૃતિનાં બંધનમાં જકડાયલાં માલૂમ પડે છે તેનું શું ? જ્યારે ગીતા એમ કહે કે તે બધાય એકજ આત્મ સ્વરૂપે છે તો પછી આ ક્ષર સ્થિતિ–પ્રકૃતિનું બંધન–વગેરે ઉપાધિઓ શી રીતે આવી ? તેની સ્હમજુતિ આપવા માટે તો પુરુષને અકર્તા–સાક્ષી ગણવામાં આવે તો જ છૂટકો થાય. વળી આ બધી વિવિધતા અને દ્વૈત ક્યાંથી આવ્યું ? એ પણ એક પ્રશ્ન છે. એક શરીર અને મનમાં એક આત્મા મુક્તિ પામે છે, જ્યારે તે જ આત્મા બીજા શરીર અને મનમાં બંધનમાં સડતો માલૂમ પડે છે તે શી રીતે ? આ બધી મુશ્કેલીઓના સંતોષકારક ઉત્તર આપ્યા વિના ચાલે તેમ નથી.

એ બધાની સ્હમજુતિ ગીતાના છેવટના અધ્યાયોમાં આપવામાં આવેલી છે. તેમાં પુરુષ અને પ્રકૃતિનો ભેદ કરતાં ગીતા વેદાંતના "યોગ"–મતના ઘણા નવા સિદ્ધાંતો સાંખ્યમતમાં ઉમેરે છે. ગીતામાં ત્રણ પુરુષનું વર્ણન કરવામાં આવ્યું છે અથવા ખરું જોતાં પુરુષની ત્રણ ભૂમિકાઓનું વર્ણન જોવામાં આવે છે. ઉપનિષદ્‌માં સાંખ્યમત વિશે જ્યાં જ્યાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે ત્યાં ત્યાં બે પુરુષનું* સ્પષ્ટીકરણ જોવામાં આવે છે. પ્રથમ તો નિત્ય સનાતન ત્રૈગુણ્યમયી પ્રકૃતિ સ્વીકારવામાં આવે છે જે ઉત્પત્તિ કરે છે. અને બે પુરુષો છે–તેમાંનો એક પ્રકૃતિને વળગી રહી તેનો ભોગ કરે છે, અને બીજો તેનો ત્યાગ કરે છે કારણકે પ્રકૃતિના ભોગથી તે

* બે પુરુષનો અર્થ એક ક્ષર દશામાં જીવરૂપે આનંદ માની રહેલો અને બીજો અક્ષર વિરાટ રૂપે તેનાથી પર રહીને જગત્‌નો અનુભવ કરનાર. જ્યારે પુરુષનો પોતાનો બીજી ભૂમિકામાં વિકાસ થાય છે ત્યારે તે વ્યક્તિગત પ્રકૃતિનો ભોગ છોડી દે છે.

પર છે. વળી એક બીજા મંત્રમાં द्वासूपर्णा વગેરેમાં તેમને બે પક્ષીઓની ઉપમા આપવામાં આવી છે. તેઓ એક વૃક્ષ ઉપર બેઠેલાં છે અને બન્ને મિત્ર છે. તેમાંનું એક વૃક્ષના ફળનો ઉપભોગ કરે છે જ્યારે બીજું સ્વસ્થ બેસીને સાક્ષીરૂપે ઉદાસીનતાથી જોયા કરે છે. જ્યારે પ્રથમ પક્ષની દૃષ્ટિ બીજાના ઉપર પડે છે અને તેને ભાન થાય છે કે આ બધો ભોગ તેનો પોતાનો જ આવિર્ભાવ છે ત્યારે દુઃખ શોકમાંથી મુક્ત થાય છે. આ બન્ને સૂત્રોમાં ગર્ભિત ધ્વનિ જૂદો છે તોપણ બે પુરુષો વિશે તો તેમનું કથન સ્પષ્ટ છે. બે પુરુષરૂપી પક્ષીમાંનું એક તો હમેશાં શાંત–નિરંજન–નિરાકાર–નિષ્ક્રિય–પુરુષ છે કે જેનાથી આ સઘળું વ્યાપ્ત થયેલું છે તે પોતે આ વિશ્વને જુવે છે પરંતુ તેનાથી ભિન્ન છે. બીજો પુરુષ તે પ્રકૃતિમાં રચ્યાપચ્યો રહેલો–મસ્ત થઈ ગયેલો પુરુષ છે. પહેલા સૂત્ર ઉપરથી આપણને જણાય છે કે તે બન્ને એકજ છે, જે અક્ષર છે તે જ પોતે ક્ષરરૂપે પ્રકૃતિનો ભોગ કરવા અધોગામી થાય છે અને ફરીને પાછો તે તેમાંથી નિવૃત્ત થઈ જાય છે. બીજા મંત્રમાં એ બન્ને પુરુષ એક હોઈ તેના બીજા સ્વરૂપમાં એટલે અક્ષરસ્વરૂપમાં પુરુષ પોતે સ્વતંત્ર, નિત્ય, અક્ષર, અવ્યય, અવિકારી છે. જો કે પોતે ક્ષરસ્વરૂપમાં અજ્ઞાનના પડદામાં રહી પ્રકૃતિનો ભોગ કરવામાં મશગુલ થઈ જાય છે અને તેથી ભેદ–દ્વૈત–સ્વીકારે છે અને વૃત્તિ બદલાતાં તેમાંથી અક્ષર સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. આ પ્રમાણે ચૈતન્યસ્વરૂપની બે ભૂમિકાઓને લીધે આપણને કાંઈક સત્યની ઝાંખી થાય છે ખરી, તોપણ એકની અનેકતા હજુ પૂરેપૂરી સ્હમજાઈ ન કહી શકાય.

ઉપર જણાવેલા બે પુરુષોમાં ગીતા એક "ઉત્તમ" ત્રીજા પુરુષને પણ ઉમેરે છે. તેને ગીતા "પુરુષોત્તમ" કહે છે. આખું વિશ્વ તેનો મહિમા માત્ર છે અર્થાત્ "ક્ષર" પ્રકૃતિને વશ–દ્વૈતમાં રમનાર આત્માનું સ્વરૂપ–અહંકારમાં જકડાયલો તે ક્ષર પુરુષ; પ્રકૃતિમાં તેનું બહુત્વ જણાય છે. બીજો "**અક્ષર**"–અકર્તા, અવિકારી, અક્ષર, અવ્યય, શાંત છે. સર્વ ચૈતન્ય માત્રની એકતાનો તે સૂચક છે. પ્રકૃતિની લીલાનો સાક્ષી સર્વમાં એક રસ–શાંત–સાક્ષી–પ્રકૃતિના કાર્યથી છૂટો પુરુષ

છે. તે " **ઉત્તમ** " પુરુષ તે **ઈશ્વર છે**,–આત્મસ્વરૂપ છે, જગતનો સ્વામી છે, પ્રકૃતિનો નાથ છે જેનામાં ક્ષર અને અક્ષર બન્નેનો સમાવેશ થાય છે. તે પોતાની પ્રકૃતિથી–શક્તિથી–જગતરૂપે પોતાનો આવિર્ભાવ કરે છે અને તેમાંથી સ્વતંત્ર અક્ષરરૂપે પણ બિરાજે છે. તે પોતે બન્નેથી પર પ્રકૃતિની આસક્તિ અને વિરક્તિ બન્નેથી યુક્ત એક ઇશ્વરરૂપ જ છે. પુરુષોત્તમનો તાત્ત્વિક વિચાર સ્પષ્ટરૂપે તો ગીતામાં જ આપવામાં આવ્યો છે અને તે વિચારની અસર પાછળના હિંદુધર્મશાસ્ત્રના વિચારો ઉપર ઘણી જ ઉંડી થયેલી છે. અદ્વૈતમતની સીમાઓનું ઉલ્લંઘન કરનાર સર્વોત્કૃષ્ટ ભક્તિયોગનો પાયો અહિં આપણને જણાય છે. પુરાણોના ભક્તિ–માર્ગનો પાયો પણ અહિં જ સ્પષ્ટ થાય છે.

# પ્રકરણ ૭ મું.



## " સાંખ્ય, યોગ અને વેદાંત. "



ગીતાના પહેલા ૭ અધ્યાયોનો હેતુ સાંખ્ય અને યોગની બે પદ્ધતિઓ સામાન્યરીતે તદ્દન જૂદી અને એક બીજાની વિરોધી ગણાય છે તેમને વેદાંતના વિશાળ વાદમાં ઘટાવી દેવાની છે. ગીતામાં સાંખ્યથી શરૂઆત કરવામાં આવે છે, અને તેને પાયારૂપ ગણીને તેમાં ક્રમે ક્રમે યોગના વિચારો અને પદ્ધતિ-વ્યવહાર ઉપાયો દાખલ કરવામાં આવ્યા છે. ગીતાના સમયમાં એ બે તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ વચ્ચે ભેદ હોવો જોઇએ અને તે નીચે પ્રમાણે જણાય છે. તેના વ્યવહારૂ પગલાંઓમાં એ બન્ને વચ્ચે બે મોટા ભેદ હતા. પ્રથમ તો એ કે "સાંખ્ય"માર્ગ જ્ઞાનથી શરૂઆત કરે છે અને બુદ્ધિયોગ દ્વારા પ્રગતિ કરવાનું કહે છે; જ્યારે "યોગ" કર્મથી શરૂઆત કરે છે અને માણસના ચૈતન્યનું રૂપાંતર કરે છે. બીજો ભેદ એ પ્રથમના પરિણામરૂપ જ છે, અને તે એ કે સાંખ્યમાર્ગને અંતે કેવળ નિષ્ક્રિયતા અને શાંતિ પ્રાપ્ત થાય છે અને સર્વ કર્મનો સન્યાસ કરવામાં આવે છે; જ્યારે યોગમાં કામનાઓ અને અહંતાનો ત્યાગ કરીને તે દ્વારા ચૈતન્યની શુદ્ધિ કરવા ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે. યોગમાં સર્વ કર્મો પ્રભુ પ્રાપ્તિના સાધનરૂપે થાય છે અને મોક્ષદાયી નીવડે છે. ઉપર જણાવ્યો તે ભેદ હોવા છતાં બન્ને માર્ગનો અંતિમ હેતુ એક જ છે. મોક્ષપ્રાપ્તિ, પાર્થિવજીવનમાંથી પર થવું, આત્મા અને પરમાત્માની એકતા થવી. આ પ્રમાણે એ બે માર્ગ વચ્ચેનો ભેદ ગીતામાં આપણને બતાવવામાં આવ્યો છે.

સાંખ્ય અને યોગ વચ્ચે શ્રીકૃષ્ણ ભગવાન સમન્વય કરે છે. તેમની જે એકતા કરે છે તે અર્જુન સ્હમજી શકતો નથી અને તે ઉપરથી એ બે માર્ગ વચ્ચે ગીતાના સમયમાં કેટલો મહાન્ ભેદ અને વિરોધ મનાતો હશે

તે આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ તો કર્મ અને બુદ્ધિયોગ વચ્ચેનો વિરોધ દૂર કરે છે. બુદ્ધિયોગ ઘણોજ શ્રેષ્ઠ છે.

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय।** ( અ૦ ૨. શ્લો૦ ૪૯. )

" કેવળ કર્મના કરતાં બુદ્ધિયોગ ઘણો જ શ્રેષ્ઠ છે." બુદ્ધિયોગથી, જ્ઞાનથી અને કામનાઓનો ત્યાગ કરવાથી અર્થાત્ સમતા, બ્રાહ્મીસ્થિતિ પ્રાપ્ત કરવાથી જ કર્મો પ્રભુને પહોંચે છે–કર્મો પ્રભુને અર્પણ કરવા યોગ્ય થાય છે. બુદ્ધિયોગની હરિફાઇ કરનાર યોગમાં કર્મો પણ મોક્ષના સાધનરૂપ તો છે, એમ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે. પરંતુ એ કર્મો જ્ઞાનથી પવિત્ર કરવાં જોઇએ. આ બોધની શરૂઆતમાં શ્રીકૃષ્ણ ભગવાન વેદાંતિક સાંખ્યના ઉપર વધારે ભાર મૂકે છે અર્થાત્ અર્જુનને આત્મસંયમ, મેળવવાનું કહે છે. આત્મામાં સ્થિર થઈ નિષ્ક્રિય પુરુષમાં સ્થિત થવાની આજ્ઞા કરે છે, બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરવાનું પણ કહે છે. શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ તો અર્જુનને આત્મસંયમ, ઇન્દ્રિયદમન, નિષ્ક્રિયસ્થિતિ અને બ્રાહ્મીસ્થિતિ મેળવવા માટે બોધ કરે છે. અર્જુન એ બોધ સાંભળી ઉલટો ગુંચવાડામાં પડે છે અને કહે છે:—

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥**

( અ૦ ૩. શ્લો૦ ૧ )

હે જનાર્દન! જો તમે કર્મના કરતાં બુદ્ધિયોગને શ્રેષ્ઠ ગણતા હો તો પછી મને અઘોર યુદ્ધરૂપી કર્મમાં શા માટે પ્રેરો છો ? વળી અર્જુન કહે છે:—

અનિશ્ચિત અને ગુંચવણ ભરેલા વાક્યોથી મારી બુદ્ધિને તમે મોહમાં નાંખો છો, માટે એકજ વાતનો નિશ્ચય કરીને કહો કે જેથી મારૂં શ્રેય થાય."

આ પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણ ભગવાન કબુલ કરે છે કે સાંખ્ય માર્ગ જ્ઞાન અને સન્યાસથી આગળ વધવાનું કહે છે, અને યોગમાર્ગ કર્મથી આગળ વધવાનો માર્ગ બતાવે છે પણ સંપૂર્ણ સન્યાસ કર્મયોગ વિના

થવો અસંભવિત જ છે, કારણ કે જ્યાં સુધી સર્વ કર્મો પ્રભુને યજ્ઞરૂપે અર્પણ કરવામાં ન આવે ત્યાં સુધી એ સન્યાસ અપૂર્ણ જ રહેવાનો. એવાં કર્મ કરતી વખતે કામના રહિત થઈ ફલની ઇચ્છાનો ત્યાગ કરી પ્રકૃતિ કાર્ય કરે છે એવો અનુભવ થવો જોઇએ. એ પ્રમાણે યોગની અગત્ય જણાવી શ્રીકૃષ્ણ તુર્ત જ જણાવે છે કે જ્ઞાનનો યજ્ઞ સૌથી વધારે ઉત્તમ છે. '**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते** । (અ. ૪. શ્લો. ૩૩) –સર્વ કર્મોને પરિણામે અંતે જ્ઞાન પ્રાપ્ત થાય છે. ધધાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળીને ભસ્મ થઈ જાય છે **ज्ञानाग्निः सर्वं कर्माणि भस्मसात्कुरुते तथा** । (અ. ૪. શ્લો. ૩૭) યોગથી સર્વ કર્મનો સન્યાસ પૂર્ણ થાય છે અને તેમનું બંધન જ્ઞાની માણસને લાગતું નથી. અહિં અર્જુનને ફરીને પાછો સંદેહ ઉત્પન્ન થાય છે. એક બાજુ કામના રહિત થઇને કર્મ કરવાનો બોધ આપે છે,–એ યોગનો માર્ગ છે; બીજી બાજુ કર્મનો સન્યાસ કરવાનું કહેવામાં આવે છે એ તો સાંખ્ય માર્ગ થયો. એ બન્ને એકજ માર્ગરૂપે કેવી રીતે વર્ણવી શકાય એવી શંકા અર્જુનને થાય છે. શ્રીકૃષ્ણ ભગવાને એ બન્ને વચ્ચે સમન્વય તો કર્યો છે, પણ અર્જુન જેવા વ્યવહારૂ માણસને એ ભેદ ઘણો જ ઝીણો, તાત્વિક અને કેવળ વાણીની ચાતુરી–શબ્દજાળ–રૂપ લાગે છે. શ્રીકૃષ્ણ ભગવાને તો

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**

**सबुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्न कर्मकृत् ॥**

(અ. ૪. શ્લો. ૧૮)

જે માણસ બાહ્યકર્મમાં અકર્મ અને બાહ્ય અકર્મમાં કર્મ જોઈ શકે છે તે ખરો જ્ઞાની છે એમ કહ્યું છે, વળી વધારામાં કર્તાબુદ્ધિનો કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવાથી અને પોતાનાં સર્વ કર્મો પ્રભુને અર્પણ કરવાથી મનુષ્ય કર્મના બંધનમાંથી છૂટે છે એવો બોધ આપ્યો છે. અર્જુન તે સમજી શકતો નથી. એ પૂછે છે

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।**

**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥**

(અ૦ ૫ શ્લો૦ ૧

હે કૃષ્ણ ! એકવાર તમે મને કર્મનો સન્યાસ કરવાનું કહો છો અને વળી પાછા કર્મયોગ કરવાનું કહો છો તો એ બેમાંથી જે એક વધારે સારૂં હોય તે જ નિશ્ચયપૂર્વક મને જણાવો.

આ પ્રશ્નનો ઉત્તર ઘણોજ અગત્યનો છે કારણ કે એ ઉત્તરથી જ "સાંખ્ય" અને "યોગ" બન્નેના સમન્વયના માર્ગનું સૂચન થાય છે.

**संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।**
**तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥**

( અ० ૫ શ્લો० ૨ )

કર્મસન્યાસ અને કર્મયોગ એ બન્ને મોક્ષદાયક છે પરંતુ એ બન્નેમાંથી કર્મસન્યાસ કરતાં કર્મયોગ વધારે ઉત્તમ છે. વળી

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।**
**निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥**

( અ० ૫ શ્લો० ૩ )

જે માણસ તિરસ્કાર કરતો નથી અને જે કામનાઓ રહિત થયો છે તે કર્મ કરતો છતાં નિત્ય સન્યાસી જ જાણવો; કારણ કે દ્વંદ્વમાંથી મુક્ત થયેલો તે કર્મનાં બંધનોથી છૂટી જાય છે. વળી,

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पण्डिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥**

( અ० ૫ શ્લો० ૪ )

સાંખ્યમાર્ગ અને યોગમાર્ગ એક બીજાથી ભિન્ન છે એમ તો બાળકો—અજ્ઞાનીઓ જ માને છે. એ બે માર્ગમાંથી એક માર્ગને પણ માણસ બરાબર અનુસરે તો તેને બન્નેનું ફળ પ્રાપ્ત થાય છે. કારણકે

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥**

( અ० ૫. શ્લો० ૫)

" સાંખ્યથી જે ફલ પ્રાપ્ત થાય છે તે જ યોગ માર્ગથી પણ મળે છે; એટલે એ બન્ને માર્ગને જ્ઞાનીપુરુષ તો સમાન જુવે છે."

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥**

( અ૦ ૫. શ્લો૦ ૬ )

હે મહાબાહો ! યોગમાર્ગના વિના કર્મસન્યાસ કરવો અસંભવિત છે, ઘણો મુસ્કેલ છે, અને જે મુનિ યોગયુક્ત છે તે બ્રહ્મને સત્વર પ્રાપ્ત કરે છે.

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥**

( અ૦ ૫ શ્લો૦ ૭. )

જેનો આત્મા સર્વભૂત સર્વ પ્રાણી માત્રનો આત્મા થઈ રહે છે, જેનો આત્મા વિશુદ્ધ છે, જે જીતેન્દ્રિય છે જે યોગયુક્ત છે તે યોગી કર્મ કરે છે છતાં પણ લેપાતો નથી.

બધો વખત કર્મ કરવામાં રોકાયલો હોય છે તે છતાં એ યોગ કરનાર માણુસ જાણે છે કે "હું કર્મ કરતો જ નથી." પરંતુ પ્રકૃતિ કાર્ય કરે છે અને એ જ્ઞાનથી જ તે કર્મનાં બંધનથી મુક્ત થઈ જાય છે. એવો માણુસ આત્મસ્વરૂપ થાય છે. બ્રહ્મસ્વરૂપ-બ્રહ્મભૂત થાય છે અને પ્રાણી માત્રને તે પોતાનું સ્વરૂપ ગણે છે-સર્વભૂતને પ્રભુનાં જ જૂદાં જૂદાં સ્વરૂપો ગણે છે, એનું પોતાનું શરીર, પ્રાણ, મન, અહંકાર વગેરે એ વિરાટ્નો જ એક વિભાગ ગણે છે અને બાકીનાં સર્વ પ્રાણીઓને પણ તે વિરાટ્ વિશ્વાત્માની પ્રકૃતિનાં કાર્ય રૂપ જ ગણે છે. ગીતાનો બોધ કાંઇ આટલેથી જ અટકી જતો નથી. કારણ કે આ બધા બોધમાં માત્ર અક્ષરપુરુષ અને વિરાટ્ ચૈતન્યને પ્રાપ્ત કરવાનો બોધ આપવામાં આવે

છે, ( **अक्षर ब्रह्मनी** પ્રાપ્તિ કરવાનો માર્ગ બતાવવામાં આવે છે ) પરંતુ **ईश्वर–पुरुषोत्तमना** ગુણો હજી સુધી ગીતાએ અર્જુનને કહેવા માંડયા નથી. અત્યાર સુધી તો ફક્ત જ્ઞાન અને કર્મનો સમન્વય કરવાનો બોધ છે, હજુસુધી પુરુષોત્તમની ભકિતનો બોધ કરવાની શરૂઆત નથી થઈ. આપણે પ્રથમ ૭ અધ્યાયમાં તો **निष्क्रिय–अक्षर** પુરુષ અને **अपरा–जीवप्रकृतिनो** જ વાદ સાંભળીએ છીએ. અત્યાર સુધીમાં કાંઇ ત્રણ પુરુષ અને બે પ્રકૃતિની સ્પષ્ટ વ્યાખ્યા આપવામાં આવી નથી. એ કાર્ય તો ૭ અધ્યાય પછીથી કરવામાં આવ્યું છે. પહેલાં ૭ અધ્યાયમાં તો તેનો પાયો મજબૂત કરીને શરૂઆત કરવામાં આવી છે. શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે:—

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥**

( અ૦ ૩ શ્લો૦ ૩ )

હે પાપરહિત અર્જુન ! આ જગતમાં ( બે માર્ગ ) આત્માની પ્રવૃત્તિઓ મેં પ્રથમથી બતાવી છે.–" એક તો સાંખ્યલોકોને જ્ઞાન માર્ગથી અને યોગીઓને કર્મ માર્ગ. "–આગલા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે આપણે જોઇએ છીએ કે શ્રીકૃષ્ણ ભગવાન જ્ઞાનયોગ અને સાંખ્યમાર્ગને એકજ ગણે છે. અને યોગ એટલે કર્મયોગ માને છે, એ ઉપરથી આપણને એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે કે ગીતા જયારે લખાઈ હશે ત્યારે જ્ઞાનમાર્ગનું અનુસરણ કરનારા લોકો સાંખ્યનો માર્ગ લેતા હશે. જ્યારે બુદ્ધમતનો પ્રચાર હિન્દુસ્તાનમાં થયો ત્યારે સાંખ્યમાર્ગનું સ્થાન (ઘણુંખરૂં) બુદ્ધધર્મના સિદ્ધાંતોએ લીધું હોવું જોઇએ, કારણ કે બુદ્ધ અને સાંખ્યમતમાં મળતાપણું છે. બુદ્ધમત પણ સાંખ્યની પેઠે નિરીશ્વરી–ઇશ્વરના અસ્તિત્વમાં નહિ માનનાર છે. વળી તે અદ્વૈતવાદની વિરૂદ્ધ છે. જગતમાં વિશ્વપ્રકૃતિનાં કાર્યો નાશવંત છે માટે બુદ્ધલોકો "ક્ષણિકવાદ"માં માનતા. અર્થાત્ જગતમાં જેટલું છે તેટલું બધું ક્ષણિક જ છે. અને તેથી તેઓએ કર્મવાદ શોધી કાઢયો કે મનુષ્ય જ્યાં સુધી આંતર કે બાહ્યકર્મ કરે

છે ત્યાં સુધી બંધાય છે. જ્યારે સર્વ કર્મોનો તે ત્યાગ કરે છે અને કેવળ નિષ્ક્રિય થાય છે ત્યારે તે **निर्वाण** પામે છે. એ નિર્વાણની દશા જ સૌથી ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિ છે. અને એ સ્થિતિ પ્રાપ્ત કરવાનું સાધન–હથિયાર પણ માણસમાં રહેલી વિવેકબુદ્ધિ છે એમ બૌદ્ધમતવાળા માને છે. જ્યારે બૌદ્ધમતની સામે આર્યાવર્તમાં પ્રતિકૃત્ય શરૂ થયું ત્યારે તે જ સિદ્ધાંતો શંકરના વાદમાં પરિણામ પામી ગયા. બૌધમતનો "ક્ષણિકવાદ" શંકરના "માયાવાદમાં" રૂપાંતર પામી ગયો અને બૌદ્ધોના શૂન્યવાદ–નાસ્તિવાદ અને નિર્વાણુ શંકરના કેવળાદ્વૈતવાદમાં અને બ્રહ્મમાં અનુક્રમે પરિણત થયા. એ બ્રહ્મમાં સર્વ કર્મો અને પ્રકૃતિની સર્વ શક્તિઓ સ્તબ્ધ થાય છે. કારણ કે બ્રહ્મમાં એમનું અસ્તિત્વ કદી પણ હતું જ નહિ એમ શંકરાચાર્ય માને છે. કર્મ અને વ્યક્તિત્વ વગેરે તો આપણા મનની ભ્રમણા માત્ર છે. અત્યારે આપણે "જ્ઞાનયોગ" અથવા "જ્ઞાનમાર્ગ"નો વિચાર કરીએ છીએ ત્યારે આપણને શાંકરમત પ્રમાણે અને એના તત્ત્વ-જ્ઞાનના વિચારને અનુસરીને "સન્યાસ" અને "માયારૂપી જગતનો ત્યાગ" એ બે સિદ્ધાંતો સૂચિત થાય છે. પરંતુ જ્યારે ગીતાનો ગ્રંથ લખાયો ત્યારે "**माया**" એ શબ્દને આપણે અત્યારે જે અર્થમાં લાગુ કરીએ છીએ તે અર્થમાં લાગુ કરવામાં આવતો નહિ. ગીતામાં "**माया**" શબ્દ વધારે વપરાયલો જોવામાં આવતો નથી. પરંતુ "**माया**" ને બદલે "**प्रकृति**" વપરાય છે. અને જ્યારે "**माया**" શબ્દ વપરાયો છે ત્યારે ત્યારે "**प्रकृति**"ના પર્યાય તરીકે જ વપરાયલો છે. ઉદાહરણાર્થ "**त्रैगुण्यमयी माया**" એમાં પ્રકૃતિના પર્યાય રૂપ "**माया**" છે એ **माया** શંકરની **माया** ની પેઠે અજ્ઞાનમય અને અનિર્વચનીય નથી.

આગળ જણાવ્યા પ્રમાણે તાત્ત્વિક અને તાર્કિક ભેદ ગમે તેટલા હોય પણ **सांख्य** અને **योग** વચ્ચે વ્યવહારૂ ભેદ વેદાંતના "જ્ઞાનયોગ" જ્ઞાનમાર્ગ–યોગ અને **कर्मयोग**-માર્ગના જેટલો જ છે. **सांख्य** માર્ગ વેદાંતના 'જ્ઞાનયોગ'ની પેઠે બુદ્ધિથી શરૂઆત કરે છે, અને બુદ્ધિથી શરૂઆત કરી **विचार** અને **विवेक** કરતાં શીખે છે, અર્થાત્, આત્માનું સત્યસ્વરૂપ જાણવું, અજ્ઞાન અને અહંતાથી પ્રકૃતિનાં કર્મો જોડે પુરુષની એકતા થાય છે, તેનો સાક્ષાત્કાર કરવો વગેરે વેદાંતના જ્ઞાનયોગના જેવો જ અભ્યાસ છે. તેમાં પણ આત્માના સ્વરૂપનું જ્ઞાન થવું અને માયાને લીધે વિશ્વ-

પ્રકૃતિનાં કર્મોનો વ્યક્તિમાં અધ્યારોપ કરવો વગેરે **સાંખ્ય** ને તદ્દન મળતું આવે છે. એક માર્ગને પરિણામે આત્મા બ્રહ્મને પ્રાપ્ત થાય છે, એટલે માયા આપોઆપ લય પામે છે, બીજામાં પ્રકૃતિના ત્રણ ગુણોના કાર્યોમાંથી પુરુષ અક્ષરતાને–નિષ્ક્રિયપણાને પ્રાપ્ત થાય છે, એટલે તે આપોઆપ બંધ થાય છે. અને એ પ્રમાણે વિશ્વ–વિરાટ્–કાર્ય બંધ પડે છે. માયાવાદીઓનો બ્રહ્મ, શાંત, અક્ષર–નિષ્ક્રિય છે અને સાંખ્યમત વાદીઓનો પુરુષ પણ તેવો જ છે. એટલે એ માર્ગમાં જીવન અને કર્મનો ત્યાગ–સન્યાસ મોક્ષને માટે એક અગત્યનું પગથીયું ગણાય છે, મોક્ષ પ્રાપ્તિને માટે એક અનિવાર્ય સાધન ગણાય છે. ગીતામાં અને વેદાંતમાં જે કર્મયોગનો માર્ગ દર્શાવવામાં આવ્યો છે તેમાં કર્મ કરવાં એ માત્ર ચિત્તશુદ્ધિ માટે શરૂઆતમાં કરવાં એવો આશય નથી. કર્મ મોક્ષ પ્રાપ્તિને માટે શરૂઆતની પ્રાથમિક સ્થિતિમાં જ આવશ્યક છે એમ નથી, પરંતુ કર્મ પોતે જ મોક્ષના સાધન રૂપ ગણવામાં આવ્યાં છે. અર્થાત્ છેવટ સુધી એકલાં કર્મો કરવાથી મોક્ષ મળે છે એવી માન્યતા છે. કર્મના ઉપર ગીતાએ ઘણો ઝોક મૂક્યો છે અને આધ્યાત્મિક જીવનમાં એમનો ઉપયોગ કરી જ્ઞાનમાર્ગનો સમન્વય ગીતા સૂચવે છે. પરંતુ એ ગીતાનો ઝોક બૌદ્ધમતના બળવાન પૂર અગાઉ સફળ થયો નહિ અને બૌદ્ધમત જ્યારે નાશ પામ્યો ત્યારે તો શંકરના માયાવાદે અને સન્યાસને લીધે તથા જગતનો ત્યાગ કરનારા પ્રખ્યાત સન્યાસીઓ, મહાત્માઓ અને ભક્તોના દાખલાને લઇને એ વાદ બાજુપર મૂકાયો. આધુનિક સમયમાં જ ગીતામાં જે કર્મયોગ કહેલો છે તેની બળપ્રદ અસર આર્યપ્રજાના મન ઉપર થવા લાગી છે. **સન્યાસની ભાવના કેવળ આવશ્યક છે એમ તો ગીતા પણ કબુલ કરે છે. પરંતુ ખરો સન્યાસ અંતરનો છે–કામનાઓ અને અહંતાનો છે!** એ સન્યાસ સિવાયનો બાહ્ય–સ્થૂળત્યાગ નિરર્થક અને અસર વિનાનો છે, અને એ આંતર કામનાઓ અને અહંકારનો સન્યાસ થાય તો પછી સ્થૂળત્યાગ કરો કે ન કરો એ સરખું જ છે એટલે સ્થૂળત્યાગની જરૂરીયાત ઓછી થાય છે. અલબત, સ્થૂળ–બાહ્યત્યાગ ન જ કરવો જોઇએ એવો કાંઇ પ્રતિબંધ નથી. '**सन्यास**' જરૂરનો છે તે જ પ્રમાણે '**ज्ञान**' પણ

આવશ્યક છે. મોક્ષ પ્રાપ્તિને માટે જ્ઞાનના જેવું બીજું સાધન જ નથી એવું ગીતા કહે છે. પરંતુ જ્ઞાનયુક્ત કર્મ પણ એટલાં જ અગત્યનાં છે. એ પ્રમાણે જ્ઞાન અને કર્મની એકતા કરવાથી આત્મા શાંત અને નિષ્ક્રિય સ્થિતિમાં જ બ્રહ્મભાવ પામે છે એટલું જ નહિ પરંતુ કર્મ કરતાં કરતાં પણ સમાધિ–બ્રાહ્મીસ્થિતિમાં રહે છે. ભક્તિ તો બહુજ અગત્યની છે પરંતુ ભક્તિયુક્ત કર્મો પણ એટલાં જ અગત્યનાં છે. એ પ્રમાણે જ્ઞાનકર્મ અને ભક્તિની એકતા સિદ્ધ કર્યાથી આત્મા–પરમાત્મા–પુરુષોત્તમ સ્થિતિને પ્રાપ્ત થાય છે અને એ સ્થિતિમાં સનાતન–નિત્ય, શાંત અને નિષ્ક્રિયતાનો પ્રભુ છે એ જ વિશ્વવ્યાપી–વિરાટ્ શક્તિનો પણ વિભુ છે, એનો સાક્ષાત્કાર થાય છે. ગીતાનો આ મહાન્ સમન્વય છે.

ઉપર જણાવેલા '**सांख्य**' માર્ગ ઉર્ફે જ્ઞાનમાર્ગ અને કર્મ એ બે વચ્ચે ભેદ હતો તે સિવાય પણ ગીતાના સમયમાં પાછો બીજો પણ ભેદ પ્રચલિત હતો. અને તે વિરોધ વેદાંતમાં પણ છે. ગીતાને તો એ વિરોધ પણ દૂર કરવાનો છે. એ ભેદ "**कर्मकांड**" અને "**ज्ञानकांड**" વચ્ચેનો છે. એ જ ભેદ પૂર્વમીમાંસા–**वेदवाद** અને ઉત્તરમીમાંસા વચ્ચે છે. વેદમાં કહેવામાં આવેલા શ્રૌતયજ્ઞ અને યાગાદિ કર્મકાંડ કરવામાં જે માણસો ધર્મની પરાકાષ્ટા માને છે તેઓ એક બાજુએ છે અને ઉપનિષદ્‌ના તત્ત્વ-જ્ઞાન ઉપર પૂર્ણ શ્રદ્ધા મૂકી જેઓ કર્મકાંડને ગૌણ ગણે છે તેઓ બીજી બાજુએ છે. **वेदवाद–कर्मकांडमां** રત થયલા માણસોના મનથી તો આર્યધર્મનો અર્થ એટલો જ થતો કે વેદમાં બતાવ્યા પ્રમાણે વિધિપૂર્વક યજ્ઞયાગાદિ કર્મો કરવાં અને તેમના દ્વારા સર્વ માનુષી કામનાઓ સિદ્ધ કરવી. અર્થાત્ ધન, ધાન્ય, પુત્ર, પશુ, વિજય અને સ્વર્ગનાં સર્વ સુખ-ભોગો પ્રાપ્ત કરવા. બ્રહ્મવાદી જ્ઞાનમાર્ગી સાધકોના મત પ્રમાણે કર્મકાંડ કેવળ શરૂઆતમાં જ ઇષ્ટ છે, પરંતુ સત્ય પુરુષાર્થ તો બ્રહ્મપ્રાપ્તિમાં જ રહેલો છે. કારણ કે તેમાંથી તેને અમૃતત્વ પ્રાપ્ત થાય છે અને અનિર્વ-ચનીય આધ્યાત્મિક આનંદ મળે છે. એ આનંદ શારીરિક ભોગોનાં કરતાં અને સ્વર્ગનાં સુખો કરતાં પણ ઘણોજ વધારે છે. પ્રાચીન સમયમાં વેદ-વાદનો અર્થ ગમે તે થતો હશે પરંતુ ગીતાના સમયમાં તો કર્મકાંડ અને

અને જ્ઞાનકાંડનો ભેદ ઘણો તીવ્ર હતો અને ગીતા એ બન્નેનો સંબંધ તપાસે છે.

એ બન્નેનો સમન્વય કરતાં શરૂઆતમાં તો શ્રીકૃષ્ણ ભગવાન વેદ-વાદના ઉપર સખત-કડક-ટીકા કરે છે.

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥

(અ० ૨. શ્લોં० ૪૨)

" આ પ્રમાણે શબ્દજાળવાળી અને આભાસમાં સત્ય લાગે એવી વાણી જે બુદ્ધિહીન-જ્ઞાન વિનાના લોકો બોલે છે તેઓ વેદવાદમાં મગ્ન થયલા હોય છે અને કહે છે કે તેના સિવાય-કર્મકાંડ સિવાય-બીજું કાંઇ નથી ? "

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥

(અ० ૨. શ્લોક ૪૩ )

તેઓ કામનાઓથી ભરપુર અને સ્વર્ગની પ્રાપ્તિ માટે વાંછના કરવા-વાળા હોય છે, જન્મનાં કર્મોનાં ફળને આપનારી એવી વિશિષ્ટ-જૂદી જૂદી ખાસ-ક્રિયાઓથી તે ભરપૂર હોય છે, (વેદવાદ) અને એનો અંતિમ ઉદ્દેશ તો ભોગ ભોગવવા તરફ અને ઐશ્વર્ય પ્રાપ્તિ પ્રત્યે જ હોય છે.

આગળ જતાં તો ગીતા વેદના ઉપર હુમલો કરતી હોય એવું જણાય છે. જો કે વેદ આખા આર્યાવર્તના લોકોની લાગણીમાં હમેશાં અપૌરુષેય અને સર્વોપરિ પ્રમાણરૂપ ગણાતા આવ્યા છે. ગીતા કહે છે—

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

(અ० ૨. શ્લો० ૪૫ )

" વેદનો વિષય તો ત્રણ ગુણની અંદર રહેલો છે. પરંતુ હે અર્જુન! તું ગુણથી પર થઈ જા. દ્વંદ્વોથી વિમુક્ત થઈ નિત્ય સત્વગુણમાં સ્થિર થા. અને યોગક્ષેમની પરવા કર્યા વિનાનો થઈને આત્મવાન્ થા. "

અહિં વેદનો અર્થ સર્વ વેદો એટલે ઉપનિષદોનો પણ તેમાં સમાવેશ થઈ જાય છે. અને એ સર્વે શાસ્ત્રો જ્ઞાની માણસને માટે નકામાં છે એવું ગીતા કહે છે. વેદને માટે શ્રુતિ એવો ખાસ શબ્દ વપરાયલો છે.

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वदेषु ब्राह्मणस्य विजानतः ॥

( અ. ૨. શ્લો. ૪૬ )

"ચારે બાજુએ પાણીનું પૂર આવ્યું હોય તેવે સમયે કુવાનો માણસને જેટલો ખપ હોય છે ( અર્થાત્ નહિ જેવોજ ) તેટલો જ ઉપયોગ જે બ્રાહ્મણને જ્ઞાન થયું છે તેને વેદનો ' કર્મકાંડ 'નો છે, "

એટલું જ બસ નથી પરંતુ ઘણી વાર તો શાસ્ત્રો માણસને ઉંધે માર્ગે દોરનાર થઈ પડે છે કારણ કે વિરોધી વચનો, સિદ્ધાંતો અને ટીકાઓથી માણસનું મનભ્રમણામાં પડી જાય છે. તેથી ગીતા કહે છે કે—

श्रुतिविप्रतिपन्ना ते सदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥
यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्यच ॥

( અ. ૨. શ્લો. ૫૩–૫૨ )

---

× શંકરાચાર્ય એનો અર્થ જૂદો કરે છે. કુવાનો સ્નાનપાનાદિ કર્મ માટે જેટલો ઉપયોગ થાય છે તેટલોજ મોટા તળાવનો પણ થઈ શકે છે, માટે એવાં કર્મોનો ત્યાગ કરવાની જરૂર નથી એનો અર્થ તેમના ભાષ્યમાંથી નીકળે છે. પરંતુ એ અર્થ બરાબર બંધબેસતો નથી. વૈદિક કર્મકાંડનું ગૌણત્વ પ્રતિપાદિત થઈ રહ્યું છે તે વખતે આ વિચાર અસંબદ્ધ જેવો લાગે છે

વેદવાક્યોથી મુંઝાઇ ગયેલી તારી બુદ્ધિ જ્યારે નિશ્ચલ થશે, સમાધિ-વૃત્તિમાં સ્થિર થશે ત્યારે આ સામ્યબુદ્ધિરૂપ યોગ તને પ્રાપ્ત થશે.

જ્યારે તારી બુદ્ધિ મોહના તોફાનોને–કાદવને ઓળંગી જશે ત્યારે તને પણ શ્રુત અને શ્રોતવ્ય એ બન્નેનો કંટાળો આવશે.

ઉપર જણાવેલા શ્લોકો સનાતન શાસ્ત્રનાં બાહ્યકર્મકાંડને જ ધર્મ-શાસ્ત્રનો સાર સમજનારા લોકોને ઘણા અપમાનકારક અને ખોટા લાગે છે એટલે ગમે તે પ્રકારે પણ તે શ્લોકોનો મારીમચડીને જૂદો અર્થ ઠરાવવા માણસની બુદ્ધિએ પ્રયત્ન કર્યો છે, તોપણ આપણે જોઈ શકીએ છીએ કે એનો અર્થ તદ્દન સ્પષ્ટ છે અને બંધબેસતો આવે છે. ઉપર જણાવેલા અર્થને ટેકો આપનાર શ્લોક આગળ પણ આવે છે જ્યાં જ્ઞાનનું વર્ણન કરતાં–**शब्दब्रह्मातिवर्तते** । ( અ૦ ૬ શ્લો૦ ૪૪ ) એમ કહેવામાં આવ્યું છે. અર્થાત્ જ્ઞાન વેદના શબ્દના કરતાં પણ ઘણું અનિર્વચનીય અને ઉપનિષદોના સૂત્રોથી પણ પર છે એમ જણાવવામાં આવ્યું છે.

હવે આપણે ઉપર જે શ્લોકો જણાવ્યા તેનો ભાવાર્થ જાણ્યા પછી તે બધા શા માટે ગીતા જેવા સમન્વય કરનારા ગ્રંથમાં મૂકવામાં આવ્યા છે તેનો વિચાર કરીએ. ગીતા વેદનો વિરોધ કરે એ સામાન્ય રીતે બનવા જેવું જ લાગતું નથી. ગીતા તો જ્ઞાનકાંડ અને કર્મકાંડને પણ એકીકર-ણમાં લાવી ઓગાળી નાંખવા માંગે છે. કર્મ અને સાંખ્ય તો સમન્વયમાં ગીતાએ મૂક્યાં છે તોપણ હજી પુરુષ અને પ્રકૃતિ–કર્મકાંડ અને જ્ઞાનકાંડ–પુરુષોત્તમ–યોગ–વગેરે સઘળું સુંદર રીતે ઘટાવવાનું રહ્યું છે. એ બધાં પ્રાચીન શાસ્ત્રોને એક કરી તેમાં પુરુષોત્તમનો સિદ્ધાંત ઉમેરી, ત્રણ પુરુષ અને બે પ્રકૃતિનું વર્ણન ઉમેરવાનું હજી બાકી છે. સામાન્ય રીતે વેદમાં અને ઉપનિષદ્‌માં માત્ર બે પુરુષનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ક્ષર અને **अक्षर**–સગુણ નિર્ગુણ–વગેરે. ગીતા પોતે પણ બુદ્ધિને **श्रुतिविप्रति-पन्न** કહે છે તે બરાબર છે, કારણ કે એણે પોતે પણ કેટલાએ જૂદા જૂદા તત્ત્વજ્ઞાનોને લઇને તે બધાનો સમન્વય–એકીકરણ કરી બતાવ્યું છે અત્યારે પણ શાસ્ત્રોના જુદા જુદા આધાર લઈ તેના ઉપર ટીકાઓ કરી આપણા આર્યપંડિતો કેટલા બધા વિરોધી અર્થો એકજ શાસ્ત્રમાંથી

કાઢી રહ્યા છે! માણસની બુદ્ધિને પણ **निर्वेद**–કંટાળો આવીને બેદરકારી થાય તે સ્વાભાવિક છે. એને એમ લાગે કે "હવે આ શાસ્ત્રનો વાદ બહુ થયો! જૂનાં અને નવાં શાસ્ત્રો જાણવાની કશી જરૂર નથી" પોતાના અંતરમાં જ ડૂબકી મારી આધ્યાત્મિક અનુભવમાં જ માણસ સર્વ શાસ્ત્રોનું પ્રમાણ શોધવા મથે છે—!'

ગીતા પહેલા છ અધ્યાયોમાં કર્મજ્ઞાન એટલે **सांख्य; योग** અને **वेदांत**ને સમન્વયમાં લાવી મૂકવા માટે વિશાળ એકતા કરે છે. પરંતુ વેદાંતમાં "**कर्म**"નો અર્થ જ **कर्मकांड** થાય છે તે અર્થ ભૂલથી પોતાના **कर्म** શબ્દનો ન થઈ જાય માટે ગીતા તેના ઉપર આટલું વિવેચન કરે છે. '**कर्म**' શબ્દનો અર્થ કર્મકાંડ અથવા "**गृह्यसूत्र**" પ્રમાણે ગાળવામાં આવતું શાસ્ત્રનિયત જીવન એવો અર્થ સામાન્ય રીતે વેદાંતમાં થાય છે. **कर्म**નો અર્થ **विधि** અને વિધિપૂર્વક કરવામાં આવતો **यज्ञ** એવો થતો હતો. પરંતુ ગીતા જે **कर्मयोग** કહે છે તેનો અર્થ તો ઘણો વિશાળ છે–સંકુચિત નથી. ગીતાના કહેવા પ્રમાણે કર્મયોગમાં–**सर्वकर्माणि**–બધાં કર્મોનો સમાવેશ થાય છે. તોપણ ગીતા બૌદ્ધધર્મની પેઠે **यज्ञ**ની ભાવનાને તિલાંજલિ આપી દૂર કરતી નથી. ગીતા તો **यज्ञ**ની આખી ભાવનાને વિશાળ બનાવી મૂકે છે અને તે આધ્યાત્મિક–યોગસાધનામાં મદદ રૂપ થાય એવો અર્થ તેમાં લાવી મૂકે છે. યજ્ઞ એ જીવનનો સૌથી અગત્યનો ભાગ છે એટલું જ નહિ પરંતુ આખું જીવન જ એક મહાન્ યજ્ઞરૂપ છે એમ ગીતા કહે છે. આપણાં બધાંય કર્મોને આપણે યજ્ઞરૂપ ગણવાં જોઇએ. અજ્ઞાની લોકો અજ્ઞાનમાં જ તે યજ્ઞ કરે છે, જ્ઞાની પુરુષો બુદ્ધિપૂર્વક સર્વ કર્મોનો યજ્ઞ કરે છે એટલો જ માત્ર ફેર છે–**अविधि पूर्वकम्।** યજ્ઞ એ તો જીવનને ટકાવવાની શરત છે.

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।**

(અ૦ ૩ શ્લો૦ ૧૦)

યજ્ઞરૂપી સાથી ઉત્પન્ન કરીને પ્રજાઓને બ્રહ્માએ કહ્યું: **वेदवाद**માં મગ્ન થયલા કર્મકાંડીઓ આ યજ્ઞ સ્વર્ગને માટે, ફલ પ્રાપ્તિની ઇચ્છાથી પ્રેરાઈ, ઐહિક અને પારલૌકિક સુખ ભોગોને માટે કરે છે. પરંતુ એ

પ્રમાણે યજ્ઞ કરવાનું તો ગીતા કદી પણ માન્ય રાખી શકે જ નહિ. કારણ કે ગીતા તો કામનાઓના ત્યાગથી પોતાના બોધની શરૂઆત કરે છે અને કામનાઓને આત્માના શત્રુ રૂપે વર્ણવે છે. વેદના યજ્ઞયાગાદિ કરવાથી સ્વર્ગ મળી શકે જ નહિ એમ ગીતા માનતી નથી. શ્રીકૃષ્ણ ભગવાન પોતે જ આગળ જતાં કહે છે કે એ બધાએ યજ્ઞનો ભોક્તા હું પોતે જ છું. भोक्तारं यज्ञ तपसां ।

જુદી જુદી કામનાઓથી જેમનું મન અજ્ઞાનમાં ડૂબી ગયું છે તેવા પુરુષો જુદા જુદા દેવતાઓની ઉપાસના કરે છે, કારણ કે તે પ્રમાણે તેમની પ્રકૃતિ તેમને દોરે છે; વળી જે કોઇ માણસ શ્રદ્ધાપૂર્વક કોઇપણ દેવની પૂજા કરે છે તે દરેકની અચળ શ્રદ્ધાને હું પૂર્ણ કરું છું. પરંતુ એ માર્ગ ખરો નથી. સ્વર્ગની કામના એ મનુષ્યજીવનનો હેતુ ન હોવો જોઇએ. અજ્ઞાની લોકો જુદા જુદા દેવોને પોતાના યજ્ઞ અર્પણ કરે છે પરંતુ જાણતા નથી કે તે યજ્ઞ તો કેવળ એકજ પ્રભુને અર્પણ કરવાનો છે અને થાય છે. એ યજ્ઞ પ્રભુને અર્પણ કરવો જોઇએ. એ આહુતિમાં સર્વ કર્મો—આંતર તેમજ બાહ્ય બધાંનો સમાવેશ થઈ જાય છે. પરંતુ તે કામના રહિત થઇને પ્રભુપ્રત્યર્થે અને જગતના કલ્યાણને માટે કરવો જોઇએ. વેદવાદમાં માણસને ત્રણ ગુણમાં પોતાના કર્મનાં ફલમાં બાંધી રાખવાની વૃત્તિ રહેલી છે, માટે શ્રીકૃષ્ણ ભગવાન તેની નિંદા કરે છે અને તેનો ત્યાગ કરવાનું ફરમાવે છે, પરંતુ વેદવાદમાં યજ્ઞભાવના રહેલી છે તે ગીતા નાશ કરતી નથી તેને તો ગીતા શુદ્ધ કરીને ઉન્નત બનાવી મૂકે છે અને પ્રભુ પ્રાપ્તિના એક ઉપયોગી સાધન તરીકે યોગમાં તેને સ્થાન આપે છે.

વેદાંતમાં જ્ઞાનયોગ પ્રધાન છે તેને ઘટાવતાં ગીતાને જરાપણ મુસ્કેલી પડતી નથી. આખો વિચાર પૂરેપૂરો માન્ય કરી લે છે અને વેદાંતીઓના અક્ષર, નિષ્ક્રિય, પુરુષને બદલે વિશ્વાત્મા—વિરાટ્—પુરુષનું અસ્તિત્વ તેમાં દાખલ કરી દે છે. વળી સાંખ્ય પ્રમાણે પુરુષોનાં અનેકત્વ—વિવિધતા માન્ય કર્યા વિના એક—વિરાટ્—વિશ્વાત્માનું જ અસ્તિત્વ તેને બદલે જણાવે છે. એ બધા અધ્યાયોમાં કામના રહિત થઈ કર્મ કરવાની ફરજ સ્વીકારે

છે તોપણ બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની અગત્ય પણ તેટલી જ આકે છે, વળી અહંકારનો અક્ષર નિષ્ક્રિયબ્રહ્મમાં લય કરવો જોઇએ એવો પણ ગીતાનો મત છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ની પેઠે એ પણ વેદાંત અને સાંખ્યની એક વાક્યતા કરે છે, ગીતાના સમયમાં અર્વાચીન વેદાંતમાં જે ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવાની આસ્તિકવૃત્તિ છે એ તે સમયે નહિ હોય એમ લાગે છે, ઇશ્વરનું અસ્તિત્વ ઉપનિષદ્‌માં કેવળ બીજ રૂપે રહેલું છે, પરંતુ વૈષ્ણવધર્મની પેઠે તે આગળ પડતું નથી આ ઉપરથી એમ લાગે છે કે તે વખતના વેદાંતનો પાયો "Pantheistic" સર્વ વસ્તુમાં પ્રભુનું દર્શન કરવાથી શરૂ થઇને અંતે કેવળાદ્વૈતમાં લય પામતો, એટલે તેમાં ઇશ્વરના અસ્તિત્વને બહુ અગત્ય આપવામાં આવતી નહિ. એ વેદાંતમાં શિવ, બ્રહ્મા, વિષ્ણુ વાયુ વગેરે દેવતાઓ સ્વીકારાતા અને એ બધાનો જેમાં સમાવેશ થાય છે એવા પરબ્રહ્મ-બ્રહ્મનું અસ્તિત્વ તેમાં સ્વીકારવામાં આવ્યું છે. પરંતુ પરબ્રહ્મને ઇશ્વર-પરમાત્મા-સ્વરૂપે ઘણુંજ ગૌણ સ્થાન અપાયું લાગે છે. એટલે "દેવ", "ઇશ્વર", "પુરુષ" વગેરે શબ્દોનો ભાવાર્થ "બ્રહ્મ"થી ગૌણ જ મનાતો. ગીતા ત્રણે પુરુષોની સમાનતા સ્થાપન કરે છે એટલું જ નહિ પરંતુ, એક પગલું આગળ વધીને, પુરુષોત્તમનો યોગ દૃઢ કરે છે. પુરુષોત્તમ વેદાંતના અક્ષર-નિષ્ક્રિય બ્રહ્મનાં કરતાં પણ ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિ છે. અહંકાર અક્ષર-બ્રહ્મમાં લય પામે છે એ તો આપણી આધ્યાત્મિક પ્રગતિમાં શરૂઆતનું પગલું છે કારણ કે અંતે તો આપણે પુરુષોત્તમ પ્રભુ જોડે આપણી એકતા કરવાની છે. પુરુષોત્તમ જ પરબ્રહ્મ છે. આ બાબતમાં ગીતા વેદ અને ઉપનિષદ્‌ના શાસ્ત્રોમાં જે પ્રમાણુસિદ્ધ તત્ત્વજ્ઞાન છે તેનાથી આગળ જાય છે અને પોતાનો બોધ એ મતને અનુસરીને આપે છે. એ બોધ કદાચ વેદાંતના ચોકઠામાં બંધ બેસતો ન આવે એ બનવા જેવું છે. આટલી બધી વિરોધી તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓને સમન્વયમાં લાવવા માટે શબ્દબ્રહ્મથી, શાસ્ત્રનાં વાક્યોથી પર થવાની અગત્ય હતી ને શબ્દથી પર થયા વિના ગીતા તેમને સમન્વયમાં લાવી શકત નહિ એમ મને તો લાગે છે.

આગળના અધ્યાયોમાં ગીતા વેદ અને ઉપનિષદ્ એ બન્નેને માટે ઘણો ઉંચો અભિપ્રાય દર્શાવે છે. એ શાસ્ત્રો અપૌરુષેય અને દૈવી છે.

તેઓ શબ્દબ્રહ્મ છે! પ્રભુ પોતે જ વેદવિદ્–"વેદોનો જાણનાર" છે એવું પણ આગળ કહેવામાં આવ્યું છે અને "વેદાંતનો કર્તા" છે.–વેદાંતકૃત્ । વળી શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે "સર્વ વેદોદ્વારા જાણવા લાયક કાંઇ પણ હોય તો તે હું પોતે જ છું" એનો અર્થ જ એવો થાય છે કે વેદ એટલે જ્ઞાન, અને વેદના ગ્રંથમાં એ પ્રકારનું જ્ઞાન મળી શકે તેમ છે. ક્ષર અને અક્ષરથી પર પુરુષોત્તમ પોતે વિશ્વના રૂપમાં અને વેદમાં પ્રકાશી રહે છે. તોપણ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે કેવળ શુષ્ક શબ્દપાંડિત્ય આપણને કદી પણ સત્યજ્ઞાન આપી શકશે નહિ. જીસસ ક્રાઇસ્ટના એક સન્તે કહ્યું છે કે "શબ્દ મારી નાંખે છે પણ (શાસ્ત્રનો) આત્મા બચાવે છે." આ બધી દલીલોનો સાર એ છે કે શાસ્ત્રની ઉપયોગિતાને પણ હદ રહેલી છે. અને અમુક હદની બ્હાર આધ્યાત્મિક ઉન્નતિની બાબતમાં શાસ્ત્ર પણ નિરૂપયોગી થઈ પડે છે, સત્યજ્ઞાનનો ઝરો તો પ્રત્યેક માણસના પોતાના જ હૃદયમાં રહેલો છે.

सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।

(અ૦ ૧૫ શ્લો૦ ૧૫)

"હું સર્વ પ્રાણીના હૃદયમાં રહેલો છું અને મારામાંથી વેદ અને જ્ઞાન અને તેનો નાશ સઘળું પ્રવર્તે છે." આપણા અંતરમાં જે જ્ઞાન થાય છે તેને શાસ્ત્ર કેવળ શબ્દમાં દર્શાવી તેને મૂર્તસ્વરૂપ આપે છે. અર્થાત્ અનુભવ રૂપે આપણા ચૈતન્યમાં બ્રહ્મ વાસ કરી રહ્યા છે તેને શાસ્ત્ર શબ્દમાં મૂકે છે. માટે જ તેને શબ્દબ્રહ્મ એવી સંજ્ઞા અપાય છે. વેદમાં કહ્યું છે કે "મંત્ર હૃદયમાંથી ઉદ્દ્ભવ્યા છે." "सदा माद ऋतस्यगुहायाम् ।" ત્યાંથી ઉત્પન્ન થયા છે માટે તે પ્રમાણભૂત છે "તોપણ જે અનંત સત્ય શબ્દમાં દર્શાવવામાં આવેલું છે તે તો શબ્દ કરતાં ઘણુંજ વિશાળ છે. આપણે કોઇ પણ એક શાસ્ત્રને માટે એમ નહિ કહી શકીએ કે "આ જ શાસ્ત્ર સર્વ સંપૂર્ણ છે. અને એનાથી બ્હાર સત્ય તો સંભવે જ નહિ." એવું તો વેદવાદમાં મગ્ન થયલા કહેતા. नान्यदस्तीति वादिनः । આ સિદ્ધાંત ઘણો જ ઉમદા છે અને જગતનાં સર્વ શાસ્ત્રોને તે લાગુ કરવાની જરૂર છે. અત્યાર સુધીમાં જેટલાં શાસ્ત્રો

થયાં છે અને અત્યારે જે શાસ્ત્રો અસ્તિત્વમાં છે તે બધાંય આપણે ભલે લઈ લઈએ. આપણે કુરાન, બાઈબલ, ચીના લોકોનાં શાસ્ત્રો, વેદ, ઉપનિષદ્ પુરાણ, તંત્ર ગીતાને પોતાને સાક્ષાત્ લઈએ અને વધારામાં જેટલા મોટા પુરુષો અને અવતારો થયા છે તેમનાં વચનો લઈએ તોપણ આપણે એમ નહિ કહી શકીએ કે એ બધાંથી પર એવું કોઈ સત્ય છે જ નહિ ! આપણા પોતાના હૃદયને જે વસ્તુ સત્ય લાગે છે તે એવા કોઈ પણ શાસ્ત્રમાં નથી માટે અસત્ય ઠરતી નથી. એ વિચાર તો પંથ અને મતમતાંતર સંપ્રદાયી લોકોનો હોય. પરંતુ સ્વતંત્ર મનનો અથવા તો પ્રભુનો સાક્ષાત્કાર કરનાર ભક્તનો એ વિચાર નથી. જ્ઞાનથી મનુષ્યના દેદીપ્યાન અંતરમાં જે સત્યનો પ્રકાશ પડે છે તે પૂર્વે જોવામાં આવ્યો હોય કે નહિ તોપણ તે સત્ય જ છે. અને સર્વ જ્ઞાનના દાતા, સર્વ વેદના જાણનાર તરફથી અંતરમાં જે ધ્વનિ થાય છે તે પૂર્વે સંભળાયો હોય કે ન હોય તોપણ સત્ય છે.

## પ્રકરણ ૮ મું.



### "બુદ્ધિ યોગ"



છેલ્લા બે પ્રકરણમાં મારે ન છૂટકે તત્ત્વજ્ઞાનના સૂકા રણ જેવા પ્રદેશમાં વાંચનારને દોરવાની ફરજ પડી હતી—તે પણ ઉપર ઉપરથી અને અધૂરી રીતે જ. તેનું કારણ એટલું હતું કે આપણે ગીતા ખાસ નવી દિશામાં શા માટે વહે છે અને અંતિમ રહસ્ય છેવટ સુધી શા માટે વાંચનારની નજરથી વેગળું રાખે છે તે સમજી શકીએ. ગીતાના અન્તમાં શરૂઆતના ભાગમાં જે સૂચનાઓ છે તેનો સંપૂર્ણ વિકાસ કરી, વાંચનારને જીવનમાં ઉતારવા સારૂ ગીતા વિસ્તાર પૂર્વક મૂકે છે. એ રહસ્ય આર્યાવર્તની પ્રજાએ પોતાના જીવનમાં ઉતારવાને પ્રયત્ન કર્યા છે. પ્રેમ, સમર્પણ, આનંદ, લીલાનાં જૂદાં જૂદાં કર્મોમાં આપણે ગીતાના અંતિમ સિદ્ધાંતની અસર જોઇએ છીએ, ગીતાની દૃષ્ટિ આર્યાવર્તના મહાન્ ધાર્મિક સત્યોનો સમન્વય કરવા તરફ લાગી રહેલી જણાય છે અને તેનો એકે એક સૂર ગીતાના અંતિમ રહસ્ય તરફ વાંચનારને દોરે છે.

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે અત્યાર સુધી મેં તને "સાંખ્યમાં" આવતો બુદ્ધિયોગ—મોક્ષ આપનાર બુદ્ધિનો યોગ—કહ્યો છે, હવે હું તને યોગથી પ્રાપ્ત થતી સ્થિતિ કહીશ, તારાં કર્મોના ફળથી તું કંટાળે છે, તું બીજાં ફળોની આશા રાખે છે, અને તારા મનને ફાવતું ફળ મળતું નથી માટે તું જીવનના સીધા સરળ—માર્ગથી દૂર જવાની ઇચ્છા કરે છે પણ કર્મોનો એવો અજ્ઞાનભર્યો વિચાર અને તેનાં પરિણામો માટે આટલી તીવ્ર ઇચ્છા રાખવી તથા ઇચ્છાઓ અને કામનાઓ તૃપ્ત કરવાના હેતુથી જ કર્મો કરવાં એ બધું અજ્ઞાન છે. તું કર્મ શું છે તે જાણતો નથી, કર્મનું ખરૂં નિદાન તને ખબર નથી. કર્મોનો સાચો ઉપયોગ પણ તું જાણતો નથી. "મારો યોગ તને કર્મોનાં બંધનમાંથી

છોડાવશે" "**कर्मबंधं प्रहास्यसि।**" તું પાપથી ભય પામે છે, નર્કથી ડરે છે, શિક્ષાની તને બીક છે–ઇશ્વરથી અને જગતથી તું ડરીને ચાલવા માંગે છે. અત્યારે હે અર્જુન! તને શેનો ભય નથી? આર્યયોદ્ધા જગતના સુપ્રસિદ્ધ બાણાવળી? તને તારો પોતાનો ભય લાગે છે પણ એ ભય તને એકલાને લાગતો નથી, આખી મનુષ્યજાતિને માથે પણ એ જ ભય આવી રહ્યો છે. તેઓ જગતના સત્ય સ્વરૂપને વિશે અજ્ઞાન હોય છે તેથી ઇશ્વર વિશે અજ્ઞાનમાં રહેવાથી જગતનાં બધાં માણસો પાપના અને નર્કના ભયથી કાંપે છે. મારો યોગ તને એ ભયમાંથી મુક્ત કરશે અને **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्।**

"(આ યોગ) ધર્મનું થોડું અવલંબન કરવાથી પણ મનુષ્ય મહા-ભયમાંથી છૂટી શકે છે."

આ માર્ગે ચાલવા માંડશે એટલે તને માલૂમ પડશે કે એક પણ પગલું નિરર્થક જાય એવો આ માર્ગ નથી. ગમે તે દિશામાં ગતિ કરવામાં આવશે તો પણ પ્રગતિ જ થશે. આ યોગ માર્ગમાં આવનાર એક પણ અંતરાય તારી પ્રગતિને અટકાવી શકશે નહિ. શ્રીકૃષ્ણ ભગવાને વચન તો બહુ ભારે આપી દીધું કહેવાય! મનુષ્યનું ભયભીત અને અશ્રદ્ધાવાન મન એવા વચન ઉપર વિશ્વાસ મૂકવાની હિંમત પણ ભાગ્યે કરે! એ વચનનું પૂરેપૂરું સત્ય સમજવા માટે ગીતાના અંતમાં

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**

**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

(અ૦ ૧૮ શ્લો૦ ૬૬)

સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને હે અર્જુન! તું મારા એકલાનું શરણ લે! હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. શોક મા કર. આ શ્લોકને આપણે અત્યારે ધ્યાનમાં લેવાની જરૂર છે.

ઉપલા શ્લોકમાં સમાયલા સંદેશાથી શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને બોધ આપવાની શરૂઆત કીધી નથી. તેમાં પ્રભુનો મનુષ્યના આત્મા પ્રત્યે જ દિવ્યસંદેશ સમાયલો છે તેતો સીધે સીધો હૃદયને પહોંચી જાય છે. તે

સંદેશો તો મનુષ્યના હૃદયને પહોંચી જાય છે પણ આરંભમાં વાદવિવાદ-વૃત્તિપ્રધાન બુદ્ધિને સંદેશો પહોંચાડવા માટે પ્રયત્ન કરવામાં આવ્યો છે. આરંભમાં મનુષ્યના આત્માનો મિત્ર અને પ્રિયજન બોલતો હોય તેમ જણાતું નથી પણ ગુરુ અને તારક બોધ આપતો હોય એવું લાગે છે. પ્રથમ તો આત્મા વિશેનું અજ્ઞાન દૂર કરવા ગીતામાં પ્રયત્ન થયેલો જોવામાં આવે છે. જગતનો સ્વભાવ અને મનુષ્યના કર્મોનાં કારણ વિશે સમજણ આપે છે. અજ્ઞાનમાં રહી કર્મો કરવાથી બુદ્ધિ યુક્ત નહિ રાખવાથી અને શક્તિને પણ ઉંધી-ઉલટી દિશામાં વાપરવાથી મનુષ્ય પોતાનાં કર્મનાં બંધનમાં આવી પડે છે. મુક્ત આત્માને તો કર્મો કદી પણ બંધનકારક થઈ શકતાં નથી. બુદ્ધિ અસ્થિર હોવાને લીધે મનુષ્યને ભય અને તૃષ્ણા ક્રોધ, શોક તથા ક્ષણિક આનંદ ઉપજે છે; બુદ્ધિ સ્થિર રાખવાથી કેવળ મુક્ત દશામાં અને સમતાથી મનુષ્ય કર્મો કરી શકે છે. શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં અર્જુનને બુદ્ધિનો યોગ કરવાનું કહ્યું તેનો હેતુ પણ અજ્ઞાનનો નાશ કરી મુક્ત દશામાં કર્મો કરાવવાનો છે. " વ્યવસાયાત્મિકા " બુદ્ધિ કરીને, યોગ્ય દિશામાં શક્તિને પ્રેરી એકજ આત્માનું સતત્ ભાન જાગ્રત રાખી, સર્વમાં એકજ આત્મા વ્યાપી રહેલો છે એવી સ્થિર બુદ્ધિથી, સમત્વયુક્ત સ્થિતિમાં કર્મ કરવાથી બુદ્ધિયોગ થયો ગણી શકાય.

મનુષ્યમાં બે પ્રકારની બુદ્ધિ ગીતામાં જણાવી છે. (૧) " વ્યવ-સાયાત્મિકા " બુદ્ધિ અને (૨) " બહુ શાખાવાળી. " પ્રથમ પ્રકારની બુદ્ધિ હમેશાં સ્થિર, એક સત્યના શોધન તરફ જ દોરાયલી રહે છે. એકતા, અદ્વૈત એ તેનું ખાસ લક્ષણ છે, અને એકજ વિષય ઉપર એકાગ્ર થઈ રહેવું એ " વ્યવસાયાત્મિકા " બુદ્ધિનું ખાસ લક્ષણ કહી શકાય. બીજા પ્રકારની બુદ્ધિ કહેવામાં આવી છે, તેમાં શક્તિ એકજ પદાર્થ પ્રત્યે દોરાયલી હોતી નથી, વિધવિધ વિચારની માળાઓથી તે બુદ્ધિ ગુંથવાયલી રહે છે, તે નિશ્ચિત રહેતી નથી, પણ જીવનની અને સંજોગોની અનેક ઇચ્છાઓની પાછળ પોતે ઘસડાયા જ કરે છે. બુદ્ધિનો મૂળ અર્થ " સમજનારી શક્તિ " એવો થાય, પણ ગીતામાં તેનો અર્થ જરા વધારે તાત્ત્વિક લેવામાં આવ્યો છે. અહિં " બુદ્ધિ " શબ્દ " વિવેક અને નિશ્ચય કરનાર માનસિક શક્તિ "-ના અર્થમાં વપરાયલો લાગે છે. અને તેનું કાર્ય માત્ર વિવેકથી કે માનસિક

નિશ્ચયથી જ અટકી જતું નથી, પરંતુ આપણા વિચારોની અને કર્મોની દિશા પણ તે જ નક્કી કરે છે. બુદ્ધિનું ખાસ લક્ષણ માત્ર જ્ઞાન આપનાર માનસિક શક્તિઓને એકાગ્ર કરવાનું નથી, પણ બુદ્ધિનો ખાસ સ્વભાવ નિશ્ચયપર આપવાનો છે અને એ નિશ્ચયમાં મક્કમ રહેવાનો છે. "व्यवसाय" એટલે "નિશ્ચય". પણ અવ્યવસિત બુદ્ધિની નિશાની એ છે કે તેમાં વિચારની એકાગ્રતા નથી હોતી એટલું જ નહિ પણ ઇચ્છાની–કામનાઓની–એકાગ્રતાને અભાવે અને તેને પરિણામે શક્તિની એકાગ્રતા પણ હોતી નથી. એટલે બુદ્ધિનાં બે કાર્યો થયાં (૧) શક્તિ (અંતઃકરણના સર્વ ભાગોની, એકાગ્ર થયલી આત્માની શક્તિ) (૨) જ્ઞાન. વ્યવસાયાત્મિકા બુદ્ધિ આત્માની એકતામાં સ્થિર હોય છે, અને આંતર આત્મજ્ઞાનમાં તે એકાગ્ર-વૃત્તિથી સ્થિર રહી શકે છે; પણ બહુ શાખાવાળી, અવ્યવસાયાત્મિકા બુદ્ધિ મનની ચંચળ વૃત્તિને આધીન રહી, અનેક દિશામાં વહી જાય છે અને બાહ્યકર્મો, તેનાં પરિણામ અને ફળરૂપ કાર્યોમાં તે વિવિધ દિશામાં વિભક્ત થઈ જાય છે."

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः॥**

(અ૦ ૨ શ્લો૦ ૪૯)

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે "બુદ્ધિનો યોગ કરતાં કર્મો ઘણાં ઉતરતાં છે, માટે સ્થિર, વ્યવસાયાત્મિકા, સમત્વયુક્ત બુદ્ધિનું શરણ લે, કારણ કે જે મનુષ્યો પોતાના વિચાર અને કર્મોના ફળની આશાથી કર્મમાં પ્રેરાય છે તેઓ કૃપણ છે."

અહિં આપણે આગલા પ્રકરણમાં "સાંખ્ય" અને "યોગને" વિશે ગીતાએ જે કહ્યું છે તે યાદ રાખવાની આવશ્યક્તા છે. સાંખ્યમત પ્રમાણે એક બાજુ શાંત, અકર્તા, અક્ષર, એક પુરુષ આવેલો છે કે જે જરાપણ વિકાર પામતો નથી; બીજી બાજુ પ્રકૃતિ રહેલી છે. પ્રકૃતિ જડ છે, ક્રિયાવાન છે, અને પુરુષના સાન્નિધ્યને લીધે, પોતાના ત્રણ ગુણોના પરીવર્તનને પરિણામે સજીવ હોય અને આત્મવાન હોય એવી દેખાય છે. પુરુષ અને પ્રકૃતિના મેળાપને લીધે સંજ્ઞા અને જ્ઞાન, ચિચ્છક્તિ અને

બાહ્ય પદાર્થ, જ્ઞાતા અને જ્ઞેયની લીલા જેને આપણું જીવન કહી શકાય તે ઉત્પન્ન થાય છે. જ્ઞાતા, પ્રથમ અસ્તિત્વમાં હોય છે અને જ્ઞેય એ ગૌણ છે. તે છતાં જ્ઞાતાને જ્ઞાન મેળવવાનાં સાધનો–કરણો–પ્રકૃતિ–જ્ઞેય પોતેજ પ્રાપ્ત કરાવે છે. એ સાધનો–અધિકરણોમાં પ્રથમ સ્થાને "બુદ્ધિ" આવે છે. એ બુદ્ધિ વિવેકાત્મક અને નિશ્ચયાત્મક હોય છે, અને તેમાં "અહંકાર"નું બીજ પણ હોય છે. બુદ્ધિ પછી પદાર્થોમાં વિવેક કરનાર, ભિન્નતા પારખનાર, ઇન્દ્રિયોના અનુભવોનો ઉપયોગ કરનાર "મન" આવે છે. પછી "મન"માંથી આગળ જતાં ઇન્દ્રિયો" ગણી શકાય. ઇન્દ્રિયોમાં પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો આવે છે. તેમનાં કાર્યો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પ્રમાણે છે અને તે કાર્યો બજાવનારી ઇન્દ્રિયો, શ્રોત, ત્વચા, નેત્ર, જીહ્વા અને ઘ્રાણ (નાસિકા) અનુક્રમે છે. અને સૌથી છેલ્લે "પંચભૂતો" પાંચ તત્ત્વો જેને પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ કહેવામાં આવે છે તે ગણત્રીમાં લેવાય. સર્વ પદાર્થો એ પંચતત્ત્વોના મિશ્રણને લીધે થાય છે.

ઉપર જણાવ્યાં તે બધાં પ્રકૃતિનાં તત્ત્વો જ્યારે "પુરુષ"ના શુદ્ધ ચૈતન્યમાં પરાવર્તન પામે છે, ત્યારે આપણને–મનુષ્યને તેના અસ્તિત્વનું અશુદ્ધ ભાન થાય છે. એ જ્ઞાનને–સંજ્ઞાને અશુદ્ધ કહેવામાં આવી છે, કારણ કે તે જ્ઞાન મેળવવા માટે બાહ્યજગતના તત્ત્વો ઉપર અને પ્રકૃતિનાં પ્રતિકૃત્યો ઉપર આધાર રાખવાની જરૂર પડે છે. "બુદ્ધિ" જડ–ચેતન રહિત શક્તિના પ્રચંડ સમૂહમાંથી વિવેકપૂર્વક સર્વ પદાર્થો અને માનસિક કાર્યોને પૃથક પાડે છે. તે જ્ઞાન અને નિશ્ચયનું સ્વરૂપ લે છે. "મન" બાહ્યપદાર્થોની વિવિધતા અનુભવી તેમના પ્રત્યે કામનાથી, ઇચ્છાથી આકર્ષાય છે.

મનનાં મુખ્ય બે કાર્યો છે. પ્રથમ તો બાહ્યસ્પર્શ–બહારના પદાર્થો જોડે ઇન્દ્રિય વડે સમ્બન્ધમાં આવવું અને બીજું ઇચ્છા અથવા કામના. તેમને માટે અથવા તો કોઇ પણ માનસિક ભોગને માટે આસક્તિ પેદા કરવી. બાહ્યસ્પર્શ અને ઇચ્છા એ બન્ને બુદ્ધિ અને મનદ્વારા અશુદ્ધ કાર્ય કરે છે, ત્યારે જ્ઞાન અને નિશ્ચયના ( will ) જ રૂપાંતર રૂપે પ્રકટ થાય છે. શક્તિ અશુદ્ધ થવાથી ઇન્દ્રિયનાં કાર્ય અશુદ્ધ થાય છે અને મનને તથા બુદ્ધિને ઢાંકી દઈ કામ, ક્રોધ વગેરે રજોગુણી આવિર્ભાવો ઉત્પન્ન

થાય છે. ઇન્દ્રિયો મનની ગુલામ થઈ રહે છે બાહ્યસ્પર્શ ગ્રહણ કરનાર પાંચ જ્ઞાનેન્દ્રિય અને નિશ્ચય–સંકલ્પને અમલમાં મૂકનાર પાંચ કર્મેન્દ્રિય મળીને આંતર અને બાહ્યજીવન વચ્ચે મેળ બેસાડનાર તરીકે કાર્ય કરે છે અને બાકીનું બધું જગત્ એ આપણા જ્ઞાનનો વિષય થઈ રહે છે.

ઉપર આપણે પ્રકૃતિનો જે ક્રમ જોયો તે કુદરતના ક્રમથી તદ્દન ઉલટો જ છે. તોપણ કુદરતના બાહ્યસ્વરૂપનું અવલોકન કરીને, આજકાલના વિજ્ઞાનશાસ્ત્રીઓએ જે શોધ કરેલી છે તેની અને સાંખ્યમતની વચ્ચે ઘણું મળતાપણું આપણને સ્પષ્ટ જણાઈ આવ્યા વિના નહિ રહે. જડપ્રકૃતિના અણુંમાં પણ આકર્ષણ અને પ્રત્યાકર્ષણનું બળ આપણને જણાય છે. એ “આકર્ષણ” જડસૃષ્ટિમાં “બુદ્ધિ અને શકિત”નો આવિર્ભાવ છે. વૃક્ષના છોડવાઓમાં અને પાંદડાઓમાં આપણને જે જીવનની નિશાનીરૂપ પ્રાણશકિતનું સ્વરૂપ જણાય છે અને તેઓમાં જીવનની અનેક લાગણીઓનું તાદૃશ કાર્ય પ્રત્યક્ષ દેખાય છે ત્યારે પણ આપણને લાગે છે કે વૃક્ષોમાં પણ એક પ્રકારની “પ્રાણશકિત” રહેલી છે. પ્રકૃતિના જગતમાં જે અનુક્રમ છે તે મનુષ્યના ચેતનમય જીવનમાં ઉલટાવી નાંખવો પડે છે. ગીતામાં પણ ઉપનિષ નો શ્લોક એ હેતુ સિદ્ધ કરવા માટે લગભગ મૂળ ઉપનિષદ્માંથી બહુ ફેરફાર કર્યા વિના લીધો છે.

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥
( અ૦ ૩૦ શ્લો૦ ૪૨ )

વસ્તુઓ–પદાર્થો કરતાં ઇન્દ્રિયો પર છે અને મન ઇન્દ્રિયોથી પર છે; મનથી પર બુદ્ધિ છે અને બુદ્ધિથી જે પર છે તે એ (આત્મા) છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે બુદ્ધિથી એ આત્માનું જ્ઞાન મનુષ્યે મેળવવું જોઇએ અને તેનું ભાન–ચૈતન્ય પોતાનામાં જાગ્રત કરવું જોઇએ.

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥
( અ૦ ૩. શ્લો. ૪૩ )

—એ પ્રકારે બુદ્ધિથી પર જે આત્મા છે તેને જાણીને તે આત્માથી જાતને સમત્વ યુક્ત કરી, શાંત કરી, તું તારામાં જે કામનારૂપ રાક્ષસી શત્રુ આવી રહેલો છે, તેનો નાશ કર.

પ્રકૃતિનાં કારણોમાંથી બુદ્ધિ બે પ્રકારનાં કાર્ય કરી શકે. એક બુદ્ધિ પોતે બાહ્યસ્પર્શોમાં ગુંથાઇ અને અધોવૃત્તિ ધારણ કરી, પ્રકૃતિની ત્રિગુણાત્મક લીલામાં શક્તિ અને સંગ્રહણ, અનુભવ વગેરે દ્વારા પોતાની શક્તિનો વ્યય કરવામાં ગુંથાઇ જાય; અથવા તો બુદ્ધિ ઉચ્ચગામી, આંતર પ્રત્યે વળેલી, શાંત, સમત્વયુક્ત આત્મામાં સ્થિર થાય અને પ્રકૃતિનાં કાર્યોને વશ ન થાય. પ્રથમ સ્થિતિમાં બુદ્ધિ બાહ્યસ્પર્શો એ જીવન આખું કામનામય વાસનામય હોય છે, કારણ કે ઇન્દ્રિયો વિષયોના સંબંધમાં આવતાંજ ઘણો ખળભળાટ મચાવી મૂકે છે, અને બાહ્યપદાર્થો પ્રાપ્ત કરવા માટે માણસને બહિર્મુખ કરી કાર્યમાં હડસેલી પાડે છે. "મન"ને પણ તેઓ વશ કરી **વાયુર્નાવમિવાંભસિ** " પાણીમાં તરતી હોડીને જે પ્રમાણે વાયુ બળાત્કારે ખેંચી જાય છે " તે પ્રમાણે ઇન્દ્રિયો મનને વિષયો પ્રત્યે દોરે છે. એ પ્રકારે ઇન્દ્રિયોના વેગને આધીન થયલું મન, વિવેકબુદ્ધિને તથા શુદ્ધ શક્તિને અંધકારમાં નાંખી દે છે અને બુદ્ધિને પોતાના કાર્યમાંથી ભ્રષ્ટ કરે છે. ઉપર જણાવ્યા પ્રમાણે પ્રકૃતિના સત્વ, રજસ તેમ તમસ એ ત્રણે ગુણોને વશ થઇને આત્મા પોતાના કરણો–હથિયારો વાપરે છે તેથી આત્મા અજ્ઞાન રૂપી અંધકારમાં રહે છે, બાહ્યસ્પર્શોનો ગુલામ બની જાય છે, દુ:ખનો ભોગી થઈ કામ, ક્રોધ, રાગ, દ્વેષ, વગેરે અનુભવે છે. બુદ્ધિની અધોગતિ થાય ત્યારે ઉપર જણાવ્યું તે પરિણામ આવે. અત્યારે સામાન્ય મનુષ્યનું જીવન એ પ્રકારનું હોય છે. વેદવાદમાં રત રહેનારાઓની પેઠે જે લોકો ફળની ઇચ્છાથી કર્મમાં પ્રેરાય છે તેઓ ભૂલ કરે છે, બાહ્ય પદાર્થોથી સ્વતંત્ર એવું આંતર સુખ અનુભવવું એ આપણો અંતિમ હેતુ છે. અને એ આનન્દના ઉપર જ આપણી શાંતિ અને મોક્ષ ટકી શકે.

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને ભાર દઈ જણાવે છે કે બુદ્ધિની આંતરાભિમુખવૃત્તિને–સ્થિરતાને તારે પસંદ કરીને એકાગ્રતાથી અને શ્રમ-

પૂર્વક તેને આત્માના શાંત જ્ઞાનમાં દૃઢ કરવી જોઇએ. "**બુદ્ધિ એ પ્રમાણે દૃઢ થાય તે પહેલાં દુઃખનું મૂળ કામનાઓ છે તેમનો ત્યાગ કરવો જરૂરનો છે. હવે કામનાઓનો ત્યાગ કરવો હોય તો ઇન્દ્રિયોને એમના વિષયો પ્રત્યે બળથી વહી જતાં અટકાવવી જોઇએ–ભોગના પદાર્થો પ્રત્યે આકર્ષાતી હોય તેને રોકવી જોઇએ.**" જ્યારે બાહ્ય પદાર્થો પ્રત્યે ઇન્દ્રિયો આકર્ષાય ત્યારે તેમને પાછી ખેંચી લેવી જોઇએ. કાચબો હાથ પગ વગેરે અવયવો શરીરની આજુબાજુ આવેલા કવચની બહાર કાઢે છે ખરો, પણ મરણમાં આવે ત્યારે બધાં અંગોને અંદર ખેંચી લઈ શકે છે. તેવીજ રીતે મનુષ્ય પણ ઇન્દ્રિયોના સુખ ભોગના પદાર્થોમાંથી મન પ્રત્યે પોતાની શકિતઓને દોરી સ્થિર મનમાં તેમને શાંત કરી લય પમાડે.–એ પ્રમાણે શાંત મનને સમત્વ ભાવવાળી બુદ્ધિમાં ખેંચી લે અને એકતા ઉપર સ્થિર એવી બુદ્ધિને આત્મામાં લય પમાડે અને આત્મજ્ઞાન યુકત રહી પ્રકૃતિનાં બધાં કાર્યોને અલિપ્ત રહીને જુએ–સાક્ષીભાવને અનુભવે પછી તેને કામના નડતી નથી. તેવો માણસ કોઇ પણ વસ્તુની ઇચ્છા કરતો નથી.

અર્જુનને કદાચ એમ લાગે છે કે શ્રીકૃષ્ણ ભગવાન તો ત્યાગ કરવાનો બોધ આપી રહ્યા છે. એટલા માટે શ્રીકૃષ્ણ ભગવાન તરત જ ઉમેરે છે કે હું તને સાંખ્યમતને અનુસરનારા માણસોની પેઠે કર્મોનો, પદાર્થોનો, સંસારનો ત્યાગ કરવાનું કહેતો નથી, અથવા તો કષ્ટયોગીઓની પેઠે ઉપવાસ અને શરીરને દુઃખ આપવાનો સિદ્ધાંત પણ હું તને સ્વીકારવાનું કહેતો નથી. "**હું જે ત્યાગ કહું છું તે બાહ્ય નથી પણ આંતર સન્યાસ છે**" દેહધારી આત્માએ પોતાના શરીરનું પોષણ સામાન્ય રીતે ખોરાક લઇને જ કરવાનું હોય છે. ખોરાક નહિ લીધાથી ઇન્દ્રિય અને તેના ભોગનો પદાર્થ એ વચ્ચે સંબંધ થતો અટકે છે પણ તેનાથી મનનું તે વિષય પ્રત્યે આકર્ષણ કાંઇ હમેશા અટકતું નથી. મનમાં તો એ ઇન્દ્રિય સુખ પ્રત્યે લાલસા રહી જાય છે–આંતર રસ તો મન લીધા કરે છે. ખરું જોતાં મનુષ્યનો આત્મા ઇન્દ્રિયોના બાહ્યસ્પર્શની અસરથી અલિપ્ત રહી શકે તેવો હોવો જોઇએ. એ પ્રમાણે ન થાય તો બાહ્ય–**निवृत्ति–विषयाविनिवर्तन्ते** । ( અ૦ ૨. શ્લો૦ ૫૯. ) વિષયો નિવૃત્ત

પામે છે. પણ મનની વૃત્તિની નિવૃત્તિ થતી નથી. ઇન્દ્રિયો તો મનની દાસ હોય છે. એટલે જ્યાં સુધી મનની વૃત્તિ વશ થઈ નથી ત્યાં સુધી ખરો વિજય મળ્યો ન ગણાય. સામાન્ય રીતે પ્રશ્ન થશે કે એ પ્રકારે ઇન્દ્રિયોનો બાહ્યપદાર્થો સાથે કામના રહિત સંસર્ગ તે શી રીતે થાય? **ઇન્દ્રિયો પોતે કામ કરે પણ મન તેમનાં કાર્યોમાંથી રસ શી રીતે ન લે? એ ક્યારે બને? જ્યારે બુદ્ધિથી પર આત્મા આવી રહેલો છે, તેનું ભાન થાય ત્યારે એ પ્રમાણે મનની વૃત્તિ વશ થાય છે.**

**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते।** (અ. ૨. શ્લો. ૫૯)

પુરુષ—આત્માનું જ્ઞાન થવાથી મન વશ થાય છે. યોગમાં સ્થિત રહેવાથી, એકતાનું ચૈતન્ય જાગ્રત રાખવાથી માણસ ઇન્દ્રિયોના સ્પર્શથી અલિપ્ત રહી, મનની વૃત્તિને પણ વશ કરે છે. અંતઃકરણની સર્વશક્તિઓને—શક્તિ, બુદ્ધિ, મન, ચિત્ત, પ્રાણ વગેરેને બુદ્ધિયોગ કરી આત્મામાં સ્થિર કરવી જોઇએ કારણ કે આત્મા સ્થિર, શાંત, સમ, રહે છે—તેનો આનંદ દ્વંદ્વથી પર હોય છે. મોક્ષનો ખરો માર્ગ પણ એ છે.

આત્મસંયમ ઘણો મુશ્કેલ છે. સાધારણ બુદ્ધિવાળા માણસો પણ એટલું તો જાણે છે કે આપણે થોડો ઘણો સંયમ પાળવો જોઇએ. ઇન્દ્રિયોને વશ કરવાનો બોધ તે આજકાલ સામાન્ય થઈ પડયો છે. પણ એ સલાહ અપૂર્ણ હોય છે અને એનો અભ્યાસ પણ ભાંગ્યોતૂટ્યો કરવામાં આવે છે. **જે માણસ મહાત્મા થયો હોય છે, જેની બુદ્ધિ શુદ્ધ અને વિવેકયુક્ત હોય છે તેને પણ ઇન્દ્રિયો પોતાના વેગમાં ઘસડી જાય છે, કારણ કે મન સ્વાભાવિક રીતે ઇન્દ્રિયો પ્રત્યે દોરાયલું રહે છે. ઇન્દ્રિયના સુખભોગના પદાર્થો પ્રત્યે મન એક પ્રકારનાં આંતર—રસથી—ભોગની વૃત્તિથી જુવે છે. તે વૃત્તિ મન દૃઢ કરી લે છે. એટલું જ નહિ પણ બુદ્ધિ અને વિચારને પણ તેમાં તલ્લીન કરી દે છે. એ પ્રકારે ધ્યાન થવાથી—તલ્લીનતા થવાથી—આખા અંતઃકરણમાં તે વિષયનો સંગ—કામના—આસક્તિ ઉત્પન્ન થાય છે. કામનાને લીધે દુઃખ, શોક, ક્રોધ વગેરે લાગણીઓ સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. એ લાગણીઓના વેગથી આત્મા ભૂલાઇ**

જાય છે, અને અજ્ઞાન વ્યાપે છે મોહ થાય છે. બુદ્ધિ અને શક્તિ એ બન્ને સમત્વ યુક્ત રહી શકતાં નથી, એકજ આત્મા વિશે વૃત્તિને દૃઢ કરી શકતાં નથી. એટલે સત્ય સ્વરૂપમાંથી મનુષ્યનું પતન થાય છે, તે સ્વરૂપ ભૂલાઇ જાય છે. એટલે પછી બુદ્ધિયુક્ત શકિત ઉંધી દિશામાં કાર્ય કરે છે. અને તેને લીધે મનુષ્યનો સમૂળો નાશ થાય છે. અર્થાત્ જેટલો વખત આપણામાં વાસનાનો, વિષયના ભોગનો વેગ રહે છે, તેટલો વખત તો આપણામાં ઇચ્છા, શકિત, બુદ્ધિ વગેરે બધું વાસનાના વાદળામાં ઢંકાઈ જાય છે. આપણે પોતે તે કામનામય બની જઇએ છીએ. આપણે જાતે કામ, ક્રોધ, મોહ, શોક વગેરેની લાગણીમય બની જઈ બુદ્ધિ–વ્યવસાય–શકિત વગેરે ભૂલી જઇએ છીએ, આ સ્થિતિ મનુષ્યે સર્વ પ્રયત્ને અટકાવવા મથવું જોઇએ, ઇન્દ્રિયોને કેવળ તાબેદાર બનાવી દેવી જોઇએ. કારણકે ઇન્દ્રિયોને દૃઢ સંયમ કરવાથી જ સમત્વ યુક્ત શાંત સ્થિર બુદ્ધિને તેને યોગ્ય સ્થાને સ્થાપી શકાય.

ઉપર જણાવ્યું તે કાર્ય કાંઇ બુદ્ધિથી અથવા તો માનસિક નિયંત્રણથી થઈ શકે તેવું નથી. એ કાર્ય યોગથી સાધી શકાય તેવું છે. સંયમ લાવવા માટે તો એવી વસ્તુની જરૂર છે કે જે વસ્તુમાં શાંતિ, સમતા અને આત્મબળ આપોઆપ જ હોય છે. આ યોગને પૂર્ણતાએ પહોંચાડવા માટે ઈશ્વરને સમ્પૂર્ણ "આત્મસમર્પણ કરવું જોઇએ." "આત્મસમર્પણ" નો અર્થ બાહ્યત્યાગ, રોજ ન્હાવું, કોઇનો સ્પર્શ કરવો નહિ વગેરે નથી પણ તેનો અર્થ સર્વ ભાવાના, કામના, ઇચ્છા, વિચાર, વસ્તુઓ વગેરેને મનનાં અંતરસંકલ્પથી પ્રભુને અર્પણ કરવી એવો થાય છે. આપણને પૂર્ણતાએ પહોંચાડનાર પ્રભુ આપણામાં જ આવી રહ્યો છે, પણ તે આપણી બુદ્ધિ, શકિત અથવા મનથી જૂદો છે–બુદ્ધિ આદિ તો તેના હથિયારો–કરણો છે. તે પ્રભુમાં શરણ લેવાનુ ગીતાના અંતમાં કહેવામાં આવ્યું છે. ગીતામાં युक्त आसीत मत्परः। (અ૦ ૨. શ્લો૦ ૬૧.) "યોગમાં સ્થિર થઈ તેણે સર્વ ભાવે મને અર્પણ કરીને રહેવું" એમ કહેવામાં આવ્યું છે. તેનો અર્થ પણ "આત્મસમર્પણ" કરવાનું કહેવાનો છે. અંતમાં જે મહાન્ સિદ્ધાંત સ્પષ્ટ શબ્દમાં કહેવામાં

આવ્યો છે તેનું અહિં સૂચન કરવા માટે આ ત્રણ શબ્દોમાં રહેલો વિચાર અહિં બીજ-રૂપ છે પણ આગળ એને વિસ્તારથી કહેવામાં આવ્યો છે. ગીતાના ઉત્તમોત્તમ રહસ્યમાંનો આ સિદ્ધાંત છે. પણ ઘણા લોકો એનો ઉંધો અર્થ કરી બેસે એવો પણ સંભવ છે. આત્મસમર્પણને માટે બાહ્યાચાર, મન્દિર, સ્નાન વગેરેની જરૂર નથી એ વાત અહિં ફરીને કહેવાની જરૂર જણાય છે. ખરૂં આત્મસમર્પણ કરનાર બુદ્ધિનો ઉપયોગ નથી કરતો એમ પણ નથી. તે સતત્ કાર્ય કરે છે પણ તે બધાં પ્રભુને અર્પણ કરતો રહે છે. આખો દિવસ માળા ફેરવવાથી જ આત્મસર્મણ થઈ જતું નથી. સર્વ કર્મો, આંતર તેમજ બાહ્ય-સર્વ વસ્તુઓ-વગેરે અર્પણ કરી દેવાનો અભ્યાસ કરવો જોઇએ.

ઉપર કહ્યા પ્રમાણે ઇશ્વરને સમર્પણ કરી શકાય તો ઇન્દ્રિયોના વિષયો વચ્ચે રહેવા છતાં, તેમની જોડે સંબંધ રાખવા છતાં આપણા જીવાત્માને વશ ઇન્દ્રિયો રહે અને એ જીવાત્મા પરમાત્માને આધીન રહે છે. એ પ્રમાણે કરવાથી ઇન્દ્રિયો-વિષયો પ્રત્યેના આકર્ષણ પ્રત્યાકર્ષણથી વિમુખ થઈ જાય છે; અને શાંત, સમ, आत्मप्रसाद મનુષ્યમાં ઉદ્ભવે છે. એ સ્વચ્છ સમતા-શાંતિ-આત્માના આનંદનું મૂળ છે અને કોઇ પણ પ્રકારનો શોક એવા શાંત આત્માને અસર કરી શકતો નથી. બુદ્ધિ આત્માની શાંતિમાં સ્થિર થઇને રહે છે. સર્વે દુઃખો શમી જાય છે. ઉપર વર્ણવી તેવી બુદ્ધિ અને તેની સ્થિતિને શાંત, ઇચ્છારહિત, શોકરહિત, આત્મજ્ઞાનમાં બુદ્ધિનું સ્થિર થઇને સમત્વમાં રહેવું તેને ગીતા "સમાધિ" એવું નામ આપે છે.

સમાધિસ્થ માણસનું લક્ષણ બાહ્યચેષ્ટાનો-સંજ્ઞાનો-લોપ થાય એ નથી. એવી "સમાધિ"માંથી શરીરને બાળ્યા છતાં પણ માણસ જાગ્રત ન થાય એ સ્થિતિને ગીતાની સમાધિ કહી શકાય નહિ. **સમાધિની ખરી પરીક્ષા તો ઇચ્છાઓ-કામનાઓની નિવૃત્તિ છે. જ્યારે કામનાઓ-વાસનાઓ-ક્ષુદ્ર ઇચ્છાઓ મનના ઉપર અસર ઉત્પન્ન કરી શકે નહિ ત્યારે "સમાધિ" થઈ ગણાય.** સમાધિનાં ચિન્હો બાહ્ય નથી, એ તો અંતરની દશા છે, તેમાંથી મુક્તિ મળે છે, સમાધિમાં આત્માનો

અદ્દ્ભૂત આનંદ એકત્ર થયલો હોય છે, અને મન સમતામાં સ્થિર થઈ આકર્ષણ પ્રત્યાકર્ષણથી પર થઈ બાહ્યજીવનના સંસર્ગથી અવિકારી રહે છે. તે બાહ્યદૃષ્ટિએ કાર્યમાં પરોવાયલું હોવા છતાં મનની વૃત્તિ હમેશાં અંતરાભિમુખ હોય છે; બાહ્યપદાર્થો પ્રત્યે તેની દૃષ્ટિ પડેલી જણાય છે, તોપણ તેની દૃષ્ટિ સતત્ અંતરમાં આત્મા ભણી વળેલી હોય છે. જગતની દૃષ્ટિએ સંસારનાં કાર્યોમાં ગુંથાયલી વૃત્તિ પણ હમેશાં પરમાત્મા ભણી જ સ્થિર હોય છે. સાધારણ માણસની પેઠે અર્જુન એવા સમાધિસ્થ માણસના બાહ્યલક્ષણ જાણવાને માટે પૂછે છે કે " એવો માણસ શી રીતે બોલે છે? કેવી રીતે ચાલે છે? કેવી રીતે બેસે છે?"

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥

( અ૦ ૨ શ્લો૦ ૫૪ )

જેની બુદ્ધિ સ્થિર થઈ છે, જેને સમાધિ થઈ છે તે કેવી રીતે બોલે છે, કેવી રીતે બેસે છે, ઉઠે છે અને ચાલે છે?

એવી કોઇ પણ બાહ્ય નિશાની આપી શકાય જ નહિ. શ્રીકૃષ્ણ ભગવાન પણ એવું ચિન્હ આપવાનો પ્રયત્ન કરતા નથી, કારણ કે એવા માણસનાં બધાં ચિન્હો અંતરમાં જ હોઈ શકે. સમતા એ સમાધિસ્થ અને મુક્ત માણસનું ખાસ લક્ષણ છે, પણ સમતાનું એક પણ બાહ્યચિન્હ આપી શકાય તેમ નથી.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते॥

( અ૦ ૨ શ્લો૦ ૫૬ )

જે માણસનું મન દુઃખમાં જરા પણ ઉદ્વેગ–શોક પામતું નથી અને જેને સુખને માટે કામના નથી; જેના હૃદયમાંથી રાગદ્વેષ, ભય ક્રોધ વગેરે જતા રહ્યા છે એવા મુનિની બુદ્ધિ સમત્વમાં સ્થિર થઈ છે, એવા

સમાધિસ્થ માણસ **निस्त्रैगुण्य, निर्द्वन्द्व, नित्यसत्त्वस्थ निर्योगक्षेम आत्मवान्।** પ્રકૃતિના ત્રણે ગુણોથી પર, સુખ દુઃખ, હર્ષ શોક વગેરેના દ્વંદ્વથી રહિત, હમેશા પોતાના સત્ય સ્વરૂપમાં સ્થિત, કાંઇ પણ વ્યવહારની ચિંતા વગરનો, આત્માને ઓળખનાર હોય છે. મુક્ત આત્માને શો "योगक्षेम" હોઈ શકે? એક વાર આત્માને જેણે મેળવ્યો તેણે સર્વ મેળવ્યું ગણાય.

છતાં પણ એ "સમાધિસ્થ" મનુષ્ય કર્મો કરતો અટકી જતો નથી. ગીતાની ખરેખરી ખૂબી તો એ છે કે સ્થિર, નિશ્ચલ સમત્વયુક્ત સ્થિતિ પ્રાપ્ત કરવાનું કહી ગીતા કર્મોનો, જગતનો, જીવનનો ત્યાગ કરવાનું કહેતી નથી. ગીતા તો એથી પણ આગળ જઇને કર્મો કરવાની જરૂર અને ફરજ પણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે. એટલે "ત્યાગ" અને "લયના" માર્ગની ખામીઓ ગીતા દૂર કરે છે. ગીતામાં:—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि॥**

(અ૦ ૨. શ્લો૦ ૪૭.)

કર્મ કરવામાં જ તારો અધિકાર છે. કર્મના ફળની ઇચ્છાનો તને અધિકાર નથી, માટે ફળેચ્છાને આધીન થઈ કર્મોમાં પ્રવૃત ન થા. તેમજ અકર્મ પ્રત્યે પ્રીતિવાળો થઇશ નહિ.

**એમ કહ્યું છે તેમાં વેદવાદરત લોકો સ્વર્ગની ઇચ્છાથી જે કર્મકાંડ વગેરે કરવાનું કહે છે તે કર્મોનો સમાવેશ થતો નથી, તથા રજોગુણપ્રધાન મનુષ્યો કર્મ કરવાથી અટકી શકતા નથી તેટલા માટે ગીતા તેમને માર્ગ કરી આપવાના હેતુથી કર્મ કરવાનું ફરમાવે છે એમ કેટલાક માને છે તે ખરૂં નથી.** ગીતા તો કહે છે.

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्य सिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥**

(અ૦ ૨. શ્લો૦ ૪૮.)

હે અર્જુન! યોગમાં સ્થિત થઇને કર્મો કર. તારા હૃદયમાંથી આસક્તિનો ત્યાગ કરીને સિદ્ધ કર્મો કર. અસિદ્ધિમાં સમ થઇને કર્મો કર, કારણ કે **બુદ્ધિની આ જાતની સમતા એ જ યોગનું લક્ષણ છે.** સામાન્ય મનુષ્યનાં કર્મો સારૂં અને નઠારૂં એવી દ્વંદ્વયુક્ત ભાવનાને લીધે, પાપ અને પુણ્યની ઇચ્છાને લીધે પરિમિત રહે છે. પણ મુક્ત મનુષ્યનો આત્મા અને ઇચ્છાશક્તિ પ્રભુના આત્મા અને શક્તિ સાથે એકતા પામેલાં હોય છે. તેવા માણસના આત્મામાંથી પાપ અને પુણ્ય બન્ને દૂર જતાં રહે છે. કેટલાક લોકો એમ માને છે કે એવાં કામના રહિત કર્મોમાં દૃઢતા સંભવતી નથી, અથવા તો એવાં કામના રહિત કર્મો અસરકારક, ઉત્પાદક, બળવાન, વીર્યવાન હોતાં નથી. પણ એ માન્યતા ભૂલ ભરેલી છે. યોગમાં સ્થિર થઇને જે કર્મો કરવામાં આવે છે તે કર્મો વધારેમાં વધારે ઉચ્ચ પ્રકારનાં હોય છે એટલુંજ નહિ, પણ સૌથી વિશેષ શકિતવાન સફળ અને દુનિયાદારીની નજરે પણ વધારે હિતકારક હોય છે, કારણકે તેની પ્રેરણા ઈશ્વિર તરફ આવેલી હોય છે, "योगः कर्मसु कौशलम्" યોગ એટલે કરવામાં કુશળતા એવું ગીતામાં કહ્યું છે તેનો પણ એ અર્થ છે, વળી બીજા કેટલાક માણસો એમ માને છે કે યોગીનો અંતિમ હેતુ તો સંસારમાંથી મુક્ત થઈ કર્મોનો કેવળ ત્યાગ કરવાનો છે તેનું શું ? કર્મો કરવાથી તો માણસ સંસાર પ્રત્યે દોરાય એ માન્યતા પણ ખરી નથી. જે યોગી ઇચ્છારહિત થઇને કર્મો કરે છે, પ્રભુ પ્રીત્યર્થે આચરણ કરે છે, તે કર્મો કરવા છતાં મુકત દશાને પ્રાપ્ત કરે છે અને શોક દુઃખ વગેરે બંધનોથી છૂટી જાય છે.

કર્મોમાં રહ્યા છતાં જે મુકત દશામાં યોગી જાય છે તેને "બ્રાહ્મી-સ્થિતિ કહેવામાં આવે છે, સામાન્ય માણસોના વિચારોથી તે સ્થિતિ કેવળ

વિપરીત હોય છે. સામાન્ય માણસોના દૃષ્ટિબિન્દુમાં અને એવા માણસના દૃષ્ટિબિન્દુમાં ઘણો જ તફાવત હોય છે. સામાન્ય મનુષ્યો એમના દ્વંદ્વથી ભરપૂર જીવનને પોતાનો દિવસ માને છે—તેમાંજ જીવી શકે છે, દ્વંદ્વને લીધે જ કર્મોમાં પ્રવૃત્ત થઈ શકે છે—અજ્ઞાનને લીધે જ જાગ્રત છીએ એમ માને છે. એ દશા યોગીને મન ગાઢ અંધકારમાં નિદ્રાની સ્થિતિ છે. એને મન આત્માની સ્વપ્નાવસ્થાના જેવી એ દશા છે, ઉચ્ચ અધ્યાત્મિક જીવન જે સામાન્ય માણસોને મન રાત્રિના અંધકાર યુક્ત હોય છે, તે આત્માનિ જ્યોતિનું તેજ યોગીને મન દિવસ સમાન હોય છે. યોગીનાં સર્વ કાર્યો એ ભાવના અને એ ચૈતન્યની સમક્ષ આચારવામાં આવે છે.

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥**

(અ. ૨. શ્લો. ૬૯)

—સામાન્ય માણસો પાણીના ખાબોચીયા જેવા છે કે જેમાં જરા કામના રૂપી લહેરો ઉત્પન્ન થવાથી—પાણી ગંદુ—કાદવવાળું—થઈ જાય છે; પણ જે યોગી હોય છે તે ચૈતન્યનો મહાસાગર હોય છે તેમાં અનંત કામનાઓ નદીઓની પેઠે જઈને મળે છે તોપણ તેની સીમા છોડીને તે આગળ વધતો નથી."

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।**
**तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥**

(અ. ૨. શ્લો. ૭૦)

સામાન્ય જીવો અહંતા અને મમતાથી કર્મમાં પ્રેરાયલા રહે છે, ત્યારે યોગી પોતાના આત્મા જોડે એકતા પામી સર્વમાં તે આત્મા જુવે છે. સામાન્ય માણસોની પેઠે યોગી કર્મમાં પ્રવૃત્ત રહે છે, પણ તેના મનમાં ઇચ્છા અને આસક્તિ હોતાં નથી. એવો યોગી પરમ શાંતિને પામી રહે છે અને દેખાવમાં વિરોધી અનુભવો આવતાં ડગી જતો નથી. એણે પોતાની "અહંતા"નો આત્મામાં લય કર્યો હોવાથી તે હમેશાં આત્માની એકતામાં

જીવે છે. એ સ્થિતિ કાયમ રાખી તે નિર્વાણની પરમ શાંતિને પણ અંતમાં પ્રાપ્ત કરે છે. બુદ્ધિમાર્ગના અનુયાયીઓ જે નિષ્ક્રિય નિર્વાણ મેળવવા ઉત્સુક હોય છે તેવું નિર્વાણ નહિ પણ પોતાના પરિમિત વ્યક્તિત્વને-દ્વૈત પ્રધાન, ભિન્નતાનું ભાન કરાવનાર–અહંતાને–અખંડ સચ્ચિદાનંદની એકતામાં રસબસ કરી લય પમાડનારૂં નિર્વાણ, તે યોગીને મળે છે.

ઉપર વેદાંત, સાંખ્ય અને યોગ એ ત્રણે માર્ગનો સમન્વય–ઐકીકરણ–કરનાર સિદ્ધાંતો જણાવ્યા છે. ઉંડામાં ઉંડા રહસ્યથી પૂર્ણ ગીતાનો બોધ પણ એ ત્રણેના વિચારોની એકતા ઉપર રચાયલો છે. ગીતાનો સમગ્ર બોધ કાંઇ એટલામાં સમાઈ જતો નથી. પણ જ્ઞાન અને કર્મની એકતાનો મેળ અત્યાર સુધીમાં બરાબર મેળવી ભક્તિમાર્ગમાં સમન્વયની છૂટીછવાઈ સૂચનાઓ કરવામાં આવી છે. આધ્યાત્મિક વિકાસમાં પ્રભુના પ્રત્યે પવિત્ર પ્રેમનું પુષ્પ મનુષ્યના હૃદયમાં ખીલે છે ત્યારે આધ્યાત્મિક જીવનની પરાકાષ્ટાએ પહોંચવાને તે લાયક બને છે.

# પ્રકરણ ૯ મું.

## "યજ્ઞ અને કર્મ."

ગીતાના બીજા અધ્યાયમાં જે બુદ્ધિનો યોગ કહેલો છે તેની પરાકાષ્ઠા બ્રાહ્મીસ્થિતિમાં આવે છે. અને તે અધ્યાયમાં ગીતાના રહસ્યનાં મુખ્ય તત્ત્વોનો સમાવેશ થાય છે. ઇચ્છારહિત કર્મો કરવાનો સિદ્ધાંત, સમત્વના પાલનની અગત્ય, બાહ્યસન્યાસની અનાવશ્યકતા, ઈશ્વર પ્રત્યે પરમ ભક્તિની જરૂર વગેરે ઘણું કહેવામાં આવ્યું છે પણ તે ઘણું જ થોડું અને અસ્પષ્ટ છે. અત્યાર સુધી તો બુદ્ધિને મનુષ્યના સામાન્ય આકર્ષણોમાંથી પાછી ખેંચી લેવાની અગત્ય સમજાવી છે. કામનાઓ તથા ઇન્દ્રિય સુખો અને અજ્ઞાનમય વાસનાઓ પ્રત્યે ઘસડાઇ જતા વિચારો અને શક્તિઓનું સંયમન–સંસારના જૂદા જૂદા વિષયોમાં વહેંચાઇ જતી મનની પ્રવૃત્તિઓનું એકત્ર કરવું, અને તેમાં ઇચ્છારહિત, કામનારહિત શાંત સમત્વ પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવવામાં આવ્યો છે. આટલી વાત તો અર્જુનને પણ સમજ પડી છે. અર્જુન આ બધા સિદ્ધાંતો પહેલેથી પણ જાણતો હતો. જ્ઞાનનો માર્ગ અત્યારે બતાવવામાં આવે છે તેમાં પણ જીવન અને કર્મોનો ત્યાગ કરે અને પરમપુરુષ પરમાત્મ બ્રહ્મ–પ્રત્યે વળે,–નિષ્ક્રિય પુરુષ પ્રત્યે તે વળે અને નિરંજન નિરાકાર, બ્રહ્મને પ્રાપ્ત કરે ત્યારે જ્ઞાન થયું એમ ગણાય છે. પણ એમાં કર્મ કરવાને માટે જરા પણ અવકાશ નથી **કારણ કે કર્મ તો જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી જ થાય! કર્મ એટલે જ જ્ઞાનનો અભાવ; કર્મનું બીજ ઇચ્છા છે અને ફળ તેનું બંધન છે તેમાં મોક્ષ કયાંથી હોય? આપણા દેશમાં ઘણા સમયથી ઉપર જણાવેલો સિદ્ધાંત માનવામાં આવે છે.** અને શ્રીકૃષ્ણ જ્યારે કહે છે કે " **दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय।** ( અ૦ ૨. શ્લો૦ ૪૯. )

"કર્મના કરતાં બુદ્ધિયોગ શ્રેષ્ઠ છે" ત્યારે આપણને એમ લાગે છે છે કે ગીતામાં પણ જ્ઞાનનો મહિમા કર્મના કરતાં વધારે ગણ્યો છે. છતાં પણ કર્મો કરવા માટે ગીતામાં ભાર દઇને આજ્ઞા આપેલી જણાય છે. વાંચનારને અહિં વિરોધ લાગ્યા વિના રહેતો નથી. કર્મ કરવાની અગત્ય નથી એટલુંજ કહેવામાં આવ્યું નથી તેમજ કેવળ જરૂરી શારીરિક કર્મો અથવા તો અન્ય મનુષ્યોને નુકસાન ન કરે તેવાંજ કર્મો કરવાનું ગીતામાં નથી કહ્યું. ગીતામાં તો જ્ઞાન અને સમત્વનું તદ્દન વિરોધી, અચળ શાંતિને માટે અશક્ય એવું ભયંકર દારુણ યુદ્ધ કરવાનું, માણસોનો નાશ કરવાનું ફરમાવ્યું છે. આંતર સમાનતા અને શાંતિ તથા કામના અને બ્રાહ્મી-સ્થિતિ પ્રાપ્ત કરીને આ ઘોર કર્મ કરવાનું શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને શીખવે છે. આપણને અહિં મજબૂત વિરોધ જણાઈ આવે છે. અર્જુન પણ "તમે મને એકવાર એક બોધ આપો છો અને પછી બીજો બોધ આપો છો" એવો આક્ષેપ શ્રીકૃષ્ણના ઉપર મૂકે છે "મારો રસ્તો તમે સ્પષ્ટ કરી આપતા નથી" એ પ્રકારના અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ગીતાનો "કર્મયોગ" કહેવામાં આવે છે.

પ્રથમ તો શ્રીકૃષ્ણ ભગવાન મોક્ષના બે મુખ્ય માર્ગોનો ભેદ બતાવે છે. પહેલાનું નામ "સાંખ્ય" – અથવા જ્ઞાનમાર્ગ અને બીજાનું નામ "કર્મયોગ"–અથવા કર્મમાર્ગ. તેમાંના પહેલા માર્ગમાં કર્મોને મોક્ષના માર્ગમાં અંતરાયરૂપ ગણવામાં આવે છે, અને બીજામાં તેમને મોક્ષના સાધનરૂપ ગણવામાં આવે છે, અત્યાર સુધી એ બન્ને માર્ગોને એક કરવાનું ગીતામાં કહેવામાં આવ્યું નથી, પણ સાંખ્યના મત પ્રમાણે જે બાહ્ય-સન્યાસ છે તે ખરો સન્યાસ નથી એમ શ્રીકૃષ્ણ ભગવાને બતાવીને બન્નેને એક કરવાની શરૂઆત કરી છે. વળી સન્યાસ એ મોક્ષ મેળવવાનો એકજ માર્ગ નથી અને સર્વોત્તમ નથી એ પણ તેમણે બતાવ્યું છે. "કર્મરહિત નિષ્ક્રિય સ્થિતિ" માણસે પ્રાપ્ત કરવાની છે ખરી, પુરુષે તે સ્થિતિ જરૂર પ્રાપ્ત કરવી જોઇએ; કારણ કે સર્વ કર્મો પ્રકૃતિ કરે છે. તેનાં બંધનમાંથી પુરુષે છૂટવું જોઇએ અને પ્રકૃતિનાં કાર્યોથી પર થઈ સમાનતાથી તે બધાંના સાક્ષી થઈ તેમનાથી અલિપ્ત રહેવું જોઇએ. પ્રકૃતિનાં કાર્યોનું અપ્રતિહત

થયાં કરવું અને પુરુષે તેમનાથી અલિપ્ત રહેવું એનું નામ "નૈષ્કર્મ્ય" અર્થાત્ કર્મોનો ત્યાગ-બાહ્યત્યાગ કરવાથી એવી સ્થિતિ મળશે એમ જો કોઈ ધારે તો તેની ભૂલ ગણાય. કેવળ ત્યાગ-કર્મોનો સન્યાસ કાંઈ મોક્ષને માટે બસ નથી.

**न कर्माणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥**

(અ૦ ૩. શ્લો૦ ૪.)

કર્મોનો ત્યાગ કરવાથી માણુસ નિષ્કર્મ સ્થિતિને પ્રાપ્ત કરતો નથી તેમ જ કર્મોનો સન્યાસ કરવાથી યોગસિદ્ધિ પ્રાપ્ત કરતો નથી.

ત્યારે શું ત્યાગ એ મોક્ષનું એક જરૂરી-અનિવાર્ય-પગથીયું છે? એવો પ્રશ્ન થવો સ્વાભાવિક છે, કારણ કે પ્રકૃતિનાં કર્મો થયાં કરે તો પછી પુરુષ તેમાં લેપાયા વિના કેવી રીતે રહે વારૂ? યુદ્ધ કરતાં મારા મનમાં "હું-એક અમુક માણુસ-લઢી રહ્યો છું" એ ભાવને કેવી રીતે છોડી દેવો? અને અંતરમાં વિજયની ઇચ્છાને શી રીતે ઉત્પન્ન ન થવા દેવી? અને પરાજયથી મનમાં ખેદની લાગણી ન થાય એ પણ કેમ બને? સાંખ્ય-લોકોનો એવો મત છે કે જે માણુસ પ્રકૃતિનાં કાર્યો થવા દે છે, તેની બુદ્ધિ તે કાર્યોમાં લેપાય છે. તેનામાં અહંકાર જન્મે છે, કામનાઓ અને અજ્ઞાન પણ નાશ પામતાં નથી; પણ જો બુદ્ધિ આંતર્મુખી થાય તો કામના અને અજ્ઞાનનો નાશ થતાં જ કર્મો પણ નાશ પામી જાય. તેટલા માટે કર્મોનો ત્યાગ કરવો એ સાંખ્યમત પ્રમાણે આવશ્યક, અનિવાર્ય અને ઉપયોગી સાધન છે. અર્જુનના પોતાના મનમાં પણ ઉપર જણાવી એવી જ કાંઈક શંકાઓ રહેલી છે પણ તે બધી સ્પષ્ટ વાક્યોમાં મૂકેલી નથી. પણ તેના પ્રશ્ન ઉપરથી આપણુને એ વાત ઉઘાડી જણાઈ આવે છે, તેથી શ્રીકૃષ્ણુ ભગવાન પણ એ પ્રશ્નોનો જ ઉત્તર આપે છે. શ્રીકૃષ્ણુ ભગવાન તો કહે છે કે એવો કર્મોનો કેવળ-અત્યંત-ત્યાગ જરૂરનો નથી એટલું જ નહિ પણ કોઈ માણુસ તેને આચરણમાં મૂકવા માગે તોપણ તે શકય નથી.

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।

( અ૦ ૧૮. શ્લો૦ ૧૧ )

જેણે જન્મ ધર્યો છે તેમણે કર્મનો સમૂળો ત્યાગ કરવો સંભવિત નથી. વળી

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

( અ૦ ૩. શ્લો૦ ૫ )

—જગતમાં કોઇ વસ્તુ કર્મ કર્યા સિવાય રહી શકતી જ નથી. કર્મો તો અવશ થઇને પણ પ્રકૃતિના ગુણોને લીધે બધાથી થઈ જાય છે.

વેદાંતમાં બતાવેલા જ્ઞાનમાર્ગની નિવૃત્તિપરાયણ ભાવનામાં ગીતાનો ઉપર જણાવેલો સિદ્ધાંત અને ભક્તિનો તથા શ્રદ્ધાનો માર્ગ ઘણે અંશે કર્મમાર્ગનાં તત્ત્વો ઉમેરે છે. પ્રકૃતિના જગતમાં જન્મીને મનુષ્ય ક્રિયા વિના રહી શકતો જ નથી–એક ક્ષણ માટે પણ અકર્મ નથી થઈ શકતો, માણસનું જીવન એ પણ એક કાર્ય છે–સમગ્ર વિશ્વ એ પ્રભુનું કાર્ય છે.

આપણું શારીરિક જીવન તેનો નિભાવ–નિર્વાહ એક યાત્રા છે "શરીર-યાત્રા" તે પણ કર્મ વિના નભે નહિ.

॥ शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ।

(અ૦ ૩. શ્લો. ૮)

એક ક્ષણવાર આપણે એમ માની લઇએ કે માણસ એક વૃક્ષ પેઠે અથવા પથરા પેઠે પોતાના શરીરને નિશ્ચલ–સ્થિર–અકર્મ રાખી શકે તોપણ તે પ્રકૃતિના પંજામાંથી બચી શકશે નહિ. પુરુષ તેનાં કર્મોનો ત્યાગ નહિ કરી શકે, કારણકે શારીરિક ક્રિયામાં જ કાંઇ સઘળાં "કર્મોનો" સમાવેશ થતો નથી. આપણું માનસિક જીવન પણ કર્મમય છે. આપણામાં રહેલી અગાધ શક્તિનું વધારે ઉપયોગી અને સંગીન કાર્ય તો માનસિક છે. શારીરિક કર્મો તો માનસિક ક્રિયાનું પરિણામ હોય છે, એટલે બાહ્ય-

કર્મોનો ત્યાગ કરીને આપણે તે ક્રિયાના કારણરૂપ માનસિક કર્મોને દૂર ન કરીએ, તો તેથી શો લાભ ! બાહ્યપદાર્થોમાં આપણું મન બંધાઇ રહે છે તેનું કારણ તો એ છે કે આપણું મન એ પદાર્થો પ્રત્યે આકર્ષાયેલું રહે છે. માણુસ પોતાની કર્મેન્દ્રિયોનો બાહ્યસંયમ રાખી શકે અને તેમના સ્વાભાવિક કાર્યોમાંથી પણ તેમને અટકાવે પણ તેનું મન જો ઇન્દ્રિયના સુખો પાછળ તલસતું રહે તો તેણે કાંઇ પણ સંગીન લાભ મેળવ્યો નથી ! જુઓ ગીતા શું કહે છેઃ—

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

( અ૦ ૩. શ્લો૦ ૬. )

એવા માણુસનો આચાર "મિથ્યાચાર" છે. એણે સંયમનો ખોટો અર્થ કર્યો છે એમ સમજવું. શારીરિક અથવા માનસિક કાર્યો પોતે કદી પણ બંધનરૂપ થઈ શકતાં જ નથી, અથવા તો બંધનના કારણરૂપ પણ નથી. પ્રકૃતિમાં રહેલી અનંત શક્તિ કાર્યરૂપે અવશ્ય મન, પ્રાણ અને શરીરદ્વારા પોતાનો આવિર્ભાવ કરવાની, પણ પ્રકૃતિના ત્રણ ગુણોની સત્તાથી માણુસે ઘણું સમાલવાનું છે કારણ કે એ ત્રણ ગુણોમાં બુદ્ધિનો ભ્રમ કરવાનું–બુદ્ધિને મોહમાં નાંખી દેવાનું બળ હોય છે. અને તેને લીધે આત્માને અજ્ઞાનનો જ પાશ લાગે છે. ત્રણે ગુણોની જાળમાંથી બચી જાઓ–તેમાંથી મુક્ત થાઓ–પછી ભલે કર્મો થયાં કરે–થયાં કરવાં જ જોઇએ. મહાન્ કાર્યો, ભયંકર કર્મો પણ થાય તોપણ તેમાં કાંઇ નુકસાન નથી, કારણ કે ત્યાર પછી પુરુષ તેમાં લેપાતો નથી. આત્માને તો "નૈષ્કર્મ્ય" મળી ગયું હોય છે.

ગીતામાં એ મ્હોટા પ્રશ્નનો ઉત્તર અહિં આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી. બંધનનું આદિ કારણ માણસનું મન છે, અને અકર્મ રહેવું સંભવિત નથી તેથી બાહ્ય અને આંતર ઇન્દ્રિયોનો સંયમ કરવાની જરૂર છે. માણુસમાં રહેલી સંકલ્પશક્તિને વશ થયા પહેલાં ઇન્દ્રિયો મનને વશ થવી જોઇએ. ત્યાર પછી ઇન્દ્રિયોને કર્મયોગને માટે વાપરી શકાય. એ

આત્મસંયમનું ખરૂં રહસ્ય શું છે? અને બધાં કર્મો યોગરૂપે કરવાં એટલે શું? એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે આપણા મનમાં ઉત્પન્ન થાય છે. તેનું રહસ્ય આસક્તિનો ત્યાગ-"**अनासक्ति**" છે. મનથી લેપાયા વિના ઇન્દ્રિયોનાં કર્મો અને ફળની આશા રાખ્યા વિના બાહ્યકર્મો કરવાં તેનું નામ "અનાસક્તિ" કર્મોનો તદ્દન ત્યાગ કરવો એવો તેનો અર્થ છે જ નહિ, કારણ કે તે ગાંડપણ છે-અશક્ય છે-પણ બંધન સિવાય-કામના સિવાય-અવિરત કર્મોમાં રહેવું એ જ પૂર્ણતાનું પ્રથમ પગથીયું છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે "**नियतं कुरु कर्मत्वं**" "તું એ પ્રકારે સંયત-નિયંત્રિત થયલાં કર્મો કર." મેં એમ કહ્યું છે ખરૂં કે "**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय**। (અ૦ ૨ શ્લો૦ ૪૯)

"હે ધનંજય! બુદ્ધિયોગ એ કર્મનાં કરતાં શ્રેષ્ઠ છે"* પણ તેનો અર્થ કર્મ કરતાં અકર્મ વધારે ઉત્તમ છે એવો નથી "જ્ઞાનનો અર્થ સમત્વ-સમતા; **अनासक्ति**-"આસક્તિનો ત્યાગ," ફળ અને ઇન્દ્રિયોના પ્રત્યે આત્મભાવમાં સ્થિરતા અને પ્રકૃતિના ગુણો અને અહંકારના સાધનોમાંથી મુક્તિ; મન, ઇન્દ્રિય અને શરીરનાં કાર્યોને આત્મજ્ઞાનથી અને શુદ્ધ આનંદદ્વારા નિયત કરવાં એવો થાય છે. **बुद्धियोग**નો વિપાક **कर्मयोग**માં થાય છે. આત્મભાવયુક્ત, વાસનારહિત બુદ્ધિનો યોગ અંતે માણસને કામનારહિત કાર્યોમાં પ્રેરે છે. ગીતામાં નિષ્કામ કર્મનો સિદ્ધાંત ઉપર બતાવ્યા પ્રમાણે સ્પષ્ટ કરવામાં આવ્યો છે, અને તેમાં સાંખ્યનો જ્ઞાનયોગ અને કર્મયોગને એક કરવામાં આવ્યા છે.

છતાં પણ મુખ્ય મુસ્કેલી તો બાકી રહી જ જાય છે. સામાન્ય માણસોમાં ઇચ્છાઓ-વાસનાઓ-કામનાઓ કર્મો કરાવે છે અને આત્મા જો તેમાંથી છૂટી જાય-મુક્ત થાય તો પછી કર્મો કરવાનાં રહે જ નહિ. આપણે શરીરને ટકાવી રાખવા માટે કેટલાંક અનિવાર્ય કર્મો કરવાં પડે અને

* કેવળ બાહ્યકર્મો બહુ અગત્યનાં નથી. પરન્તુ કર્મ કરતી વખતે જે બુદ્ધિ હોય છે તે જ કર્મને શુભાશુભ બનાવે છે માટે કેવળ યાંત્રિક કર્મો કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે એથી બુદ્ધિને સમત્વવાળી કર.

(તે પણ શારીરિક ઇચ્છાને વશ થવું ગણાય!) તેને પણ સંપૂર્ણતા મેળવવા માટે ત્યાગ કરવો જોઇએ. એ પ્રમાણે બનવું અશક્ય છે એમ માની લઇએ તો પછી માણસની પોતાની મરજી પ્રમાણે નહિ પણ તેની ઇચ્છાઓથી પર એવાં શાસ્ત્રોએ જે કર્મો નિયત કર્યાં હોય તે જ કરવાં જોઇએ એવું ઠરે છે. અર્થાત્ નિત્ય યજ્ઞયાગ કર્મકાંડ અને અન્ય સામાજીક ધર્મો વગેરે માણસે બજાવવા જોઇએ; કારણ કે શાસ્ત્રોની એવી આજ્ઞા છે. ખરું જોતાં એવાં માણસના મનમાં પોતાને માટે, કે મોક્ષને માટે તેને કર્મો કરવાની જરૂર રહેતી નથી, છતાં પણ કર્મો કરવાનો હેતુ શાસ્ત્ર અથવા શારીરિક જરૂરીઆત એવો બાહ્યહેતુ ન હોય પણ આંતર હેતુ જ હોય તો પછી તેનું મૂળ (**स्वभाव नियतं**) કામના-ઇચ્છા અને મનની સારી અથવા તો નઠારી વાંછના સિવાય બીજું શું હોઇ શકે? અને એમ કરવાથી તો તે પ્રકૃતિના ગુણોને વશ થશે. હવે ગીતામાં "**नियतं कर्म**" કહેવામાં આવ્યું છે તેનો અર્થ આપણે વૈદિક "**नित्य कर्म**" કરીએ; **कर्त्तव्य कर्म** નો અર્થ સામાજીક દૃષ્ટિથી ચાતુર્વર્ણ્યની દરેક વર્ણનો ધર્મ એવો લઇએ અને **यज्ञ** તરીકે કર્મો કરવાનો બોધ આપ્યો છે તેનો અર્થ કર્મકાંડના યજ્ઞયાગ એવો માની લઇએ તો પછી એ બધાં કર્મો સ્વાર્થી ઇચ્છાઓ રહિત-કામનાઓને ત્યાગ કરીને માણસે કરવાં એવો ગીતાનો સાર નીકળે. ગીતામાં કહેવાયલો નિષ્કામ કર્મનો બોધ ઉપર જણાવેલી પદ્ધતિ અનુસાર ઘણીવાર સ્હમજાવવામાં આવે છે. પણ મને લાગે છે કે ગીતાનો બોધ એવો સાદો અને અપક્વ નથી, કેવળ અર્જુનના પ્રસંગને જ લાગુ પડે તેવો અને સર્વકાળને માટે નિરૂપયોગી નથી. ગીતાનો બોધ વિશાળ, સ્વતંત્ર ગુહ્ય અને તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે. તે સર્વકાળને માટે, સર્વ લોકને માટે અને આખી મનુષ્યજાતિને માટે છે. ગીતા તત્ત્વજ્ઞાનના પરમ સત્યોનો ભંડાર છે, આધ્યાત્મિક શાસ્ત્રની વ્યવહારૂ ક્રિયાઓનો જથો છે. તે કેવળ ધાર્મિક ક્રિયાઓનો અને મતમતાંતરનો ગ્રંથ નથી.

ખરો પ્રશ્ન તો એ છે કે આપણો સ્વભાવ અત્યારે છે તેવો અપૂર્ણ હોવાથી અને કામનાઓ મનુષ્યના કર્મોનો સામાન્ય હેતુ હોવાથી ખરેખરાં નિષ્કામ કર્મો શી રીતે થઇ શકે? સામાન્ય રીતે જે કર્મોને આપણે સ્વાર્થ

રહિત ગણીએ છીએ તે કર્મ પણ કામના રહિત અથવા ઇચ્છા રહિત હોતાં નથી. તેમાં માત્ર વ્યક્તિની ક્ષુદ્ર કામનાઓને બદલે વિશાળ ઇચ્છાઓ આપણને પ્રેરે છે. ઉદાહરણ તરીકે સિદ્ધાંતનું પાલન, દેશનું કાર્ય, મનુષ્યજાતિનો ઉદ્ધાર, વગેરે ભાવનાઓ લઇએ. તેમાં પણ વ્યક્તિથી વિશાળ સર્વમયતા તેવા માણસને પ્રેરે છે. વળી શ્રીકૃષ્ણ ભગવાન તો કહે છે કે બધાં કર્મો પ્રકૃતિ જ કરે છે. આપણે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પણ જે કર્મો કરીશું તેમાં પણ પ્રકૃતિના ગુણોને લીધે જ આપણે પ્રેરાઇશું. વળી શાસ્ત્રોક્ત કર્મો કરવામાં પણ સામાન્ય રીતે કામનાઓ વગેરે તો હોય છે જ પણ તેમાંથી કોઇ વિમુક્ત રહે તોપણ પ્રકૃતિના ગુણો જૂદી રીતે કાર્ય કરે અને તે માણસ શાસ્ત્રને માને જ નહિ એ પણ સંભવિત છે. એ પ્રમાણે શાસ્ત્રનો અસ્વીકાર કરીને વર્તવામાં તે પોતાની ઇચ્છા પ્રમાણે સુખ ભોગ માને અથવા તો સંસારનો ત્યાગ કરીને શાસ્ત્રોક્ત આજ્ઞાઓને બાજુ પર મૂકે એ પણ સંભવિત છે. આત્માથી બ્હારની કોઇ પણ વસ્તુનો આશ્રય લઇને માણસ ગુણાતીત થઈ શકે નહિ. જ્યારે માણસને પોતાનામાં રહેલા મુક્ત ગુણાતીત આત્માનું ભાન થાય ત્યારે તેને તેની સર્વમયતા અને એકતાનું પણ જ્ઞાન થાય છે અને તેથી સ્વાર્થી ઇચ્છાઓ અને વ્યક્તિગત કામનાઓ તેનામાં ઉત્પન્ન થતી નથી; વળી અભ્યાસ કરતાં તેને પોતાનામાં રહેલા ઇશ્વરનું પણ ભાન થાય છે. અને તે વ્યષ્ટિ અને સમષ્ટિથી પર હોવાથી વ્યક્તિ અને જગત્માં કર્મોથી બંધાતો નથી. ગીતા ઉપર જણાવ્યો તે બોધ આપી રહી છે. કામના રહિત **થવું એ કાંઇ માણસનો અંતિમ-પ્રાપ્ય-હેતુ નથી, એ તો એક સાધન છે. પણ તે કેવી રીતે પ્રાપ્ત કરવું? શ્રીકૃષ્ણ ભગવાન કહે છે, "સર્વ કર્મો યજ્ઞ રૂપે કરવાનો અભ્યાસ પાડીને."**

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः।**
**तदर्थ कर्म कौंतेय मुक्तसंगः समाचर॥**

(અ૦ ૩. શ્લો૦ ૯)

—"યજ્ઞ સિવાય બીજા હેતુને માટે કર્મ કરવાથી આલોક કર્મના બંધનમાં પડે છે તેથી હે અર્જુન! આસક્તિમાંથી મુક્ત થઇને યજ્ઞને માટે કર્મો કર."

યજ્ઞ યાગ સિવાયનાં બીજાં બધાં કર્મો પણ માણસ યજ્ઞ તરીકે કરી શકે એ વાત સ્પષ્ટ છે. સામાજીક ફરજ વગેરે બધાં કર્મો માણસ સ્વાર્થને માટે અહંતાયુક્ત થઇને કરે અથવા તો ઇશ્વરને માટે જ અસ્તિત્વમાં આવ્યાં છે, પ્રભુમાંથી તેઓ જન્મ્યાં છે તેને લીધે ટકી રહ્યાં છે–તેનાં પ્રત્યે તેઓ ગમન કરી રહ્યાં છે. જ્યાં સુધી માણસમાં અહંતા પ્રધાન હોય છે ત્યાં સુધી તે આ મહાન્ સત્યનો અનુભવ કરી શકતો નથી, ત્યાં સુધી તો તે માત્ર અહંતાને સંતોષ આપવા માટે કર્મો કરે છે–પોતે પરિમિત અહંતા છે એવી ભાવનાથી જ કર્મો કરે છે–યજ્ઞને માટે કરતો નથી. ઇશ્વિર પ્રત્યે યજ્ઞરૂપ કર્મો કરવાથી, અહંતાનો વિચાર કર્યા સિવાય કર્મો કરવાથી માણસ બંધનમાંથી છૂટી મુક્ત થાય છે.

પ્રથમ તો ગીતા વેદમાં યજ્ઞનો ભાવ કહેલો છે તે ગ્રહણ કરી તેને વર્તમાન સ્થિતિ પરત્વે લાગુ કરે છે. એ પ્રમાણે કરવામાં શ્રીકૃષ્ણ ભગવાનનો ખાસ હેતુ છે. આગળ આપણે જોઈ ગયા કે "સન્યાસ" અને "કર્મ" વચ્ચે જે મતમતાંતર છે તેનાં બે સ્વરૂપો છે. પ્રથમ તો "સાંખ્ય" અને "યોગ" બેની વચ્ચે રહેલો ભેદ અને "વેદ" અને "વેદાંત"ના માર્ગની ભિન્નતા. સાંખ્ય અને યોગનો ભેદ તાત્વિક દષ્ટિએ તો ઉપર બતાવ્યા પ્રમાણે દૂર કરવામાં આવ્યો પણ હજુ વેદ અને વેદાંત વચ્ચેનો ભેદ શ્રીકૃષ્ણ ભગવાનને દૂર કરવાનો રહ્યો છે. સાંખ્યમત પ્રમાણે સંપૂર્ણ આધ્યાત્મિક સ્થિતિ તો પુરુષની નિષ્ક્રિય અને અક્ષર સ્થિતિ ગણાય અને ત્યાંથી તેઓ પોતાનો મત શરૂ કરે છે. તેમાં પુરુષની નિષ્ક્રિય સ્થિતિ–અકર્તા સ્થિતિ અને પ્રકૃતિની ક્રિયાત્મક સ્થિતિ એ બે વચ્ચે ઘણો મોટો ભેદ રહેલો છે, એટલે સાંખ્યમત પ્રમાણે કર્મોનો સંપૂર્ણ ત્યાગ એ પૂર્ણતાની નિશાની ગણાય છે. યોગ ઈશ્વરને જગતનો સ્વામી ગણીને પોતાના મતનો આરંભ કરે છે. તે પ્રકૃતિનો સ્વામી છે અર્થાત્ તેના ઉપર સત્તા ભોગવનારો છે. એટલે યોગમાર્ગની પરાકાષ્ટા કર્મોનો ત્યાગ કરવામાં નહિ પરંતુ કર્મો કરવા છતાં તેમનાથી નિર્લિપ્ત રહેવામાં સમાયલી છે. હવે વેદ અને વેદાંત એ બેના વિરોધમાં કર્મ એ શબ્દનો અર્થ "વૈદિક ક્રિયાકાંડ" થાય છે બાકીનાં કર્મો મોક્ષને માટે નિરૂપયોગી

ગણી કાઢવામાં આવે છે. મીમાંસક લોકો વૈદિક કર્મકાંડ મોક્ષ માટે આવશ્યક છે એવું માનતા હતા અને વેદાંત માનનારા લોકો ઉપનિષદ્ ઉપરથી પોતાના પ્રમાણો લઈ કર્મકાંડને માત્ર અજ્ઞાનની સ્થિતિમાં ઉપયોગી ગણતા. વેદાંતીઓ એમ પણ માનતા કે કર્મકાંડ મોક્ષની ઇચ્છા રાખનારને માટે અન્તે અંતરાયરૂપ છે. વેદમાં દેવતાઓની પૂજા કરવામાં આવે છે, તેમને યજ્ઞથી સંતુષ્ટ કરવા માટે પ્રયત્નો કરવામાં આવે છે, અને દેવતાઓ માણસને મોક્ષ મેળવવામાં સહાય કરે છે એવી માન્યતા પણ વેદમાં છે. વેદાંતમાં દેવોને માનસિક અને બાહ્ય–સ્થૂલ જગતની શક્તિઓ તરીકે ગણવામાં આવ્યા છે પણ તેઓ મનુષ્યના મોક્ષમાં અંતરાયરૂપ છે એમ માનવામાં આવે છે. વેદાંતનું અંતિમ ધ્યેય તો અક્ષરબ્રહ્મ છે જે યજ્ઞયાગાદિકથી કે ભક્તિથી મળતો નથી પણ કેવળ જ્ઞાનથી જ પ્રાપ્ત કરી શકાય છે, યજ્ઞયાગાદિ કર્મો માત્ર સ્થૂલ ફળ આપે છે અને ક્ષણિક સ્વર્ગ મેળવી આપે છે એટલે કર્મોનો તો ત્યાગ કરવો જ જોઇએ એવો વેદાંતનો મત છે.

આ વિરોધનો તોડ ગીતા બહુજ સુંદર રીતે લાવે છે. ગીતાના મત પ્રમાણે બધા દેવો એકજ દેવનાં જૂદાં જૂદાં સ્વરૂપો છે તે ઇશ્વર–યોગ, જ્ઞાન, ભક્તિ સર્વનો અંતિમ ધ્યેય છે. દેવતાઓને યજ્ઞ કરીને સંતોષવાથી ક્ષણિક સુખો મળે છે એ વાત ખરી છે પણ ઇશ્વરને સંતુષ્ટ કરવાને યજ્ઞ કરવાથી સ્વર્ગથી પણ અધિક ઉત્તમ સુખ માણસને મળી શકે છે. પરમાત્મા અને અક્ષરબ્રહ્મ કાંઇ જૂદા નથી એટલે જે માણસ એ બન્નેમાંથી એક પણ ઇષ્ટને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે તે એકજ પ્રભુમયજીવન પ્રત્યે પ્રયાણ કરી રહ્યો છે,

**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते।**

બધાં કર્મોનો અંતિમ પરિપાક જ્ઞાનમાં થાય છે. એ કર્મો આપણા માર્ગમાં અંતરાય રૂપ ગણાવાં જોઇએ નહિ, પણ સહાય રૂપ જ થઈ રહેવાં જોઇએ. સાંખ્ય અને યોગનો જે વિરોધ છે તેનું એક સ્વરૂપ વેદ અને વેદાંતનો વિરોધ બતાવે છે, કારણકે વૈદિક કર્મકાંડ અને યોગીની વિશિષ્ટ ક્રિયાઓ વગેરેનો કર્મમાં સમાવેશ થાય છે. વેદાંત અને સાંખ્ય એ બન્નેના મત

પ્રમાણે બુદ્ધિ આંતરમુખી થવાની જરૂર છે. પ્રકૃતિથી અહંતા મન ઇન્દ્રિયો વગેરેથી નિષ્ક્રિય, અકર્તા સાક્ષી પુરુષને જૂદા અનુભવવાની જરૂર છે. વેદને વેદાંતનો વિરોધ મટાડવાના આશયથી શ્રીકૃષ્ણ ભગવાન યજ્ઞનો વૈદિક સિદ્ધાંત અહિં અર્જુનને સમજાવે છે. પણ આરંભથી જ એ પોતાની દૃષ્ટિ આગળ યજ્ઞનો સંકુચિત અર્થ રાખતા નથી પણ યજ્ઞનો વિશાળ, સર્વમાન્ય અર્થ ગ્રહણ કરે છે.

## ( ૨ )

## યજ્ઞ અને કર્મ.

ગીતામાં યજ્ઞનો સિદ્ધાંત બે જૂદે જૂદે સ્થળે આપવામાં આવ્યો છે. એક ત્રીજા અધ્યાયમાં અને બીજી વાર ચોથા અધ્યાયમાં. તેમાં ત્રીજા અધ્યાયની ભાષા ધ્યાનમાં લઇએ તો આપણને એમ લાગે છે કે તેમાં માત્ર બાહ્ય વૈદિક યજ્ઞયાગાદિને માટે જ શ્રીકૃષ્ણ ભગવાન "યજ્ઞ" શબ્દ વાપરે છે. પણ ચોથામાં તત્ત્વજ્ઞાનના સિદ્ધાંત ઉપર રચાયલી વિધિ તરીકે યજ્ઞની ભાવના સ્પષ્ટ કરવામાં આવી છે. અહિં યજ્ઞનો અર્થ આધ્યાત્મિક થાય છે. તેમાં કહ્યું છે.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

( અ૦ ૩. શ્લો૦ ૧૦ )

—પ્રજાપતિએ યજ્ઞની સાથે સૃષ્ટિ ઉત્પન્ન કરી અને કહ્યું "આ યજ્ઞથી તમે વૃદ્ધિ પામશો !–એ તમારી ઇચ્છાઓ પૂરી પાડનાર કામધેનુ થાઓ. વળી

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥

( અ૦ ૩. શ્લો૦ ૧૧. )

—આ (યજ્ઞ)થી દેવોને તમે પોષો અને દેવો તમારું પોષણ કરો. એ પ્રમાણે પરસ્પર પોષતા તમે પરમ કલ્યાણને પ્રાપ્ત કરશો.

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञ भाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥

( અ૦ ૩. શ્લો૦ ૧૨ )

યજ્ઞમાંથી અવશેષ રહેલું જે સાધુ લોકો ખાય છે તેઓ પાપમાંથી મુક્ત થાય છે–રહે છે; પણ જે પાપીઓ કેવળ પોતાને જ માટે રાંધે છે, તેઓ પાપનું જ ભક્ષણ કરે છે. વળી

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥

(અ૦ ૩. શ્લો૦ ૧૪)

પ્રાણીઓ અન્નમાંથી જન્મ પામે છે, અને વરસાદને લીધે અન્ન પાકે છે, યજ્ઞથી વરસાદ આવે છે અને યજ્ઞ કર્મમાંથી ઉત્પન્ન થાય છે.

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम्।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम्॥

(અ૦ ૩ શ્લો૦ ૧૫)

કર્મ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયલાં જાણ; અને બ્રહ્મ અક્ષરમાંથી જન્મે છે. માટે સર્વવ્યાપી બ્રહ્મ કર્મમાં પણ વ્યાપી રહ્યો છે.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति॥

(અ૦ ૩. શ્લો૦ ૧૬)

જે મનુષ્ય આ જગતમાં ઉપર જણાવ્યા પ્રમાણે જણાવેલી ચક્રની ગતિને અનુસરતો નથી તે પાપી છે, તે ઇન્દ્રિયોનાં સુખોમાં રચીપચી રહેનારો છે. હે પાર્થ! તે માણસનું જીવવું વૃથા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે યજ્ઞનો સિદ્ધાંત ગીતામાં શરૂ કરીને શ્રીકૃષ્ણ ભગવાન કર્મકાંડીઓના કરતાં આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરનાર માણસની શ્રેષ્ઠતા બતાવે છે. ઉપર જણાવેલા શ્લોકોનો શો અર્થ થાય છે તે આપણે આગળ વિચારીશું.

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते।**

(અ૦ ૩. શ્લો. ૧૭)

પણ જે માણુસનો આનંદ આત્મામાં જ છે તથા જે આત્માથી જ તૃપ્તિ પામેલો છે, આત્માની અંદર જ સંતોષ માને છે તેને કાંઇ પણ કાર્ય કરવાનું રહેતું નથી.

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः॥**

(અ૦ ૩. શ્લોક. ૧૮)

તે જે કર્મો કરે છે તેનાથી કાંઇ અર્થ સાધવાનો હોતો નથી; તેમજ કર્મો નહિ કરવામાં તેનો કાંઇ હેતુ હોતો નથી; આખા જગતના બધા પ્રાણીઓમાં એવા માણુસના કર્મોનો હેતુ, અર્થનો આધાર કોઇ પણ વસ્તુ અથવા પ્રાણી થઈ શકે નહિ, આખા જગતનાં બધાં પ્રાણીઓમાં કોઇ પણ અર્થ સાધવાને માટે તે કોઇના ઉપર આધાર રાખતો નથી.

ઉપરના શ્લોકોમાં આપણુને બે જૂદા આદર્શો દેખાય છે, એકતો વેદાંતનો અને બીજો વેદાનો એક બાજુ આ જગતમાં રહીને ઐહિક સુખ-ભોગો ભોગવવાનો યજ્ઞ કરીને પરમ કલ્યાણુ પ્રાપ્ત કરવાનો અને દેવ તથા મનુષ્યનો પરસ્પર સંબંધ એક બીજા ઉપર આધાર રાખનાર સંબંધ બાંધવાનો આદર્શ છે, બીજી બાજુએ મુકત આત્માનો આદર્શછે; તેવા માણુસનો આત્મા તદ્દન સ્વતંત્ર છે, તેને જગતનાં કે સ્વર્ગનાં સુખોની પરવા નથી એ તો શાંત અચળ, બ્રહ્મમાં સ્થિત રહે છે, હવે જે શ્લોકો આવે છે તે આ બે આદર્શો વચ્ચેનો વિરોધ દૂર કરે છે. ખરૂં રહસ્ય જ્ઞાન પ્રાપ્ત કરી કર્મોનો ત્યાગ કરવામાં રહ્યું નથી પરંતુ વાસના રહિત કર્મો કરવામાં સમાયલું છે. મુક્ત માણુસને કર્મ કરવાથી કાંઇ અર્થ સાધવાનો રહેતો નથી તેમજ અકર્મ રહેવામાં પણુ કાંઇ હેતુ હોતો નથી. એવો માણુસ પોતાના સ્વાર્થી અથવા જગતના હેતુ માટે બન્નેમાંથી એકને પસંદ કરેતો નથી શ્રીકૃષ્ણુ ભગવાન કહે છે.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः॥**

( અ૦ ૩. શ્લો૦ ૧૯ )

"તેટલા માટે અનાસક્ત રહીને ( લોક સંગ્રહાર્થ ) જે કર્મો કરવાં પડે તે તું કર, કારણ કે આસક્તિનો ત્યાગ કરીને કર્મો કરવાથી માણસ પરમ કલ્યાણને પ્રાપ્ત કરે છે."

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि॥**

( અ૦ ૩. શ્લો૦ ૨૦ )

—"કર્મો કરવાથી જ જનકાદિ પૂર્વે મોક્ષને પામ્યા હતા અને લોકના કલ્યાણનો વિચાર કરતાં પણ તારે કર્મો કરવા યોગ્ય છે."

ખરું છે કે યજ્ઞ અને કર્મો કરવાથી માણસ પરમ કલ્યાણને પ્રાપ્ત કરી શકે પણ કર્મો ત્રણ પ્રકારનાં હોય છે. પ્રથમ તો યજ્ઞભાવના વિના વ્યક્તિગત સુખોને માટે કરવામાં આવતાં સ્વાર્થી કર્મો. એ બધાં વૃથા છે–"**मोघं पार्थ स जीवति।**" બીજા પ્રકારનાં કર્મો ઇચ્છા સહિત પણ યજ્ઞ રૂપે કરવામાં આવેલાં કર્મો, યજ્ઞના પરિણામ રૂપ ભોગો ભોગવનાર "**यज्ञशिष्टाशिनः**" લોકોએ કરેલાં અને ત્રીજા પ્રકારના કાંઈ પણ ઇચ્છા રહિત થઈને કરવામાં આવેલાં કર્મો. છેલ્લા પ્રકારનાં–કેવળ ઇચ્છા રહિત થઈને કરવામાં આવેલાં–કર્મો માણસને ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવે છે. ઉપર જણાવેલા બધા શ્લોકોના અર્થનો આધાર **यज्ञ, कर्म** અને **ब्रह्म** * એ ત્રણ શબ્દોનો જે અર્થ આપણે

* યજ્ઞ, એટલે કેટલાક ટીકાકારો કેવળ શ્રૌત યજ્ઞયાગાદિ ક્રિયાના જ અર્થમાં લે છે.

યજ્ઞ એટલે શ્રૌત અને સ્માર્ત વેદવિહીન કર્મો. ચાતુર્વર્ણ્યની પ્રવૃત્તિમય જીંદગીને યજ્ઞ એવી સંજ્ઞા આપે છે. બ્રહ્મનો અર્થ રામાનુજ પ્રકૃતિ એવો પણ કરે છે. શંકરાચાર્ય વેદની ઋચા એવો અર્થ કરે છે. આ નિબંધમાં તો 'યજ્ઞ' એટલે યજ્ઞની ભાવનાથી પૂર્ણ પ્રભુપ્રીત્યર્થ કર્મનો યોગ. **कर्म** એટલે સર્વ **कर्माणि** અને **ब्रह्म** અને **क्षर** સ્વરૂપ પરબ્રહ્મ એવો લીધો છે.

આપીશું તેના ઉપર રહેલો છે. **यज्ञ**નો અર્થ માત્ર વૈદિક કર્મકાંડનો જ યજ્ઞ થતો હોય, **कर्म**નો અર્થ વૈદિક યજ્ઞમાં કરવામાં આવતી આવશ્યક વિધિ એવો હોય, અને બ્રહ્મમાંથી કર્મ ઉત્પન્ન થાય છે તે **ब्रह्म** નો અર્થ શબ્દબ્રહ્મ. "વેદના શબ્દો, વાક્યો"–એટલો જ લઇએ તો પછી યજ્ઞમાં વૈદિક–ભાવના સિવાય બીજું કાંઇ જ આપણને જણાશે નહિ. એવા વૈદિક યજ્ઞો કરવાથી સંતાન–ધન વગેરે સ્થૂલ ભોગના પદાર્થો મળે છે. યજ્ઞના હોમ કરવાથી વરસાદ આવે છે અને તેને લીધે આખી મનુષ્ય જાતિ ટકી રહી છે. આખું જીવન મનુષ્ય અને દેવતાઓ વચ્ચે બંધાએલો સંબંધ છે. તેમાં મનુષ્યો દેવતાને અર્પણ કરે છે અને દેવો તેમને ફળ આપે છે. જે કર્મો એ પ્રમાણે દેવતાઓને સંતોષવા માટે કરવામાં આવતાં નથી તે બધાં પાપ રૂપ છે. મોક્ષ પણ યજ્ઞ કરવાથી જ મળે છે. મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર માણસે પણ ફલેચ્છા રહિત થઇને યજ્ઞ તો કર્યા જ કરવો જોઇએ. એ પ્રમાણે ઇચ્છા રહિત યજ્ઞયાગાદિ ક્રિયા કરવાથી જ જનકાદિ રાજાઓ મોક્ષ પ્રાપ્ત કરી શક્યા હતા.

ગીતાનો અર્થ ઉપર બતાવ્યો તેવો થતો નથી એ તો તદ્દન સ્પષ્ટ છે. ચોથા અધ્યાયમાં **यज्ञ**નો જે વિશાળ, આધ્યાત્મિક અર્થ છે તે હમણાં ધ્યાનમાં ન લઇએ તોપણ ત્રીજા અધ્યાયના જે શ્લોકો આગળ આપ્યા છે તેમાં **यज्ञः कर्मसमुद्भवः** એમ કહ્યું છે અને પછી **कर्म ब्रह्मोद्भवं** કહેવામાં આવ્યું છે. કર્મ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયલાં છે. **ब्रह्मा-क्षरसमुद्भवम्** અને બ્રહ્મ અક્ષરબ્રહ્મમાંથી જન્મ પામેલું છે. અહિં "**तस्मात्**"–તેથી કરીને **सर्वगतं ब्रह्म नित्यं यज्ञेप्रतिष्ठितम्** ॥ સર્વવ્યાપી બ્રહ્મ હમેશાં યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે એમ કહેવામાં આવ્યું છે તે પણ ધ્યાનમાં રાખવા જેવું છે. એ શ્લોક ઉપરથી આપણને સ્પષ્ટ જણાશે કે જે બ્રહ્મમાંથી કર્મઉદ્ભવ પામેલાં છે અને તે કર્મ વેદની વિધિમાં અને બીજી બાજુએ તે અક્ષરબ્રહ્મ જોડે એક છે. વેદ એટલે ઇશ્વરનું–અનંત પ્રભુનું જ્ઞાન. આગળના એક અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે "**वेदैश्च सर्वैरहमेव वेद्यो**" "વેદ દ્વારા જેને જાણવાનો છે તે હું જ છું." પણ એ જ્ઞાન ત્રિગુણાત્મક પ્રકૃતિમાં તેનાં કાર્યોદ્વારા મેળવવાનું છે. "**त्रैगुण्य**

વિષયા વેદાઃ " પ્રકૃતિની ત્રિગુણાત્મક સૃષ્ટિમાં કાર્ય કરનાર બ્રહ્મ અક્ષર પુરુષ અથવા નિષ્કર્મ-બ્રહ્મમાંથી ઉદ્દભવ પામે છે. બ્રહ્મનાં બે સ્વરૂપો જૂદાં દેખાય છે પણ વસ્તુતઃ એકજ છે. એક તો નિરંજન-નિર્વિકાર સત્ અને સવિકારી-ક્ષર આવિર્ભાવ-આત્મા, સર્વભૂતાનિ-સર્વવ્યાપી, અકર્તા, આત્મા; અને સર્વ જગત્માં કાર્ય રૂપે પરિણામ પામતો આત્મા પોતાના અસ્તિત્વની ચિચ્છક્તિમાં સ્થિર પુરુષ અને પ્રકૃતિમાં પરિણામ પામી રહેલો પુરુષ-અક્ષર, અને ક્ષર-આ બન્ને સ્વરૂપમાં પુરુષોત્તમ પરમાત્મા વિશ્વમાં વિલસી રહ્યો છે. ગુણાતીત અક્ષર પુરુષ તે પુરુષોત્તમની શાંત, સમત્વયુક્ત અને આત્મભાવયુક્ત સ્થિતિ છે. તે અકર્તામાંથી પ્રકૃતિ જન્મ પામે છે. તેનાં વિશ્વવ્યાપી કાર્યો પણ તેમાંથી જ ઉદ્દભવે છે. પુરુષમાંથી પ્રકૃતિમાં પરિણમે છે. એ સગુણ સ્થિતિમાંથી વિશ્વશક્તિનાં બધાં કાર્યો થાય છે, મનુષ્યમાં અને પ્રાણીમાત્રમાં કર્મો થાય છે, એ કર્મોમાંથી યજ્ઞનો સિદ્ધાંત આપણે ગ્રહણ કરવાનો છે. " કારણ કે પ્રકૃતિનાં બધાં કાર્યો ખરી રીતે જોતાં યજ્ઞ રૂપ છે, પ્રભુ તો યજ્ઞનો ભોગતા છે.

भोक्ता रं यज्ञतपसां सर्वभूतमहेश्वरम्,

(અ૦ ૫. શ્લોક ૨૯)

બધા યજ્ઞ તપ વગેરેનો ભોકતા અને સર્વ પ્રાણીઓનો પ્રભુ એ પ્રકૃતિના યજ્ઞનો પણ ભોગ કરે છે અને એ સર્વવ્યાપી પ્રભુને યજ્ઞમાં પ્રતિષ્ઠત જોણવો એ ખરૂં વેદનું જ્ઞાન છે.

એ સમગ્ર ક્રિયામાં પ્રભુનો સાક્ષાત્કાર ન થઈ શકે તો તેની શક્તિઓના સ્વરૂપ દેવો તેમના દ્વારા પણ તેને જાણી શકાય છે. એની જૂદી શકિત અને મનુષ્યનો આત્મા તે બે વચ્ચે એક બીજાને અર્પણ કરવાનો પોષવાનો અને કલ્યાણ કરવાનો સંબંધ છે. એ દ્વારા મનુષ્ય કલ્યાણ પ્રત્યે ગમન કરે છે. માણસ તેનાથી સમજે છે કે તે પોતે પણ પ્રકૃતિના અનેક કાર્યોમાં વ્યાપી રહેલી પ્રભુની શક્તિમાંથી જન્મ્યો છે અને મનુષ્યજીવન વિશ્વજીવનથી વિખૂટું નથી પણ તેનો એક ભાગ છે. મનુષ્યને જે ભોગ વગેરે પ્રાપ્ત થાય છે તથા ઇષ્ટ પદાર્થો મળે છે તે બધી પ્રભુની શક્તિ

વિશ્વમાં કાર્ય કરી રહી છે તેનું પરિણામ છે—યજ્ઞનું ફળ છે અને તેથી સ્વાર્થયુક્ત ક્ષુદ્ર અહંતાથી પ્રેરાઇને તે એ પદાર્થોની પાછળ ભાગતો નથી. ઉપર જણાવી તે ભાવના માણસના મનમાં જેમ જેમ વૃદ્ધિ પામતી જાય છે તેમ તેમ તેની ઇચ્છાઓને તે વશ થતો નથી અને પ્રકૃતિમાં વ્યાપી રહેલા યજ્ઞના મહાન્ કાર્યોમાં પોતે પણ યજ્ઞ કરીને સંતોષ માને છે અને જીવન તથા કર્મોનો સિદ્ધાંત યજ્ઞ છે એવું સ્વીકારી તે પ્રમાણે વર્તે છે અને તેમાંથી જે અવશિષ્ટ રહે તેટલાથી પોતે સંતોષ માને છે, બાકીનું બધું જીવન તથા સઘળાં કર્મો તે વિશ્વજીવન અને એના પોતાના જીવન એ બન્નેના ટકાવ માટે અર્પણ કરી દે છે—યજ્ઞમાં હોમે છે. આ અનાદિ કર્મના સિદ્ધાંતથી વિરુદ્ધ જઇને જે માણસ પોતાને માટે, કેવળ ઇચ્છાને તૃપ્ત કરવા માટે, અહંતાને પોષવા માટે કર્મો કરે છે તેનું જીવ્યું વૃથા છે, કારણ કે જીવનનો ખરો અર્થ, હેતુ અને ઉપયોગ એ માણસ ભૂલી જાય છે. જીવનનો હેતુ આત્માની ઉન્નતિ છે. પણ સ્વાર્થમય સંકુચિત જીવન ગાળવાથી તે ઉન્નતિનો માર્ગ ચૂકે છે. પણ જ્યારે માણસ દેવતાઓને પણ યજ્ઞ કરવાનું મૂકી દઈ સર્વવ્યાપી પ્રભુને યજ્ઞથી યજે છે તથા કામનાઓ ઉત્પન્ન કરનાર—"હું કર્તા છું" એવી બુદ્ધિ માણસમાં જાગ્રત કરનાર ક્ષુદ્ર અહંતાનો ત્યાગ કરી પ્રકૃતિને બધાં કર્મો કરવાનું સોંપી દે છે અને કર્મોનો પોતે ભોક્તા છે એવી બુદ્ધિયુક્ત અહંતાને જ્યારે સર્વ કર્મોના ભોક્તારૂપ પ્રભુમાં લય પમાડે છે ત્યારે સર્વોત્તમ દશાને તે મેળવે છે—પ્રાપ્ત કરે છે. તે પુરુષોત્તમ—બ્રહ્મમાં તેને—"**आत्मरति**" —આત્માનો આનંદ મળે છે ( નહિ કે પોતાની ક્ષુદ્ર વાસનાઓ પ્રમાણે ક્ષણિક આનંદમાં તે રત થાય છે. ) ત્યાર પછી તેને સંપૂર્ણ સંતોષ શુદ્ધ આનંદ પ્રાપ્ત થાય છે. ત્યાર પછી કર્મ કરવાથી કે ન કરવાથી તેને કાંઇ અર્થ સાધવાનો રહેતો નથી; કારણ કે તેનો બધો આનંદ એ પરમાત્મ સ્વરૂપમાંથી જન્મે છે. એટલે તે બધાં કર્મો પ્રભુને માટે બધી વાસનાનો ત્યાગ કરીને કરતો રહે છે. આ પ્રમાણે તેને સમતા મળે છે અને તે પ્રકૃતિથી પર થાય છે. "**निस्त्रैगुण्य**" તેનો આત્મા પ્રકૃતિના વિકારો પર સ્થિર થતો નથી પણ અક્ષરબ્રહ્મની પરમ શાંતિમાં રહે છે. પ્રકૃતિનાં કાર્યો થયાં છતાં તે શાંતિનો ભંગ થતો નથી. ઉત્તમોત્તમ દશાનો આ માર્ગ છે.

યજ્ઞ સંબંધી શ્લોકોનો ઉપર જણાવ્યો તે જ અર્થ થાય છે. એની ખાત્રી લોકસંગ્રહ માટે કર્મો • કરવાની જરૂર, પ્રકૃતિ એકલી કર્મો કરનાર છે તેથી પુરુષને લેપન થતું નથી એ સિદ્ધાંત આગલા શ્લોકમાં કહેવામાં આવે છે તેનાથી થાય છે. અંતરથી સર્વ કર્મ પ્રભુને અર્પણ કરવા છતાં બાહ્ય રીતે કર્મો કર્યાં જ કરવાં એ યજ્ઞના સિદ્ધાંતની પરાકાષ્ઠા છે. તે ઇચ્છા રહિત થઇને સમત્વયુક્ત મનથી કર્મો કરવાથી મોક્ષ અપાવે છે.

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥

( અ૰ ૪. શ્લો૰ ૨૨ )

જે માણસ આપોઆપ જે મળી રહે છે તેનાથી સંતોષ માને છે અને જે વિજય પરાજયમાં સમત્વવાળો રહે છે, તે માણસ અભિમાન વિનાનો રહી કર્મો કરવાં છતાં પણ બંધનમાં આવતો નથી. વળી

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

( અ૰ ૪ શ્લો૰ ૨૩ )

—આસક્તિ વિનાનો મુક્ત માણસ, જ્યારે યજ્ઞ કરવાના હેતુથી કર્મો કરે છે ત્યારે તેનાં સઘળાં કર્મો લય પામે છે. આ શ્લોકો પણ આપણે પાછળથી તપાસીશું કારણ કે તેની પછીના શ્લોકોમાં ગીતાના યજ્ઞનો સિદ્ધાંત પૂરેપૂરો સ્હમજાવે છે. પ્રાચીન વેદની * પ્રણાલી

* વેદના ઉપર પાશ્ચિમાત્ય ટીકાકારોએ કેવળ સ્થળ અ અર્થની પરંપરા જોડી મૂળ અર્થનો લોપ થવામાં સહાય કરી છે. શ્રી અરવિન્દ બાબુએ The Secret of Veda નામના એક ગ્રંથમાં પોતાના ઋગ્વેદ ઉપરના તાત્ત્વિક વિચારો દલીલ સાથે દર્શાવ્યા છે તે ઉપરથી માલૂમ પડે છે કે વેદમાં સર્વત્ર દ્વિઅર્થી ઋચાઓ જ વપરાયલી છે અને વેદમાં જણાવેલા દેવતાઓ-સૂર્ય, અગ્નિ, વરુણ, ઉષા-વગેરે પણ કેવળ સ્થૂળ નથી પરન્તુ આધ્યાત્મિક સંજ્ઞાયુક્ત પણ છે. એ વિષય વિવાદસ્પદ છે. પરન્તુ સચોટ દલીલોથી તેના અર્થો સુન્દર રીતે જડી આવ્યા છે તે સપ્રમાણ ઠરે છે. આ ગ્રંથમાળામાં તે ગ્રંથ પ્રકટ કરવાનો વિચાર છે.

પણ આખા કર્મકાંડના બે અર્થ થતા હતા પણ તે અર્થ ભૂલાઇ જવાને લીધે યજ્ઞનો કેવળ બાહ્યાર્થ આપણને પ્રાપ્ત થયો છે. યજ્ઞમાં જે "અગ્નિ" છે તે બ્રહ્માગ્નિ છે–બ્રહ્મનો અગ્નિ છે. તે પ્રભુની શક્તિમાં જ બધાં દ્રવ્યો હોમવામાં આવે છે. ઇન્દ્રિયોનો–ભોગોનો જેમાં હોમ થયો છે એવો સંયમ-રૂપી અગ્નિ પણ યજ્ઞમાં હોય છે અથવા તો મનરૂપ શુદ્ધ ઇન્દ્રિયોનાં કાર્યમાં ઇન્દ્રિયોનો હોમ થાય છે તે પણ અગ્નિ છે. રાજયોગમાં આવતો પ્રાણા-દિકનો સંયમ તે પણ અગ્નિ છે, અને ઉચ્ચમાં ઉચ્ચ આત્મજ્ઞાનનો અગ્નિ પણ તે જ બ્રહ્મ છે. **यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम्।** (અ૦ ૪. શ્લો૦ ૩૧) "યજ્ઞમાંથી જે ખોરાક અવશેષ રહે છે તે તો અમૃતત્વનું ભોજન છે, અહિં આપણને વૈદિક યજ્ઞમાં સોમરસ રૂપી અમૃતત્વનો વારૂણી પીવાની સંજ્ઞા યાદ આવે છે. આવા આધ્યાત્મિક યજ્ઞમાં માણસની કોઇ પણ વસ્તુ સ્થૂળ અથવા તો સૂક્ષ્મ ગમે તે ચાલે. મનુષ્યની સર્વ શકિતઓ શારીરિક, માનસિક અથવા આધ્યાત્મિક સર્વ કર્મો પ્રભુને પોતાનામાં રહેલા આત્માસ્વરૂપ પરમાત્માને અથવા સર્વમાં વ્યાપી રહેલા વિરાટ્‌ને અર્પણ કરવામાં આવે છે.

યજ્ઞની આ વિશાળ વ્યાખ્યાની શરૂઆત ઘણા જ સુંદર શ્લોકથી કરવામાં આવી છે.

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्म कर्मसमाधिना.**

(અ૦ ૪. શ્લોક ૨૪)

યજ્ઞમાં અર્પણ કરવાની ક્રિયા બ્રહ્મરૂપ છે; હુત દ્રવ્ય બ્રહ્મ છે, હોમ કરનાર વ્યકિત પણ બ્રહ્મ સ્વરૂપ છે અને બ્રહ્મરૂપ અગ્નિમાં તે હોમે છે, (સર્વ) કર્મમાં (આ પ્રમાણે) જેની બુદ્ધિ આ પ્રમાણેની છે તે બ્રહ્મને પ્રાપ્ત કરે છે. મુકત માણસે ઉપર જણાવી તે ભાવના પ્રમાણે યજ્ઞ રૂપે કર્મો કરવાનાં છે "**सोऽहम्**" અને "**सर्वं खल्विदं ब्रह्म**" "**अयमात्मा ब्रह्म**" આ બધું ખરેખર બ્રહ્મ છે આત્મા પણ બ્રહ્મ છે એ વેદાંત અને ઉપનિષદ્‌ના જ્ઞાન ઉપર ગીતાના યજ્ઞની ભાવના રચાયલી છે; અદ્વૈતની ભાવના પર મનનો

સિદ્ધાંત ઉભેલો છે, કર્તા કર્મ અને ફળ, જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એ ત્રણે એક છે. વિશ્વવ્યાપી શક્તિ જેમાં કર્મો હોમવામાં આવે છે. તે પણ ઈશ્વર છે, બ્રહ્મ છે; અર્પણ કરનાર શક્તિ પણ બ્રહ્મની જ છે, જે અર્પણ કરવાની–હોમવાની–વસ્તુ છે તે પણ ઈશ્વરનું જ કોઇ સ્વરૂપ છે; યજ્ઞનો હોમ કરનાર પણ બ્રહ્મ પોતે જ છે તે માણસ રૂપમાં રહેલો છે, કર્મ–યજ્ઞ–પોતે પણ ઈશ્વરનું જ એક કાર્ય છે અને એ યજ્ઞનો અંતિમ પ્રાપ્ય પણ બ્રહ્મ પોતે જ છે. જે માણસ આ જ્ઞાનમાં સ્થિત થઈ કર્મો કરે છે તેને બંધન હોઈ શકે જ નહિ કારણ કે તેનાં કર્મો અહંતાયુક્ત સ્વાર્થ માટે હોતાં નથી. તેનામાં બ્રહ્મ પોતાની પ્રકૃતિદ્વારા કાર્યો કરે છે અને બધાં કાર્યો પ્રભુ–વિરાટ્ શક્તિમાં હોમે છે. આત્માની પરમાત્મા સાથે એ પ્રકારની એકતા અનુભવવી એ જ આધ્યાત્મિક વિકાસનો હેતુ છે. એ જ્ઞાનમાં જીવવું અને એ જ ભાવે કર્મો કરવાં તેનું નામ મોક્ષ.

પણ બધા માણસો એ સંપૂર્ણ જ્ઞાન ધરાવતા નથી, ગીતામાં જ કહ્યું છે કે:—

> दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
> ब्रह्माग्नावपरे यज्ञं य[illegible]ते ॥
>
> ( અ૦ ૪. શ્લો. ૨૫ )

“ કેટલાક લોકો દેવતાઓ જેનાથી પ્રસન્ન થાય એવો યજ્ઞ કરે છે. બીજાઓ યજ્ઞથી બ્રહ્માગ્નિમાં યજ્ઞ કરે છે. ”

પ્રથમ પ્રકારના માણસો ઈશ્વરને જૂદાં જૂદાં સ્વરૂપોમાં ઉપાસે છે. અને તેને પ્રાપ્ત કરવા માટે વિવિધ વિધિ તથા આચારોનું અનુસરણ કરે છે, બીજા પ્રકારના સાધકોને માટે તો પોતાની સર્વ શક્તિઓ, સર્વ કર્મો પ્રભુને અર્પણ કરવાં એ જ એક માર્ગ છે. યજ્ઞ કરવાની સામગ્રી–દ્રવ્યો પણ જૂદાં જૂદાં હોય છે.

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥**

(અ૦ ૪ શ્લો૦ ૨૬)

"કેટલાય સાધકો પોતાની ઇન્દ્રિયોને* સંયમરૂપી અગ્નિમાં હોમી યજ્ઞ કરે છે અને કેટલાક ઇન્દ્રિયોના વિષયોને ઇન્દ્રિયોમાં હોમે છે."

**" सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ "**

(અ૦ ૪. શ્લો૦ ૨૭.)

"વળી બીજા કેટલાક લોકો બધી ઇન્દ્રિયોનાં કર્મો અને જૂદી જૂદી પ્રાણશક્તિઓનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી દીપ્ત એવા આત્મસંયમના અગ્નિમાં હોમે છે."

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ઇન્દ્રિયોના વિષયોને હોમવા માટે પણ યજ્ઞ કરી શકાય છે અને મનમાં આસક્તિ ઉત્પન્ન થયા વિના તે યજ્ઞ થઈ શકે. યજ્ઞમાં હોમવાનું હુત–દ્રવ્ય–સ્થૂળ પદાર્થથી માંડીને ગમે તે–સૂક્ષ્મ વાંછના પણ હોય.

ગીતામાં કહેલા ખરેખરા યજ્ઞને માટે મુખ્ય વસ્તુ તો એ છે કે માણસે પોતાનામાં રહેલી હલકી વૃત્તિઓનો ત્યાગ કરવો જોઇએ. અને પોતાના જીવનમાંથી અહંકાર અને કામનાઓનું સામ્રાજ્ય દૂર કરવું જોઇએ. અહંતાયુક્ત ભોગને દૂર કરી તેને ઠેકાણે યજ્ઞ કરવાથી પ્રાપ્ત થતો દૈવી આનંદ ભોગવવો જોઇએ–આત્મસંયમથી–આત્મસમર્પણથી જે આનંદ મળે છે, તે અનુભવવો જોઇએ. (**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम्**) યજ્ઞમાંથી અવશેષ રહેલું અમૃત ખાનારા સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

* સંયમ રૂપી અગ્નિમાં ભોગની વૃત્તિઓ સૂક્ષ્મ હોય છે અને પોતાની ઇન્દ્રિયના ભોગને સંતોષી માણસ તેમને ઇન્દ્રિયની તૃપ્તિ રૂપ અગ્નિમાં હોમ કરે છે.

યજ્ઞ એ જગતનો પરમ નિયમ છે અને તેના વિના ઐહિક કે પારલૌકિક સુખ કદી પણ પ્રાપ્ત કરી શકાતું નથી. **नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम** યજ્ઞ નહિ કરનારને માટે તો આ લોક પણ પૂરેપૂરો નથી તો પછી બીજો લોક તો કયાંથી જ હોય? તેથી ઉપર ગણાવ્યા તે અને બીજા ઘણા પ્રકારના યજ્ઞો **एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।** ( અ૦ ૪ શ્લો૦ ૩૨ ) "બ્રહ્મના મુખમાંથી વિસ્તરી રહ્યા છે." તે બધાએ **कर्मजान्विद्धि तान्सर्वान्** ( અ૦ ૩ શ્લો૦ ૩૨ ) "કર્મો કરવાથી સધાય છે;" કારણ કે એ બધા યજ્ઞો પ્રભુની અનંત શક્તિદ્વારા જ ખરૂં જોતાં થાય છે, અને તેનું અંતિમ ફળ મનુષ્યને તેના પોતાના આત્માનું જ્ઞાન અને બ્રાહ્મી સ્થિતિનું ઈશ્વરી જીવન એ દ્વારા મળી રહે છે **एवं ज्ञात्वा विमोक्ष्यसे**–એ પ્રકારે જાણવાથી તું મુક્ત થઇશ.

ઉપર જણાવ્યા તે બધા યજ્ઞોમાં પણ વ્યવસ્થા જણાય છે. તેમાં પણ સ્થૂળ દ્રવ્યોનો યજ્ઞ છેલ્લો ગણવામાં આવે છે અને જ્ઞાનનો યજ્ઞ સૌથી ઉત્તમ ગણવામાં આવે છે.

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥**

( અ૦ ૪ શ્લો૦ ૩૩ )

બધાં કર્મોનો પરિપાક અંતે જ્ઞાનમાં થાય છે એ જ્ઞાન કાંઇ સામાન્ય જડ પદાર્થોનું જ્ઞાન નથી. પણ આત્મજ્ઞાન–ઈશ્વરજ્ઞાન–જે અસ્તિત્વના સત્ય સિદ્ધાંતો જાણનારા પાસેથી પ્રાપ્ત કરી શકાય છે તે છે. તે જ્ઞાન એક વાર પ્રાપ્ત થવાથી ફરીને મનુષ્ય મોહની જાળમાં પડતો નથી. શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે

**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥**

( અ૦ ૪ શ્લો૦ ૩૫ )

"તે જ્ઞાનના પ્રતાપથી તું બધાં પ્રાણીઓને તારા આત્મામાં અને અંતે મારામાં જોઇશ."

કારણ કે મનુષ્યનો આત્મા તે એક નિરંજન, સર્વવ્યાપી, સર્વભુમા સર્વને પોતાનામાં સમાવનાર સ્વયંભૂ-બ્રહ્મ આપણા મનનાં આવરણમાં ઢંકાઈ રહ્યો છે અને જ્યારે આપણે અહંતામાંથી બહાર આવીએ છીએ ત્યારે સર્વભૂતોને તે એક સચ્ચિદાનંદમય અસ્તિત્વમાં નિહાળીએ છીએ.

પણ એ અક્ષર, અકર્તા સાક્ષી–નિર્ગુણ બ્રહ્મ એ પરાત્પર પુરુષોત્તમ પરબ્રહ્મનો આપણી ચિચ્છક્તિમાં આવિર્ભાવ છે. ખરૂં જોતાં તો ક્ષર અને અક્ષર, નિર્ગુણ અને સગુણ બન્ને એકજ પુરુષોત્તમનાં જુદાં જુદાં કાર્યો છે. આપણાં બધાં કર્મો આપણે તે પુરુષોત્તમને અર્પણ કરીએ છીએ; તેના અસ્તિત્વમાં જ આપણે જીવીએ છીએ અને ચાલીએ છીએ, આપણા સ્વભાવની પ્રકૃતિની–તેની પ્રકૃતિ સાથે એકતા સાધીને અને સર્વ પ્રાણીઓ સાથે તે પુરુષોતમમાં એકતા સાધી આપણે પરમાત્મા સાથે એકતા કરીએ છીએ. યજ્ઞ માટે કર્મો કરવાથી અને ઇચ્છાઓનો ત્યાગ કરવાથી મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને આત્મા પોતાનું સ્વરૂપ જાણે છે; જ્ઞાનયુક્ત કર્મો કરવાથી અને પુરુષોત્તમને ખાતર કર્મો કરવાથી માનુષીજીવન અને દૈવીજીવન વચ્ચે એકતા કરી શકાય છે અને મનુષ્યનો આત્મા દૈવી શાંતિ અને આનંદમાં રહે છે.

# પ્રકરણ ૧૦ મું.

## " યજ્ઞનો ભોક્તા અને યજ્ઞ "

આપણે આગળ જઈએ તે પહેલાં અત્યાર સુધી જે જે સિદ્ધાંતો ગીતામાંથી તારવી કાઢયા તે બધા ફરીને તપાસી જવાની જરૂર છે. ગીતામાં જે કર્મયોગ કહ્યો છે તેનો પાયો યજ્ઞની ભાવના છે. એ ભાવનામાં આખા વિશ્વનું સનાતન સત્ય સમાયલું છે—તેમાં પ્રભુનું સત્ય પણ આવી જાય છે. યજ્ઞની ભાવનાના છૂટાછવાયા ટુકડા લઇને કેટલાક ધર્મો, નીતિશાસ્ત્રો અને સામાન્ય માણસો પોતાનો પાયો રચે છે, પણ એ બધા સમગ્રતાએ પહોંચવા માગતા હોય તો તેમણે યજ્ઞની સંપૂર્ણ ભાવનાને જીવનમાં ઘટાવવી પડશે. યજ્ઞની ભાવનાનો મૂળ પાયો વેદાંતમાં કહેલી આત્માની એકતા ઉપર રચાયો છે. " બધું જગત્ બ્રહ્મ છે "—બ્રહ્મમાંથી ઉદ્‌ભવે છે અને બ્રહ્મમાં લય પામે છે. આખું વિશ્વ પ્રકૃતિની ક્રિયા રૂપ છે. પ્રકૃતિ એ બ્રહ્મની—પરમાત્માની—શક્તિ છે.—પુરુષોત્તમ પુરુષની ચિચ્છક્તિમાંથી ઉદ્‌ભવે છે. તે પુરુષોત્તમ પ્રકૃતિનો ઈશ્વર છે. તેનાં વિવિધ રૂપોમાં વ્યાપી રહ્યો છે. તે પોતે જડરૂપમાં ચૈતન્યને છૂપાવી શકે છે, અને પાછો પ્રાણ અને મનદ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની લીલા કરે છે. પ્રકૃતિની વિવિધ લીલામાં પુરુષ ત્રણ ભૂમિકાઓ ધારણ કરે છે. (૧) વિકારમય પરિમિત—**સર્વભૂતાનિ**—જગતનાં અનંત પ્રાણીઓમાં રહેલી અને વ્યક્તિત્વની વિધવિધ સંબંધો ધરાવનારી વ્યક્તિઓ—ક્ષર સ્વરૂપ. (૨) દેવતાઓની શક્તિ અને આત્મા—વિશ્વરૂપી વિરાટ્ શક્તિઓ અને વ્યક્તિઓનું મૂળ સ્વરૂપ જેને "**અક્ષર**" એવું નામ આપવામાં આવે છે તે. બધા વિશ્વસ્વરૂપોમાં તે અક્ષર—આચ્છાદિત રૂપે રહે છે. તે અનંત છે—સર્વમય છે, સર્વ વ્યાપી છે,—તેને પ્રાપ્ત કરવાથી જીવ પોતાની પરમ શાંતિ અને સમત્વ પ્રાપ્ત કરે છે. ( ૩ ) પણ બધાથી—**उत्तम रहस्य**—પુરુષોત્તમ છે. તે પરમાત્મા છે.

તેમાં ક્ષર અને અક્ષર બન્ને આવિર્ભાવ પામે છે. એક અને અનંત તેમાંથી ઉદ્ભવે છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને તેમાં સંભવે છે. ઈશ્વરમાં સર્વ વસ્તુઓ પોતાનું અંતિમ રહસ્ય પ્રાપ્ત કરે છે, અને લય પામે છે.

કર્મનું અંતિમ રહસ્ય પણ ઉપર જણાવેલા રહસ્ય ઉપર આધાર રાખે છે. જગતમાં જે જે જીવનનો આવિર્ભાવ છે તે તે પ્રકૃતિ પુરુષને સંતોષવા માટે યજ્ઞ રૂપે કરી રહી છે એમ ગણી શકાય. સમગ્ર જીવન એ પ્રકૃતિનો મહાન્ યજ્ઞ છે. ક્ષર પુરુષોની ઇચ્છાઓ દ્વારા પ્રકૃતિ પુરુષને સંતોષવાનો યજ્ઞ કર્યા કરે છે. યજ્ઞમાં હોમવાની આહુતિઓ જીવનરૂપી વેદી ઉપર પ્રકૃતિ લાવે છે. અને આ આહુતિઓ તે પ્રભુના કોઇ પણ સ્વરૂપને અર્પણ કરે છે. પ્રકૃતિમાં રહેલો આત્મા જે ભૂમિકાને પ્રાપ્ત થયો હશે તેને અનુસાર પ્રભુત્વનો આદર્શ તેના મનમાં આવશે, તેને અનુસરીને જ યજ્ઞનો આદર્શ અને ફળની કામના માણસના મનમાં ઉત્પન્ન થશે. ક્ષર પુરુષના જીવનમાં આપણને 'આપલે" નો મહાન્ સિદ્ધાંત કાર્ય કરી રહેલો જણાય છે, અન્યોઅન્ય આપ લે કરવાથી જીવન ટકી રહ્યું છે. તેના વિના જીવન એક ક્ષણ નભે નહિ. એ "આપલે" નો સિદ્ધાંત શું બતાવે છે? પ્રભુની જગદુત્પાતક શક્તિમાં જ એ મહાન્ સિદ્ધાંત સમાયેલો છે. માટે જ ગીતા કહે છે.

"યજ્ઞની સાથે જગતના પ્રાણીઓ ઉત્પન્ન કરીને પ્રજાપતિ બોલ્યા"

**જગત્માં સર્વ સ્થળે વ્યાપી રહેલો આત્મત્યાગનો-યજ્ઞનો-મહાન્ સિદ્ધાંત બતાવી આપે છે કે જગત્ પ્રભુનું છે-જીવન એ તો પ્રભુનું ક્ષેત્ર છે, ભક્તિ કરવાનું મંદિર છે. સ્વતંત્ર અહંતા સ્વાર્થી વૃત્તિઓને સંતોષવાનું ક્ષેત્ર જગત્ નથી. યજ્ઞની ભાવનાને ક્રમે ક્રમે વિશાળ કરી અંતે તે દ્વારા પ્રભુની શોધ કરવી અને અંતે સંપૂર્ણ આત્મસમર્પણ કરવું, અને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ પ્રભુને યજ્ઞથી યજવા એ જીવનનો હેતુ છે. અહંતાની તૃપ્તિ એ જીવનનો હેતુ નથી.**

પણ વ્યક્તિ પોતાના જીવનની શરૂઆત અજ્ઞાનથી કરે છે અને એ અજ્ઞાનમાં ઘણો લાંબો સમય સુધી પડી રહે છે, બધો વખત અહંતાને

પોતાના સિવાય બીજું કશું યાદ આવતું જ નથી એટલે જીવનનું મુખ્ય કારણ અને તેનો અંતિમ આદર્શ પણ તેને અહંતામાં જણાય છે—ઈશ્વરમાં નથી જણાતો. બધાં કર્મો કરતાં તેનામાં કર્તૃત્વાભિમાન—" હું કર્તા છું " એવી વૃત્તિ રહે છે. પણ પોતાનાં આંતર અને બાહ્યકાર્યો પ્રકૃતિનાં છે, જીવન પ્રકૃતિનું કાર્ય છે—તે જોઈ શકતો નથી, વળી સર્વ કર્મોના ભોક્તા પણ અહંકાર જ હોય છે, કારણકે માણસ પોતે સર્વ કર્મોનો ભોગ લે છે અને આખું જગત્ અહંતાને સંતોષવાને માટે સરજાયલું છે એમ કલ્પી લે છે. પ્રકૃતિ એ અહંતાને સંતોષ આપવો જોઇએ, કુદરત આખી તેટલા માટે જ ઉત્પન્ન થઈ છે એમ તે સ્હમજે છે. પ્રકૃતિ અહંતાને માટે સરજાયલી નથી અને તે અહંતાને સંતોષવાની જરા પણ પરવા કરતી નથી એ તો કોઇ પણ સાધારણ બુદ્ધિવાળો માણસ પણ કહી શકશે. ક્ષર પુરુષથી પર એવા સર્વવ્યાપી વિરાટ્ પુરુષને સંતોષવા—પ્રભુને સંતોષવા તે કાર્ય કરી રહી છે એટલું જ નહિ પણ વ્યકિતનું પોતાનું અસ્તિત્વ, તેનો સંતોષ, તેની શકિતઓ એ બધું પ્રકૃતિનું છે અહંતાનુ નથી અને તેથી એ બધું પ્રકૃતિ પરમાત્માને યજ્ઞ રૂપે અર્પણ કર્યા કરે છે, અહંતા કામના વગેરે તો પ્રકૃતિનાં પોતાના હથિયારો છે. પ્રકૃતિ જે ક્રિયા કરે છે તેના અજ્ઞાનને લીધે વ્યકિત પોતે કર્મમાં યજ્ઞનો મહાન્ સિદ્ધાંત ભૂલી જાય છે, જગત્માં બધું પોતાના સ્વાર્થને માટે લૂંટવાને મથે છે. અને પ્રકૃતિ તેની પાસે જોરજુલમથી જે વસ્તુઓનો યજ્ઞ કરાવે છે તેનો જ યજ્ઞ કરે છે. આ અજ્ઞાનનું નિશાન અહંતા છે. ખરૂં જોતાં પ્રકૃતિ જે આપે તે જ અહંતાને મળી શકે. **યજ્ઞના પવિત્ર સિદ્ધાંતથી વ્યાપ્ત થયલા જગત્માં અહંતા ચોર કે લુંટારા જેવી લાગે છે. તે બધું લેવાને તત્પર રહે છે, પણ આપવાની તેને ઇચ્છા થતી નથી.** જીવનનો ખરો અર્થ પણ તે ગુમાવે છે. પોતાનું જીવન આત્મભોગ કરી—યજ્ઞ કરી વિશાળ કરવાની વૃત્તિ તેને થતી નથી. એટલે જીવનનો જે ખરેખરો ઉપયોગ છે તે તેને માલૂમ નથી—તેનું જીવન વૃથા છે.

વ્યકિતના જીવનમાં "બીજાઓમાં પણ આત્મા રહેલો છે" એ માન્યતા જ્યારે વર્તનમાં આવવા માંડે છે, તથા પોતાની અહંતાની જરૂરીયાતો અને શકિતઓનું ભાન થાય છે ત્યારે તે ઉન્નતિના માર્ગ ઉપર ચઢે છે.

પોતાનામાં રહેલી શક્તિઓ પ્રકૃતિની છે, વિશ્વની દૈવી શક્તિનો ભાગ છે એવી ખાત્રી જ્યારે અહંતાની થાય છે, ત્યારે અને સર્વવ્યાપી એક આત્માની ઝાંખી તેને થાય છે, ત્યારે તે બંધનોથી મુક્ત થવાને યોગ્ય છે ત્યાર પછી તેને આત્મજ્ઞાન થવાનો સંભવ છે. અહંતાથી પર થયાથી તેને કામનાઓનો નિયમ ભૂલ ભરેલો જણાય છે–તેને યજ્ઞના પરમ સિદ્ધાંતમાં સમાયલું સત્ય જણાવા માંડે છે. અને તે નિયમને વધારે ને વધારે વશ તે થતો જાય છે. બીજાઓના આત્માને તે પોતાના જીવનમાં સ્થાન આપતાં શીખે છે અને પોતાની અહંતાને તે ગૌણ ગણવા માંડે છે, વ્યષ્ટિ અને સમષ્ટિ વચ્ચે જે વિગ્રહ છે તેનું ભાન તેને રહે છે, અને પોતાની સમષ્ટિમય વૃત્તિઓને પોષી પોતાના ચૈતન્યનો અને આત્માનો વિકાસ કરે છે. આખા વિશ્વમાં કાર્ય કરી રહેલી પ્રકૃતિ તેને માલૂમ પડે છે, અને એ પ્રકૃતિમાં કાર્ય કરી રહેલી પ્રભુની દિવ્ય શક્તિઓ પણ તેને દેખાય છે. માણસને ત્યાર પછી ભાન થાય છે કે " મારે આત્મભોગ–યજ્ઞ–શીખવો જોઇએ, કારણકે મારા પોતાના શરીર અને મનની શક્તિઓનું પોષણ પ્રકૃતિના કાર્યોથી થઈ રહ્યું છે " એમ તેને લાગે છે. પ્રકૃતિની શક્તિઓના કાર્યને પોતાનામાં ક્ષેત્ર આપવાથી તે પોતે પણ વૃદ્ધિ પામી શકશે એ સત્ય તેને સ્હમજાય છે. અર્થાત્ ત્યાર પછી જીવનની અહંતાપ્રધાન જડ બાજુમાં એ માણસ ધર્મ અને આધ્યાત્મિકતા ઉમેરે છે અને ક્રમે ક્રમે અહંતાથી અનંતતાને પ્રાપ્ત કરવાને લાયક બને છે.

ઉપર જણાવી તે સ્થિતિ કાંઇ સર્વોત્તમ નથી. હજી પણ તેમાં કામનાઓનું સામ્રાજ્ય પ્રવર્તે છે અને બધી વસ્તુઓનું કેન્દ્ર અહંતા છે એ વાત પૂરેપૂરી ભૂલાઈ ન જાય એ વાત બનવા જોગ છે. પોતાનાં બધાં કાર્યો પ્રકૃતિને વશ થઇને માણસ કરે તેથી સત્વગુણને વશ થઇને તે વર્તે એટલે એ સ્થિતિ વધારે શુદ્ધ હોય છે ખરી, તોપણ ખરૂં આત્મજ્ઞાન તો તેનાથી પર છે. અને કર્મનું રહસ્ય પણ હજી ગૂઢ છે. ગીતામાં કહ્યું છે કે જ્ઞાનપૂર્વક જે યજ્ઞ કરવામાં આવે છે તે જ ખરો યજ્ઞ છે–તે જ સર્વોત્તમ યજ્ઞ છે. જ્ઞાન ક્યારે થાય છે ? જ્યારે માણસને માલૂમ પડે કે તેનામાં જે આત્મા છે તે જ સર્વ પ્રાણીમાં વ્યાપી રહ્યો છે–તથા

આત્મા અહંતાથી પર છે—તે અનંત છે, અવિશિષ્ટ, વિરાટ્-સર્વવ્યાપી છે—સર્વ પ્રાણીઓ તે આત્મામાં જીવે છે, તથા પ્રકૃતિની જૂદી જૂદી શક્તિઓ પણ તે આત્માનું જ સ્વરૂપ છે;—જેટલા વિશ્વદેવતાઓ છે તેટલા બધા પુરુષોત્તમ પ્રભુનાં જૂદાં જૂદાં સ્વરૂપ છે—ત્યારે તેને આત્મજ્ઞાન થવા માંડે છે. અંતમાં અનુભવ થાય છે કે તે પુરુષોત્તમ ક્ષર અને અક્ષર બન્ને છે; એક છે તથા અનંત છે, પ્રકૃતિથી પર છે છતાં પ્રકૃતિદ્વારા આવિર્ભાવ પામે છે, ગુણાતીત છે છતાં અનંત ગુણોવાળો છે—તે પુરુષોત્તમને યજ્ઞ અર્પણ કરવો જોઇએ,—કર્મના ફળની ઇચ્છાથી પ્રેરાઇને નહિ—પરંતુ ઇશ્વર પ્રાપ્તિને માટે.

અર્થાત્ મુક્તિનો અને પૂર્ણતાનો માર્ગ ગ્રહણ કરવાને માણસે વધારેને વધારે અહંતાથી વિમુક્ત થવાની જરૂર છે. જગતનો સનાતન સાક્ષાત્કાર પણ બતાવે છે કે જેમ જેમ માણસ પ્રકૃતિમાં રહેલા અનંત અને अक्षर–Impersonal ને પ્રાપ્ત કરે છે, જીવનમાં પણ અનંત અને અક્ષરને મેળવે છે, પોતાની અંદર પણ અનંતને જાણે છે તેમ તેમ તે પોતાની અહંતાના બંધનમાંથી વધારે ને વધારે મુક્ત થાય છે અને તેને વધારે શાંતિ, સુખ—અને વિશાળતા પ્રાપ્ત થાય છે. વ્યષ્ટિ પોતે જે સુખ, આનંદ સંતોષ વગેરે આપી શકે છે અથવા તો અહંતા જ સુખ મેળવી શકે છે તે હમેશાં ક્ષણિક, ક્ષુદ્ર અને અનિશ્ચિત હોય છે. નિત્ય અહંતામાં રહેવાથી અને તેમાં જ સંતોષ માનવાથી તો આખું જગત્ અનિત્ય અને દુઃખથી ભરેલું જણાય છે. વ્યષ્ટિ પોતે હમેશા પરિમિત રહે છે કારણ કે વ્યષ્ટિ એ જીવનનો અંતિમ હેતુ નથી. જ્યારે જીવન અનંતતા પ્રત્યે વળે છે ત્યારે તેનું સાર્થક થાય છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કર્મયોગનો બોધ આપતાં આપતાં પણ સૌથી પ્રથમ બ્રાહ્મીસ્થિતિ ઉપર ઘણો ભાર મૂકે છે, અક્ષરમય જીવન ગાળવાનો આગ્રહ કરે છે તેનું પણ એ જ કારણ છે. એ અક્ષર, નિત્ય, વિરાટ્ બ્રહ્મ ઉપર સર્વ કર્મોનો આધાર છે. તેટલા માટે પ્રથમ પોતાની અહંતામય શક્તિને વ્યક્તિત્વમાંથી છોડાવી અનંત બ્રહ્મમય બનાવવી એ મનુષ્યની પ્રથમ આધ્યાત્મિક ફરજ છે. એ અનંત બ્રહ્મમાં સર્વ પ્રાણીઓને જોવાથી અહંતા કર્મ ફળ અને કામનાઓનાં બંધનમાંથી મુક્ત થાય છે. તેમાં જ જીવવાથી શાંતિ અને આધ્યાત્મિક જીવન મળે છે.

ઉપર બતાવ્યો તે ફેરફાર જીવનમાં કરવો હોય તો તેને માટે બે માર્ગ મનુષ્યને માટે ખુલ્લા છે. ૧. સાંખ્ય અથવા જ્ઞાન માર્ગ. ૨. યોગ—કર્મયોગ. ગીતા આ બન્ને માર્ગોને સુંદર રીતે સમન્વયમાં ઘટાવે છે. જ્ઞાનમાર્ગદ્વારા માણસ પોતાની બુદ્ધિ અને શક્તિને મન તથા ઇન્દ્રિયોમાં અધોગતિ પામતી અટકાવે છે, અને તેને આત્મા અને પરમાત્મા પ્રત્યે વાળે છે—દોરે છે. વ્યવસાયાત્મિકા બુદ્ધિને એક આત્મા પોતાનામાં તેમજ સર્વમાં વ્યાપી રહ્યો છે તે સત્ય ઉપર સ્થિર કરવી પડે છે તથા કામનાના વિધવિધ ફાંટાઓમાં અને મનનાં વિચારોમાં તેને વહેંચાઇ જતી અટકાવવી પડે છે. આ માર્ગ જો કેવળ પૂર્ણતાથી લેવામાં આવે ને જો પૂરેપૂરો અનુસરવામાં આવે તો, છેવટ કર્મોનો સંપૂર્ણ ત્યાગ કરવામાં તેનો અંત આવે, નૈષ્કર્મ્ય સ્થિતિ—અનંત શાંતિ પ્રાપ્ત થાય અર્થાત્ પ્રકૃતિમાંથી આત્માને વિખૂટા પાડવામાં તેની પૂર્ણતા આવે પણ ખરૂં જોતાં એવો ત્યાગ, નૈષ્કર્મ્ય અથવા પુરુષ પ્રકૃતિનો ભેદ કરવો શકય જ નથી. પ્રકૃતિ અને પુરુષ બન્ને અભિન્ન તત્ત્વોનું આખું અસ્તિત્વ બનેલું છે. જ્યાંસુધી માણસ પ્રકૃતિમાં છે ત્યાંસુધી તેણે કર્મો કરવાં જ પડે, પછી ભલે તેનાં કર્મો અને અજ્ઞાનીનાં કર્મોમાં આસમાન જમીન જેટલો તફાવત હોય. આધ્યાત્મિક ઉન્નતિ કરવા માટે સન્યાસ તો જોઇએ પણ કર્મોમાંથી નાશી છૂટવું એ કાંઇ ખરો સન્યાસ નથી, પરંતુ અહંતાનો નાશ કરવો, કામનાઓનો નાશ કરવો એ ખરો સન્યાસ છે. એ સન્યાસ કરવા માટે કર્મનાં ફળની ઇચ્છાનો ત્યાગ કરવો જોઇએ, અને છતાં કર્મો કર્યાં જવાં. પ્રકૃતિ બધાં કર્મો કરે છે એ સત્યનો વધારે સાક્ષાત્કાર કરવાથી ફળની ઇચ્છા તથા "હું કર્તા છું" એવું કર્તૃત્વાભિમાન પણ જતું રહે છે. પોતે પ્રકૃતિનાં કાર્યોનો સાક્ષી છે એ ભાવના જાગ્રત રાખવી જોઇએ. તે પ્રકૃતિનાં બધાં કર્મોનો સાક્ષી થવાથી તેનાં ફળમાં આસક્તિ રહેતી નથી ત્યાર પછી અહંતાનું બંધન શિથિલ થાય છે, અને તે અક્ષરપુરુષમાં લય પામે છે. પ્રકૃતિનું સમગ્ર કાર્ય આપણને એ રીતે એક દેખાય છે અને આપણા પોતાના શરીર પ્રાણ અને મનદ્વારા વિરાટ્ પ્રકૃતિ કાર્ય કરી રહી છે તે સત્ય વધારે સ્પષ્ટ થાય છે અને આપણો આત્મા બધો વખત સાક્ષીરૂપે પ્રકૃતિના કાર્યોથી જૂદો છે એ સ્હમજાય છે.

અહંતા એ બધાં કાર્યો પોતાનાં છે એમ માનતી હતી તેથી આપણને તે આપણાં લાગતાં હતાં પણ હવે અહંતાનો નાશ થયો છે એટલે એ કર્મો આપણાં નથી પણ પ્રકૃતિનાં છે એમ સ્પષ્ટ જણાય છે. અહંતાનો નાશ કરવાથી આપણને ચિચ્છક્તિની અલિપ્તતા પ્રાપ્ત થાય છે, નિર્લિપ્ત સ્થિતિ અને ઇચ્છાઓનો ત્યાગ કરવાથી સ્વભાવ–પ્રકૃતિનાં કાર્યોમાં અલિપ્તતા મળે છે, એટલે આપણે અકર્મ રહીને દૂર થઈ શકીએ એવું નથી. કર્મો કરતાં કરતાં પણ આપણે બંધન રહિત થઈ જઈએ છીએ. કર્મોની શક્તિઓના પૂર વચ્ચે પણ આપણો આત્મા શાંત મુક્ત અને શુદ્ધ રહી શકે છે.

એ પ્રમાણે અવ્યક્ત અક્ષર પુરુષમાં રહેવાથી જે મોક્ષ મળે છે તે જરૂરનો છે, તે સત્ય છે, પણ હજી તેને આપણે સર્વોત્તમ આધ્યાત્મિક દશા માની શકતા નથી, ત્યારે સર્વોત્તમ દશા કઇ? સમગ્ર જીવન અને સમગ્ર વિશ્વ એ પ્રકૃતિનો યજ્ઞ છે એમ આગળ કહેવામાં આવ્યું છે. એ યજ્ઞ પ્રકૃતિ પ્રભુ પ્રત્યે કરી રહી છે પણ જ્યાં સુધી આપણામાં અહંતા હોય છે ત્યાં સુધી એ સત્ય આપણે ભૂલી જઇએ છીએ. હવે અહંતા અને કામનાનો ત્યાગ કરવાથી આપણે અક્ષર અવિકારી પુરુષને પ્રાપ્ત કરી શકીએ છીએ, સર્વવ્યાપી આત્મામાં આપણી વ્યક્તિને આપણે લય પમાડીએ છીએ છતાં પણ આપણે આગળ જોયું છે કે કર્મો તો થયાં કરે છે, હવે અહંતા કર્મ કરતી નથી પણ પ્રકૃતિ પોતે કર્મ કરે છે એમ ઉપર જણાવવામાં આવ્યું છે, પ્રકૃતિ આપણા પરિમિત વ્યક્તિદ્વારા વર્તે છે, પણ આપણી ચિચ્છક્તિ તો અનંતમાં લીન થયલી હોય છે. પણ હવે પ્રકૃતિ શા માટે કાર્યો કરે છે? અવ્યક્ત અક્ષરમાં કાંઇ કામનાઓ હોતી નથી. તેને કાંઇ હેતુઓ સિદ્ધ કરવાના હોતા નથી, તેને જગતના કોઇ પદાર્થ ઉપર પોતાના આનંદ માટે આધાર રાખવો પડતો નથી. એ તો પોતાનામાં જ જીવે છે અને આત્માનંદમાં મગ્ન રહે છે. ફળની ઇચ્છાઓ ત્યાગ કરવાનું પણ આગળ કહેવામાં આવ્યું છે. પણ તેનો હેતુ આપણી અહંતાનો નાશ કરવાનો હતો–અક્ષરને પામવાનો હતો. હવે અહંતા નાશ પામી છે અને અક્ષર પુરુષમાં માણસ પોતે જીવે છે, હવે કર્મો શા માટે કરવાં? હવે યજ્ઞની પણ જરૂર નથી. છતાં પ્રકૃતિ આપણામાં

વ્યાપી રહેલી છે ત્યાં સુધી કર્મો કદાચ ચાલ્યાં કરે. પણ એ કર્મોમાં હવે કાંઇ હેતુ રહેલો નથી, કર્મો કરવાનો હેતુ માત્ર એટલો જ રહે છે કે પ્રકૃતિ માણસની પરિમિત શક્તિ ઉપર દબાણ કરી તેની પાસે કાર્ય કરાવે છે, એ પ્રમાણે ફરજીઆત કર્મો પ્રકૃતિને લીધે જ કરવાં પડતાં હોય તો જેમ બને તેમ કર્મોને ઓછાં કરી નાંખવા જોઇએ કારણ કે કર્મ અકર્મ બન્ને હવે સરખાં જ થઈ રહે છે. કયું કામ કરવું એ પણ કાંઇ મહત્વની બાબત નથી. અક્ષરપુરુષને પ્રાપ્ત કરીને અર્જુન પોતે કુરુક્ષેત્રનું યુદ્ધ કરે અથવા તો સન્યાસ લઈ લોકોને બોધ આપે તોપણ શું? કર્મ કરવાં એટલું જ આવશ્યક હોય તો પછી યુદ્ધ જ શા માટે? યુદ્ધ જેવાં કાર્યને લીધે તો રજોગુણ વૃદ્ધિ પામવાનો પણ સંભવ છે પણ સાત્વિક કાર્ય કરવામાં તો જરાપણ ગેરલાભની બીક નથી. એ પ્રમાણે કર્મો કરતાં કરતાં જ્યારે દેહ પડે ત્યારે તે મનુષ્ય અનંત બ્રહ્મ સાથે એકતા કરી મોક્ષ પામે.

ઉપર જે આદર્શ દર્શાવ્યો તે જો ગીતાનો અંતિમ બોધ હોય તો પછી ગીતાનો બધો અર્થ જ ફરી જાય અને તેનો હેતુ કદી પણ સિદ્ધ ન થાય. ગીતા તો કહે છે કે કયાં કર્મો કરવાં એ તો મનુષ્યે જાણવું જોઇએ. કર્મો પ્રકૃતિને કરવા દેવાં એટલું જ નહિ પણ કર્મમય જીવન ગુજારવાને ગીતા આગ્રહ કરે છે. અહંતાનો નાશ થયા પછી પણ યજ્ઞનો ભોક્તા બાકી રહે છે.–भोक्तारं यज्ञतपसाम्–હજી પણ યજ્ઞમાં હેતુ રહેલો છે. આપણા અસ્તિત્વનું અંતિમ રહસ્ય અક્ષરબ્રહ્મ નથી. ક્ષર, અક્ષર બન્ને એકજ પુરુષોત્તમનાં સ્વરૂપો છે. પરમાત્મા નિત્ય, અવ્યક્ત, અનંત છે; છતાં પણ અનિત્ય વ્યક્ત સાંત છે, પરમાત્મા પોતે પરમ વ્યક્તિ છે તેમાં સર્વ વ્યક્તિઓ સમાઈ જાય છે; એ પ્રભુ મનુષ્યના રૂપમાં આવિર્ભાવ પામે છે; એ પ્રભુ મનુષ્યનાં હૃદયમાં બીરાજે છે. આપણને જ્ઞાન થાય છે, ત્યારે બધાં પ્રાણીઓ એક અક્ષર આત્મામાં જણાય છે, અને એ અક્ષરદ્વારા પછી પ્રભુમાં સર્વ જગત્ જણાય છે, द्रक्ष्यस्यात्मन्यथो मयि ( અ૦ ૪. શ્લો. ૩૪ ) " આત્મામાં અને પછી મારામાં " જોશે. મનુષ્યની અહંતા, તેનું વ્યક્તિત્વ, સર્વમાં પરમાત્મનાં દર્શન કરતાં તેને અટકાવે છે. કારણકે

વ્યક્તિત્વને વશ થવાથી મનુષ્યને તેના અંશ ભાગનું જ ભાન થાય છે. પ્રભુને પ્રાપ્ત કરવા માટે મનુષ્યે પોતાની ક્ષુદ્ર, પરિમિત અહંતાનો ઉપયોગ કરવાનો નથી. પણ તેણે પોતાનામાં વ્યાપી રહેલા અક્ષર આત્માનો પ્રથમ સાક્ષાત્કાર કરવાની જરૂર છે. જેમાં આખું જગત્ આવી રહેલું છે એ અક્ષરમાં ક્ષરનો સમાવેશ થાય છે; એ અવ્યક્તમાં (Impersonal) વ્યક્તિને સ્થાન છે; શાંત, નિષ્ક્રિય પુરુષ સર્વ કર્મ અને પ્રકૃતિનો આધાર છે, તેમાં પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ જણાય છે. એ પરમાત્મા પુરુષોત્તમ છે તેમાં મોક્ષ થયા પછી પણ કર્મનો યજ્ઞ તે પુરુષોત્તમને અર્પણ કરવામાં આવે છે.

યોગનો ખરો હેતુ અક્ષરબ્રહ્મને પ્રાપ્ત કરવાનો નથી, પરંતુ પુરુષોત્તમ સાથે ઐક્ય કરવાનો છે. આપણા સમગ્ર જીવનને પ્રભુમય બનાવવું, તેમાં સતત્ વસવું, તેની સાથે એક થવું, આપણી ચિત્ત–શક્તિને પ્રભુની ચિચ્છક્તિ સાથે એક કરવી, આપણા ક્ષણિક સ્વભાવને પ્રભુની સનાતન પૂર્ણ પ્રકૃતિની પ્રતિમા રૂપ બનાવવી, વિચારમાં દૈવીજ્ઞાનથી સંચાલિત થવું ઇચ્છાશક્તિ અને કર્મમાં પ્રભુની ઇચ્છાશક્તિને વશ થઈ વર્તવું; પ્રભુના પ્રેમમાં મગ્ન થઈ આનંદ ભોગવતાં કામનાઓને ભૂલી જવી એ જીવનનું પરમ રહસ્ય છે, જીવનનો ખરો હેતુ અને કર્મના યજ્ઞનું સૌથી છેલ્લું પગથીયું છે.

## પ્રકરણ ૧૧ મું.

### "મુક્તકર્મ"

ગીતાની મોટી ભાવના આગલા પ્રકરણમાં જણાવવામાં આવી છે. તે ભાવનાનો ખરેખરો આધાર પુરુષોત્તમની ભાવના ઉપર રહેલો છે, પણ હજી સુધી તે સિદ્ધાંત સ્ફૂટ કરવામાં આવ્યો નથી. એટલે આપણે પ્રથમથી જ એ સિદ્ધાંતને માની લેવાની જરૂર પડી હતી. અત્યાર સુધી શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને ફક્ત સૂચનાઓ આપી દૂર રહે છે. પુરુષોત્તમનો અને અક્ષરબ્રહ્મનો સંબંધ તથા બ્રાહ્મીસ્થિતિ અને સંપૂર્ણ શાંતિ અને સમત્વમાં તેનું સ્થાન વગેરે આડકતરી રીતે દર્શાવવામાં આવ્યાં છે. શ્રી કૃષ્ણ ભગવાન પુરુષોત્તમનું નામ પણ દેતા નથી પણ "પોતાને વિશે બધું કહે છે" "હું" "શ્રી કૃષ્ણ"–"નારાયણ" "નરમાં મનુષ્યમાં વ્યાપી રહેલા દેવ" "સર્વ ભૂત માત્રનો પ્રભુ" "કુરુક્ષેત્રના યુદ્ધમાં અર્જુનનો સારથિ" વગેરે સ્વવાચક શબ્દો શ્રી કૃષ્ણ ભગવાન વાપરે છે.

**द्रक्ष्यस्यात्मन्यथो मयि.**

(અ૦ ૪. શ્લો. ૩૫)

તું બધાં પ્રાણીઓને તારા આત્મામાં અને અંતે મારામાં પણ જોશે એવું શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે અર્થાત્ મનુષ્ય વ્યક્તિત્વમાંથી અવ્યક્ત અક્ષરપુરુષને પામે છે અને તેનાદ્વારા અંતે પુરુષોત્તમ પુરુષને પહોંચે છે. ત્રણ ગુણવાળી માયાને તરીને આત્માને અક્ષરબ્રહ્મમાં સ્થિર કરવાથી મનુષ્ય અંતે દૈવીમાયાને ધારણ કરી દૈવીજીવન ગુજારવાને યોગ્ય થાય છે. ત્યાર પછી કર્મો કરવા છતાં પણ મનુષ્ય બંધનમાં આવતો નથી, નિષ્ક્રિય પુરુષને પ્રાપ્ત કરી મનુષ્ય અંતે આંતર નૈષ્કર્મ્ય પ્રાપ્ત કરે છે અને સર્વ

કર્મો પ્રકૃતિ કરે છે એવો અનુભવ કરતાં ઈશ્વર મનુષ્ય પ્રભુભાવને–પ્રભુતાને પ્રાપ્ત કરે છે અને અસાર પછી કર્મો કરવા છતાં પણ તે બંધનમાં આવતો નથી. ગીતાના અંતિમ રહસ્યની ચાવી પુરુષોત્તમ ભાવ છે. જો એ ભાવ પ્રાપ્ત ન કરી શકાય તો નિષ્ક્રિયબ્રહ્મ પ્રાપ્ત કરી બ્રાહ્મી-સ્થિતિમાં રહેવાથી તો કર્મોનો સમૂળો ત્યાગ થયા વિના રહે નહિ. પુરુષોત્તમ ભાવને જો આપણે સ્થાન આપીએ તો પ્રકૃતિના કર્મોનો ત્યાગ કરી અક્ષરબ્રહ્મ પ્રાપ્ત કરવો એ એક પગથીયું છે, પરંતુ તેનો અંતિમ હેતુ પ્રભુતાની દૈવી પ્રકૃતિ ધારણ કરી જગતમાં કર્મ કરવામાં સમાયલો છે. નિર્ગુણ અક્ષરબ્રહ્મ પ્રત્યે જ દષ્ટિ રાખે તો માણસ જગતનો ત્યાગ કર્યા વિના રહે નહિ. જો પુરુષોત્તમ પ્રત્યે સ્થિર ભાવ રાખે તો આખા વિશ્વને માણસ જીતી લઇને પોતાનું કરે છે. પછી જગત એક જેલખાનું મટી "राज्यं समृद्धम्" "સમૃદ્ધિમય રાજ્ય" થઈ રહે છે. એ રાજ્યને જીતવું હોય તો અહંતાનો નાશ કરો, કામનાઓનાં બંધનો તોડી નાંખો. જે માણસ મુક્ત થાય છે તે स्वराट् અને सम्राट् થાય છે.

યજ્ઞરૂપ કર્મો કરવાથી મોક્ષ મળે છે અને આધ્યાત્મિક સિદ્ધિ પણ પ્રાપ્ત કરી શકાય છે. જનક વગેરે રાજાઓ પ્રાચીન કાળમાં આ યોગનો આશ્રય લઇને જ સિદ્ધિ પામી ગયા હતા. સમત્વયુક્ત, કામના રહિત કર્મો યજ્ઞ રૂપે કરવાથી અને આસક્તિનો સર્વથા ત્યાગ કરવાથી તેઓ જીવન્મુક્ત થઈ શકયા હતા.

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥**

( અ૦ ૩. શ્લો૦ ૨૦ )

એ જીવન્મુક્તદશા પ્રાપ્ત થયા પછી પણ કર્મો કર્યા કરવાં જોઇએ.

**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥**

"લોકસંગ્રહ તરફ નજર કરી તને પણ કર્મ કરવાં ઘટે છે."

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥

(અ૦ ૩. શ્લો૦ ૨૧.)

શ્રેષ્ઠ (આત્મજ્ઞાની કર્મયોગી) પુરુષો જે પ્રમાણે વર્તન કરે છે, તે જ બીજા સામાન્ય લોકો પણ કરે છે. તેઓ જે વાતને પ્રમાણ કરીને માને છે તેને લોક અનુવર્તે છે.

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि॥

(અ૦ ૩. શ્લો૦ ૨૨.)

હે પાર્થ ! મારે પોતાને ત્રણે લોકમાં કાંઇ પણ કર્તવ્ય કરવાનું રહ્યું નથી તેમ જ અપ્રાપ્ય એવી કોઇ વસ્તુ નથી કે જે મારે પ્રાપ્ત કરવાની છે. છતાં પણ હું કર્મ જ કરે જાઉં છું.

અહિં "एव" શબ્દનો ભાર ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. "કર્મમાં જ પ્રવૃત્ત રહું છું" ત્યાગ કરતો નથી એવો અર્થ થાય છે.

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः॥

(અ૦ ૩. શ્લો૦ ૨૩.)

જો હું પોતે સાવધાન રહી કર્મમાં સતત્ પ્રવૃત્ત ન રહું તો મારૂં અનુકરણ સર્વ લોકો ચારે બાજુએ કરવા માંડે અને તેથી

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः॥

(અ૦ ૩. શ્લો૦ ૨૪.)

હું કર્મ ન કરૂં તો આ લોક નાશ પામે અને હું સંકરતા અને વિનાશનો કર્તા થાઉં. આખું જગત્ નાશ પામી જાય. અને બધે વિનાશ થઇ રહે તેનું પાપ મને લાગે.

"सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

( અ૦ ૩. શ્લો૦ ૨૫ )

જે પ્રમાણે અજ્ઞાની લોકો આસક્ત થઇને કર્મમાં પ્રવૃત્ત થાય છે તે પ્રમાણે જ્ઞાની પુરુષે લોકસંગ્રહને અર્થે આસક્તિ રહિત થઇને કર્મો કરવાં જોઇએ.

" न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥

( અ૦ ૩. શ્લો૦ ૨૬ )

અજ્ઞાની અને કર્મના ફળમાં જેઓ આસક્ત છે તેવા માણસોના મનમાં જ્ઞાની માણસે બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહિ. તેમને તો બધાં કર્મો કરવામાં દોરવા અને પોતે યોગમાં યુક્ત થઇને જ્ઞાનપૂર્વક કર્મો કરવાં. આ સાત શ્લોકો ગીતામાં સૌથી વધારે અગત્યના છે.

પણ ઉપર જણાવ્યા તે શ્લોકોનો અર્થ શો થાય છે તે આપણે સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. કારણકે આજકાલના ઘણા લોકોની વૃત્તિ પોતાને ફાવતું હોય તેટલું શોધી લેવાની છે, એટલે તેઓ ધર્મશાસ્ત્ર-માંથી પણ સમાજસેવા, મનુષ્યજાતિના ભલા માટે મહેનત કરવી વગેરે બાબતોને ટેકો મળે તેવા ભાગો ફાવે ત્યાંથી ઉપાડી લે છે, પણ એ બધાં કાર્યોમાં પણ અનેક વસ્તુઓ પ્રત્યે તેઓ આસક્તિ રાખે છે. ગીતામાં પરોપકાર વૃત્તિને ઉત્તેજન આપે એવાં કાર્યો કરવાની સંમતિ ઉપલા શ્લોકોથી મળે છે, એમ કેટલાક લોકો માને તો તે ભૂલ છે. એમાં તો પ્રભુ સાથે આધ્યાત્મિક એકતા કરવાની અગત્ય ગીતા જણાવે છે. જગત્ સાથે પણ એકતા કરવાનું કહેવામાં આવે છે, કારણકે પરમાત્મા જગત્‌માં રહે છે અને જગત્ પ્રભુમાં રહેલું છે. વ્યક્તિએ સમાજને આધીન રહેવું એટલું જ ગીતા કહેવા માંગતી નથી અથવા તો વ્યક્તિએ સમાજમાં ગૌણ રહેવું એટલો ગીતાનો સાર નથી,

પરંતુ પ્રભુતામાં વ્યક્તિનો લય કરવો એ તેનું તાત્પર્ય છે. અહંતાને પ્રભુની વેદી ઉપર હોમી દઈ પ્રભુમયજીવન ગાળવું એ ગીતાનો બોધ કેવળ નૈતિક નથી પણ આધ્યાત્મિક છે. આજકાલના લોકોની બુદ્ધિ અહંતાનો ત્યાગ કરવા તરફ વળેલી છે ખરી, પરંતુ હજુ સુધી તે સ્વાર્થી અને હિસાબ ગણનારી છે—હજી તે બુદ્ધિપ્રધાન છે. દેશભક્તિ; મનુષ્યસેવા, મનુષ્યજાતિની સેવાનો ધર્મ, વગેરે આદર્શો ઘણા સારા છે, તેમનાથી માણસ વ્યક્તિગત, સામાજિક, અથવા તો પ્રજાકીય અહંતામાંથી કદાચ છૂટી શકે, અને પોતાની એકતા સર્વ જોડે સાધી શકે. અલબત, એ પ્રકારની એકતા, આધ્યાત્મિક એકતા સિવાય પૂર્ણ તો કદી થઈ શકે નહિ. પણ ગીતા તો આપણને તેનાથી પણ ઉંચે ઉડવાને સંબોધન કરે છે. ઉપર જણાવ્યા તે આદર્શો તો માત્ર પગથીયાની ગરજ સારે છે.

હિંદુસમાજનુ વલણ પહેલેથી સમાજમાં વ્યક્તિને ગૌણ સ્થાન આપવાનું છે, તોપણ આર્યાવર્તની ધાર્મિક અને આધ્યાત્મિક વૃત્તિ પહેલેથી વ્યક્તિપ્રધાન અને સ્વતંત્રતા પ્રિય છે. એટલે ગીતા જેવા પ્રતિભાશાળી પુસ્તકમાં, વેદમાં સ્વરાટ્નો જે આદર્શ વ્યક્તિને માટે મૂકવામાં આવ્યો હતો તે ભૂલાઈ જવાનો સંભવ નથી. વેદના આદર્શ પ્રમાણે દરેક માણસે સ્વરાટ્ અને ઋષિ થવું જોઇએ. વ્યક્તિનો આદર્શ પોતાનાં બંધનો તોડી પર જવું એવો હતો, પણ તે જનસમાજમાં પોતાનું અસ્તિત્વ ભૂલી જઇને નહિ, પરંતુ પોતાનામાં પ્રભુતા પ્રગટાવીને. ગીતા જે સિદ્ધાંત આપે છે તે સામાન્ય માણસ માટે નહિ પરંતુ સૌથી વધારે આગળ વધેલા મનુષ્ય માટે છે—આગળ વધેલા એટલે લડવૈયા કે ભણેલા નહિ પરંતુ જેમણે પોતાનું અસ્તિત્વ અને સ્વભાવ—પ્રભુને અર્પણ કરી દીધા છે તેમને માટે છે.

ગીતામાં જે યોગ કહેવામાં આવ્યો છે તેનો હેતુ એ છે કે ત્રિગુણ-મયી માયામાંથી માણસે પ્રભુની સાથે અસ્તિત્વમાં અને સ્વભાવમાં એકતા કરવી. જ્યારે એ બ્રાહ્મીસ્થિતિને મનુષ્ય પ્રાપ્ત કરે છે અને અહંતાને ભૂલી જઈ પોતાની જાત અને જગતને જૂદાં જોતો નથી પરંતુ સર્વ પોતાનામાં જુવે છે—સર્વ પ્રભુમાં જુવે છે ત્યાર પછી તે ક્યાં કર્મ કરશે? એવા માણસનાં કર્મોનો સ્વાર્થી કે પરમાર્થી કયો હેતુ રહે છે? અર્જુન

ઉપર જણાવ્યો તે પ્રશ્ન પૂછે છે પરંતુ શ્રીકૃષ્ણ એનો ઉત્તર જૂદા દષ્ટિબિન્દુથી આપે છે. એવા મુક્ત માણસને કર્મ કરવાનો હેતુ, ઇચ્છાઓ અથવા કામનાઓ વગેરે હોઈ શકે નહિ, કારણ કે તેમનો તો સંપૂર્ણ ત્યાગ કરવામાં આવ્યો છે. એવા માણસનાં કાર્યમાં નીતિનું પાલન કરવાનો હેતુ પણ હોઈ શકતો નથી કારણ કે ત્રણ ગુણથી પર થવાનો તેનો આદર્શ હોવાથી નીતિ–અનીતિ પણ તેને કાર્યમાં પ્રેરતી નથી. પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરવાના હેતુથી કર્મો કરવાની અગત્ય પણ હવે રહી નથી. કારણ કે હવે તો સિદ્ધિ થઈ ચૂકી છે. શ્રીકૃષ્ણ ભગવાન ઉત્તરમાં કહે છે કે તેનો હેતુ માત્ર એટલો જ હોય છે કે લોકસંગ્રહ કરવો, મનુષ્યજાતિને ટકાવી રાખવી. **चिकीर्षुर्लोकसंग्रहम्** । મનુષ્યજાતિની પ્રગતિ થયા કરે છે, અને આખો સમાજ કદી પણ નાશ પામતો નથી, પરંતુ પ્રભુ પોતે તથા જગતના ઉત્તમોત્તમ માણસો પોતાના દૃષ્ટાંતથી સમાજનું જીવન ટકી રહે એવાં તત્ત્વો શીખવે છે તેથી સમાજ ટકી રહ્યો છે, મનુષ્યજાતિ જીવે છે. જે માણસો સમાજને મોખરે ચાલતા હોય છે; તથા જેઓ ઉત્તમ હોય છે તેઓ સમાજના સ્વાભાવિક નેતાઓ હોય છે. કારણ કે તેઓ પોતાના દૃષ્ટાંતથી માર્ગ દર્શાવે છે એટલું જ નહિ પરંતુ જનસમૂહે પોતાની સમક્ષ કેવા આદર્શો રાખવા તે પણ તેઓ બતાવે છે. જે માણસ પોતે પ્રભુભાવને પ્રાપ્ત થયો છે તેને કયું ઉદાહરણ આપી શકાય? તે પોતે કયો આદર્શ પોતાની દૃષ્ટિ સમક્ષ રાખશે?

અર્જુન પોતાના વિચારોને બરાબર સમજી શકે તેટલા માટે શ્રીકૃષ્ણ ભગવાન પોતાનું દૃષ્ટાંત તેને આપે છે. તે અર્જુનને કહે છે "હું પણ કર્મમાં પ્રવૃત્ત રહું છું. તે માર્ગે બધા માણસો જાય છે, તારે પણ કર્મનો માર્ગ જ અનુસરવો જોઇએ. જે પ્રમાણે હું વર્તન કરું છું તે પ્રમાણે તારે પણ વર્તન કરવું જોઇએ. મારે કર્મ કરવાની આવશ્યકતા નથી, છતાં પણ હું કર્મ કરું છું હું પોતે ઈશ્વર છું, મને ઇચ્છાઓ નથી છતાં પણ હું કર્મ કરું છું. તારાં કર્મનો આધાર પણ એવો જ હોવો જોઇએ. હું તારો આદર્શ છું. હું મનુષ્યોને આદર્શ બતાવું છું. હું પોતે તારો માર્ગ અને તારો અંતિમ પ્રાપ્ય છું. માણસો મારો માર્ગ જાણતા નથી, તેઓ

હું કાર્ય કરું છું તેને સમજતા નથી. જ્યારે તું મુક્ત થાય ત્યારે તું પણ વ્યક્તિત્વ દ્વારા પ્રભુમયજીવન ગાળવાને તૈયાર થજે. જે પ્રમાણે હું અવતાર રૂપે જગતને દૃષ્ટાંત આપું છું તે પ્રમાણે તું મનુષ્ય રૂપે પ્રભુમયજીવન ગાળ. સામાન્ય માણસો અજ્ઞાનમાં રહેલા હોય છે. મુક્તપુરુષ પ્રભુમાં—જ્ઞાનમાં—સદૈવ રહે છે. પરંતુ જગતનો ત્યાગ કરીને તેણે મનુષ્યજાતિ પાસે ભયંકર દૃષ્ટાંત મુકવું જોઇએ નહિ. કર્મનો જે તંતુ હું વણી રહ્યો છું તેને કાપી નાંખવો એ હિતકારક નથી. મનુષ્યજાતિની આખી સૃષ્ટિ મેં એવી રીતે ગોઠવી છે કે તેમાં મનુષ્યો અધોગતિમાંથી ઉન્નતિ કરી શકે. તેના પહેલા પગથીયાઓનો તિરસ્કાર કરવો યોગ્ય નથી. પ્રભુમયજીવન ગાળનાર મુક્ત માણસ સર્વ કર્મો કરી શકે છે. વ્યક્તિનાં, સમાજનાં, બુદ્ધિનાં, હૃદયનાં શરીરનાં બધાં કાર્યો એવાં છે—એને પોતાને માટે નહિ પરંતુ પ્રભુને માટે—જગતમાં વ્યાપી રહેલા, સર્વમાં વ્યાપી રહેલા, પ્રભુને માટે તેણે કર્મો કરવાં જરૂરનાં છે. કારણકે ધીમે ધીમે બધાં મનુષ્યો અંતે પ્રભુને કર્મમાર્ગ દ્વારા પ્રાપ્ત કરી શકે. મુક્ત માણસના કર્મોમાં અને સાધારણ માણસના કર્મોમાં બહારથી દેખાઈ આવે એવો કશો ફેર હોતો નથી. પરંતુ તેમની આંતરદશા અને ભાવના તદ્દન જૂદી હોય છે. ક્રમે ક્રમે ઊંચો માણસ પોતાના દૃષ્ટાંતથી બીજાઓને પોતાના જેવા થવા માટે આકર્ષણ કરે છે. મુક્ત માણસ મનુષ્યજાતિના સમૂહોને ઉંચકવાની ગરગડીના જેવો છે.

અહિં ભગવાન પોતાનું અવતારરૂપી દૃષ્ટાંત મુક્ત માણસને માટે આદર્શ તરીકે મૂકે છે, તેનો અર્થ ઘણોજ ઉંડો છે, કારણકે ગીતાનો મુક્તકર્મોનો સિદ્ધાંત અહિં આપણને સ્પષ્ટ જણાય છે. ગીતાના સિદ્ધાંત પ્રમાણે મુક્ત માણસ કયો ગણી શકાય ? ઉત્તરમાં આપણે કહીશું કે જે માણસ પ્રભુત્વ પામવાને સમર્થ થયો હોય છે અને જે પ્રમાણે પ્રભુ અવતારરૂપે કર્મ કરે છે તેવી રીતે મુક્ત માણસ પણ કર્મ કરવાને તૈયાર હોવો જોઇએ. પણ પ્રભુત્વ એટલે શું ? પ્રભુની દૈવી પ્રકૃતિ કોને કહેવાય ? એનો સમાવેશ અક્ષર, નિષ્ક્રિય, અવ્યક્ત ( Impersonal ) બ્રહ્મમાં થઈ જતો નથી કારણકે કેવળ બ્રહ્મજ્ઞાનના સાક્ષાત્કારથી માણસને કર્મ રહિત

થવાને પરિણામે જે શાંતિ મળે છે તેવી શાંત સ્થિતિ પ્રાપ્ત થાય છે. પ્રભુત્વ ક્ષરબ્રહ્મમાં પણ ન જ સમાઈ શકે, કારણકે તેમાં પુરુષ પ્રકૃતિને વશ વર્તે છે. પુરુષોત્તમ બ્રહ્મની દૈવીપ્રકૃતિમાં–દૈવીમાયામાં–ક્ષર અને અક્ષર બન્નેનો સમાવેશ થઈ જાય છે. પુરુષોત્તમ બ્રહ્મ પોતે ક્ષરની પેઠે કર્મમાં પ્રવૃત્ત થતો નથી કારણકે તે પ્રકૃતિથી પર હોય છે. અને પોતાની શક્તિ, માયા, પ્રકૃતિદ્વારા કાર્ય કરે છે, પણ તેનાથી પર હોય છે. તે પોતે એને વશ થતો નથી. તે પોતે ત્રણ ગુણો થી પર થઈ શકે છે, અને મન, પ્રાણ શરીરમાંથી તેના કાર્યને છૂટું પાડી શકે છે. " **कर्तारमकर्तारम्** " અકર્મ રહેનાર કર્મનો કર્તા–પ્રભુ છે. " ચારે વર્ણોને મેં ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે બનાવી છે–તે બધાંનો કર્તા અને અવ્યય અકર્તા એવો મને જાણ." **न मां कर्माणि लिंपन्ति न मे कर्मफले स्पृहा।** ( અ૦ ૪. શ્લો૦ ૧૪ )–મને કર્મો લેપન કરી શકતાં નથી અને મને કર્મના ફળની પણ સ્પૃહા નથી.

પરંતુ પ્રભુ પોતે નિષ્ક્રય, અક્ષર, સાક્ષી રૂપ જ હોય છે એવું નથી. વિશ્વની એકે એક ક્રિયામાં પ્રભુ વ્યાપી રહેલો છે, તેમાં એની ભાવના અને શક્તિ વ્યાપી રહેલી હોય છે, એની જ્ઞાનશક્તિ પ્રમાણે આખું જગત્ ચાલે છે.

પણ જગત્‌ની ક્રિયાત્મક શક્તિથી પર, પુરુષોત્તમ, ગુણોથી પણ પર છે " **निर्गुणोगुणी** " તે પોતે પ્રકૃતિના કોઇ પણ ગુણોથી બંધાતો નથી. અને ગુણોનો સરવાળો કરવાથી તેનું સ્વરૂપ જાણી શકાતું નથી. તે પોતે જ સર્વ પ્રકૃતિના ગુણોનો કર્તા છે. અને પોતાની સ્વેચ્છાએ ચાહે તે ગુણને ઉત્પન્ન કરે છે એ પોતે અનંત સચ્ચિદાનંદ છે. પણ તે પોતે કેવળ અક્ષર બ્રહ્મ નથી. કેવળ ચૈતન્યરૂપ જ નથી, પરંતુ આદિ એક અસ્તિત્વને ધારણ કરનાર પરમાત્મ સ્વરૂપ જ છે. તે એક વ્યક્તિ છે અને વ્યક્તિની પેઠે સર્વ માનુષી સંબંધો બાંધી શકે છે એ પોતે સખા છે, મિત્ર છે, પ્રિયજન છે, ગુરુ છે, પ્રભુ છે, નાથ છે, છતાં સર્વ સંબંધોથી પર સ્વતંત્ર છે. મુક્ત માણસ પણ પોતાની સિદ્ધિના પ્રમાણમાં એવો જ થઈ શકે છે. પોતાના વ્યક્તિત્વમાં અવ્યક્ત ( impersonal ) અને ગુણોમાં નિર્ગુણી થઈ જાય છે. સર્વ સંબંધોમાં રહેલો હોવા છતાં કોઇ પણ વ્યક્તિ કે

સમાજના સંબંધથી તે બંધાઈ જતો નથી. તે પોતે તો સ્વતંત્ર જ રહે છે, ધર્મનું અનુસરણ કરતો દેખાય છે, તોપણ ધર્મથી બંધાતો નથી. રજોગુણી મનુષ્યને કર્મ પ્રત્યે જે પક્ષપાત હોય છે તે, અથવા તો સત્વગુણી સન્યાસીને શાંતિ અકર્મ વગેરે માટે જે મોહ હોય છે તે બન્નેમાંથી એક પણ સંપૂર્ણ આદર્શ નથી. એ પૂર્ણતા તો પુરુષોત્તમ સ્વરૂપમાં રહેલી છે જેમાં ક્ષર, અક્ષર, કર્મ, જ્ઞાન વગેરેના વિરોધો લય પામી જાય છે.

રજોગુણપ્રધાન પ્રકૃતિવાળા માણસોને જ્યાંસુધી પોતાના સ્વભાવને અનુકૂળ વિશ્વજીવન-પ્રકૃતિનાં કરણોનો જેમાં સંપૂર્ણ ઉપયોગ થાય એવું જીવન-જગતમાં ગાળવાનું મળે નહિ ત્યાંસુધી તેને કદી સંતોષ થતો નથી. એવા માણસો તો હમેશાં કહે છે કે અમારો પૂર્ણતાનો આદર્શ એવો છે કે જ્યાંસુધી આખી મનુષ્યજાતિ પૂર્ણતાને પામે નહિ, જ્યાંસુધી મનુષ્યની અંદર જે દૈવી-શકયતાઓ રહેલી છે, તે બહાર વિકાસ પામે નહિ, ત્યાં સુધી અમે સંતોષ પામી શકીએ નહિ. મનુષ્યને જે જૂદાં જૂદાં કારણો, જૂદી જૂદી ઇન્દ્રિયો આપેલી છે, તેનો ઉપયોગ હોવો જ જોઇએ. તેની બાહ્ય સંપૂર્ણતા કયાંથી હોઈ શકે? દરેક માણસને એનો પોતાનો સ્વભાવ લાગેલો હોય છે, અને એની પૂર્ણતા માટે પણ એ સ્વભાવ સાધનભૂત હોવો જોઇએ. **દરેક માણસે તેના સ્વભાવને અનુસરીને પૂર્ણતાને પામવા પ્રયાસ કરવો જોઇએ. તે સ્વભાવનું અનુકરણ જીવનમાં રહીને થવું જોઈએ-જીવનનો ત્યાગ કરીને નહિ.**

ગીતા કહે છે કે એ દલીલમાં સત્ય રહેલું છે. આદર્શની સંપૂર્ણતા તો ત્યારે જ થઈ ગણાય કે જ્યારે મનુષ્યમાં પ્રભુત્વ પ્રગટે, અને જીવનમાં પ્રભુનો આવિર્ભાવ થાય. પણ એ આદર્શ કેવળ બાહ્યજીવનમાં તમે શોધશો તો તમને તે જડશે નહિ, તમે ભૂલા પડશો, કારણ કે તમે પ્રકૃતિ પ્રમાણે વર્તન કરશો, એના ગુણોને વશ થશો અને દ્વંદ્વના પાશમાં સપડાશો-અને ખાસ કરીને રજોગુણની સાંકળ રૂપ કામનાઓ-વાસનાઓ તમને છોડશે નહિ-વાસનાઓને જરા પણ સ્થાન મલ્યું તો ક્રોધ, શોક, આસક્તિ, વગેરે ઉભાં થશે અને ગીતામાં કહ્યા પ્રમાણે **कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च।** (અ૦ ૩. શ્લો૦ ૩૯) "વાસના-કામનાઓ રૂપી દુષ્પૂર

ન બુઝાવી શકાય એવા દાવાનળથી જ્ઞાન આચ્છાદિત થઈ ગયું છે" વળી કામ ક્રોધનું વર્ણન કરતાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે **आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्य वैरिणा।** ( અ૦ ૩. શ્લો૦ ૩૯ ) "જ્ઞાનીઓના નિત્ય-વૈરી રૂપ કામનાથી જ્ઞાન ઢંકાઈ ગયું છે." જેવી રીતે **धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च।** ( અ૦ ૩. શ્લો૦ ૩૮ ) ધૂમાડાથી જેમ અગ્નિ ઢંકાઈ જાય છે અથવા તો કચરાથી જે પ્રમાણે આરસી ઢંકાઈ જાય છે તે પ્રમાણે કામનાઓથી જ્ઞાન ઢંકાઈ ગયું છે તેટલા માટે પ્રથમ તેનો નાશ કરી શુદ્ધ, સમ, સાત્વિક આત્મભાવમાં રહેતાં શીખવું જોઈએ. તે કામનાઓ કયાં રહે છે? **इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते।** ( અ૦ ૩. શ્લો૦ ૪૦ ) ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ એનાં રહેઠાણ છે. તેનાથી આપણામાં અપૂર્ણતા આવી જાય છે. માટે એમાં જ પૂર્ણતા શોધવાથી તમને કદી પૂર્ણતા મળશે નહિ. તમારો એ પ્રયત્ન વ્યર્થ છે. રજોગુણી, કર્મપ્રધાનવૃત્તિમાં નિવૃત્તિ–આત્માની નિવૃત્તિ, નિષ્ક્રિયતા ઉમેરો, તેને પ્રાપ્ત કરો. પ્રકૃતિના ત્રણે ગુણોથી પર થવાનો પ્રયત્ન કરો, આત્મામાં સ્થિર થાઓ. જ્યારે આત્માની અનંત શાંતિ મેળવશો ત્યારે મુક્ત અને દૈવીકર્મો કરી શકશો.

નિવૃત્તિપરાયણ અને ત્યાગવૃત્તિવાળા માણસને જીવન અને કર્મ જ્યાં જ્યાં અને ત્યાં ત્યાં અપૂર્ણ જ દેખાયા કરે છે. શું કર્મ અને સંસાર બંધનરૂપ નથી? સ્વભાવ અપૂર્ણ હોવાથી બધાં કર્મો પણ અપૂર્ણ રહી જતાં નથી? કર્મ કરવાનો મૂળ આવેશ જ રજોગુણમાંથી ઉત્પન્ન થતો નથી? રજોગુણમાંથી જ ઇચ્છાઓ થાય છે, તેનાથી જ જ્ઞાન ઢંકાઈ જાય છે તેનાથી દ્વંદ્વો–સુખ, દુઃખ, હર્ષ શોક–વગેરે માણસને પીડે છે. પ્રભુ જગત્‌માં છે, પણ તે જગતનો નથી; પ્રભુ સંપૂર્ણ ત્યાગનો અધિષ્ઠાતા છે, કાંઇ કર્મનો નિર્માતા અને ભોક્તા નથી. આપણાં કર્મોનો ખરો પ્રભુ વાસનાઓ–કામનાઓ છે, અને કર્મોનું કારણ અજ્ઞાન છે. જગત્‌માં ક્ષર-પુરુષ રૂપે પરમેશ્વર લીલા કરે છે તે પણ સંપૂર્ણ લીલા નથી. એ સત્ય તો જગત્ પ્રત્યે દૃષ્ટિ નાંખતાં આપણને એકદમ સ્પષ્ટ જણાઈ આવે છે. જગત્ તો અજ્ઞાનને લીધે ચાલી રહેલી ઘટમાળાના જેવું છે, તેમાંથી

આત્મા વારે વારે જન્મ મરણના ફેરામાં આવ્યા કરે છે, કામનાઓનો ત્યાગ કરવો એટલું જ બસ નથી–કર્મનો સુદ્ધાં ત્યાગ કરવો જોઇએ, ત્યાર પછી જ શાંતિ અને નિવૃત્તિની નિષ્ક્રિયતામાં સ્થિત થઈ આત્મા કેવળ અક્ષરબ્રહ્મમાં લય પામી જાય. ઉપરની દલીલોનો ઉત્તર આપતાં ગીતા જરા મુશ્કેલીમાં આવી પડે છે, કારણકે એમાં રજોગુણી માણસની દલીલો કરતાં વધારે સત્ય સમાયલું છે. છતાં એ સિદ્ધાંતથી રજોગુણીવૃત્તિ કરતાં વધારે નુકશાન થવાની બીક છે. એનાથી મનુષ્યજાતિની પ્રગતિને ધોકો પહોંચવાનો ભય છે. જ્યારે એકદેશીય સત્યને માણસો વળગી રહી ઝનુસ્સાદાર ભાષામાં તેને મૂકે છે ત્યારે તેનાથી સત્યની જ્યોત જેટલી પ્રકાશે છે તેટલો જ અંધકારનો છાયો પણ તેમાં રહેલો હોય છે. રજો-ગુણી માણસની ભૂલ થાય તો તેને વારેવારે અવતાર લઈ જન્મમરણના ફેરામાં વધારે રહેવું પડે એટલો જ ગેરલાભ તેના માર્ગમાં રહેલો છે પણ નિવૃત્તિપ્રધાન ત્યાગીના આદર્શમાં તો, ગીતાના મત પ્રમાણે, આખા જગતનો નાશ થઈ જવાનો ભય છે. શ્રીકૃષ્ણ ભગવાન પોતે પણ કહે છે કે જો હું પોતે કર્મનો ત્યાગ કરવાના સિદ્ધાંત પ્રમાણે વર્તન કરું તો **संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥** ( અ૦ ૩ શ્લો૦ ૨૪ ) હું જગતમાં અવ્યવસ્થાનો કર્તા થાઉં અને આખી મનુષ્યજાતિનો નાશ કરનારો ગણાઉં. કદાચ એક માણસના ત્યાગથી જગતનો નાશ ન થાય તોપણ ઘણો બુદ્ધિભેદ તો જનસમાજમાં ઉપસ્થિત થયા વિના રહે નહિ. અને તેથી મનુષ્યજાતિની પ્રગતિમાં અડચણ આવે.

ઉપર જણાવ્યાં તે કારણોને લીધે નિવૃત્તિ અને ત્યાગ એ બન્ને વૃત્તિઓને માણસે જીવવી જોઇએ અને એમની અપૂર્ણતાઓ જાણવી જોઇએ. એ ભાવનામાં મનુષ્યમાં રહેલું પ્રભુત્વ અને સ્વકર્મમાં પ્રભુનું સર્વવ્યાપી સ્વરૂપ ઉમેરાવું જોઇએ. પ્રભુ કેવળ અક્ષર, શાંતિમય, નિર્ગુણ, નથી, પણ કર્મમાં પણ તે છે. અક્ષર પુરુષની નિષ્ક્રિયતા અને પ્રકૃતિથી તેની નિર્લિપ્તતા તેમજ આત્માના આવિર્ભાવ માટે કર્મ પ્રત્યે તેની અનિ-વાર્ય પ્રવૃત્તિ, એ બન્ને વૃત્તિઓ જગત્ રૂપ મહાન્ યજ્ઞ–પુરુષ યજ્ઞ–ચાલે તે હેતુથી જ અસ્તિત્વમાં રહે છે. એ બન્ને વૃત્તિઓ એક બીજાનો કેવળ

વિરોધ કરનારી નથી પણ પ્રભુના આવિર્ભાવની જૂદી જૂદી અને અન્યો-ન્યની પોષક વૃત્તિઓ છે. પુરુષોત્તમ સ્વરૂપમાં એ બન્નેની પૂર્ણતા સમાયલી છે. ગીતામાં અવતારધારી શ્રીકૃષ્ણ રૂપે પુરુષોત્તમ પ્રભુ અર્જુનને સંબોધે છે. મુક્ત માણસ પણ પ્રભુ જે પ્રમાણે કર્મો કરે છે તે પ્રમાણે દૈવીપ્રકૃતિ મેળવી કર્મો કરે છે, તે કદી અકર્મ થતો નથી. અજ્ઞાનના અંધકારમાં અને જ્ઞાનની જ્યોતમાં પ્રભુ મનુષ્યજાતિમાં કાર્ય કરી રહ્યો છે. એ પ્રભુને જાણવો એ આપણો અંતિમ ધ્યેય છે, પણ તેને કેવળ નિષ્ક્રિય રૂપમાં, નિર્ગુણ સ્વરૂપમાં જાણવો એ સંપૂર્ણ સત્ય નથી.

"મારો અવતાર અને મારાં કર્મો દિવ્ય છે એવું જે જાણે છે," અર્થાત્ અહંતા અને કામના રહિત હોવાથી અને દૈવીપ્રકૃતિથી તે બધાં દિવ્ય છે એવું જે જાણે છે તે કર્મોથી બધાતો નથી. માણસને આખરે મોક્ષ મેળવીને, જન્મમરણથી રહિત થવું હોય તોપણ પુરુષોત્તમનો સાક્ષાત્કાર જરૂરનો છે. ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે :-

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥
(અ० ૪. શ્લો. ૯)

"હે અર્જુન! જે માણસ મારો જન્મ અને મારાં કર્મો દિવ્ય છે એવું જાણે છે, તે દેહનો ત્યાગ કરીને પુનર્જન્મને પ્રાપ્ત કરે છે,' અર્થાત્ તે માણસ પોતાનું પ્રભુત્વ જાણીને મુક્ત દશાને પામે છે. પ્રથમ તે પ્રભુનો જન્મ અને કર્મ દિવ્ય છે એમ જાણે છે અને અંતે પોતે પણ શરીર પ્રાણ મન વગેરેથી મુક્ત છે એવો સાક્ષાત્કાર કરી પ્રભુ જોડે એકતા પામે છે, અને જન્મ મરણથી છૂટી મને પ્રાપ્ત કરે છે ' अजोऽपि सन्नव्ययमात्मा ' એ જ્ઞાન વડે તે માણસ અજ, અવ્ય, આત્મસ્વરૂપ મને પ્રાપ્ત કરે અને પોતાના ચૈતન્ય સાથે મારૂં ચૈતન્ય એક કરે છે અને भूतानामिश्वरो ऽपिसन् જો કે હું ભૂત માત્રનો ઇશ્વર છું તોપણ મારી પોતાની દૈવીપ્રકૃતિનો આધાર લઇને હું આત્મમાયાશક્તિ વડે અવતાર ધારણ કરૂં છું. મનુષ્ય પણ દૈવીપ્રકૃતિ પ્રાપ્ત કરી ભૂત માત્રના પ્રભુ જોડે એકતા કરી, તે એકતામાં સ્થિર થઈ દિવ્ય કર્મો કરે છે.

## પ્રકરણ ૧૨ મું.

### અવતાર અને દિવ્યકર્મ.

૧.

#### શક્યતા.

આગલા પ્રકરણમાં જે યોગને વિશે કહેવામાં આવ્યું તે યોગની પ્રણાલીમાં કર્મ અને જ્ઞાન બન્ને એક થઈ જાય છે. એ યોગમાર્ગમાં જ્ઞાનપૂર્વક કર્મોનો યજ્ઞ કરવાનો છે, અને કર્મો જ્ઞાનમાં સંપૂર્ણતા પામે છે, અર્થાત્ જ્ઞાનના પાયા ઉપર કર્મો રચવામાં આવે છે. એ યજ્ઞ પુરુષોત્તમ સ્વરૂપ પરમાત્માને અર્પણ કરવાનું કહેવામાં આવ્યું છે. તે પુરુષોત્તમ આપણા પોતાના અંતરમાં નારાયણ સ્વરૂપે આવિર્ભાવ પામે છે. અર્થાત્ તે આપણા અસ્તિત્વનો, કર્મોનો સ્વામી છે અને કોઇ વાર અવતાર રૂપે બાહ્યજગતમાં મનુષ્યસ્વરૂપ પણ તે ધારણ કરી શકે છે. શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને વાતમાં ને વાતમાં કહી ગયા છે કે "આ યોગ ઘણો પ્રાચીન છે અને પૂરાતન કાળમાં મેં પોતે વિવસ્વાન-સૂર્યને તે કહ્યો હતો, વિવસ્વાને મનુને કહ્યો, અને મનુએ ઇક્ષ્વાકુને આપ્યો. એ પ્રમાણે રાજર્ષિઓમાં પરંપરાથી ચાલતો આવેલો આ યોગ કાળે કરીને નષ્ટ થયો. હું અત્યારે તે જ યોગનો તને બોધ કરૂં છું, કારણ કે તું મારો ઇષ્ટ છે, મિત્ર છે, સખા છે, આ પ્રમાણે જે વિચારો યોગને વિશે શ્રીકૃષ્ણ ભગવાને દર્શાવ્યા છે તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે બીજા યોગમાર્ગના કરતાં આ યોગ ઉત્તમ છે, કારણ કે અન્ય માર્ગદ્વારા વિશિષ્ટ દેવતાની પ્રાપ્તિ થાય છે અથવા તો અક્ષરબ્રહ્મની નિષ્ક્રિય શાંતિ પ્રાપ્ત થાય છે, જ્યારે આ માર્ગે જતાં સંપૂર્ણ અને સમગ્ર ગૂહ્યજ્ઞાન મળે છે. આ માર્ગે દૈવી-શાન્તિ, દિવ્યકર્મો અને દિવ્યજ્ઞાન, ભક્તિની પરાકાષ્ટા સઘળાં એકતામાં લય પામેલાં હોય છે. જ્ઞાન, કર્મ અને ભક્તિની ઉચ્ચમાં ઉચ્ચ

સ્થિતિ આ યોગમાં શકય છે. માણસની બધી શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવાની અગત્ય સ્વીકારી આ યોગ તેમને એક કરવાનો માર્ગ બતાવે છે. જે પ્રમાણે પ્રભુના સ્વરૂપમાં સર્વ વ્યકત જગતના–જૂદાં જૂદાં સ્વરૂપો એકતાને પામે છે તે જ પ્રમાણે સર્વ યોગમાર્ગો પણ આ માર્ગમાં એકતાને પામે છે. કેટલાક લોકો ગીતામાં ચિત્તશુદ્ધિ અર્થે કરવામાં આવતો કર્મયોગ કહેવામાં આવ્યો છે એવું માને છે પણ તે બરાબર નથી, કારણ કે તે યોગમાર્ગમાં કર્મોનો ઉપયોગ થઈ રહેતાં તેમનો ત્યાગ કરવાનો હોય છે, પરંતુ અહિં જે યોગ કહ્યો છે તે સર્વ યોગમાર્ગનો સમન્વય કરનાર સંપૂર્ણ અધ્યાત્મયોગ છે અને તે યોગ દ્વારા માણસની વિવિધ શક્તિઓને પ્રભુ પ્રત્યે વાળીને ઉન્નત બનાવવામાં આવે છે.

અર્જુનને શંકા થાય છે કે શ્રીકૃષ્ણ ભગવાન ( સ્થૂલસ્વરૂપ ) તો હમણાં જ જન્મ્યા છે તે છતાં વિવસ્વાન–સૂર્ય ભગવાનને તેમણે આ યોગ કેવી રીતે શીખવ્યો ? કારણ કે વિવસ્વાન તો સૂર્યવંશના આદિ પુરુષ છે અને વિશ્વની એક આદિ વિભૂતિ છે. શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં સર્વ પ્રાણી માત્રના હૃદયમાં પ્રભુ પોતે બિરાજી રહેલો છે અને તે સર્વ જ્ઞાનનો આપનાર છે એવો તાત્ત્વિક વિચાર આપતા નથી. પ્રભુએ પોતે તે જ્ઞાન સૂર્યદેવને આપ્યું અને તે દેવ આંતર તેમજ બાહ્ય બન્ને પ્રકારના જ્ઞાનનો પ્રેરક છે–ગાયત્રીમંત્રમાં જણાવ્યું છે કે " સવિતા–સૂર્યદેવનું વખાણવા લાયક તેજ ( જ્ઞાન ) આપણી બુદ્ધિને ( જ્ઞાનના માર્ગમાં ) પ્રેરે છે." એ પ્રમાણે સૂર્યને જ્ઞાનનો પ્રેરક ગણવામાં આવ્યો છે. શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને આગળ એકવાર મુક્ત પુરુષને કર્મ કરવાનો બોધ આપતાં જે પ્રમાણે પોતાની જાતને દૃષ્ટાંત તરીકે આગળ મૂકી હતી—

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**

( અ૦ ૩. શ્લો૦ ૨૨ )

હે અર્જુન ! મારે ત્રણે લોકમાં કંઈ પણ કર્તવ્ય કરવાનું રહ્યું નથી તોપણ હું કર્મ કરૂં છું. તે જ પ્રમાણે અહિં પણ પોતાની જ જાતને અવતાર–પ્રભુ તરીકે તેઓ જાહેર કરે છે.

"ગુરુ" ના પ્રકરણમાં અવતાર વિશે વેદાંતના સિદ્ધાંતો પ્રમાણે અમારા શા વિચારો છે તે ટુંકામાં જણાવવામાં આવ્યા હતા. ત્યાં આગળ અવતારનો આભ્યંતર અર્થ અને તેનું આધ્યાત્મિક કાર્ય વિચારમાં આવ્યું હતું, અહિં આપણે દિવ્યજન્મના બાહ્ય આવિર્ભાવ રૂપે અવતારવાદને તપાસીશું, કારણ કે ગીતાના બોધમાં એ બોધ ઘણો જ અગત્યનો છે. પ્રથમ તો આપણે શ્રીકૃષ્ણ ભગવાનના પોતાના વચનોદ્વારા અવતારનું સ્વરૂપ અને અવતાર થવાનાં કારણો જોઈ જઇશું. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

(અ૦ ૪. શ્લો૦ ૫)

"હે અર્જુન ! મારા અને તારા અનેક જન્મો થઈ ગયા તે બધા હું જાણું છું પણ તું તેમને જાણતો નથી." આગળ જણાવે છે.

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

(અ૦ ૪. શ્લો૦ ૬.)

"હું અજ-જન્મ વગરનો અવ્યય, અવિકારી અને ભૂત માત્રનો ઈશ્વર છું, તોપણ મારી પોતાની પ્રકૃતિનો આધાર લઈ હું આત્મમાયાથી જન્મ ધારણ કરું છું." વળી

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

(અ૦ ૪. શ્લો૦ ૭.)

"જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મરૂપી પાપનું સામ્રાજ્ય પ્રગટે છે, ત્યારે હું અધર્મનો નાશ કરવા માટે અવતાર ધારણ કરૂં છું" અને તેનું કારણ પણ જણાવે છે.

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

( અ૦ ૪. શ્લો૦ ૮. )

"સાધુ લોકોનું રક્ષણ કરવા માટે, અને પાપીઓનો વિનાશ કરવા માટે પ્રત્યેક યુગમાં હું ધર્મની સ્થાપના કરવા સારૂ જન્મ ધારણ કરૂં છું." વળી

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥

( અ૦ ૪. શ્લો૦ ૯. )

"હે અર્જુન! એ પ્રમાણે મારો જન્મ અને મારાં કર્મો દિવ્ય છે એવું જે માણસ બરાબર જાણે છે તે આ દેહને ત્યાગ કરીને, મને પ્રાપ્ત થાય છે–તેને પુનર્જન્મ લેવો પડતો નથી"

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥

( અ૦ ૪. શ્લો૦ ૧૦. )

"હે અર્જુન! જે માણસના રાગ, ભય અને ક્રોધ શમી ગયા છે, જેમનાં મન કેવળ મારામય થઈ ગયાં છે, જેઓએ મારો જ આશ્રય લીધો છે, એવા ઘણાએ જ્ઞાન, તપથી પવિત્ર થયલા મહાત્માઓ મદ્ભાવ–મારા–પુરુષોત્તમના દૈવીસ્વભાવ–દૈવીપ્રકૃતિને પ્રાપ્ત થયા છે."

"ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥

( અ૦ ૪. શ્લો૦ ૧૧ )

" જે લોકો જે પ્રકારે મને પ્રાપ્ત કરવા મથે છે, તેમને હું પણ તે જ પ્રકારે પ્રાપ્ત થાઉં છું. માણસ ગમે તે માર્ગે પ્રયાણ કરે તોપણ અંતે તે મને પ્રાપ્ત કરવાના માર્ગ ઉપર જ હોય છે."

ઘણાં માણસો પોતાનાં કર્મનાં ફળની વાસનાથી પ્રેરાઈને જુદા જુદા દેવતાઓને યજે છે—એકજ પ્રભુના વિધવિધ સ્વરૂપોને ભજે છે; કારણ કે અજ્ઞાનમય કર્મની સિદ્ધિ આ જગતમાં જલદી પ્રાપ્ત થાય છે. કેમકે આ ફળ આ ક્ષણિક જીવનનું જ હોય છે. એ પ્રમાણે ફલેચ્છાથી પ્રેરાઈને યજ્ઞ કરવો સહેલો છે પરંતુ જ્ઞાનપૂર્વક યજ્ઞ ભાવે પ્રભુ પ્રત્યે કર્મનો યજ્ઞ કરવો ઘણો મુશ્કેલ છે, કારણ કે તેનું ફળ–સ્થૂળદૃષ્ટિએ ચઢે તેવું હોતું નથી અને તેનું ફળ સ્થૂળ હોતું પણ નથી, આધ્યાત્મિક હોય છે.–માણસો સામાન્ય રીતે **चातुर्वर्ण्यं मया सृष्टं गुण कर्म विभागशः ।** "સ્વભાવ એટલે ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે મેં ચાર વર્ણની વ્યવસ્થા કરી છે" તે પ્રમાણે સ્વાભાવનુસાર વર્તે છે અને પોતે જુદા જુદા ગુણો દ્વારા પ્રભુને પ્રાપ્ત કરે છે. તોપણ શ્રીકૃષ્ણ ભગવાન આગલા ચરણમાં કહે છે કે **तस्य कर्तारमपि मां विद्धय कर्तारमव्ययम् ॥** (અ૦ ૪. શ્લો૦ ૧૩) " હું ચારે વર્ણનો કર્તા છું તોપણ અકર્તા અને અવિકારી એવો પણ તું મને જાણ." વળી

**न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥**

(અ૦ ૪. શ્લો૦ ૧૪)

" મને કર્મો લેપન કરી શકતાં નથી, અને કર્મના ફળની પણ મને સ્પૃહા નથી, એવો જે મને જાણે છે, તે પોતે પણ કર્મથી બંધાતો નથી."

કારણ કે પરમેશ્વર આપણા અહંતાપ્રધાન પરમિત વ્યક્તિત્વથી પર છે, પ્રકૃતિના ત્રણે ગુણોથી પર પણ છે, અને પુરુષોત્તમ સ્વરૂપે તે પોતે અનિર્વચનીય છે અને અક્ષરથી, અવ્યક્ત અને વિરાટ્થી પણ પર છે. અને તે કારણથી કર્મ કરવાં છતાં પણ તે પોતે કેવળ સંપૂર્ણ

સ્વતંત્ર હોય છે, જે પ્રમાણે પુરુષોત્તમ પ્રભુ સ્વતંત્ર છે તે જ પ્રમાણે દિવ્યકર્મ કરનાર યોગી પણ ચાતુર્વર્ણ્યનો નિયમ પાળતો હોય છે તો-પણ પોતે પરમાત્મ સ્વરૂપમાં લીન હોય છે અને તેથી કર્મોમાંથી છુટે છે.

જે માણસ મને એવો જાણે છે તે પોતાના કર્મોથી બંધાતો નથી.

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥**

(અ૰ ૪. શ્લો ૧૫)

એ પ્રમાણે મને જાણીને જ્ઞાન પ્રાપ્ત કરીને પૂર્વે મોક્ષ પ્રાપ્ત કર-વાની ઇચ્છાવાળાઓએ કર્મો કર્યાં હતાં અને તેથી તું પણ હે અર્જુન! એ પ્રાચીન માણસોએ કરેલાં પ્રાચીનતર કર્મો કર.

ઉપર આપેલી ટાંચણનો છેલ્લો ભાગ આપણને "**दिव्यकर्म**" નો સિદ્ધાંત સંક્ષેપમાં આપે છે. આપણે છેલ્લા પ્રકરણમાં એના સિદ્ધાંત વિશે તો ચર્ચા કરી હતી. ટાંકેલા શ્લોકોમાંના પ્રથમના શ્લોકો અવતાર થવાનાં કારણો-**दिव्यजन्म** કયે પ્રકારે થાય છે તેની સમજુતિ આપે છે. અહિં આપણે સ્પષ્ટ રીતે જાણવું જોઇએ કે ધર્મની રક્ષા કરવી અથવા સ્થાપના કરવી એટલું જ કારણ પ્રભુનો અવતાર થવાને બસ નથી. શ્રીકૃષ્ણ, બુદ્ધ અથવા ક્રાઇસ્ટના અવતારનો હેતુ માત્ર ધર્મની રક્ષા અથવા સ્થાપના કરવી એટલો જ નથી. અવતારની બે બાજુઓ છે. પ્રથમતો નારાયણનું નરરૂપે અવતરવું અને બીજી નરનું નારાયણ રૂપ થવું; અર્થાત્ માણસ પ્રભુની પ્રકૃતિ દૈવીપ્રકૃતિ અને પ્રભુના ચૈતન્યને પ્રાપ્ત કરે તે જેને ગીતા **मद्भावमागताः** કહે છે, જેમાં માણસનો આત્મા પ્રભુત્વને પ્રાપ્ત કરે છે તે સ્થિતિ. ધર્મસ્થાપનાનો અને પ્રભુના અવતારનો હેતુ નરને નારાયણરૂપ થવામાં સહાય કરવાનો છે. ઉપર જણાવેલો બેવડો અવતારવાદ ઉપર ઉપરથી ગીતા વાંચી જનાર માણસના ધ્યાનમાં સહેલાઇથી આવે તેવો નથી. ગીતાના ટીકાકારોમાંથી તો કોઇએ પણ ભાગ્યે એ વાદ ઉપર વાંચનારનું ધ્યાન ખેંચ્યું જણાય છે, કારણ કે દરેક ટીકાકાર પોતાના મતમાં એકતાન થઇ ગયલો હોવાથી કેવળ જડ જેવો થઇ જાય છે. આપણે એ

સત્યને બરાબર જાણવાની ખાસ જરૂર છે, કારણ કે એવી સમજુતિ સિવાય અવતારવાદ એ એક ખાસ મત અથવા વહેમ પણ ગણાઈ જવાનો સંભવ રહેલો છે, અથવા તો ઐતિહાસિક મહાપુરુષોની દંત કથાઓ ઉપરથી તેમને દેવ તરીકે પૂજવાની વૃત્તિમાં ગણાઈ જાય એવો ભય રહેલો છે. ખરૂં જોતાં ગીતાના મત પ્રમાણે તે ગૂઢ આધ્યાત્મિક અર્થથી પૂર્ણ उत्तम रहस्य –ઉત્તમોત્તમ રહસ્ય છે.

નારાયણ નર રૂપ ધારણ કરી માણસને–નરને–નારાયણ થવામાં સહાય કરવાની શક્યતા, (અથવા તો નરમાંથી નારાયણત્વ પ્રાપ્ત કરવું જો શક્ય) જ ન હોત તો પછી અવતારનું આવાગમન પણ નિરર્થક જ ગણી શકાય, કારણ કે ધર્મનું સંરક્ષણ, ધર્માત્માને સારૂં ફળ, અધર્મીને શિક્ષા વગેરે કાર્યો તો પરમાત્મા પોતાના અચળ નિયમોદ્વારા પણ કરી શકે છે. મહાપુરુષો, મહાત્માઓ, યોદ્ધાઓ વગેરે દ્વારા પણ તે કાર્યો થઈ શકે. તેને માટે અવતાર થવાની ખાસ આવસ્યકતા નથી તો પછી અવતાર શા માટે થાય છે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય છે. દૈવીપ્રકૃતિનો મનુષ્ય સ્વભાવમાં આવિર્ભાવ થાય છે તેને આપણે અવતાર કહીએ છીએ. ક્રાઇસ્ટ, બુદ્ધ, કૃષ્ણ વગેરે અવતારરૂપે મનુષ્ય સ્વરૂપમાં આવે છે, કારણ કે, તેમના દૃષ્ટાંતથી મનુષ્યો પોતાનો સ્વભાવ, વિચાર, કર્મ, લાગણીઓ વગેરેને ફેરવી નાંખી પોતાનામાં બુદ્ધત્વ, કૃષ્ણત્વ, ક્રાઇસ્ટપણું પ્રગટાવી પોતે દૈવીજીવન પ્રાપ્ત કરે. અવતાર જે ધર્મ આપે છે અથવા સ્થાપે છે તેનો પણ ઉપર જણાવ્યો તે જ હેતુ હોય છે. અર્થાત્ તે દ્વારા મનુષ્યો પ્રભુત્વને પ્રાપ્ત કરે. દરેક મહાન્ ધર્મમાં ક્રાઇસ્ટ, બુદ્ધ, કૃષ્ણ, મહમદ વગેરે આધ્યાત્મિક દરવાજાની પેઠે આવી રહેલાં છે અને તેઓ પોતાના સ્વાભાવ દ્વારા માણસોએ કયો માર્ગ લેવો તે બતાવી રહ્યા છે. ઉપર જણાવેલા કારણને લીધે જ પ્રત્યેક અવતાર જનસમાજ આગળ પોતાનું જ દષ્ટાંત મૂકે છે. દરેક અવતાર પોતાના મનુષ્ય અને પ્રભુત્વની એકતા પોકારીને કહે છે. ક્રાઇસ્ટે કહ્યું હતું "I and my father are one" "હું અને મારો પિતા ( પ્રભુ ) એક છીએ." શ્રીકૃષ્ણ ભગવાન પણ ગીતામાં જણાવે છે કે " મનુષ્ય–શરીર ધારણ કરનાર કૃષ્ણ " અને પુરુષોત્તમ સર્વ પ્રાણીઓનો મિત્ર, બન્ને

એકજ છે. એકમાં પુરુષોત્તમ અવ્યક્ત સ્વરૂપમાં છે જ્યારે અહિં શ્રીકૃષ્ણ રૂપે વ્યકત સ્વરૂપ ધારણ કરી દૃષ્ટિ સમક્ષ ઉભેલા છે.

ઉપર જણાવેલા શ્લોકોની ટાંચણ ઉપરથી ગીતામાં અવતારવાદનો બીજો હેતુ વધારે આગળ પડતો છે એટલું જણાઈ આવે છે. અર્થાત્ નરનું નારાયણ થવું–મનુષ્યનું પ્રભુત્વમાં પલટાઇ જવું એ બીનાને ઘણી અગત્ય અપાયલી લાગે છે. એ બાબત જ્યારે આપણે ગીતાના બીજા શ્લોકો તપાસીએ છીએ ત્યારે વધારે સ્પષ્ટ થાય છે. અત્યાર પહેલાં સર્વમાં એક આત્મા વ્યાપી રહેલો છે તે વિશે ગીતામાં કહેવાઈ ગયું છે, તે આપણે યાદ રાખવાની અહિં જરૂર છે. પ્રત્યેક પ્રાણીના હૃદયમાં પરમાત્મા વ્યાપી રહ્યો છે તે પણ આગળ કહેવાઈ ગયું છે. વળી, સૃષ્ટા અને સૃષ્ટિ–પ્રભુ અને જગત્ વચ્ચેનો સંબંધ અને વિભૂતિવાદ પણ ધ્યાનપૂર્વક લક્ષમાં લેવાની અહિં જરૂર છે. નવમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે:—

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥**

(અ૦ ૯. શ્લો૦ ૧૧)

" મૂઢ લોકો મનુષ્ય રૂપે રહેનાર, હું છું તેની અવજ્ઞા કરે છે, કારણ કે તેઓ મારા દૈવીભાવને અને મારી દૈવીપ્રકૃતિને પણ જાણતા નથી. હું સર્વ ભૂતોનો ઈશ્વર છું તે પણ જાણતા નથી. "

વળી આગળ મારો જન્મ અને મારાં કર્મો દિવ્ય છે એવું જે માણસ બરાબર સમજે છે તે પ્રભુને પ્રાપ્ત કરે છે અને જન્મ તથા કર્મના બંધનથી છૂટે છે એવું પણ ચોથા અધ્યાયમાં કહેવામાં આવ્યું હતું. એ પ્રમાણે જાણવાથી માણસ પ્રભુભાવને, દૈવીપ્રકૃતિને પ્રાપ્ત કરે છે. એ પ્રમાણે જ્ઞાન થવાથી જ માણસને અવતારનો ખરો હેતુ માલૂમ પડે છે. અવતાર કાંઇ પ્રભુની ઇન્દ્રજાળ કે છૂટોછવાયો અનિયમીત ચમત્કાર નથી પણ આખા વિશ્વના વિકાસમાં તેનું યથાર્થ સ્થાન જાણીને આપણા અંતરવિકાસમાં

તેની સહાય લઈએ તો જ તેને વહેમના અજ્ઞાનમય આવરણથી અને નાસ્તિક અશ્રદ્ધાથી વિખૂટો પાડી શકાય.

આજકાલ પૂર્વના દેશમાંથી જે વિચારો પશ્ચિમના દેશો ઉપર ચઢાઇ કરી રહ્યા છે તેમાં અવતારવાદ એ પશ્ચિમના મનમાં ઉતારવો ઘણો કઠિન છે. પશ્ચિમમાં અવતારનો અર્થ ઘણું ઉચ્ચ મનુષ્યત્વ, ઉચ્ચ ચારિત્રનો આવિર્ભાવ, જગતને માટે મહાન્ કાર્યનો સમારંભ વગેરે થાય છે. જે લોકો નાસ્તિક છે તેમને અવતારવાદ એક વહેમ જેવો જ લાગે છે, અને ગ્રીક લોકોને ન સ્હમજાય એમાંનો એ એક વાદ છે. જડવાદી લોકો અવતારમાં જરા પણ શ્રદ્ધા રાખતા નથી, કારણકે તેઓ તો ઇશ્વરમાં જ માનતા નથી. વિજ્ઞાનને સર્વોપરિ માનનાર લોકો, તે મતને એક મૂર્ખતા અને મશ્કરી રૂપ ગણે છે. દ્વૈતમતવાળા લોકો પ્રભુત્વ અને મનુષ્યત્વ વચ્ચે આસમાન જમીનનો તફાવત જુવે છે. તેમને અવતારવાદ ધર્મની નિંદા બરાબર મહાન્ પાપરૂપ લાગે છે. વિજ્ઞાનમતમાં માનનારાઓ દલીલ કરે છે કે જો ઇશ્વર અસ્તિત્વમાં હોય તો તે સૃષ્ટિથી પર હોવો જોઇએ. તે સૃષ્ટિમાં માથું મારી શકે જ નહિ, કારણ કે જગતને તે અચલ નિયમોદ્વારા યંત્ર પેઠે ચલાવી રહ્યો છે. એમના મત પ્રમાણે ઇશ્વર કોઇ બંધારણપૂર્વક રાજ્ય ચલાવનાર આજકાલના રાજા જેવો આધ્યાત્મિક રાજા છે, અથવા તો સાંખ્યમત પ્રમાણે ક્રિયાત્મક પ્રકૃતિની પાછળ રહી સાક્ષીરૂપે કાર્ય કરનાર પુરુષ છે. તે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે, તે આત્મ સ્વરૂપ છે. તે અવતાર ધારણ ક્યાંથી કરે? તે અનંત છે, સાન્ત શી રીતે થઈ શકે? અજન્મા અને સૃષ્ટા છે તે જન્મ લઇને સૃજન શી રીતે થાય? ઇશ્વર સર્વશક્તિમાનપણામાં પણ સંભવિત નથી. ઉપરની દલીલોમાં શુદ્ધ દ્વૈતવાદી વળી એક બે વધારે દલીલો ઉમેરે છે. પ્રથમ તો ઇશ્વરનું વ્યક્તિત્વ, તેનું કાર્ય, તેનો સ્વભાવ-પ્રકૃતિ એ બધું મનુષ્યના વ્યક્તિત્વ કાર્ય અને પ્રકૃતિથી એટલું તો ભિન્ન હોય છે કે સંપૂર્ણતાવાળો ઇશ્વર મનુષ્યની અપૂર્ણતા કદી પણ ધારણ કરી શકે જ નહિ. અજન્મા, વ્યક્તિ સ્વરૂપ પરમેશ્વર પોતે માનુષી વ્યક્તિત્વને ધારણ જ ન કરે! સર્વ જગતનો નિયંતા પ્રકૃતિથી પરિમિત એવા ક્ષણિક અને નાશવંત મનુષ્ય શરીરમાં અવતાર લે જ

નહિ. ઉપર જણાવેલી બધી દલીલો શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને અવતારવાદ સ્હમજાવે છે ત્યારે તેના મનમાં હાજર હોય એવું લાગે છે, કારણ કે "अजोऽपि सन्नव्ययात्मा–" હું અજ, અવ્યય અને ભૂત માત્રનો ઈશ્વિર છું તોપણ મારી પોતાની દૈવીપ્રકૃતિનો આધાર લઈને આત્મમાયાથી અવતાર ધારણ કરૂં છું એવું શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે. વળી

**अवजानंति मां मूढा मानुषी तनुमाश्रितम ।**

(અ૦ ૯. શ્લો૦ ૧૧.)

મૂઢ–અજ્ઞાની–લોકો મનુષ્યશરીર ધારણ કરેલું એવો હું એનો તિરસ્કાર કરે છે એમ પણ શ્રીકૃષ્ણ ભગવાન ગીતામાં કહે છે કારણ કે પ્રભુ પ્રત્યેક માણસના હૃદયમાં બિરાજે છે. પ્રભુરૂપે તેણે પોતેજ ચારે વર્ણો ગુણકર્મના વિભાગ પ્રમાણે બનાવી છે, અને જગતના કાર્યો તે જ કરે છે. એ પ્રમાણે કાર્ય કરે છે તે છતાં પોતાના સ્વરૂપમાં પ્રભુ શાંત, નિષ્ક્રિય સાક્ષીરૂપ છે કારણ કે તે પુરુષોત્તમ છે. વેદાંતના સિદ્ધાંતો ગ્રહણ કરીને ગીતા આ સર્વ વિરોધોને દૂર કરી શકે છે.

પરંતુ વેદાંતના દૃષ્ટિબિન્દુથી જોતાં ઉપરની વજનદાર દલીલો શરૂઆતથી જ તદ્દન મોળી ગણાય. વેદાંતમત પ્રમાણે અવતાર આવશ્યક અથવા અનિવાર્ય નથી તોપણ અવતારવાદ વેદાંતમાં સ્વાભાવિક રીતે જ દલીલપૂર્વક અને બુદ્ધિને સ્હમજાય તેવી રીતે આવે છે. વેદાંતના સિદ્ધાંત પ્રમાણે તો "**सर्वंखल्विदंब्रह्म**" "સર્વ જગત્ બ્રહ્મસ્વરૂપ છે" અને "**एकमेवाद्वितीयम्**" "બ્રહ્મ એ જ અદ્વિતીય વિલસે છે" તેના જેવું બીજું કાંઇ જ નથી. તેનાથી ભિન્ન, અતિરિક્ત એવું બીજું કાંઇ જ આખા બ્રહ્માંડમાં નથી. પ્રકૃતિ પણ પરબ્રહ્મની જ શક્તિ છે. પ્રાણીમાત્ર પણ પ્રભુની ચિચ્છક્તિનાં આંતર અને બાહ્ય સ્વરૂપ છે. અનંત બ્રહ્મ નામરૂપ પણ ધારણ ન કરી શકે એ દલીલ જ અસત્ય છે, કારણ કે આખું વિશ્વ પ્રભુનું જ સ્વરૂપ છે. આપણને જગત્માં જેટલું દૃષ્ટિગોચર થાય છે તેટલું બધું પ્રભુ સિવાય બીજું કાંઇ જ નથી. આત્મા ચેતન સ્વરૂપ

છે માટે જડ-સ્થૂળ સ્વરૂપો ધારણ કરી ન શકે એ દલીલ પણ મિથ્યા છે, કારણ કે જેટલાં સ્વરૂપો છે, વિશ્વો છે તે બધાં એ સંબંધને લીધે ટકી રહ્યાં છે અને તેનાં સંબંધથી જ સત્ય ઠરે છે. આ જગત્ પરમાત્માના અચળ નિયમોથી જકડાયલું યંત્ર નથી જેમાં આત્મા હોઈ શકે જ નહિ, પરંતુ જગતની સર્વ શકિતઓ, અરે, વિશ્વના અણુંએ અણુંમાં દિવ્યપ્રભુની જ શકિત કાર્ય કરી રહી છે. એ ક્રિયાત્મક દૈવીશકિત જ સર્વ હલનચલન, એકે એક સ્વરૂપ, પ્રત્યેક મન અને શરીરમાં વ્યાપી રહીને કાર્ય કરી રહી છે. આખું વિશ્વ સચ્ચિદાનંદમાં જ અસ્તિત્વ ધરાવે છે, તેમાં જ જીવે છે, પ્રત્યેક પ્રાણીમાં અવ્યકત નારાયણ વસી રહેલો છે.

અજ—અજન્મા—પરમાત્મા જન્મ લઈ નથી શકતો એ દલીલ ખરી નથી એટલું જ નહિ પરંતુ દરેક પ્રાણી અજ અને અવ્યય આત્માને આદિ કે અંત કશું નથી, બધાં પ્રાણીઓ અક્ષર સ્વરૂપ છે. તેમનો જન્મમરણ સંભવે કયાંથી ? પૂર્ણતામાંથી અપૂર્ણતા ધારણ કરવામાં તો આખા જીવનનું પરમ રહસ્ય છુપાઇ રહ્યું છે. એ અપૂર્ણતાઓ માત્ર ક્ષરસ્વરૂપના કારણોને —શરીર, પ્રાણ મન વગેરેને લાગે છે, પરંતુ આત્મા એ કરણોનો અધિષ્ઠાતા છે તેને એ અપૂર્ણતા બાધ કરી શકતી નથી. સૂર્ય સર્વ પદાર્થો ઉપર સરખો પ્રકાશે છે, અને તેનામાં પોતાનામાં કાંઇ તેજની ખામી હોતી નથી, તે જ પ્રમાણે આત્માની પૂર્ણતા કદી પણ નષ્ટ થતી જ નથી. વિકાર માત્ર જોનારાઓની દૃષ્ટિઓમાં જ હોય છે, અને તેથી ભિન્નતા જણાય છે. પ્રભુ આ વિશ્વનું રાજ્ય દૂર સ્વર્ગમાં બેસીને ચલાવતો નથી પરંતુ તે તો સર્વવ્યાપીપણાને લીધે સર્વમાં રહીને તેમને દોરે છે. જગતમાં કાર્યકરી રહેલી કોઇ પણ વ્યકિતગત છૂટીછવાઇ શકિત, પ્રભુથી ભિન્ન કોઇ માણસની મિલ્કત નથી. તે શકિત પણ પ્રભુની જ છે. વ્યકિતમાં જણાતી પરિમિત શકિત તથા જ્ઞાન પણ સ્વચ્છંદી અને જવાબદારી વગરનાં નથી પરંતુ સંપૂર્ણ ન્યાયી સર્વજ્ઞ પ્રભુનાં જ તે કાર્યો છે, જ્યાં જ્યાં પ્રભુ રાજ્ય કરી રહ્યો છે ત્યાં ત્યાં કેવળ બાહ્યજ્ઞાનથી નહિ પરંતુ સર્વ પદાર્થોથી તે પર છે છતાં સર્વ પદાર્થમાં તે વ્યાપી રહ્યો છે અને પ્રત્યેક પદાર્થ અને શકિતનો તે અધિષ્ઠાતા છે તેથી તે સમ્રાટ છે. ઉપર પ્રમાણે દરેકે દરેક

દલીલ અસત્ય ઠરે છે. અવતારની શકયતામાં નહિ માનનાર વિવેકબુદ્ધિને એ બધી દલીલોમાં વજૂદ દેખાય છે પરંતુ વસ્તુતઃ પ્રત્યેક ક્ષણે વિશ્વની એકેએક બીના એ દલીલોનો વિરોધ કરી રહેલી છે.

અહિંથી આપણે દિવ્યજન્મ–અવતાર થઈ શકે કે નહિ એ પ્રશ્ન બાજુએ મૂકી દિવ્યકર્મ થઈ શકે કે નહિ તેનો પણ વિચાર કરીએ. પ્રશ્ન એ છે કે પ્રભુત્વનું ચૈતન્ય અવતારમાં રહી અપૂર્ણ મનોમય નામ રૂપાત્મક અને ત્રિગુણમયી માયામાં આવીને સાક્ષાત્ પોતે જ કાર્ય કરે છે કે કેમ? દરેક પ્રાણી પ્રભુભાવનો–ચૈતન્યનો પરિમિત દેખાતો અંશ છે. પ્રત્યેક વ્યકિતનું અંતિમ રહસ્ય તો સચ્ચિદાનંદ છે. પ્રત્યેક પદાર્થ સચ્ચિદાનંદ સ્વરૂપ જ છે. પ્રત્યેક પ્રાણી અનંત છે. પ્રત્યેક માણસમાં આખી મનુષ્યજાતિ જીવે છે. મનુષ્યજાતિ પણ કાંઇ અતડી કે સ્વતંત્ર નથી તે પણ આખા વિશ્વરૂપી મહાન્ અસ્તિત્વ પ્રકટ થઈ રહ્યું છે તેનું પરિણામ છે. પૃથ્વીની જડતામાંથી મનુષ્યરૂપે આવિર્ભાવ પામી રહેલ પરમાત્મા છે. મનુષ્યજાતિમાં પ્રભુની દિવ્યશક્તિઓનો આવિર્ભાવ શેનો થાય છે એવો પ્રશ્ન કેટલાકને થવાનો સંભવ છે. પ્રભુ પોતાનો જ આવિર્ભાવ કરી રહ્યા છે.

આત્મા એટલે શું? અનંતનો શો અર્થ છે એવો પ્રશ્ન થવાનો સંભવ છે. અનંત ચૈતન્યવાળો અને સ્વયંભૂ આનંદયુક્ત અસ્તિત્વ જેને "સચ્ચિદાનંદ" નામ આપવામાં આવે છે તે આત્માનું ઉપર જણાવ્યું તે વર્ણન બરાબર ન હોય તો પછી સચ્ચિદાનંદનો કાંઇ અર્થ પણ નથી. તે સિવાય તેની અને માણસની વચ્ચે જગત્ અને તેની વચ્ચે બીજા સંબંધ સંભવિત નથી. પદાર્થ* અને શરીર એ ચૈતન્યયુક્ત પરમ અસ્તિત્વના કાર્યની

---

* બ્રહ્માંડ અને પિંડ એ બન્નેમાં Matter જડપદાર્થ રૂપે "અણુપરમાણુરૂપે" અને માણસમાં "સ્થૂળશરીરરૂપે" એ બે પ્રથમ આવે. એક તત્ત્વના અણુઓ બીજા તત્ત્વના અણુઓ જોડે સંયોગ પામે છે અને તેના પ્રત્યે આકર્ષાય છે અથવા તો તેનાથી પ્રત્યાકર્ષણ પામે છે વગેરે. જડ દેખાતાં રાસાયનિક કાર્યોમાં પણ બુદ્ધિ, ઇચ્છાશક્તિ વગેરે દેખાઇ આવે છે. માણસના શરીરમાં પણ એવું વ્યકિતત્વ ન હોય તો વંશપરંપરાના શરીરનો આકાર, રચના, સ્વભાવ વગેરે કયાંથી સરખો આવે? એટલે દરેક પુટમાં જીવન છે એ વાત તો વૈદકશાસ્ત્ર જાણનાર બધા કબુલ કરે છે.

વિવિધતા રૂપે શરૂઆત છે અને તે ચૈતન્યશક્તિ ઇન્દ્રિયદ્વારા કાર્ય કરે છે. અને વિધવિધ અનુભવો લે છે. પદાર્થ કાંઇ ચેતન રહિત હોતા નથી, કારણ કે અણુએ અણુમાં અને મનુષ્યના શરીરના પ્રત્યેક પુટમાં પણ વ્યક્તિ–ચૈતન્ય રહેલુ છે તેમાં પણ બુદ્ધિ કાર્ય કરી રહેલી જણાય છે. અને તે શક્તિ આત્માની શક્તિનું પરિણામ છે. એ આકર્ષણ પ્રત્યાકર્ષણ અને બુદ્ધિયુકત અણુની ક્રિયાઓ છે તે કાંઇ અણુની પોતાની બુદ્ધિશક્તિ કે શક્તિ નથી એ શક્તિ તો પ્રભુની પોતાની શક્તિ છે. અણુપરમાણુમાં જે મન, ઇચ્છા શક્તિ, આકર્ષણ વગેરે જણાય છે તે પ્રભુની અનંતશક્તિની બહાર નથી એ આપણે જોયું. તે જ શકિત ક્રમેક્રમે વિશ્વમાં જૂદાં જૂદાં સ્વરૂપો દ્વારા પોતાનો વિકાસ કરી રહી છે, અને મનુષ્યદ્વારા તે જ શક્તિ પોતાની દિવ્ય શકયતાઓ પ્રાપ્ત કરે છે. મનુષ્યમાં જ પ્રથમ પ્રભુતાનું ભાન જાગ્રત થાય છે. પરંતુ મનુષ્ય બીજાં પ્રાણીઓ કરતાં વધારે સ્વતંત્ર છે તોપણ તે પરિમિત છે. પ્રભુત્વનો આવિર્ભાવ અપૂર્ણ હોવાને લીધે દરેકે દરેક નામ અને રૂપ હમેશાં પરિમિત હોય છે જ અને તેથી જ કરીને જૂદા જૂદા સ્વરૂપો વચ્ચેનો ભેદ જળવાઇ રહે છે. એ પ્રમાણે આંતરચૈતન્ય પરિમિત થઈ જવાને લીધે જ પ્રાણીપ્રાણી વચ્ચેનો ભેદ બરાબર જળવાઇને સૃષ્ટિની વિવિધતામાં ખીચડો થઈ જતો નથી. ચૈતન્યની અપૂર્ણતા હોય છે તોપણ સર્વ પ્રાણીઓને પ્રભુ પોતે દોરી રહ્યા છે. પોતે **गुहायाम्**–ગુફામાં સંતાઈ રહીને ગીતામાં કહ્યા પ્રમાણે **ईश्वरः सर्वभूतानां** ( અ० ૧૮. શ્લો૦ ૬૧. ) હે અર્જુન! સર્વ પ્રાણીઓનો ઇશ્વર તેમના હૃદયમાં જ વસી રહ્યો છે અને તે પોતાની માયાથી બધાંને યંત્ર ઉપર આરૂઢ થયાં હોય તેમ ભમાવે છે. ”

એ પ્રમાણે છૂપા રહી પ્રકૃતિમાં કાર્ય કરી રહેલાં પ્રાણીઓને, અહંતા-પ્રધાન અને કામનાઓથી ભરપૂર જીવન દ્વારા દોરવાં એ જ પ્રભુની સર્વ પ્રાણીઓમાં કામ કરવાની સામાન્ય પદ્ધતિ છે. એ પ્રમાણે પરમાત્મા કાર્ય કરી શકે છે તો પછી શામાટે અમુક શરીરમાં તે વધારે આગળ પડે ? બધાંજ પ્રાણીઓ પ્રભુનો અવતાર છે તો પછી તેણે ખાસ મનુષ્ય રૂપે અવતાર શા માટે ધારણ કરવો જોઇએ ? એ અવતાર થવાનો હેતુ એકજ

હોઈ શકે. અહંતા અને કામનાપ્રધાન પ્રાણીઓને અનંત જીવનની ઝાંખી કરાવવી, માણસને તેની દૈવી શક્યતા બતાવવી, માણસ અને ઈશ્વર વચ્ચે પડદો છે તે ઉઠાવી લેવો, મનુષ્યના ચૈતન્ય પર જે આચરણ છે તેને ચીરી નાંખી પાછળ રહેલું પ્રભુત્વ તેને બતાવવું એ સિવાય અવતારનો બીજો શો હેતુ હોય ? કારણ કે પરિમિત શક્તિવાળો ક્ષુદ્ર મનુષ્યસ્વભાવ એ કાર્ય ક્યાંથી કરી શકે ?

સામાન્ય મનુષ્યજીવનમાં અપૂર્ણતા અને અજ્ઞાન હોય છે, તેની સમજુતિ ગીતા એ રીતે આપે છે કે પ્રાણીઓ પ્રકૃતિને વશ રહી વર્તે છે, અને માયાને લીધે પોતે પરિમિત છે એવું માને છે. પ્રકૃતિ અને માયા બન્ને પ્રભુત્વની બે શક્તિઓ છે. માયા મિથ્યાત્વવાચક નથી; જ્યારે મરણ ત્રિગુણમયી પ્રકૃતિને વશ હોય છે ત્યારે માયા ઇન્દ્રજાળના જેવો દેખાવ ધારણ કરે છે. ખરૂં જોતાં માયા એ પ્રભુની બહુત્વ ધારણ કરવાની શક્તિ છે. માયામાં અસ્તીત્વની વિવિધતા સમાયલી છે. પ્રકૃતિ એ જૂદાં જૂદાં સ્વરૂપોને ક્રિયાવાન બનાવી, ગુણકર્મ વિભાગ પ્રમાણે બતાવનારી શક્તિ છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥

( અ૦ ૯. શ્લો૦ ૮ )

મારી પ્રકૃતિના ઉપર દબાણ કરી આખું વિશ્વ અને સર્વ પ્રાણીઓ હું ફરી ફરીને ઉત્પન્ન કરૂં છું, અને તે બધું પ્રકૃતિને વશ, અવશ હોય, તેમ વર્તે છે. "

મનુષ્યશરીરમાં રહેલા પ્રભુની જેઓ અવગણના કરે છે, તેઓ પ્રકૃતિના બંધનમાં પડેલા હોય છે અને અહંતા અને કામનાપ્રધાન આસુરીપ્રકૃતિમાં મોહને વશ હોય છે. પ્રત્યેક પ્રાણીમાં વ્યાપી રહેલો પુરુષોત્તમ પ્રભુ પ્રત્યેક પ્રાણીથી જાણી શકાતો નથી, એવું પણ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે. વળી,

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।

( અ૰ ૭ શ્લો૰ ૨૫ )

હું મારી પોતાની માયાથી છવાયલો હોવાથી સર્વ પ્રાણીઓ મને જાણી શકતાં નથી કારણ કે

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥

( અ૰ ૭ શ્લો૰ ૧૪ )

આ મારી દૈવી ત્રિગુણમયી માયા દુસ્તર છે, જેઓ મારે શરણે આવે છે તેઓ એ માયાને તરી શકે છે.

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥

( અ૰ ૭ શ્લો૰ ૧૫ )

પરંતુ જે મૂઢ લોકો દુષ્કર્મને કરવાવાળા છે અને આસુરિભાવ સંપન્ન છે તેઓનું જ્ઞાન મારી માયાથી હરાઈ ગયેલું હોય છે. અર્થાત્ પ્રત્યેક પ્રાણીમાં પ્રભુત્વ અવ્યક્ત રહેલું છે, કારણ કે પ્રભુ સર્વમાં વ્યાપી રહેલો છે, પરંતુ તે પોતાની માયાથી આચ્છાદિત થયલો હોવાથી પ્રાણી-ઓને પોતાનું પ્રભુત્વ જણાતું નથી. માયાને લીધે અહંતાનું રૂપ તે લે છે અને પ્રકૃતિની ક્રિયાને લીધે જડ દેખાય છે. પ્રકૃતિમાંથી ચિચ્છક્તિને પાછી ખેંચી લઈ, પોતાનામાં રહેલા પ્રભુમાં સ્થિર કરવાથી માણસ પ્રભુત્વ પ્રાપ્ત કરે છે. સર્વ પ્રાણીઓને પ્રભુ અવતાર આપે છે અને પોતે અવતાર ધારણ કરે છે, એ બન્નેનું વર્ણન લગભગ સરખી ભાષામાં ગીતા કરે છે. પણ તે બેમાં જરા ભેદ છે અને તે ભેદ અગત્યનો છે. જગત્નાં પ્રાણીઓની ઉત્પત્તિ વિશે ગીતામાં કહ્યું છે કે:

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥

( અ૰ ૯. શ્લો૰ ૮ )

"મારી પોતાની પ્રકૃતિનો આધાર લઇને (अवष्टभ्य-આધાર લઇને) હું સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરૂં છું-અને તે પ્રાણીઓ અવશ થઇને પ્રકૃતિને વશ-હોય તેમ વર્તે છે. અવતાર વિશે કહ્યું છે :- "મારી પોતાની પ્રકૃતિ ઉપર સ્થિત થઇને હું આત્મમાયાથી અવતાર ધારણ કરૂં છું."

અહિં "आत्मानंसृजामि" જાતને ઉત્પન્ન કરૂં છું એમ કહ્યું છે. આગલા શ્લોકમાં "પ્રાણીઓને ઉત્પન્ન કરૂં છું એવું જણાવ્યું હતું. હવે "अवष्टभ्य" માં દબાણ સાથે નીચા ઉતરવું એવો ભાવ રહેલો છે, અને તેથી પ્રકૃતિ અવશ થઇ રહે છે. પ્રકૃતિ એ દબાણથી યંત્રવત્ થઇ રહે છે અને તેને વશ સર્વ પ્રાણીઓ પણ અવશ વર્તે છે. તેઓ પોતાના સ્વભાવ ઉપર સ્વામીત્વવાળાં હોતાં નથી; તેઓ પોતાનું ધાર્યું પ્રકૃતિ પાસે કરાવી શકતા નથી. હવે આપણે अधिष्ठायનો અર્થ તપાસીએ. "अधिष्ठाय"-નો અર્થ "અંદર રહેવું" "ના ઉપર કાબુ રાખી આધિપત્ય ભોગવવું" એવો પણ થાય છે,-"થી પરહોવું"-એવો ભાવ તેમાં રહેલો છે. અહિં પુરુષ પ્રકૃતિને વશ હોતો નથી. પરંતુ પ્રકૃતિનાં જ્ઞાન અને શક્તિથી પૂર્ણ હોય છે. તેથી કરીને સામાન્ય પ્રાણીઓના અવતારને- "भूतग्राम" "સર્વ પ્રાણીમાત્ર" કહેવામાં આવે છે જ્યારે અવતારમાં "आत्मानं सृजामि-હું જાતને ઉત્પન્ન કરૂં છું." એવું કહેવામાં આવે છે. યુરોપીઅન તત્ત્વજ્ઞાનમાં "Being અને Becoming" વચ્ચે જે ભેદ છે તે જ ભેદ વેદાંતમાં "आत्मा અને भूतानि વચ્ચે છે. અને અસ્તિત્વ, અને નાનાત્વ, એક અને અનંતના ભેદથી દર્શાવી શકાય છે. અને વધારે અધરી ભાષામાં સત્ અને भवत् પણ કહેવામાં આવે છે. બન્ને અવતાર થવાનું કારણ માયા છે એવું સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે, પણ અવતાર "आत्ममाया" દૈવીપ્રકૃતિ "નો આશ્રય લેવાથી થાય છે એમ જણાવવામાં આવ્યું છે અર્થાત્ ત્રિગુણમયી પ્રકૃતિને લીધે નહિ. એ आत्ममायाने આગળ જતાં ગીતા "योगमाया" કહે છે. એ માયામાં શરીર ધારણ કરવાનું કારણ અજ્ઞાન હોતું નથી પરંતુ સંપૂર્ણ જ્ઞાન સહિત અવતાર ધારણ કરવામાં આવે છે. પ્રાણીમાત્રમાં એ માયા પ્રભુત્વને પ્રકૃતિના પડથી આચ્છાદિત કરવાનું કાર્ય કરે છે એટલે અજ્ઞાન શક્તિ

અથવા તો અવિદ્યા રૂપ થાય છે, છતાં એ માયાને લીધે જ પ્રભુત્વ જાગ્રત થતાં આપણને આત્મજ્ઞાન થાય છે. અર્થાત્ એજ માયા વિદ્યા રૂપ થાય છે. અવતારમાં યોગમાયા કેવળ વિદ્યા રૂપે જ કામ કરે છે અને કર્મમાં અજ્ઞાન કે અવિદ્યાનો અંશ આવવા દેતી નથી.

આપણે જોયું કે ગીતામાં અવતારવાદ કહ્યો છે તે સામાન્ય જન્મના કરતાં તદ્દન જૂદો છે. જો કે તે જન્મમાં પણ લગભગ એકજ પ્રકારનું સાધન વાપરવામાં આવે છે. અવતાર સામાન્ય મનુષ્યત્વથી તદ્દન ભિન્ન હોય છે. કારણ કે અવતારને અજ્ઞાનમાં ઉતરવાનું થતું નથી. સામાન્ય માણસ પ્રથમ અજ્ઞાનમાંથી જ્ઞાન મેળવે છે. અવતાર જ્ઞાનપૂર્ણ હોય છે. અવતારનો જન્મ સ્થૂળ શરીરનો નહિ પરંતુ આત્માનો હોય છે. અવતાર પોતાની પ્રકૃતિ ઉપર સામ્રાજ્ય કરે છે. તે અજ્ઞાનના વાદળામાં કદી ઘેરાઈ જતો નથી. આત્મા પોતાના આવિર્ભાવના ઉપર કાબુ રાખે ત્યારે આપણે અવતાર થયો ગણીએ છીએ. શરીર ધારણ કરી પ્રકૃતિનો સ્વામી સ્વતંત્ર શક્તિથી કાર્ય કરે ત્યારે અવતાર થયો ગણાય. અવતાર પ્રકૃતિના યાંત્રિક ફેરામાં અવશ થઇને ઘટમાળ પેઠે ફર્યા કરતો નથી. સર્વમાં વ્યાપી રહેલો આત્મા જ્ઞાનપૂર્વક મનુષ્યત્વ ધારણ કરે ત્યારે અવતાર થાય. " અવતાર " શબ્દનો અર્થ જ "નીચે આવવું"–પ્રભુત્વમાંથી મનુષ્યત્વ ધારણ કરવું એવો થાય છે. અર્જુન મનુષ્યત્વનો પ્રતિનિધિ છે, તે એક વિભૂતિ છે. તેને અવતાર શ્રીકૃષ્ણ અજ્ઞાનનો ત્યાગ કરી મનુષ્યથી પર થવાનો બોધ આપી રહ્યા છે. મનુષ્ય પોતાના બંધનમાંથી જે પ્રાપ્ત કરવા માંગે છે તેનો પ્રભુત્વમાંથી આવિર્ભાવ થાય ત્યારે તેને અવતાર કહેવામાં આવે છે. અવતાર એટલે મનુષ્યની શક્યતાનું મૂર્ત સ્વરૂપ. શરીર, પ્રાણ, મન વગેરે બંધનમાં તેમની પૂર્ણતાનો વિકાસ એ જ અવતાર. પ્રભુનું ઉદાહરણ લઈ મનુષ્ય-જાતિએ તે જ પ્રભુત્વ પ્રાપ્ત કરવાનું છે.

# પ્રકરણ ૧૨ મું. (ચાલુ.)

## અવતાર અને દિવ્યકર્મ.

### ૨.

### "અવતાર મિમાંસા."

ગીતાના મત પ્રમાણે તો માણસજાતમાં પ્રભુનો અવતાર અર્થાત્ પ્રભુ પોતે મનુષ્ય સ્વભાવ અને સ્વરૂપ ધારણ કરે છે એ ચમત્કાર મનુષ્ય પોતે જગતમાં અવતરે છે તેની બીજી બાજુ જ છે, કારણ કે એ પ્રમાણે અવતાર ધારણ કરવો એ પણ એવો જ આશ્ચર્યકારક ચમત્કાર છે. પ્રત્યેક માણસનો નિત્ય સનાતન આત્મા તેનું વિરાટ્ સ્વરૂપ પણ પ્રભુ જ છે. પ્રત્યેક માણસમાં જે વ્યક્તિ છે, જીવ છે, તે પ્રભુનો જ અંશ છે.

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**

(અ૰ ૧૫ શ્લો૰ ૭)

"મારો અંશ" એટલે ,કકડો" નહિ કારણ કે પ્રભુનો અંશ થવાથી પ્રભુ જૂદી જૂદી શકલ–વિભાગોમાં વહેંચાઈ જતો નથી પણ એકજ ચૈતન્ય પરિમિત દશાઓમાં આવિર્ભાવ પામે છે, એકજ અનંત શક્તિ જૂદી જૂદી પરિમિત શક્તિઓમાં વિલસે છે, એક અખંડ આનંદ વિધવિધ સમષ્ટિના–જગતનાં સ્વરૂપોમાં વ્યાપી રહે છે. અર્થાત્ એક અખંડ અને અનંત સત્ અનેક વિધવિધ અને સાંત, પરિમિત, સત્તાઓમાં આવિર્ભાવ પામે છે. જીવદશામાં અજ્ઞાનની નિશાની–છાપ–એ જ છે કે તે પોતે પ્રભુમાંથી આવ્યો છે એ ભૂલી જાય છે એટલું જ નહિ પરંતુ પોતાનામાં જે નિત્ય સાક્ષીરૂપ પ્રભુ હાજર જ હોય છે તેને પણ ભૂલે છે કારણ કે તે પ્રભુ મનુષ્યના પરિમિત ચૈતન્યમાં, તેના સ્વભાવમાં પણ છૂપો–અજાણ્યે–પણ યજ્ઞની અંતરવેદીમાં અગ્નિની પેઠે પ્રજ્વલિત હોય છે.

માણુસ હમણાં અજ્ઞાન છે, કારણકે આત્માના આંતરચક્ષુઓ પર, ઇન્દ્રિયો ઉપર અપેય પ્રકૃતિનો પડદો આવી રહેલો છે. એ પ્રભુની માયાથી જ પ્રભુના સનાતન ચૈતન્યમાંથી જીવ વિખૂટો થયો છે, અને જગત્‌માં આવિર્ભાવને પામ્યો છે. પ્રભુમય ચૈતન્યની ઉપર પ્રકૃતિ પોતાની ટંકશાળનો સિક્કો લગાવે છે ખરી, પણ સાથે સાથે પોતાના ત્રણ ગુણનું પડ તેના ઉપર ગાઢ ચઢાવી આપે છે. તેના ઉપર પ્રકૃતિ "મનુષ્યત્વ" અને "પશુત્વ"-ની છાપ મારે છે, અલબત, એ છાપની પાછળ પ્રભુત્વની કિમતી ધાતુ છૂપી પણ હાજર તો હોય છે જ, તોપણ શરૂઆતમાં તે અસ્પષ્ટ, અને મુશ્કેલીથી ઓળખાય એવી જણાય છે. એ પ્રભુત્વનું ભાન આત્મજ્ઞાન તરફ જ્યાં સુધી માણુસ વળતો નથી ત્યાં સુધી જાગ્રત થતું નથી. પોતા-નામાં પ્રભુ આવી રહેલો છે એ શ્રદ્ધા વડે જગત્‌માં દૈવી અને આસુરિ સંપત્તિવાળા માણુસો જૂદા પડી જાય છે. આપણે જેને અવતાર કહીએ છીએ તેમાં મૂળ ધાતુ પ્રકૃતિનો પટ ભેદીને બહાર આવીને ચળકાટ મારતી જણાઈ આવે છે. એવા માણુસમાં પણ પ્રકૃતિની છાપ જણાય છે પણ તે માત્ર સ્વરૂપના પુરતી જ હોય છે. આખો વખત પ્રભુત્વનું ચૈતન્ય સતત્ જાગ્રત હોય છે. વારે વારે અવતારની બાબતમાં પોતે ધારણ કરેલાં પ્રકૃતિનાં બંધનોમાંથી પ્રભુત્વ ઝબુક્યા કરે છે. પ્રભુત્વની નિશાની હમેશાં અંતર હોય છે, આત્મચૈતન્યમાં જ હોય છે અને જેઓ જોવા માગે તે બધાને તો અવતારમાં એ સ્પષ્ટ જણાઈ આવે છે. પણ આસુરિ પ્રકૃતિ હમેશાં એવી પ્રકૃતિઓ જોઈ શકતી જ નથી. એવા માણુસો શરીર જ જુવે છે આત્મા જોઈ શકતા નથી; બાહ્ય જીવન જુવે છે પણ આંતરજીવન જોઈ શકતા નથી; વેશ જુવે છે પણ તેની પાછળ જે વ્યક્તિ છે તેને જોતા નથી. સાધારણ માણુસના અવતારમાં વિરાટ્ પ્રભુનો પ્રકૃતિવશ આત્મા જ આગળ પડતો જણાય છે; અવતરમાં, પ્રભુનું ચૈતન્ય અને દૈવીપ્રકૃતિ તેને આગળ આવે છે. સામાન્ય મનુષ્યના અવતારમાં પ્રભુ પોતાના અંશને મનુષ્ય સ્વભાવને વશ વર્તાવે છે; પણ અવતારમાં તો પ્રભુ પોતે મનુષ્ય પ્રકૃતિને દૈવીપ્રકૃતિથી વશ કરે છે અને પ્રભુત્વ પ્રગટાવે છે. મનુષ્ય જેવી રીતે ક્રમે ક્રમે વિકાસ પામીને પ્રભુત્વને પહોંચે છે તેવી રીતે કાંઇ પ્રભુ વિશ્વમાં અવતાર ધારણ કરતો નથી, પણ પોતે મનુષ્યમાં ઉતરીને મનુષ્યત્વ પોતા-નામાં ધારણ કરીને અવતાર લે છે.

પ્રભુ અવતાર લે છે તેનું કારણ તો એ જ છે કે તે પોતે મનુષ્યજાતિના વિકાસમાં સહાય કરવા માંગે છે. ગીતા એ બાબત તો ઘણી જ સ્પષ્ટ કરે છે. અવતાર મનુષ્યની અવ્યક્ત શક્યતાને પોતાનામાં વ્યક્ત કરે છે. અવતારના આવાગમથી મનુષ્યને પ્રભુત્વ શું છે તે સ્પષ્ટ જણાઈ આવે અને તે પોતે પ્રભુત્વમાં વૃદ્ધિ પામવાને હિંમત ભીડે. પોતાના આવિર્ભાવની અને પોતાના આત્માની અસર મનુષ્યજાતિના ઉપર મૂકવા માટે અવતાર આવે છે. પ્રભુત્વ યુક્ત દૈવીમનુષ્ય બનાવવા માટે તે આવે છે, કારણ કે તેથી મનુષ્યનો સંદિગ્ધ આત્મા પોતાનામા પ્રભુત્વ પ્રગટાવે. અવતાર ધર્મની સ્થાપના પણ કરે છે. ધર્મ એટલે બાહ્યક્રિયાકાંડ કે આચાર નહિ પરંતુ આંતર અને બાહ્યજીવન ગાળવાની રીત બતાવે છે. અવતાર કાંઇ છૂટો છવાયો ઓચિંતો અકારણ બનાવ નથી, પરંતુ પ્રભુના પ્રત્યેક કાર્યની પેઠે તે પણ વિશ્વ જીવનનું એક અગત્યનું કાય છે. તેમાં આખી મનુષ્યજાતિનું હિત, તેની પ્રગતિ અને સંરક્ષણ રહેલાં હોય છે. જ્યારે જ્યારે અધોગતિ અને વિનાશનાં બળો ઘણાં મજબૂત થાય છે ત્યારે મનુષ્યે પ્રભુત્વ પ્રાપ્ત કરવાનો સનાતન દિવ્યધર્મ બતાવવા માટે અવતાર થાય છે, અવતારના આવવાથી સત્‌યુગ સમિપ લાવવાને મનુષ્યજાતિમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, એ સત્‌યુગ હમણાં ને હમણાં શક્ય નથી, પરંતુ અવતારના આગમનથી તે દિવસ નજીક આવતો જાય છે અને તેને માટે માણસ જાત વધારે ને વધારે લાયક બને છે. અવતાર થવાનાં કારણો સ્પષ્ટ જણાવ્યાં છે તે સવમાન્ય અને સારી રીતે જાણીતાં છે અને સામાન્ય લોકો સ્થૂળ કાર્ય ઉપરથી જ અવતારને ઓળખે છે, અને તેને માટે જ તેઓ તેને પૂજે છે. આધ્યાત્મિક માણસો જ પ્રભુના સ્થૂળ અવતારમાં પ્રત્યેક મનુષ્યમાં વ્યાપી રહેલા પ્રભુનું જ ચિન્હ છે એવું જાણી શકે છે. તેઓ જાણે છે કે અવતાર માણસનાં જેવાં શરીર અને મન ધારણ કરે છે કારણ કે મનુષ્યજાતિને પોતાનામાં રહેલા પ્રભુત્વની ખાત્રી થાય અને મનુષ્ય પ્રભુ જોડે એકતા પામે. ક્રાઈસ્ટ, બુદ્ધ કૃષ્ણ વગેરેનો અવતાર મનુષ્યજાતિમાં થાય છે, કારણ કે આપણામાં વ્યાપી રહેલી દિવ્ય શક્યતાઓ તે બતાવી આપે છે. એકવાર જે અવતાર બાહ્યજગત્‌માં સ્થૂળરૂપે થયો તે જ અવતાર દરેક મનુષ્યના અંતરમાં સૂક્ષ્મરૂપે થઈ શકે.

ઉપર અવતાર થવાનાં કારણો જણાવવામાં આવ્યાં છે પરંતુ અવતારની કાર્યપદ્ધતિ જણાવવામાં આવી નથી. સામાન્ય લોકો અવતારમાં નીતિનો, બુદ્ધિનો, કે કોઇપણ માનુષી ગુણનો ઉત્કર્ષ અથવા અસાધારણ વૈભવ–ઐશ્વર્ય માત્ર જુવે છે. કેટલાક અવતારમાં બુદ્ધિની પ્રતિભાથી અંજાય છે. એ વિચારમાં પણ કાંઇક સત્ય જરૂર સમાયલું છે. અવતાર વિભૂતિ રૂપ પણ હોય છે. મહાભારતમાં જે શ્રીકૃષ્ણ પોતાના ચૈતન્યમાં પુરુષોત્તમ સ્વરૂપ છે, તે મનુષ્ય રૂપ ધારણ કરનાર પ્રભુ છે એટલું નહિ પરંતુ વૃષ્ણીકુલનો નાયક યુગનો નેતા છે. એ વિભૂતિપણું પ્રકૃતિની દૃષ્ટિએ હોય છે, કારણકે આત્મામાં–ચૈતન્યમાં તે સંભવતું નથી. પ્રભુ અનંતગુણ પ્રકૃતિદ્વારા પોતાનો આવિર્ભાવ કરે છે. અર્થાત્ પ્રકૃતિદ્વારા તે વ્યક્ત થાય છે. એ ગુણોની ઉત્તમતા, સફળતા અને ઉત્કર્ષ ઉપરથી આવિર્ભાવનું માપ કાઢવામાં આવે છે. પ્રભુની વિભૂતિ એ તેના ગુણોની વ્યક્ત થયલી શક્તિ છે. તે શક્તિ જ્ઞાન, કર્મ, પ્રેમ વગેરે ગુણો દ્વારા આવિર્ભાવ પામે છે. વ્યક્તિરૂપે તે શક્તિ મનુષ્યમાં વિવિધ ગુણ રૂપે કાર્ય કરે છે. વિભૂતિના આંતર અને બાહ્ય વિજયોમાં એક પ્રકારની અદ્‌ભૂત શક્તિ, પરમ ઐશ્વર્ય ભાસે છે. મનુષ્યરૂપે વિભૂતિ આવિર્ભાવ પામે છે ત્યારે પ્રજાને અણીને પ્રસંગે ધર્મમાર્ગે દોરી વિજય અપાવનાર તે મહાપુરુષ હોય છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કેઃ—

> **वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।**
> **मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥**

(અ૦ ૧૦. શ્લો૦ ૩૭.)

“યાદવોના કુળમાં હું વાસુદેવ છું અને પાંડવોમાં હું અર્જુનરૂપ છું; સર્વ મુનિઓમાં હું વ્યાસ છું, અને કવિઓમાં હું બૃહસ્પતિ છું.

પ્રત્યેક વર્ગમાં ઉત્તમોત્તમ દરેક પંક્તિમાં અસાધારણ આત્માના ગુણોમાં ખાસ ગુણોનો પરમ ઉત્કર્ષ, સૌથી વધારે વિકાસ, જેમાં થયલો હોય તે પ્રભુના આવિર્ભાવને લીધે છે. પ્રભુનાં આવિર્ભાવમાં ઉપર જણાવ્યા પ્રમાણે ગુણોનો ઉત્કર્ષ થાય એ સ્વાભાવિક અને જરૂરનો છે. આખી મનુષ્ય-

જાતિમાં જે જે માણુસ મહાન્ થાય છે તે તે માણુસ પોતાની મહત્તાને લીધે જ મનુષ્યજાતિને ઉન્નત કરે છે, માણસજાતની શકયતા તે પોતાના જીવનમાં તાદૃશ્ય કરી બતાવે છે; મનુષ્યમાં રહેલા પ્રભુત્વની શ્રદ્ધા તે જાગ્રત કરે છે. તે પ્રભુના માર્ગનો તેજસ્વી દીપક છે અને પ્રભુની શક્તિથી સંચાલિત થયલો દિવ્ય પ્રાણુવાયુ છે.

મહાન્ પુરુષોને અને ઉત્તમ ચારિત્રવાળા માણુસોને દેવ તરીકે પૂજવાની વૃત્તિ માણુસજાતમાં જણુાય છે તેનું કારણુ ઉપર જણુાવવામાં આવ્યું. આર્યાવર્તમાં સાધુ, સંત, મહાત્મા વગેરેમાં અંશાવતાર જોવાની વૃત્તિમાં એ ભકિત સ્પષ્ટ જણુાઈ આવે છે. દક્ષિણુના વૈષ્ણવોમાં કેટલાક સંતોને વિષ્ણુ ભગવાનના શંખ, ચક્ર, ગદા વગેરે હથિયારોના અવતાર રૂપ ગણુવામાં આવે છે. ખરેખર, પ્રત્યેક એવા સંતો પ્રભુના હથિયાર નહિ તો બીજું શું છે? મનુષ્યજાતિની પ્રગતિમાં તેઓ પ્રભુના હથિયારનું જ કાર્ય કરે છે, તોપણુ વિભૂતિ એ કાંઇ અવતાર નથી. એ પ્રમાણે બને તો પછી અર્જુન, વ્યાસ, ઉશતસ્ સર્વે અવતાર ગણુાત. શ્રીકૃષ્ણુ ભગવાનથી ઓછી શકિત ધરાવવા છતાં તેઓ અવતાર ગણુાત. દૈવીગુણુોનો આવિર્ભાવ થવાથી કાંઇ અવતાર થયો ગણી શકાય નહિ. અવતારમાં તો પુરુષોત્તમ ભગવાનનું ચૈતન્ય જાગ્રત હોવું જોઇએ. પ્રકૃતિમાં દૈવીગુણુોનો આવિર્ભાવ થાય એ "**ભૂતગ્રામ**"–પ્રાણીઓના સમૂહમાં–ગણુાય. સામાન્ય રીતે પ્રાણી રૂપે અવતાર થયો હોય છે તેનો પરમ ઉત્કર્ષ–વિકાસ–વિભૂતિમાં જણુાય છે, પરંતુ અવતારમાં તો પુરુષોત્તમ પ્રભુનું ચૈતન્ય જાગ્રત હોય છે. અવતાર તો બાહ્યપ્રકૃતિમાં પણુ પ્રભુત્વની ભાવના યુક્ત હોય છે. મનુષ્યત્વમાંથી પ્રભુત્વ પામવાની મહેનત તેને કરવી પડતી નથી.

અવતારવાદને વિશે એક બીજો મત પણુ પ્રચલીત છે અને તે મત પ્રમાણે મનુષ્યનો આત્મા પ્રભુને પોતાનામાં આવ્હાહન કરી બોલાવી શકે છે, અને પ્રભુ તેના ચૈતન્યનો કબજો લે છે, અથવા તો તેનું મનુષ્યત્વ પ્રભુત્વને પ્રતિબિંબિત કરે છે, અથવા પ્રભુત્વને મનુષ્યજાતિમાં લાવવાના પ્રવાહની ગરજ તેવા માણુસો સારે છે આ વિચાર કેટલાક આધ્યાત્મિક અનુભવોના પાયા ઉપર રચાયલો છે. મનુષ્યનો અવતારમાં વિકાસ થાય છે

તેને પરિણામે મનુષ્યની પરિમિત વ્યક્તિનો લય થાય છે. અનંત વિરાટ્‌માં અથવા પરાત્પર પુરુષમાં આત્મા પોતાનું વ્યક્તિત્વ ગુમાવે છે. ગીતામાં "ब्रह्मभूत" આત્મા બ્રહ્મસ્વરૂપ ધારણ કરે છે એવું કહેવામાં આવ્યું છે એટલે આત્મા શ્રીકૃષ્ણમાં જુવે છે પરંતુ, આત્મા પુરુષોત્તમ શ્રીકૃષ્ણ થાય છે એવું કોઇ પણ સ્થળે કહેવામાં આવ્યું નથી. ગીતામાં જીવને પ્રભુનો અંશ કહેવામાં આવ્યો છે.

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।**

(અ૦ ૧૫. શ્લો૦ ૭)

"મારો સનાતન અંશ મનુષ્યજાતિમાં જીવરૂપે કાર્ય કરી રહ્યો છે" એ પ્રમાણે બ્રહ્મપ્રાપ્તિ થવી એ મનુષ્યનો પ્રભુમાં વિકાસ થાય છે તેનું એક આવશ્યક પગથીયું છે, પરંતુ પ્રભુ અવતાર રૂપે મનુષ્યમાં આવવાની ક્રિયા કરે છે તે જૂદી છે. વધારેમાં વધારે માણસ પોતે બૌદ્ધભાવ, ક્રાઇસ્ટ-ભાવને પ્રાપ્ત કરે છે પરંતુ તે અવતાર નથી.

એ બનવા જોગ છે કે મનુષ્ય ઉપર જણાવ્યા પ્રમાણે અવતારનું ચૈતન્ય પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરી સફલ થાય તેની સાથે સાથે પ્રભુ મનુષ્યના જૂદાં જૂદાં કારણોમાં આવિર્ભાવ પામે એટલે પ્રભુ એવા મનુષ્યના સ્વભાવમાં, મનમાં, પ્રાણમાં અથવા શરીરમાં કાર્ય કરે એ શકય છે. એને આપણે અંશાવતાર તરીકે ગણી શકીએ. પ્રભુ પ્રત્યેક પ્રાણીના હૃદયમાં વસે છે પરંતુ તે માયાથી આચ્છાદિત રહે છે. અત્યારે પણ આપણા ચૈતન્યની આંતર–ભૂમિકામાં–સ્વર્લોક–અથવા સ્વર્ગલોક એવું જેને નામ આપવામાં આવે છે તેમાં આપણો જીવ અને ઈશ્વર બન્ને અદ્વૈત પામેલા હોય છે. કેટલાક ધર્મમાં એ મતને પિતા અને પુત્ર + એ સંજ્ઞાથી દર્શાવવામાં આવે છે. પ્રભુ અને મનુષ્ય બન્ને દિવ્ય માયા રૂપી કુમારી માતાના પુત્રો તરીકે કેટલાક ધર્મોમાં વર્ણવ્યા છે તેનું પણ એ જ રહસ્ય છે. ખ્રિસ્તીધર્મમાં જે અવતારવાદની સંજ્ઞા છે તેનું રહસ્ય પણ એ જ છે.

+ ખ્રિસ્તીધર્મમાં મેરી–ક્રાઇસ્ટની માતા, પ્રભુ અને ક્રાઇસ્ટ એ ત્રણેને–ત્રિપુટીને પૂજવામાં આવે છે. એને Doctrine of Divinity કહેવામાં આવે છે.

એમાં ત્રિપુટીનો સિદ્ધાંત માન્ય કરવામાં આવ્યો છે. પિતા પ્રભુ–મનુષ્યના આધ્યાત્મિક સ્વર્ગમાં છે, ગીતા જેને જીવ કહે છે તે પુત્ર રૂપે જગતમાં મનુષ્યશરીર ધારણ કરી અવતરે છે; અને પવિત્ર આત્મા–બ્રહ્મમય શુદ્ધ ચૈતન્ય–એ બન્નેની એકતા કરે છે. બાઇબલમાં આપણે ચૈતન્ય × જીસસના ઉપર ઉતરતું હતું એવું વાંચીએ છીએ, અને એના આવવાથી મનુષ્યમાં દેવત્વ પ્રગટતું.

પરંતુ પુરુષોત્તમ ભાવ પોતે જ મનુષ્ય શરીરમાં પ્રકાશે અને જીવભાવનો તેમાં કેવળ લય થાય એ પણ શકય છે. શ્રીચૈતન્યના સમકાલિન લોકોમાં એવું પરિવર્તન થતું હતું એમ જણાવે છે. સામાન્ય રીતે શ્રીચૈતન્યની ભક્તિમાં રાધાનો મધુરભાવ રહેતો અને પોતે પ્રભુત્વનો સ્પષ્ટ ઇન્કાર કરતા. પરંતુ જ્યારે ભાવ આવતો ત્યારે પોતે પ્રભુભાવે આચાર કરતા, અને તે પ્રમાણે બોલતા. એ પ્રમાણે પ્રભુભાવ સતત્ જાગ્રત રહે અને મનુષ્યત્વ એ પ્રભુને કાર્ય કરવાનું સાધન માત્ર થઈ રહે તો આગળ જે અવતાર વિશે કહેવામાં આવ્યું છે તેવો અવતાર થયો ગણાય. અર્થાત્ મનુષ્ય પોતાનામાં અવતારને ઉતારે એ મત પ્રમાણે અવતાર થયો ગણાય એ વિચાર આપણને શકય તો લાગે છે. માણસ ચૈતન્ય દ્વારા પ્રભુ જોડે એકતા કરી શકે અને પોતે પ્રભુનું હથિયાર છે એવી ભાવના સતત્ જાગ્રત રાખી શકે તો પછી પ્રભુ તેના પ્રત્યુત્તરમાં મનુષ્યના સર્વ કરણોમાં પોતે પરાવર્તન પામે એ અશકય નથી. એ પ્રમાણે પ્રભુનું કાર્ય થાય તો તે મનુષ્ય પ્રભુત્વમાં ઉન્નત થયાથી નહિ પરંતુ પ્રભુનો મનુષ્યમાં અવતાર થવાથી જ થયું ગણી શકાય.

પરંતુ, શ્રીમદ્ ભગવદ્ગીતા તો એ મતથી પણ આગળ વધે છે. ગીતા તો પ્રભુ પોતે જ અવતાર ધારણ કરે છે એવો મત ધરાવે છે. શ્રીકૃષ્ણ ભગવાન પોતાના અનેક જન્મો થઈ ગયા છે તેના વિશે પણ ગીતામાં સ્પષ્ટ રીતે બોલે છે. વળી મનુષ્યમાં કાર્ય કરનાર અવતારરૂપે નહિ પરંતુ સર્વ સૃષ્ટિનો સરજનહાર પ્રભુ પોતે બોલે છે એમ પણ આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે

× **The Descent of Holy Ghost**–પવિત્ર આત્માનું અવતરવું એ બનાવ વર્ણવામાં આવે છે.

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

( અ૦ ૪. શ્લો૦ ૬. )

જો કે હું જન્મ વિનાનો છું, અને સર્વ પ્રાણીઓનો પ્રભુ છું તોપણ હું આત્માની માયાથી મારી જાતને ઉત્પન્ન કરું છું.

કેવી રીતે? "**प्रकृतिं स्वामधिष्ठाय**" પ્રકૃતિનાં સર્વ કાર્યોનું અધિષ્ઠાતાપણું ધારણ કરીને. અહિં મનુષ્ય અને તેમાં વિભૂતિ કે અવતારનું કાર્ય છે જ નહિ. અહિં તો પુરુષોત્તમ ભાવે પ્રભુ પોતે જ પોતાની પ્રકૃતિમાં કાર્ય કરી રહ્યા હોય એમ સ્પષ્ટ જણાય છે. અવતાર પોતે પ્રકૃતિથી પર રહી કાર્ય કરે છે. મનુષ્યની પ્રકૃતિમાં તે અવ્યક્ત રહી પડદા પાછળથી કાર્ય કરે છે. અવતારમાં તે પોતે વ્યક્ત સ્વરૂપે કાર્ય કરે છે. અવતારમાં પ્રકૃતિ પોતાના પ્રભુની સત્તામાં હોય છે અને અવતાર તેને પોતાની આજ્ઞાથી સંચાલીત કરે છે. અહિં મનુષ્યત્વની અંદર અવતારનો આવિર્ભાવ થાય છે એવો ભાસ નથી, કારણ કે પ્રભુ-**स्वाम प्रकृतिम्**-પોતાની જ પ્રકૃતિનો આધાર લઈ જન્મ ધારણ કરે છે.

ઉપર જણાવ્યો તે મત માણસની બુદ્ધિમાં ઉતરવો મુશ્કેલ છે. પ્રથમ તો અવતારનું કાર્ય બેવડું છે. તે દૈવી અને માનુષી બન્ને એક સામટું હોય છે એટલે મુશ્કેલી નડે છે. પ્રભુ પોતે મનુષ્યત્વનાં સર્વ બંધનો સ્વીકારે છે, અને તેમને પ્રભુત્વનાં સાધનરૂપ બનાવે છે અને તેમના દ્વારા પ્રભુભાવ, દિવ્યકર્મો કરી બતાવે છે. એ પ્રમાણે ન કરે તો અવતારનો હેતુ સિદ્ધ થાય નહિ. અવતારનો એક હેતુ તો એ જ છે કે સઘળાં બંધનો છતાં પણ મનુષ્યજન્મને દિવ્યજન્મ અને દિવ્યકર્મના સાધન તરીકે વાપરી શકાય છે. વળી પ્રભુભાવ સાથે મનુષ્યની પરિમિત ચેતન્ય શક્તિ પણ અસંભવિત નથી એ પણ બતાવી આપવા માટે અવતાર થાય છે. માણસ પોતાની પવિત્રતા, પ્રેમ, બુદ્ધિ જ્ઞાન વગેરે શક્તિઓનો વિકાસ કરી તેમને પ્રભુના પ્રત્યે લઈ જઈ શકે છે અને તે પ્રમાણે પોતાનામાં

રૂપાંતર પ્રગટાવી શકે છે. તે પદ્ધતિ બતાવવી એ પણ અવતારનું કાર્ય છે,* અવતાર પોતાનું કાર્ય અમાનુષી અને ચમત્કારીક રીતે જ કરે તો પછી આ હેતુ કદી પણ સિદ્ધ ન થાય. એ પ્રમાણે ચમત્કાર કરનાર જાદુગરનો અવતાર તો જગત્‌માં અર્થ વિનાનો અને મિથ્યા થઈ જ પડે. ઉપરના વાક્યનો એવો અર્થ નથી કે કોઇ અવતાર કદી પણ દિવ્યશક્તિઓ અથવા આધ્યાત્મિક ચમત્કાર જેનાથી થાય છે તેવી શક્તિઓ વાપરે જ નહિ. ક્રાઇસ્ટે એ પ્રમાણે માંદા માણસોને સાજા કરેલા હતા પરંતુ એ બધી ચમત્કાર જેવી શકિતઓ પણ માણસને સાધ્ય છે, પણ અવતારની મહત્તાનું ખરૂં કારણ એવી ચમત્કાર કરવાની શક્તિમાં નથી એ તો નિર્વિવાદ છે. તેમજ અવતારનું આખું જીવન એવા ચમત્કારોથી જ ભરેલું હોય તો પછી તેનો ઉપયોગ પણ નથી. જગત્‌માં જાદુગરની પેઠે આશ્ચર્યજનક ચમત્કારો કરવા માટે અવતાર જન્મ ધારણ કરતો નથી. તે મનુષ્યજાતિનો દૈવી ઉપચારક, ધન્વન્તરી છે. તે મનુષ્યની સમીપ દિવ્ય દૃષ્ટાંત મૂકવાને આવે છે. સામાન્ય માણસ પેઠે એને પણ શારીરિક દુઃખો ભોગવવાં પડે છે જે પ્રમાણે જીસસ ક્રાઇસ્ટને કરવું પડયું હતું તે પ્રમાણે. અને તે જ દુઃખોથી પર થવાનું પણ તેણે બુદ્ધ ભગવાનની પેઠે બતાવી આપવું જોઇએ. કોઇ તર્કવાદી માણસ જીસસ ક્રાઇસ્ટને એમ કહે કે "જો તું અવતાર હો તો ક્રોસ ઉપરથી નીચે આવ" તો તે પોતે વગર સ્હમજે દલીલ કરે છે. અથવા તો કોઇ એમ કહે કે અવતારનું શરીર સામાન્ય માણસની પેઠે વ્યાધિથી નાશ પામ્યું માટે તે અવતાર જ ન હતો તો તે દલીલ પણ સત્ય નથી. અવતાર દુઃખ, વ્યાધિ વગેરે બંધનો સ્વીકારે છે કારણ કે તેમનાથી પર થવાનો માર્ગ તેમને સ્વીકારવાથી જ બતાવી શકાય છે. અવતાર પોતે દુઃખ વગેરેથી પર અસાધારણ ચમત્કાર વાપરીને થતો નથી પરંતુ મનુષ્યજાતિની સંસ્કૃતિની દશા પ્રમાણે તે વર્તન કરે છે.

---

*ક્રાઈસ્ટના જીવનમાં બાવન ચમત્કારોનું વર્ણન આવે છે. અલબત, તેમાં ક્રાઈસ્ટનું પ્રભુત્વ સિદ્ધ થાય છે એવું ખ્રિસ્તી લોકો માને છે, પરંતુ આપણા દેશમાં ચમત્કારો જાણીતા છે તોપણ અવતારની કિંમત ચમત્કારો પરથી અંકાતી નથી, આધ્યાત્મિક દશા ઉપરથી તે અંકાય છે.

હવે પ્રશ્ન એ રહે છે કે અવતાર મન અને શરીર કેવી રીતે ધારણ કરે છે? કારણ કે શરીર અને મન કાંઇ એકદમ ઓચિંતા આપોઆપ ઉત્પન્ન થઈ જતાં નથી એમને તો ઉત્ક્રાંતિ–ક્રમવિકાસના કર્મવિપાકના નિયમો લાગુ પડે છે. આપણે આગળ જોયું તો છે કે ગીતા અવતારને એક આધ્યાત્મિક બનાવ ગણે છે. અને અવતાર રૂપે પણ પ્રભુ પોતે જ જન્મે છે, તોપણ માનુષી શરીર તો તેને ધારણ કરવું જ પડે છે. હવે, અવતારનું પોતાનું મન અને તેનું શરીર કેવી રીતે ઉત્પન્ન થયાં છે? જો આપણે એમ માની લઇએ કે પ્રકૃતિ પોતે પ્રાણશક્તિની મદદથી અવતારનું શરીર બનાવે છે અને જીવની જરા પણ મદદ લેતી નથી તો આ બાબત ઘણી સરળ બની જાય છે. શુદ્ધ અને બળવાન શરીર અને મન વંશપરંપરાની પ્રણાલીથી તૈયાર કરવામાં આવે છે અને અવતાર તે શરીર અને મનનો ઉપયોગ કરે છે, એવો એનો પણ નિકાલ થાય. પરંતુ ગીતા પોતે જ હિંમતભેર પુનર્જન્મનો વાદ અવતારને લાગુ પાડે છે. હવે પુનર્જન્મના વાદ પ્રમાણે તો જન્મ ધારણ કરનાર જીવ પોતે જ પોતાનાં કર્મોથી પોતાનું મન અને શરીર તૈયાર કરે છે. આત્મા પોતે જ પોતાનું શરીર તૈયાર કરે છે, શરીર ગમે તેમ આપોઆપ આત્માને માટે બનાવવામાં આવતું નથી. ત્યારે શું આપણે એ પ્રમાણે ધારવું કે પ્રત્યેક યુગમાં (युगे युगे) તે જમાનાને લાયક શરીર અને મન અવતાર પોતે જ ભૂતકાલના જન્માનુસાર બનાવી લે છે? અને એ પ્રમાણે સતત્ બન્યાં જ કરે છે? કેટલાક લોકો વિષ્ણુના દશ અવતારની સમજુતિ એ પ્રમાણે આપે છે. પ્રથમ વિષ્ણુએ મચ્છ, કચ્છ વગેરે પ્રાણીનો અવતાર ધારણ કર્યો ત્યાર પછી વરાહ વગેરે અર્ધમનુષ્ય અને અર્ધ પ્રાણીનો અવતાર લીધો. વામનરૂપે તેમણે મનુષ્યત્વનું લઘુત્વ પ્રાપ્ત કર્યું અને ત્યારપછી પરશુરામરૂપે તેમણે આસુરિ સ્વભાવનો આવિર્ભાવ કર્યો. ત્યાર પછી શુદ્ધ સાત્વિક વૃત્તિવાળા રામ રૂપે મનુષ્યાવતાર લીધો અને આધ્યાત્મિક દૃષ્ટિવાળા બુદ્ધ ભગવાનનો અવતાર ત્યાર પછી થયો. છેવટ સંપૂર્ણ પ્રભુભાવયુક્ત મનુષ્યત્વ ધારણ કરી તેમણે કૃષ્ણનો અવતાર લીધો. છેલ્લો અવતાર કલ્કિ અવતાર છે. જે શ્રીકૃષ્ણનું આરંભેલું કાર્ય સંપૂર્ણ કરવા માટે આવે છે. આ પ્રમાણે માની લેવું એ ઘણું જ વધારે પડતું લાગવાનો સંભવ તો છે પરંતુ ગીતાની ભાષા જોતાં આપણે એ અનુમાન દોરવું જોઇએ એમ લાગે છે. અથવા

તો ગીતા એ પ્રશ્નનો સ્પષ્ટ નિકાલ કરતી નથી માટે, આપણે સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ કરી જાતે એનો નિકાલ કરવાને પ્રયત્ન કરવો જોઇએ. પ્રથમ વિચાર તો એ છે કે અવતારનું શરીર, જીવ પોતાની પ્રગતિ કરતો કરતો તૈયાર કરે છે, પરંતુ જન્મ ધારણ કરતાં જ અવતાર તેમાં કાર્ય કરવા માંડે છે. અથવા તો ગીતામાં चत्वारोमनवः । ચાર મનુઓમાંથી એક મનુ શરીર અને મન તૈયાર કરે છે અને તેમાં અવતાર જન્મ લે છે. પરંતુ આ બધી અટકળો કરવી એટલે આધ્યાત્મિક અનુભવોની દુનિયામાં માથું મારવા જેવું જ ગણાય. આજકાલના લોકોનાં મન હજુ એ દિશામાં જતાં ગભરાય છે. તોપણ એકવાર તમે અવતારની શકયતા સ્વીકારો એટલે એ બધા પ્રદેશોમાં અજાણ્યે પણ તમે પગ માંડયો જ છે એમાં સંશય નથી. અને આપણે દૃઢ પગલે તેમાં ચાલવાની પણ હિંમત ભીડવી પડશે.

ગીતામાં તો અવતારવાદ સ્પષ્ટ રીતે મૂકેલો છે. આપણે તેનું વિસ્તારથી વિવેચન કર્યું છે કારણ કે તેની શકયતા, પદ્ધતિ, કાર્ય, હેતુ, વગેરે જાણવામાં મનુષ્યના મનને અને તેની બુદ્ધિને કઇ કઇ મુશ્કેલીઓ આવવાનો સંભવ છે તે સ્પષ્ટ રીતે જાણવાની જરૂર છે. ખરૂં છે કે સ્થૂળ અવતાર ગીતામાં બહુ આગળ પડતો નથી તોપણ તેનું ચોક્કસ સ્થાન તો ગીતામાં જરૂર છે. ગીતામાં તો વિભૂતિને અવતાર પોતે દોરી રહ્યો છે. મનુષ્યત્વની ઉન્નત દશા તો અર્જુને—વિભૂતિએ—પ્રાપ્ત કરી છે પરંતુ તેમાંથી મુક્ત કરી તેને દિવ્યજન્મ અને દિવ્યકર્મ પ્રત્યે અવતાર રૂપ શ્રીકૃષ્ણ દોરે છે. મનુષ્યત્વમાંથી પ્રભુત્વમાં માણસને લઈ જવાનું આધ્યાત્મિક કાર્ય વધારે અગત્યનું છે. દરેક માણસના અંતરમાં બુદ્ધ, ક્રાઇસ્ટ, કૃષ્ણનો અવતાર થાય તે વધારે અગત્યનું છે તે છતાં બાહ્યજીવન અંતરની પ્રગતિ માટે અગત્યનું છે તે પ્રમાણે બાહ્ય સ્વરૂપે—સ્થૂળ રૂપે—અવતાર થવો તે પણ છેક નજીવો બનાવ નથી. બાહ્ય સ્વરૂપે અવતારની પૂર્ણતા આંતર ચૈતન્યની પૂર્ણતામાં સહાય કરે છે. અને બાહ્ય—સ્થૂળ પૂર્ણતાને લીધે પ્રભુત્વ પૂર્ણ શક્તિસહ ઉત્તમોત્તમ રીતે પ્રકાશે છે. એ બે શકયતાઓ વચ્ચે પ્રભુ પોતે મનુષ્યજાતિમાં યુગે યુગે ગતિ કરી રહ્યો છે.

# પ્રકરણ ૧૨ મું. ( ચાલુ. )



## અવતાર અને દિવ્યકર્મ.



૩.

### અવતારનો હેતુ અને કાર્ય.

અવતાર જગતમાં જે કાર્ય કરવા માટે આવે છે તેની પણ બે બાજુઓ હોય છે. તેના કાર્યને સ્થૂળ દિશા પણ હોય છે, જેથી બાહ્યજગતમાં ધર્મની સંસ્થાપના અને ધર્મનું રક્ષણ થાય છે. સમગ્ર મનુષ્યજાતિની પ્રગતિનો પ્રયત્ન અધોગતિ પામતો અટકીને ઉન્નતિએ ચઢે એ અવતારનો હેતુ હોય છે. અવતારનું સૂક્ષ્મ આધ્યાત્મિક કાર્ય વ્યક્તિ અને સમાજનું ચૈતન્ય–ચિત્ત-શક્તિનો વિકાસ કરવામાં અને મનુષ્યના આત્મામાં દૈવી શ્રદ્ધા ઉત્પન્ન કરી ચૈતન્યનો વિકાસ કરવામાં સહાય આપવામાં સમાયલું છે. સામાન્ય માણસો જરૂરીઆત અને ઉપયોગીતાની દૃષ્ટિએ એમ માને છે કે અવતાર કેવળ અણીને પ્રસંગે મહાન્ કાર્ય કરવા માટે જ આવે છે. પરંતુ એ વિચાર તદ્દન ખરો નથી. કર્મ અને બનાવો અથવા પ્રસંગોમાં પોતાનામાં કાંઇ જ મહાન્ સત્ય સમાયલું હોતું નથી. પરંતુ જે શક્તિના તેઓ પ્રતિનિધિ છે–જે શક્તિના તેઓ સૂચક છે તેને લીધે અને જે મહાન્ આદર્શને તેઓ જીવનમાં પ્રત્યક્ષ કરે છે તેને ખાતર કર્મ તથા પ્રસંગોની કિંમત અંકાય છે.

જે કટોકટીને પ્રસંગે અવતાર જન્મ ધારણ કરે છે તે સ્થૂળ દૃષ્ટિએ તો સ્થૂળ ફેરફારોના સમૂહ તરીકે જ દેખાય છે, પરંતુ તે અણીના પ્રસંગનો સૂક્ષ્મ અર્થ આધ્યાત્મિક હોય છે, કારણકે એવા બનાવ પછી માણસનો આત્મા નવીન દિશા પ્રત્યે વહે છે, અણીના પ્રસંગે અધોગતિના બળોનો પરાજય કરે છે. એવા મહાન્ પરિવર્તન માટે દૈવી શક્તિની જરૂર છે, જે આધ્યા-

ત્મિક શક્તિ શરીરમાં કાર્ય કરે છે, તે ચિચ્છક્તિના પ્રમાણમાં દૈવીશકિતમાં વધારો ઘટાડો થાય છે, ખરૂં જોતાં જે ચૈતન્ય શકિત કાર્ય કરે છે તેના પ્રમાણમાં બળનો આવિર્ભાવ થાય છે એટલા માટે જ દૈવીશકિત—અવતારની જરૂર છે. જ્યારે ફકત માનસિક અથવા વ્યવહારૂ ફેરફાર કરવાના હોય છે ત્યારે અવતારની જરૂર નથી. એવું આધ્યાત્મિક પરિવર્તન કરવા માટે ચૈતન્યનો વિકાસ કરવાની જરૂર છે, એવી શકિતવાળી દિવ્ય વિભૂતિઓ ઉત્પન્ન થાય છે અને તેમને લીધે મનુષ્યનો આત્મા તાત્કાલિક ઉચ્ચભૂમિકાને પ્રાપ્ત કરે છે. એવું પરિવર્તન કરવા માટે વિભૂતિઓ માનવ જાતિને દોરે તોપણ બસ છે. એવા પરિવર્તનનું નેતાપણું વિભૂતિઓ લઈ શકે છે, યુરોપખંડના ઇતિહાસમાં Reformation (રીફૉરમેશન) અને ફ્રાન્સની રાજક્રાંતિ એવાં પરિવર્તનો હતાં. એબનાવો આધ્યાત્મિક દૃષ્ટિએ કાંઇ બહુ મહાન્ ગણી શકાય નહિ. તે બનાવો બુદ્ધિપ્રધાન અને વ્યવહારૂ હતા. એમાંનો પ્રથમ ધર્મના વિષયમાં અને બીજો સામાજીક અને રાજકીય ક્ષેત્રમાં પરિણામકારક થયો છે. એ પરિવર્તનોને લીધે જે પરિણામ આવ્યાં તે પણ માનસિક અને ક્રિયાત્મક હતાં, આધ્યાત્મિક ન હતાં. જ્યારે પરિવર્તનનું બીજ આધ્યાત્મિક હોય છે ત્યારે અંશાવતાર કે પૂર્ણાવતર રૂપે પ્રભુભાવ મનુષ્યના રૂપમાં પ્રગટે છે, તેને અવતાર કહેવામાં આવે છે.

ગીતાના અવતારના બાહ્યકર્મને "ધર્મ સંસ્થાપના" એવું નામ આપવામાં આવ્યું છે. યુગે યુગે જ્યારે ધર્મ લોપ થાય છે, તેની અધોગતિ થાય છે, અને અધર્મનું પ્રબળ વધે છે અને તે સબળ થાય છે ત્યારે અવતાર આવે છે અને પાછો ધર્મની સ્થાપના કરે છે. એ ધર્મ અને અધર્મની ભાવનાઓના પ્રતિનિધિરૂપ ક્રિયાઓ અને માણસો હોય છે, એટલે જ્યારે અવતાર થાય છે ત્યારે સાધુઓ અથવા ધર્મ પ્રત્યે વૃત્તિવાળાઓનું અધર્મીઓથી રક્ષણ કરવાનું કાર્ય તે કરે છે. એ સંબંધમાં ગીતા જે ભાષા વાપરે છે તેનો સંકુચિત અર્થ ગ્રહણ કરીને, આપણે અવતારનો ખરેખરો આધ્યાત્મિક અર્થ ગુમાવી બેસીએ એવો સંભવ છે. "ધર્મ" શબ્દનો અર્થ એક થતો નથી. એના અર્થમાં તો નીતિ, વ્યવહાર, તત્ત્વજ્ઞાન, પંથ, સંપ્રદાય અને આધ્યાત્મિક ઉન્નતિ વગેરે સર્વે

વિચારોનો સમાવેશ થાય છે. નીતિની દૃષ્ટિએ એનો અર્થ સિદ્ધાંતનું પાલન અથવા નૈતિકજીવન થાય છે. વ્યવહારૂ બાબતમાં સામાજીક અને રાજકીય જીવનમાં ન્યાયનું પાલન એવો થાય છે, કેટલીક વાર સમાજના નિયમોનું પાલન-ચાલતા આવેલા રિવાજને માન આપવું એવો પણ અર્થ કરવામાં આવ્યો છે. ઉપર જણાવેલા અર્થમાંનો એક પણ અર્થ આપણે ગ્રહણ કરીએ તો અવતાર પુણ્યશાળી માણસોના રક્ષણને માટે થાય છે અને પાપીઓનો નાશ કરે છે. એ કાર્યથી મનુષ્યજાતિમાં નીતિની ધારણ-કાંડી જળવાઇ રહે છે.

ઉપર આપેલી સ્હમજુતિ પ્રમાણે સામાજીક, પૌરાણિક દૃષ્ટિએ કૃષ્ણાવતાર થવાનું કારણ એમ જણાવવામાં આવે છે કે પાપવૃત્તિપ્રધાન કૌરવોનું (દુર્યોધનાદિ) એટલું બધું બળ વધી ગયું અને એમણે એટલો ઘોર અન્યાય કરવા માંડયો કે તેથી પૃથ્વી ભારથી પીડાવા લાગી અને તેણે ભગવાનને પોતાનો ભાર હલકો કરવા માટે વિનંતી કરી. એ પ્રમાણે વિષ્ણુ ભગવાને શ્રીકૃષ્ણનો અવતાર ધારણ કર્યો અને પાંડવોને મુક્ત કરી કૌરવોનો સંહાર કર્યો. વિષ્ણુના બીજા અવતારોનાં કારણો પણ એ જ પ્રમાણે આપવામાં આવે છે. રામચંદ્રનો જન્મ રાવણનો અધર્મી જુલમ અટકાવવા માટે, પરશુરામનો અવતાર ક્ષત્રિય લોકોનો અનાચાર અને ગર્વ અટકાવવા માટે, અને વામનનો અવતાર બળી રાક્ષસની સત્તા અટકાવવા માટે થયો હતો. ઉપર જણાવેલી દલીલો આપવામાં આવે છે તોપણ અવતારનું ખરૂં કારણ વ્યવહારૂ નીતિનું રક્ષણ અથવા રાજકીય કે સામાજીક પરિવર્તન માત્ર નથી. અવતારના આધ્યાત્મિક હેતુનો એમાં સમાવેશ થઈ જતો નથી. વળી જો બાહ્યકર્મ ઉપરથી જ અવતારત્વ સિદ્ધ થાય તો ભગવાન ગૌતમ બુદ્ધ અને જીસસ ક્રાઇસ્ટ જેમણે જગત્‌માં વિનાશ કર્યો નથી પરંતુ મનુષ્યના આત્માને નવીન આધ્યાત્મિક સંદેશ આપી દૈવી આત્મજ્ઞાન અને આધ્યાત્મિક સાક્ષાત્કારનો માર્ગ બતાવ્યો છે તેમને આપણે અવતારમાંથી બાદ કરવા પડે. "ધર્મ" ને આપણે આધ્યાત્મિક કે ધાર્મિક અર્થમાં વાપરીશું તો આપણને અવતારનું રહસ્ય તુર્ત જણાઈ આવશે. પરંતુ અવતારનું બાહ્યકાર્ય તેથી વિમૂઢું પડી જશે. અર્થાત્ અવતારના જન્મમાં આપણને તેનું બેવડું કાર્ય

સ્પષ્ટ જણાઈ આવે છે. પ્રથમ તો તે પ્રભુનું કાર્ય મનુષ્યજાતિમાં કરે છે, અને દૈવીશક્તિ બન્ને રીતે પોતાનું કાર્ય સફળતાથી બજાવે છે. પ્રથમ તો આત્માની આધ્યાત્મિક પ્રગતિની દિશામાં તે સફળતા મેળવે છે, અને બીજું કે બાહ્યજીવનમાં પરિવર્તન લાવી મૂકે છે.

અવતાર દુનિયામાં મહાન્ આધ્યાત્મિક ગુરુ તરીકે ક્રાઇસ્ટ અથવા બુદ્ધની પેઠે પણ જન્મ ધારણ કરે તોપણ એના કાર્યને પરિણામે એના આવિર્ભાવ પછી પણ કેવળ નૈતિક નહિ પરંતુ સામાજીક અને બાહ્યજીવનમાં પરિવર્તન થાય છે. એ પ્રમાણે ન થાય તો બાહ્યજીવનમાં દિવ્યજીવન, દિવ્યશક્તિના દૃષ્ટાંતરૂપે રામ કે કૃષ્ણની પેઠે અવતાર જન્મ ધારણ કરે તોપણ એવા અવતારના આવાગમનથી માણસજાતના આત્માને હમેશને માટે પ્રગતિ કરવાને પ્રેરણા મળે છે. અહિં આપણે એક ખાસ બીનાની નોંધ લેવા જેવી છે તે એ કે બૌદ્ધ અને ખ્રિસ્તીધર્મ બન્નેની નૈતિક, સામાજીક અને વ્યવહારૂ અસર તો જે માણસોએ, દેશોએ, તેનો ઇન્કાર કર્યો હતો તેમના ઉપર પણ અનિવાર્ય રીતે થયેલી છે. હિન્દુધર્મે બુદ્ધનો અસ્વીકાર કર્યો તોપણ તેના ઉપર બૌદ્ધધર્મના નીતિભાવની ન ભૂંસાય એવી છાપ પડી. આજકાલનો યુરોપ કેવળ નામમાં જ ખ્રિસ્તી છે, તોપણ એમના જીવનમાં માણસજાતને માટે જે સહાનુભૂતિ અને સ્વતંત્રતા, સમાનતા તથા ભ્રાતૃભાવના સિદ્ધાંતો તેમણે સ્વીકાર્યા છે તે ખ્રિસ્તીધર્મનું જ સમાજ, નીતિ અને રાજકીય બાબતમાં પ્રતિબિંબ છે. વળી તે કાર્ય ઘણું ખરૂં તો જે લોકો ખ્રિસ્તી-ધર્મમાં નહિ માનનાર વિરોધીઓ હતા તેમણે કર્યું. જે જમાનામાં એ વિચારોનો પ્રચાર થયો તેમાં તો જનસમાજે ધર્મ તરીકે ખ્રિસ્તીધર્મને દૂર કરવા પ્રયત્ન કરેલો એ પણ બીજી આશ્ચર્યકારક બીના છે એનાથી ઉલટું આપણે રામ અથવા શ્રીકૃષ્ણનું જીવન લઇએ તો માલૂમ પડશે કે તેમનું જીવન ઐતિહાસિક સમય કરતાં પણ વધારે પ્રાચીન છે, અને અત્યારના સમાજને કવિતા, દંતકથા અને પુરાણદ્વારા તેની હકીકત માલૂમ પડે છે, અને ઘણા તો તેમને કપોલકલ્પિત પૌરાણિક વાર્તાઓમાં પણ ગણવા તૈયાર હોય છે. એમના અસ્તિત્વને આપણે ઐતિહાસીક સત્ય તરીકે

સ્વીકારીએ નહિ તોપણ એમના અસ્તિત્વને આધ્યાત્મિક સત્ય તરીકે પ્રજાનાં અને વ્યક્તિના આત્માએ સ્વીકાર્યું છે. અને તેથી મનુષ્યજાતના ચૈતન્યના વિકાસ માટે એમની અસર ચિરસ્થાયી છે. દિવ્યકર્મ અને પ્રભુભાવ અવતારમાં અવશ્ય હોવાં જોઇએ અને સ્થૂળ કાર્ય જગતમાં પૂરૂં થઈ જાય ત્યાર પછી પણ અવતારની અસર તો જગતમાં રહેવી જોઇએ. અને અવતારની આધ્યાત્મિક અસર કેવળ અવતારના જીવનમાં થઈ હોય તો પરિણામે જનસમાજના વિચારમાં, વ્યવહારમાં, આચારમાં અર્થાત્ સમાજના બાહ્યજીવનમાં તેની અસર જણાવી જોઇએ.

ગીતાનો અર્થ બરાબર સમજવા માટે આપણે 'ધર્મ' નો અર્થ ઘણો વિશાળ લેવો જોઇએ. આંતર અને બાહ્યજીવનમાં કાર્ય કરી રહેલી પ્રભુની શક્તિ મનુષ્યજાતિની પ્રગતિ માટે સંજોગો અને જીવનમાં જે ધોરણે કાર્ય કરે છે તે નિયમને ધર્મ કહી શકાય. આર્યાવર્તની દૃષ્ટિએ જોતાં ધર્મનો અર્થ—પુણ્ય, નીતિ, ન્યાય, સત્ય એટલો જ થતો નથી. અન્ય મનુષ્યો સાથે, પ્રભુ સાથે, પ્રકૃતિ સાથે સંબંધમાં આવે છે તે બધાંનો નિયામક (Governor) જે જે દૈવી સિદ્ધાંત—તે બધા સંબંધોનો અધિષ્ઠાતા જે દૈવી નિયમ તેને ધર્મ કહી શકાય. એ ધર્મ, કર્મ અને આંતરજીવન, બન્નેમાં વ્યક્ત થાય છે. જગતના સર્વ બંધનોનો તે નિયામક છે. ધર્મ—ધૃ એટલે ધારણ કરવું, પકડી રાખવું તે—એટલે આપણે જેને પકડી રાખીએ છીએ તે અને જે આપણી આંતર અને બાહ્યક્રિયાઓને ધારણ કરે છે. "ધર્મ" નો મૂળ * અર્થ તો "આપણા પોતાના જીવનમાં જે અનિવાર્ય રીતે કાર્ય કરી રહેલો સિદ્ધાંત છે તે" એવો પણ થાય. પ્રત્યેક વ્યક્તિને, સમાજને, પ્રજાને તેને પોતાનો ધર્મ હોય છે. વળી બીજું આપણામાં પ્રભુભાવ—દૈવીપ્રકૃતિ—આવિર્ભાવ પામવા પ્રયત્ન કરી રહી છે. એ અર્થમાં ધર્મ એટલે આપણા અંતરમાં એ પ્રકૃતિ જેનાથી વિકાસ થાય તે નિયમ એવો થાય. વળી ત્રીજી વ્યાખ્યા એ છે કે આપણા વિચારો, કર્મ અને

* અગ્નિનો ધર્મ છે કે બાળવું. ત્યાં આગળ ધર્મનો અર્થ અનિવાર્ય ગુણ કે જે ગુણથી અતિરિક્ત તે વસ્તુનો ખ્યાલ જ ન થઈ શકે એવો થાય. તેવા માણસનો પણ ધર્મ છે કે તેણે પ્રભુત્વ મેળવવું.

સંબંધોનો નિયામક સિદ્ધાંત હોય તેને ધર્મ કહી શકીએ. કારણ કે તેનાથી આપણો પોતાનો અને મનુષ્યજાતનો વિકાસ પ્રભુમયજીવન પ્રત્યે કરવામાં સહાય મળે છે.

ઘણું ખરું ધર્મને સનાતન અને અચળ માનવામાં આવે છે. અલબત ધર્મનાં મૂળતત્ત્વો સનાતન અને અચળ હોય છે. પરંતુ તેના સ્વરૂપોમાં, બાહ્યાચારમાં હમેશાં વિકાર થયા કરે છે. કારણ કે માણસ આદર્શને કે મૂળતત્ત્વને પામી શકતો નથી. પરંતુ વધારે ને વધારે ઉચ્ચ ભાવના પ્રત્યે પ્રેરાય છે, અને ક્રમે ક્રમે વિકાસ પામે છે. એ વિકાસમાં જેટલી વસ્તુઓ આપણને મદદ કરે તે બધાનો ધર્મમાં સમાવેશ થાય. અર્થાત્ જેનાથી દૈવી વિશુદ્ધિ, વિશાળતા, પ્રેમ, મુક્તિ, શક્તિ, આનંદ, એકતા, સૌંદર્ય વગેરેમાં આપણો વિકાસ થાય તેને ધર્મ કહી શકાય. એના વિરૂદ્ધમાં આપણી પ્રગતિની આડે આવનાર જે વિરોધી તત્ત્વો છે તે બધાંનો અધર્મમાં સમાવેશ થાય છે, અર્થાત્ અશુદ્ધિ, અપવિત્રતા, સંકુચિતપણું, અજ્ઞાન, નિર્બલતા, નીચતા, દ્વૈતભાવ, દુઃખ વગેરે સઘળું માણસે પોતાની પ્રગતિ કરવા માટે પાછળ મૂકવું જ જોઇએ. એ બધું અધર્મ છે. અધર્મની વૃત્તિ પાપ, અજ્ઞાન અને તમોગુણ પ્રત્યે હોય છે. એ બન્ને વચ્ચે સનાતન યુદ્ધ ચાલ્યા કરે છે અને જય પરાજયનું લોલક એકથી બીજી બાજુ આંદોલન ખાયા કરે છે, અને ઘડીમાં ધર્મનો ને ઘડીમાં અધર્મનો વિજય થયલો જણાય છે. વેદમાં દિતિ અને અદિતિના પુત્રો વચ્ચે યુદ્ધ થયું અને દેવ અને અસુરના ઝગડાના રૂપમાં તેનું વર્ણન કરવામાં આવ્યું છે. પારસીધર્મમાં તેને અહુર્મઝદ અને અહરિમાન વચ્ચમાં યુદ્ધરૂપી સૂચકથી વર્ણવવામાં આવે છે. કેટલાક પ્રભુ અને સેતાનનો ઝગડો કહી તેને વર્ણવે છે.

અવતારનું કાર્ય ઉપર જણાવેલી અસરો પર આધાર રાખે છે. બૌદ્ધમત પ્રમાણે અધર્મથી બચવાને શિષ્ય ત્રણ શક્તિનો આશ્રય લે છે. ૧ ધર્મ. ૨ સંઘ અને ૩ બુદ્ધ. ખ્રિસ્તીધર્મમાં પણ ૧. ખ્રિસ્તીધર્મ. ૨. ચર્ચ અથવા પંથ. ૩. જીસસ ક્રાઇસ્ટ એ જ પ્રમાણે ત્રિપુટી આવે છે. અવતારના કાર્યમાં આ ત્રણે વસ્તુઓ જરૂરની હોય એમ લાગે છે. પ્રથમ તો અવતાર પોતે ધર્મ આપે છે આત્માના વિકાસનો નિયમ

બતાવે છે, આધ્યાત્મિક ઉન્નતિનો માર્ગ દર્શાવે છે, એ ધર્મમાં અધર્મમાંથી છૂટી પ્રગતિ કેમ કરવી તે બતાવ્યું હોય છે તે ઉપરાંત વ્યવહારના નિયમો તથા બીજા માણસો સાથે આપણા સંબંધનું પણ નિયમન તેમાં બતાવેલું હોય છે. માણસજાતના પ્રત્યેક પ્રયત્નમાં સંઘશક્તિ–સંઘ–પ્રત્યે આકર્ષણ રહેલું છે, અને જેઓ એકજ માર્ગે જતા હોય છે તેઓ સ્વાભાવિક રીતે જ સમાજના રૂપમાં એકત્ર થાય છે એટલે અવતાર સંઘ સ્થાપન કરે છે. જે લોકો એના વ્યકિતત્વને લીધે અથવા એના બોધને લીધે એકત્ર થયા હોય તેમના સમાજને "સંઘ" એવું નામ આપણે આપીશું. વૈષ્ણવધર્મમાં પણ એવી જ ત્રિપુટી છે. તેઓ (૧) ભાગવત (૨) ભકત અને (૩) ભગવાનમાં માને છે. ભાગવત એટલે વૈષ્ણવધર્મનો આધ્યાત્મિક સત્યોનો ગ્રંથ–જેમાં વૈષ્ણવમત પ્રમાણે આધ્યાત્મિક પ્રગતિનો માર્ગ બતાવવામાં આવ્યો છે, તેમ જ ભકત એટલે જે માણસોમાં એ ધર્મ વ્યકત હોય તે અને ત્રીજું ભગવાન–પ્રભુ પોતે. અવતાર હમેશાં ત્રીજું તત્ત્વ પોતાનામાં વ્યકત કરે છે. અને સંઘને પોતાનું આધ્યાત્મિક જીવન આપીને માણસજાતને મોક્ષ અને અને આનંદ પ્રત્યે આકર્ષે છે.

ગીતામાં આ ત્રણે બાબતો ઘણા વિશાળ અને વ્યાપક અર્થમાં લેવામાં આવી છે. ગીતામાં જે એકતા છે તે વેદાંતિક અને આધ્યાત્મિક એકતા છે તેમાં આત્માની એકતા સમાયલી છે. સર્વમાં પોતાનો આત્મા અને પોતાના આત્મમાં સર્વનો સમાવેશ કરવાની ભાવના તેમાં રહેલી હોય છે. સર્વ માનુષી સંબંધોને સામાજીક, નૈતિક અને ધાર્મિક બંધનોને તે બ્રાહ્મીસ્થિતિમાં લઈ જાય છે. વેદાંતિક મત પ્રમાણે એકતાનો ધર્મ છે તેમાં સમાનતા અને મુકત કર્મ તથા કામના રહિત સ્થિતિ મેળવવી વગેરેનો સમાવેશ થાય છે. પ્રભુનિયત કર્મો, પ્રભુનો સાક્ષાત્કાર અને તેનું તથા આત્માનું જ્ઞાન, તેમજ પ્રભુપ્રેમ એનો તે ધર્મમાં સમાવેશ થાય છે. વળી ગીતામાં સંઘનો ભાવ ઘણો વ્યાપક છે, તેમાં આખી મનુષ્યજાતિનો સમાવેશ કરવમાં આવ્યો છે. પ્રભુપ્રેમ અને પ્રભુપ્રાપ્તિ માટે એકત્ર થવાનો ભાવ સંઘના પાયામાં રહેલો છે. તે પણ આખી મનુષ્યજાતિને લાગુ કરવામાં આવે છે. આખી માણસ-જાત એ ધર્મ પ્રત્યે પ્રયાણ કરી રહી છે. પ્રત્યેક માણસ પોતાની શકિત

પ્રમાણે પ્રગતિ કરવા મથે છે. **मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः** " સર્વ પ્રકારે માણસો મારો જ પંથ અનુસરે છે." એવું શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે. એટલે ઇશ્વરને પ્રાપ્ત કરવા મથનાર માણસ, સર્વ પ્રાણીઓ જોડે એકતા કરીને, તેમનાં સુખ અને દુઃખોને પોતાનાં ગણીને મનુષ્યજાતિના સમગ્ર જીવનમાં જીવે છે, તે પ્રભુપ્રીત્યર્થે સર્વમય જીવન ગાળે છે અને " **लोकसंग्रह** " ના કાર્યોમાં ધર્મનું સંરક્ષણ કરનારાં કાર્યોમાં–પ્રભુ પ્રત્યે પ્રગતિ કરવામાં સહાય કરવામાં તે મચ્યો રહે છે. અવતાર, નામ અને રૂપ ધારણ કરે છે તોપણ તે છેવટ પ્રભુનો જ પ્રતિનિધિ છે, પુરુષોત્તમ સ્વરૂપ છે અને એના જ નામરૂપોને સર્વ માણસો ભજે છે. અવતારમાં પણ એજ મનુષ્ય રૂપ ધારણ કરે છે, અહિં શ્રીકૃષ્ણ ભગવાન જે માર્ગ બતાવે છે તે પ્રભુ પ્રાપ્તિને માટે ઉત્તમ છે પરંતુ તે અતડો નથી. સર્વનો સમાવેશ કરનાર છે, કારણકે પુરુષોત્તમ પ્રભુમાં સર્વ અવતાર, સર્વ ધર્મ અને સર્વ શાસ્ત્રોનો સમાવેશ થઈ જાય છે.

જગત્ જે બે પ્રકારના સંગ્રામનું ક્ષેત્ર છે તેના ઉપર ગીતા ભાર મૂકે છે. આંતરવિગ્રહ અને બાહ્યયુદ્ધ. આંતરયુદ્ધના શત્રુઓ માણસના અંતરમાં છે અને ત્યાં કામના અને અહંકારનો નાશ કરવાથી વિજય મળે છે, તોપણ ધર્મ અને અધર્મના પ્રતિનિધિ માણસોમાં પણ એ વિરોધ બહાર પડે છે, તેમાં પ્રભુ અને તેની દૈવી પ્રકૃતિ હમેશાં ધર્મને સહાય કરે છે, જ્યારે આસુરિસંપત્તિવાળા, અહંકાર પ્રધાન પ્રકૃતિવાળા માણસો અધર્મનો ઝુંડો ફરકાવે છે. દેવાસુરયુદ્ધના રૂપકથી આપણાં શાસ્ત્રો અને પુરાણો તો ભરેલાં છે. આખા ભારતીય સાહિત્યમાં આ વાત સર્વવ્યાપી છે. ઘણીવાર તો મહાભારતના યુદ્ધને પણ એ જ રૂપકથી વર્ણવવામાં આવે છે. શ્રીકૃષ્ણ અવતાર રૂપ છે. પાંડવો ધર્મનું રક્ષણ કરનારા દેવતાના પુત્રો છે અને દુર્યોધન પ્રમુખ કૌરવો અધર્મના પ્રતિનિધિઓ છે. એવા કટોકટીના પ્રસંગમાં પણ અવતાર સીધી કે આડકતરી રીતે મદદ કરે છે. તે અસુરોની સત્તાનો નાશ કરે છે અને ધર્મના આદર્શોને પાછા ઉત્તેજીત કરે છે. વ્યક્તિના આંતરજીવનનો વિકાસ કરી તેનામાં પ્રભુત્વ પ્રગટાવવા માટે અને સમાજમાં સત્યયુગનો સમય સમીપ લાવી બાહ્યજીવનમાં પ્રભુતા પ્રગટાવવા માટે અવતાર થાય છે.

અવતારનું ખરેખરું રહસ્ય તો જે માણુસો દિવ્યજન્મ અને દિવ્ય-કર્મનો પ્રકાર જાણીને પોતાનામાં પ્રભુત્વની ભાવના પ્રગટાવીને, અધોવૃત્તિનો ત્યાગ કરી દૈવી પ્રકૃતિને પ્રાપ્ત કરે છે તેમને જણાય છે.

જેઓ પ્રભુમય થઈને પ્રભુનો જ આશ્રય લે છે તેમને તે રહસ્ય પ્રાપ્ત થાય છે. તેઓ છેવટે **मद्भाव** "મારી પ્રકૃતિને" પ્રાપ્ત થાય છે એવું શ્રીકૃષ્ણ ભગવાન કહે છે. માણુસમાં રહેલી દૈવી શકયતા બતાવવા માટે અવતાર થાય છે. ક્ષુદ્ર પ્રકૃતિનો ત્યાગ કરીને દૈવી પ્રકૃતિને મેળવવાનો માર્ગ તે દર્શાવે છે. દૈવી કર્મો–મુકત કર્મો કેવાં હોય છે તે અવતાર બતાવે છે. માણુસ જાતની ક્ષુદ્ર અહંતા અને પરિમિત જીવનને છોડાવીને, અહંતામાંથી અનંતતાનો માર્ગ તે દર્શાવે છે, માણુસજાતિને પોતાના પ્રત્યે આકર્ષણુ કરી અહંતા અને કામનાઓનો ત્યાગ કરી પ્રભુ પ્રત્યે પ્રેમ-વાળું જીવન પ્રાપ્ત કરાવવા માટે તે અવતાર લે છે. ભય, ક્રોધ, આવેશ વગેરેનો ત્યાગ કરી પ્રભુમય આનંદમાં માણુસ જીવી શકે તે બતાવવા માટે અવતાર આવે છે. તે ગમે તે સ્વરૂપમાં આવે તોપણુ **ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्** । "જેઓ જે રૂપે મને પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે છે તેમને હું તે જ રીતે પ્રાપ્ત થાઉં છું" ગમે તે રૂપે અવતાર આવે તોપણુ તે પ્રભુ જ છે.

# પ્રકરણ ૧૩ મું.

## " દિવ્ય કર્મયોગી. "

આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે દિવ્યજન્મ પ્રાપ્ત કરવો અર્થાત્ આત્મચૈતન્યનો વિકાસ કરી વિશાળ પ્રભુભાવને પ્રાપ્ત કરવો એ ગીતામાં કહેલા કર્મયોગનો સાર છે. એ દિવ્યજીવન પ્રાપ્ત કરવા માટે સિદ્ધિ થતાં પહેલાં દિવ્યકર્મને પગથીયાં તરીકે વાપરવાં અને પ્રભુપ્રાપ્તિ પછી પ્રભુત્વનો આવિર્ભાવ કરવા માટે કર્મોનો ઉપયોગ કરવો એ તેની પદ્ધતિ છે, સ્થૂળ- દષ્ટિએ ઓળખાય એવી કોઇ પણ નિશાની દિવ્યકર્મોને આપવામાં આવી નથી. દુનિયાદારીની નજરે આપી શકાય એવું ધોરણ " દિવ્યકર્મોને " માટે ગીતા કહેતી નથી. નીતિ, ધર્મ વગેરે વિચારોથી સામાન્ય માણસો પોતાનું જીવન દોરે છે તે સઘળાનો ગીતા ત્યાગ કરે છે. દિવ્યકર્મોની બધી નિશાનીઓ આંતર અને સ્વાનુભવ પૂર્ણ હોય છે. બીજાં સામાન્ય કર્મોથી તેમને જુદાં પાડનાર લક્ષણો. અદૃષ્ય, આધ્યાત્મિક, અને ત્રિગુણા- તીત હોય છે.

" દિવ્યકર્મો " અથવા " મુક્તકર્મો " આત્માના તેજમાંથી બહાર વહે છે તે તેના જ્ઞાનરૂપી તેજથી જ ઓળખાય છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।** (અ૦ ૪. શ્લો૦ ૧૬.)

" કર્મ શું ? અકર્મ શું ? વગેરે પ્રશ્નોનો નિકાલ કરવામાં ઋષિઓ પણ સંદેહમાં પડી જાય છે. " કારણકે તેઓ કર્મને માટે વ્યવહાર, સામાજીક, નૈતિક અને બુદ્ધિપ્રધાન ધોરણોથી તેનો નિકાલ કરવા

ઇચ્છે છે. તેઓ બાહ્ય વિશિષ્ટ ગુણો ઉપર દૃષ્ટિ રાખે છે. પરંતુ એ પ્રશ્નનું મૂળ વિચારતા નથી. હું તને એવાં કર્મો બતાવીશ કે જેનું જ્ઞાન મેળવીને સર્વ દુઃખોથી અને પાપથી મુક્ત થઇશ. આગળ જતાં ગીતા કહે છે.—

" कर्मणोह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ (અ૦ ૪. શ્લો૦૧૭.)

" માણુસે કર્મ શું તે જાણવું જોઇએ તથા ખોટું કર્મ કયું તેનું પણ જ્ઞાન મેળવવું જોઇએ. વળી અકર્મ શું તે પણ બરાબર સ્હમજવાની જરૂર છે. કારણુ કે કર્મની ગતિ બહુજ ગહન છે." જગતમાં કર્મ ગહન જંગલ–ઝાડી જેવાં છે. અને એ જંગલમાં માણસ પોતાના કામના સર્વમાન્ય વિચારો પ્રમાણે, આજુબાજુના સંજોગો પ્રમાણે અને પોતાના વ્યક્તિત્વના માનીલીધેલા ધોરણ પ્રમાણે પડતો આખડતો જાય છે; અથવા એ પ્રમાણે માનવું પણ બરાબર નથી. માણુસ કર્મરૂપી ગહન જળમાં જાય છે તે કાંઇ પોતાના જ કાળના વિચારો પ્રમાણે નહિ પરંતુ યુગોયુગના વિચારોથી દોરાય છે વળી તે નીતિ અને ધર્મના અનેક વિચારોના ખીચડામાંથી પોતાનું જીવન દોરતો જણાય છે. એ બધાં પરમ સત્ય અને સનાતન શાશ્વત–અચળતાવાળાં હોવાનો દાવો કરે છે ખરાં પરંતુ એ બધાંએ કામચલાઉ, રૂઢિપ્રધાન અને કેટલીક વાર તો વિવેકશૂન્ય હોય છે. એ પ્રમાણે કર્મની સ્થિતિ હોવાથી જ્ઞાની પુરુષને અચળ નિયમ અને અપૂર્વ સત્ય પ્રાપ્ત થયા પછી એવો પ્રશ્ન થાય છે કે કર્મ અને જીવન બન્ને મિથ્યા માયા તો નથી? માણસને તેઓ જકડી રાખનારાં બંધનો તો નથી? " અકર્મ " થઇ જવું એ જ શું માણુસના અજ્ઞાની આત્મા માટે ઉત્તમોત્તમ છેવટનો ઉપાય નથી? પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે " અકર્મ શું " એ પ્રશ્નનો નિકાલ કરવામાં તો ઋષિઓ પણ ભૂલ કરે એવો સંભવ છે, કારણુ કે જ્ઞાન અને મોક્ષ બન્ને કર્મ કરવાથી પ્રાપ્ત થાય છે.

તો પછી ઉપર જણાવેલા પ્રશ્નનો છેવટનો નિકાલ શો? કઇ જાતનાં કર્મો કરવાથી આપણે જીવનના દોષોથી અને પાપોથી મુક્ત થઇ શકીએ?

સંદેહ, સ્ખલન, દુઃખ, શોક વગેરેથી અને સારામાં સારાં કાર્યોનાં (કર્મોનાં) પણ મિશ્ર, અશુદ્ધ અને આપણને દબાવે એવાં પરિણામોથી અને વિધવિધ પાપ અને દુઃખના સંસર્ગથી આપણે શી રીતે છૂટી શકીએ? ગીતા કહે છે કે બાહ્ય-સ્થૂળ નિયમો અને નિશાનીઓથી આપણે એ જાણી શકીશું નહિ. જગતને જે કર્મોની જરૂર છે તેવાં કર્મોનો ત્યાગ કરવાની પણ જરૂર નથી. આપણાં કર્મોની આસપાસ કૃત્રિમ વાડ કરી જીવનનું કાર્યક્ષેત્ર સંકુચિત કરવાની પણ અગત્ય નથી. માણસે સર્વ કર્મો કરવાં જોઇએ. પરંતુ પ્રભુ જોડે પોતાનો આત્મા યુક્ત રાખીને કરવાં જોઇએ. " युक्तः कृत्स्नकर्मकृत् ।" અકર્મ અર્થાત્ કર્મનો સન્યાસ એ માર્ગ ખરો નથી. જે માણસે પરમ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે જાણે છે કે એ પ્રમાણે અકર્મ રહેવું એ એક મહાન્ કર્મ છે. અકર્મ સ્થિતિ પ્રકૃતિના ગુણોને વશ હોય છે. જે માણસનું મન શારીરિક, સ્થૂળ, અકર્મમાં રહી પોતે અકર્મ છે એમ માને છે, તે માણસ " હું પોતે કર્તા છું પ્રકૃતિ કર્તા નથી " એવા ખોટા ખ્યાલમાં હોય છે. તે માણસ જડ સ્થિતિને નિષ્કર્મ સ્થિતિ ગણે છે. પ્રકૃતિમાં પથ્થર અથવા માટી જેવા જડ દેખાતા પદાર્થોથી પણ વધારે અકર્મ-કર્મ રહિત દેખાતા પદાર્થોમાં પ્રકૃતિ કાર્ય કરતી હોય છે, પ્રકૃતિ તો ત્યાં પણ પોતાનું સામ્રાજ્ય ટકાવી રાખે છે. એનાથી ઉલટું કર્મમાં સબળ પ્રવાહના પૂર વેગમાં પણ માણસનો આત્મા કર્મથી સ્વતંત્ર હોય છે તે કર્તા હોતો નથી. તે કર્મોથી લેપાતો નથી. તે માણસ આત્માની સ્વતંત્રતામાં સ્થિત હોય છે. તે પ્રકૃતિ અને તેના ગુણોના કાર્યમાં પોતે ભાગ લેતો નથી. એટલે કર્મબંધનથી છૂટો હોય છે તેટલા જ માટે ગીતા કહે છે કે:-

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥

(અ૦ ૪. શ્લો૦ ૧૮.)

જે માણસ કર્મમાં અકર્મ અને અને અકર્મમાં કર્મ જુવે છે તે માણસ ખરો બુદ્ધિમાન, જ્ઞાની છે. તે યોગી છે અને સર્વ કર્મને કરનાર હોય છે.

ઉપર જણાવેલા શ્લોકનું સત્ય સાંખ્યમત પ્રમાણે પુરુષ અને પ્રકૃતિના ભેદ ઉપર આધાર રાખે છે. સાંખ્યમત પ્રમાણે પુરુષ સ્વતંત્ર, નિષ્ક્રિય, સનાતન, શાંત, શુદ્ધ અને કર્મમાં પણ અવિકારી રહે છે. પ્રકૃતિ નિત્ય ક્રિયાત્મક હોય છે. તે બાહ્ય શાન્તિમાં કે વેગપૂર્ણ કર્મના પ્રવાહમાં એક સરખી કાર્ય કરી રહેલી હોય છે. આપણી વિવેક-બુદ્ધિ આપણને એ જ્ઞાન આપે છે, એટલે જે માણસ એ ભેદ બરાબર જાણે છે તેને ગીતા બુદ્ધિમાન્મનુષ્યેષુ " માણસોમાં બુદ્ધિવાળા " એવું વિશેષણ આપે છે. ગીતાનો ભાવાર્થ એ છે કે જે માણસ કર્મની કિંમત બાહ્ય, ક્ષણિક અને અનિશ્ચિત ધોરણેથી જ આંકવા મથે છે તે માણસ બુદ્ધિમાન નથી મુક્ત માણસ કર્મ કરવાથી ડરતો નથી. તે " સર્વ કર્મોનો કરનાર " કૃત્સ્નકર્મકૃત્ " હોય છે. અલબત એવા માણસના કર્મો પ્રકૃતિને વશ થઇને કરેલાં હોતાં નથી પરંતુ પ્રભુ જોડે એકતામાં, આત્માની અનંત શાન્તિમાં તે કાર્યો થયેલાં હોય છે. એનાં કર્મોનો અધિષ્ઠાતા પ્રભુ હોય છે. માણસ પોતે તો પોતાના સ્વભાવ અને આધાર* દ્વારા ફકત પ્રભુનું સાધન થઈ રહે છે. એવો જ્ઞાની માણસ પોતે હથિયાર છે એ જાણે છે અને એનો સ્વભાવ પ્રભુને વશ વર્તે છે. એવા માણસમાં જ્ઞાનની દિવ્યજ્યોત શુદ્ધ અને ઝગઝગાટ બળતી હોય છે, અને તે જ્ઞાનની શિખામાં તેનાં સર્વ કર્મો બળીને ભસ્મ થાય છે. કર્મો થયા પછી તેનું મન ડાઘ વગરનું શાંત, સ્થિર, સમત્વયુક્ત, સ્વચ્છ, અને શુદ્ધ રહે છે. આ પ્રમાણે કર્તૃત્વાભિમાનનો. "હું કર્મોનો કર્તા છું " એવા ભાવનો ત્યાગ કરી સર્વ કર્મો કરવાની શક્તિ મેળવવી-એ મુક્ત કર્મ કરનાર યોગની પ્રથમ નિશાની છે.

મુક્ત યોગીની બીજી નિશાની કામનાઓથી મુક્તિ એ છે. જ્યાં " હું કર્તા છું " એવો અહંકાર ગેરહાજર હોય છે ત્યાં ઇચ્છાઓ આવી શકે જ નહિ. એવા માણસમાં કામનાઓ આપોઆપ, ટેકા વગર સુકાઈ જાય છે, મરી જાય છે. બાહ્ય દૃષ્ટિએ જોતાં મુક્ત માણસ પણ બીજાઓની પેઠે

* માણસનું શરીર પ્રાણ અને મન વગેરે સર્વ કારણોનો સ્થૂલ અને સૂક્ષ્મ દેહ છે. તે પ્રભુને કામકાજનો આધાર છે તેથી એ બધાંને આધાર કહેવામાં આવે છે. આધારમો ટેકો લઇને પ્રભુ જીવનમાં કાર્ય કરે છે.

કર્મોનો આરંભ કરતો જણાય છે. કેટલીકવાર તે મહાન્ કાર્યો પણ આરંભે છે, કારણ કે તેનામાં પ્રભુની શક્તિ સ્વભાવ દ્વારા કાર્ય કરતી હોય છે, પણ તેનામાં કામના હોતી નથી.

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**

( અ૦ ૪. શ્લો૦ ૧૯)

" જેનાં સર્વ કાર્યો કામનાના સંકલ્પથી રહિત હોય છે " એવો માણસ પોતાના કર્મનાં ફળની ઇચ્છા કરતો નથી. જ્યારે માણસ ફળની ઇચ્છાનો ત્યાગ કરીને પ્રભુના વ્યક્તિત્વ શૂન્ય–તટસ્થ હથિયાર રૂપ થઈ રહે છે ત્યારે કામનાઓને સ્થાન મળતું જ નથી. એવો મુક્ત કર્મ-યોગી ખુદ ભગવત્કાર્ય પણ વાસનાથી પ્રેરાઇને કદી કરતો નથી. કર્મ પ્રભુનું છે તે પ્રમાણે તેનું ફળ પણ તેનું જ છે, માણસની કામનાનું નથી, એવી પ્રતીતિ તેને હોય છે. વળી મુક્ત કર્મ કરનાર માણસ પ્રભુને સંતોષવા ખાતર અથવા પોતે શાબાશી મેળવવા માટે પણ કર્મ કરતો નથી, કારણકે કર્મનો ખરેખરો કર્તા, પ્રભુ પોતેજ છે, અને પ્રકૃતિમાં આવી રહેલી તેની શક્તિ દ્વારા તે કાર્ય કરે છે તેમાં માણસને શો ધન્યવાદ અપાય ? મુક્ત માણસનું મન અને જીવ કર્મ કરવામાં ભાગ લેતાં નથી. **न किंचित् करोति सः ।** એવો માણસ પોતાની પ્રકૃતિ દ્વારા કર્મ કરતો હોય છે. તોપણ તે શક્તિ પ્રભુથી સંચાલિત થઇને પોતે જ કાર્ય કરે છે.

મુક્તાત્મા કર્મ કરતો નથી અથવા કામના રહિત હોય છે એનો અર્થ એવો નથી કે તે રેઢીયાળ, અપૂર્ણ અને મંદ કાર્ય કરે છે. અથવા તો કાર્યની સફળતા માટે દરકાર કરતો નથી. તે યોગ્ય માર્ગનો ત્યાગ કરે છે એવું પણ નથી. ઉલટું કામના, આશા, ભય, આવેશોના ઉભરાઓ વગેરેથી રહિત થઇને શાંત અને યોગમાં યુક્ત થવાથી કર્મને સફળ કરવાં એ વધારે સહેલું થઈ પડે છે. " **योगः कर्मसु कौशलम्** " । કર્મમાં કુશળતા એ જ યોગ છે. પરંતુ એ બધું કાર્ય વિરાટ્, વિશ્વવ્યાપી, શક્તિ વ્યક્તિના

સ્વભાવમાં કાર્ય કરીને મેળવે છે. કર્મયોગી તો જાણે છે કે ફળની પ્રાપ્તિ નિર્માણ છે તેને માટે જોઈતી શક્તિ પ્રભુ વાપરશે જ. જે કાર્ય કરવાનું છે તેને માટે યોગ્ય બળવાળો વિચાર કર્મમાં જાગ્રત રહેશે જ, એની શક્તિની દિશા અને વેગ બન્ને પ્રભુના જ્ઞાનથી જ પરિમિત, નિયત રહે છે, અર્થાત્ એની શક્તિ એટલે ઇચ્છા, વાસના કે કામના નહિ પરંતુ એના પોતાના અંગત હેતુ સિવાય કોઈ તટસ્થ હેતુ માટે કાર્ય કરી રહેલી ચૈતન્ય શક્તિ. એ કર્મોનું પરિણામ સ્થૂળદૃષ્ટિએ લોકો જેને સફળતા કહે છે તે હોય અથવા તો લોકો જેને નિષ્ફળતા કહે છે તે હોય. કર્મયોગી પોતાની કે લોકોની દૃષ્ટિએ જે સફળતા કહેવાય છે તેની પરવા કરતો નથી, પરંતુ પ્રભુ જે સફળતા મેળવવાને કર્મ કરીને પરિણામ આપી રહ્યો છે તેને તે સ્વીકારે છે. કર્મયોગી કાંઈ સફળતા મેળવવાને કર્મ કરતો નથી પરંતુ પ્રભુની શક્તિ અને જ્ઞાનને સંપૂર્ણપણે વશ થવા કર્મ કરે છે. પ્રભુ હમેશાં સ્થૂળદૃષ્ટિએ જે સફળતા કહેવાય છે તે દ્વારા જ કર્મ કરતો નથી. ઘણીવાર તો નિષ્ફળતા દ્વારા તે પોતાનો હેતુ સિદ્ધ કરે છે. અર્જુનને અંતે વિજયની ખાત્રી આપવામાં આવી છે, પરંતુ પરાજય થવાનો હોત તોપણ તેણે તો યુદ્ધ કરવાનું હતું કારણકે એ કાર્ય તેને પ્રભુ તરફથી સોંપાયલું હતું.

વળી મુક્તકર્મ કરનારને અંગત આશાઓ હોતી નથી, તે માણસ વસ્તુઓને પોતાની અંગત મિલ્કત તરીકે સ્વીકારતો નથી. પ્રભુની શક્તિ જે આપે છે તેનો તે સ્વીકાર કરે છે ખરો, પરંતુ લોભ કરતો નથી. કોઈનો દ્વેષ પણ તે કરતો નથી. જે વસ્તુ પ્રાપ્ત થાય છે તેનો આસક્તિ કે તિરસ્કાર વગર તે સ્વીકાર કરે છે. જે વસ્તુ તેની પાસેથી જતી રહે છે તેને સર્વ વસ્તુઓના વિરાટ્ સમૂહમાં તે મળી જવા દે છે. તેને નુકસાન કે શોકની લાગણી થતી નથી. એવા માણસનું હૃદય અને આત્મા સંપૂર્ણ કાબુમાં હોય છે. બાહ્ય સ્પર્શ-ઇન્દ્રિયના સંસર્ગો પ્રત્યે તેનું હૃદય પ્રતિકૃત્ય કરી ઉછાળા મારી ઉઠતું નથી. કારણકે તે આવેશથી મુક્ત હોય છે. એનું કાર્ય તો કેવળ શારીરિક હોય છે. **शारीरं केवलं कर्म कुर्वन्नपि न लिप्यते ।** બાકીની પ્રેરણા પ્રભુ પ્રત્યેથી આવે છે. તેની શક્તિ, જ્ઞાન અને આનંદ

માણસમાં પરાવર્તન પામે છે. આપણે જેને આવેશ અને પાપ કહીએ છીએ એવાં પ્રતિકૃત્ય તેના મનમાં અને હૃદયમાં ઉત્પન્ન થતાં નથી. પાપ કાંઇ બાહ્ય કર્મમાં સમાતું નથી. વ્યક્તિની શક્તિ. મન, હૃદય અને ચિત્ત બાહ્ય સ્પર્શ કે અંતરના અનુભવ પ્રત્યે જે અશુદ્ધ પ્રતિકૃત્ય કરે તેને પાપ કહેવામાં આવે છે. આધ્યાત્મિક શક્તિથી બધું **अपापविद्धम** પાપથી નહિ છેદાયલું-વીંધાયલું હોય છે. ઉપર જણાવ્યા પ્રમાણે સર્વ કર્મોમાં આધ્યાત્મિક "તટસ્થતા" એ મુક્ત કર્મ કરનારનું ત્રીજું લક્ષણ છે. જે મહાપુરુષો જગતમાં કાર્ય કરી ગયા છે તેમાંના ઘણાને એવો અનુભવ હતો કે અમારી દ્વારા કોઇ અદ્ભૂત શક્તિ, દિવ્યજ્ઞાન કે વિશાળ પ્રેમ કાર્ય કરી રહ્યો છે. તેઓ વ્યક્તિત્વના દોષથી વિમુક્ત હોતા નથી. મુક્ત કર્મ કરનાર માણસને એ સ્વતંત્રતા મળી ગઈ હોય છે. કારણ કે તે પોતાનું સઘળું વ્યક્તિત્વ પ્રભુના વ્યક્તિત્વને અર્પણ કરી ચૂક્યો હોય છે એટલે તે પુરુષોત્તમ એનો સ્વીકાર કરી પ્રકૃતિદ્વારા કર્મ કરે છે, પણ તેમનાથી બંધાતો નથી. મુક્તાત્મા આત્મસ્વરૂપ થાય છે-તે પ્રકૃતિનાં ગુણોનું એક કાર્ય મટી જઇને આત્મસ્વરૂપ થાય છે. એનામાં વ્યક્તિત્વનો આભાસ માત્ર રહેલો હોય છે. પરંતુ તેનું વ્યક્તિત્વ તે પણ મુક્ત, વિશાળ, સ્થિતિસ્થાપક, અને સર્વ સામાન્ય હોય છે, તેનું વ્યક્તિત્વ પુરુષોત્તમનો સજીવ પડદો અથવા આચ્છાદન થઈ રહે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે કામના રહિત થવાથી અને વ્યક્તિત્વના બંધનમાંથી છૂટવાથી આત્માને સંપૂર્ણ સમતા મળે છે. અર્થાત્ સમતા એ મુક્ત કર્મ કરનારનું ચોથું લક્ષણ છે. ગીતા તેને **द्वन्द्वातीत**-દ્વંદ્વથી પર થએલો કહે છે. આપણે જોયું છે કે જય, પરાજય, સફળતા, નિષ્ફળતા વગેરે સર્વે દ્વંદ્વો પ્રત્યે તે સમભાવથી જુવે છે. અર્થાત્ તેનાથી મનની સમતાનો ભંગ થતો નથી. સામાન્ય માણસો જે બાહ્ય નિશાની-લક્ષણોથી પોતાની આંતરદશા જગતના બનાવો પ્રત્યે ઠેરવે છે તે બધાને મુક્ત કર્મયોગી ગૌણ ગણે છે. એવો માણસ દ્વંદ્વની બેપરવા કરતો નથી પણ પોતે તેમનાથી પર હોય છે. સારા અને માઠા બનાવો ઇચ્છા અને કામનાને વશ વર્તનાર માણસને બહુ અગત્યના લાગે છે. તે બધાને

મુક્ત કર્મ કરનાર યોગી સમાનભાવે સ્વીકારે છે, કારણ કે એ પ્રમાણે બન્નેના મિશ્ર કાર્યથી અનંત કલ્યાણની ગુંથણી ચાલી આવે છે એવું તે માને છે. એવા માણસને માટે પરાજય તો છે જ નહિ, કારણ કે પ્રકૃતિના કુરુક્ષેત્ર–કાર્યક્ષેત્રમાં પ્રભુ દિવ્ય વિજય પ્રત્યે પરાજય દ્વારા ચાલ્યો જતો હોય છે. એ "**धर्मक्षेत्र**"માં એકે એક પાસો પ્રભુએ બરાબર ગોઠવેલો છે. માણસોની નિન્દા કે સ્તુતિથી તે યોગી પર અસર થતી નથી. માન કે અપમાનની પણ તે પરવા કરતો નથી. એનો આશ્રય દુન્યવી નહિ પરંતુ દૈવી છે એટલે તે જગતના પારિતોષિક–વખાણ કે માન માટે દરકાર કરતો નથી. ક્ષત્રિય તરીકે અર્જુન અપયશ અને અકીર્તિનો ત્યાગ કરી કીર્તિ અને બહાદુરીને વધારે પસંદ કરે છે અને બાયલા ગણવા કરતાં મરણ પામવું વધારે શ્રેયસ્કર માને છે. કારણ કે પોતાની કીર્તિ અને વીર્ય–વીરતા જાળવવી એ ક્ષત્રિયનો ધર્મ છે પરંતુ મુક્ત અર્જુનને એ બધા વિચારોની જરાએ દરકાર કરવાની જરૂર નથી. એણે તો ફક્ત "**कर्तव्यकर्म**"–જે કર્મ પ્રભુ તેની પાસે માગી રહ્યા છે તે–કરવાનું છે. અને કર્મ કરીને તેનું પરિણામ પ્રભુને સોંપી દેવાનું છે. એ ભૂમિકાએ પહોંચ્યા પછી પાપ અને પુણ્યના વિચારોથી પણ તે પર થયો છે. કારણ કે તે આત્માની સનાતન શુદ્ધિ અને સાક્ષીત્વમાં સ્થિત હોય છે. પાપ અને પુણ્યના વિચારો, અહંતા, આવેશો તથા કામનાના સખ્ત બંધનમાંથી છૂટતી વખતે મનુષ્યને ઘણા જ સહાયકારક થઈ પડે છે. એવા મુક્ત કર્મ કરનાર માણસને પાપ લાગતું નથી એટલુંજ નહિ પરંતુ સત્કર્મો પર આધાર રાખી રહેનાર પુણ્યની પરવા કરતો નથી. કારણ કે તેનો આત્મા પ્રભુત્વની અવિકારી શાંતિ અને નિઃસ્વાર્થ પ્રકૃતિના શિખર પર ચઢેલો હોય છે, ત્યાં પાપ અને પુણ્ય બન્ને અશક્ય અને અસ્થાને છે.

અજ્ઞાનથી વ્યાપ્ત થયલા અર્જુનને હજી તેના હૃદયમાં ન્યાય, ધર્મ વગેરેનો ધ્વનિ સંભળાવવાનો સંભવ છે. તેને એમ લાગે કે હમણાં યુદ્ધમાંથી અટકવું એટલે પાપના ભાગી થવા બરાબર છે. કારણ કે યુદ્ધ ન કર્યાથી અધર્મનો વિજય થાય અને વિજયી અધર્મ માણસોને અને પ્રજાઓને પીડે તેની જવાબદારી યુદ્ધ ન કરનારને શિર આવી પડે. અથવા

તો તેને હિંસા અને વિનાશ પ્રત્યે ઘૃણા–તિરસ્કાર આવે એ પણ સંભવિત છે. એ પ્રમાણે વિચાર કરતાં કોઇ પણ પ્રકારે રક્તપાત કરવો, કોઇનો પણ નાશ કરવો એ ભયંકર પાપ છે એવું તેને લાગી આવે અને કોઇ પણ પ્રકારે યુદ્ધ કરવું વ્યાજબી નથી એમ તેનો નિશ્ચય થાય. આ બન્ને વિચાર–શ્રેણીઓ ન્યાય અને ધર્મયુક્ત લાગવાનો સંભવ છે. અને કયા વિચારને માણસ અથવા દુનિયા વજન આપે છે એ તેના સ્વભાવ, પરિસ્થિતિ અને કાલ ઉપર આધાર રાખે છે. વળી કેટલાકને તો પોતાનાં સગાં કે મિત્રોને ધર્મમાં સહાય કરવા માટે અધર્મીઓ જોડે લડવું કેવળ ધર્મ લાગે. મુક્ત કર્મ કરનાર મુક્તાત્મા આ બધા પરસ્પર વિરોધી વિચારોથી પર હોય છે. પ્રભુ તેના સ્વભાવ દ્વારા જે કર્મની માગણી કરે છે તેને વશ થઇને તે કર્મ કરે છે કે જેથી ધર્મનું સંરક્ષણ અને વિકાસ થાય. એવા માણસને અંગત હેતુ હોતા નથી, એને પોતાને દ્વેષ કે પ્રેમ હોતો નથી. એના મનમાં ખડકના જેવો નિશ્ચળ ધર્મનો કડક નિયમ નથી હોતો કે જે પ્રભુની માગણી આગળ અતડો અને અવિકારી થઇ આડો જ પડે. એને પોતાને અંગત દુશ્મનો જીતવાના હોતા નથી. એવા માણસો દુશ્મનોને જુવે છે ત્યારે પ્રકૃતિ અને સંજોગોના બળને લીધે વિરોધ કરી ધર્મની પ્રગતિમાં સહાય કરવા આવનાર વ્યક્તિ તરીકે જ તેમને ગણે છે. તેમના પ્રત્યે ક્રોધ કે વેરની લાગણી તેનામાં હોતી નથી. દ્વેષ અને ક્રોધ દૈવી સ્વભાવમાં ક્યાંથી હોય? આસુરિ-સ્વભાવમાં જે મારફાડ કરવાની, વિનાશ કરવાની વૃત્તિ હોય છે તે વિશ્વ-વ્યાપી પ્રેમવાળા અને શાંત આત્માની સ્થિર પ્રકૃતિમાં સંભવિત નથી. તેનામાં વિનાશકારક વૃત્તિઓ હોતી નથી પરંતુ સર્વ પ્રાણી પ્રત્યે સહાનુ-ભુતિ અને મૈત્રી હોય છે. **मैत्रः करुण एव च:।** એની કરુણા પણ પરમાત્માના જેવી હોય છે. તે સર્વ આત્માઓને પોતાનામાં જુવે છે પરંતુ તેનામાં ઘૃણા–કૃપણતા કે ભીરુતા હોતાં નથી. વળી તે શારીરિક જીવનને બહુ અગત્ય આપતો નથી. તે તો આત્મા પ્રત્યે સ્થિર દૃષ્ટિ રાખે છે. શારીરિક સ્થૂલજીવનને કેવળ ગૌણ ગણે છે. એવો માણસ યુદ્ધ કે વિનાશ કરવા માટે ઉતાવળો–અધીરો થતો નથી. પણ જો ધર્મના માર્ગમાં યુદ્ધ કરવાનું આવે તો તેને તે સ્વીકારે છે. યુદ્ધ સ્વીકારીને જેમની સત્તા

અને સામ્રાજ્ય તોડવાનાં હોય છે તે માટે અને તેમના આનંદનો ભંગ કરવા માટે, સમતાયુક્ત, સહાનુભૂતિવાળી વૃત્તિ ધરાવે છે.

સમાન ભાવે પ્રત્યેક પ્રાણી માત્રમાં તે બે વસ્તુઓ જુવે છે. પ્રથમ તો તે સર્વમાં વ્યાપી રહેલા પ્રભુને જુવે છે અને બીજું બાહ્ય સંજોગોને લીધે અસમાન આવિર્ભાવ પણ જુવે છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

(અ૦ ૫. શ્લો૦ ૧૮)

" વિદ્યા અને વિનયથી યુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, ક્ષુદ્ર જનાવરમાં, ચાંડાલમાં સર્વેમાં જ્ઞાની માણસની સમાન દૃષ્ટિ હોય છે. " મિત્રમાં, ઉદાસીન માણસોમાં અને શત્રુ પ્રત્યે તે સમાનભાવ રાખે છે. તેના પ્રત્યે પ્રેમ રાખી તેને નુકશાન કરનાર બન્નેમાં તે પોતાનો જ આત્મા જુવે છે, તે પરમેશ્વરને જ જુવે છે, અને સર્વને માટે તેના હૃદયમાં સમાન માયાળુપણું, અને દૈવી પ્રેમ રાખે છે. સંજોગોને લીધે પરસ્પર પ્રેમ અથવા વિરોધ થાય છે, પરંતુ એની સમાન દૃષ્ટિમાં, વિશાળ હૃદયમાં અને આંતર પ્રેમમાં જરા પણ વિકાર થતો નથી. તેનાં પ્રત્યેક કાર્યમાં આત્મભાવનો સિદ્ધાંત, સંપૂર્ણ સમતા અને પ્રભુની ઇચ્છાશક્તિ મનુષ્યજાતિ માટે કાર્ય કરે છે એ ભાવ હમેશાં જળવાઈ રહે છે.

વળી મુક્તકર્મ કનાર માણસમાં આંતર આનંદ અને શાંતિ પૂર્ણ હોય છે. તેનો આનંદ અને શાંતિ બાહ્ય સંજોગો પર આધાર રાખતાં નથી એ બન્ને ગુણો કેવળ સ્વાભાવિક અને સ્વયંભૂ છે. સામાન્ય માણસો સુખને માટે બાહ્ય સંજોગો પર આધાર રાખે છે, અને તેટલા માટે તેને કામનાઓ ઉત્પન્ન થાય છે, તેને લીધે જ ક્રોધ, આવેશ, સુખદુઃખ, હર્ષ, શોક વગેરે થાય છે. એવો માણસ પ્રત્યેક વસ્તુને સફળતા અને નિષ્ફળતાના ત્રાજવામાં તોળે છે. મુક્તકર્મ કરનાર માણસના ઉપર એ બધાની અસર થતી નથી. **नित्यतृप्तो निराश्रयः** । તે નિત્યતૃપ્ત અને બાહ્ય વસ્તુઓ પર આધાર નહિ રાખનાર હોય છે. તેનો આનંદ, સુખ, આરામ અને સમતા તેના આત્મામાં શાશ્વત આવી રહેલાં હોય છે.

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः।
(અ૦ ૩. શ્લો૦ ૧૭.)

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः।
(અ૦ ૫. શ્લો૦ ૨૪.)

તે માણસનો આનંદ આત્મામાં હોય છે. તેની તૃપ્તિ આત્મમાં જ હોય છે, વળી જે માણસનો આરામ તેનું સુખ અને તેની જ્યોતિ અંતરના આત્મામાં જ હોય છે તેવા માણસ બાહ્ય વસ્તુમાં જે આનંદ લે છે તે સ્થૂલ વસ્તુને માટે હોતો નથી, પરંતુ તેમાં વ્યાપી રહેલા આત્માને અર્થે હોય છે. તેમાં આવિર્ભાવ પામેલા પ્રભુને લીધે તે આનંદ થાય છે. તે આનંદ સનાતન હોય છે. કોઇપણ વસ્તુના બાહ્યસ્પર્શ–ઇન્દ્રિયના સંસ્પર્શને ખાતર, ઇન્દ્રિયના સુખની ખાતર તેને આનંદ થતો નથી. તેને આત્મામાં જેવો આનંદ થાય છે તેવો જ બાહ્યસ્પર્શમાં થાય છે. એવો માણસ " બ્રહ્મયોગમાં યુક્ત થયેલો છે, " સર્વ ભૂતના આત્મા જોડે એકતા પામેલો હોય છે. બાહ્યસ્પર્શમાં સુખની લાગણી થવાથી તે હર્ષ પામતો નથી, દુઃખ થવાથી તે શોક પામતો નથી. શત્રુ અથવા મિત્રના વર્તનથી તેના મનની સમતાનો ભંગ થતો નથી. એવા માણસની પ્રકૃતિ अव्रणम् " ઘા વગરની " ડાઘ વગરની હોય છે. સર્વ વસ્તુમાં તેવી પ્રકૃતિને સરખો આનંદ થાય છે. " તેનો માણસ અક્ષય સુખને ભોગવે છે. "

મુક્ત કર્મ કરનારની સમતા, તટસ્થતા–Impersonality, શાંતિ, આનંદ અને મુક્તિ કર્મ કરવા ઉપર કે ન કરવા ઉપર જરાપણ આધાર રાખતી નથી. ગીતા વારે વારે त्याग અને सन्यासમાં રહેલા ભેદના ઉપર ઘણોજ ભાર મૂકે છે. ત્યાગ વગરનો સન્યાસ નકામો છે. અને જ્યારે આંતરસ્વતંત્રતા પ્રાપ્ત થાય છે ત્યારે બાહ્યસન્યાસ આવશ્યક, અનિવાર્ય નથી. ખરૂં જોતાં મનથી ત્યાગ કરવો એ જ ખરો સન્યાસ છે.

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥
( અ૦ ૫. શ્લો૦ ૩. )

જે માણસ દ્વેષ કરતો નથી, અને જેનામાં કામનાઓ નથી તે માણસ નિત્ય સન્યાસી જ છે એમ જાણવું. દ્વંદ્વમાંથી મુક્ત થયેલો તે સહેલાઇથી બંધનોથી પર થઇ શકે છે.

બાહ્યસન્યાસ લેવાનો અઘરો માર્ગ મુશ્કેલીથી મેળવાય એવો છે એમ ગીતા કહે છે. ત્યાગભાવના હોય તો તે લેવાની જરૂર પડતી નથી. ખરૂં છે કે સર્વ કર્મો તથા કર્મના ફળની ઇચ્છા, વગેરે સર્વનો સંપૂર્ણ સન્યાસ થવો જોઇએ. પરંતુ તે આંતર સન્યાસ છે બાહ્ય નથી. પ્રકૃતિની જડ સ્થિતિમાં જઇને એ સન્યાસ કરવાનો નથી; પ્રભુને યજ્ઞરૂપે એ સન્યાસ કરવાનો હોય છે. કર્મનો ખરો સન્યાસ તેમને બ્રહ્મમાં સમર્પણ કરવાનો છે.

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥

( અ૦ ૫. શ્લો૦ ૧૦ )

જે માણસ આસક્તિનો ત્યાગ કરીને, બ્રહ્મમાં સર્વ કર્મોને સમર્પણ કરીને વર્તે છે, તેને કમળપત્રને જેમ પાણી સ્પર્શ કરતું નથી તેમ પાપ પણ સ્પર્શ કરી શકતું નથી. તેટલા માટે યોગીઓ કેવી રીતે કર્મ કરે છે?

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वात्मशुद्धये ॥

( અ૦ ૫. શ્લો૦ ૧૧. )

તે આ શરીર, મન, બુદ્ધિ અથવા તો કેવળ કર્મેન્દ્રિયોથી કર્મ કરે છે પરંતુ યોગીઓ આસક્તિનો ત્યાગ કરીને આત્મશુદ્ધિ અર્થે તેઓ વર્તે છે.

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥

( અ૦ ૫. શ્લો૦ ૧૨ )

કર્મના ફળની આસક્તિનો ત્યાગ કરીને પોતાના આત્માની બ્રહ્મ સાથે એકતા કરીને, યોગી બ્રહ્મમાં લીન થઈ તેની શાંતિને પામે છે. પરંતુ એ પ્રમાણે અનાસક્તિ વિનાનો માણસ ફળની ઇચ્છા વડે બંધાય છે. એ પ્રમાણે સમતા શાંતિ વગેરેનો પાયો બરાબર મજબૂત કરીને શરીર ધારણ કરનાર આત્મા પોતાના સ્વભાવને સંયમમાં રાખી, મનથી સર્વ કર્મોનો ત્યાગ કરી **नवद्वारे पुरे देहि नैव कुर्वन्न कारयन।** "નવ દ્વારવાળા દેહરૂપી પુરમાં કર્મો કર્યા વિના કે કરાવ્યા વિના સ્થિર બેસે છે." તેનો આત્મા સર્વવ્યાપી પ્રભુ અને વિભુ થઈ રહ્યો છે.

પ્રભુ કાંઇ કર્તૃત્વની ભાવના કે કર્મની ભાવના લોકોમાં ઉત્પન્ન કરતો નથી. તેમજ પ્રભુ કર્મના ફળની ઇચ્છા ઉત્પન્ન કરતો નથી. અને કાર્ય-કારણની સાંકળ પણ બનાવતો નથી. એ બધું માણસના સ્વભાવથી થાય છે (**स्व** અને **भाव** એટલે પોતાના આત્માનો આવિર્ભાવ કરનાર વાહન) પાપ પુણ્ય વગેરે સર્વે પ્રાણીના અજ્ઞાનથી જન્મે છે. "હું કર્તા છું" એવા અભિમાનથી તે પોષાય છે, પોતાનો પ્રભુભાવ વિસારાઇ જવાને લીધે તે વધે છે. પ્રકૃતિના ગુણોમાં લેપાયાથી તેને પુષ્ટિ મળે છે. જ્યારે માણસને જ્ઞાન થાય છે ત્યારે આત્મારૂપી સૂર્ય પ્રકાશે છે. અને અજ્ઞાનમય અંધકારનો નાશ થાય છે. આત્મા પ્રકૃતિના સર્વ કારણોથી પર છે એનો સાક્ષાત્કાર તેને થાય છે. પ્રકૃતિનાં કાર્યોથી પોતાનામાં વિકાર થાય છે એવું તે માનતો નથી; કારણ કે તે શુદ્ધ અનંત, અવ્યય, અવિકારી છે. એ પ્રમાણે તટસ્થ આત્મા જોડે ઐક્ય કરવાથી જન્મ મરણ રૂપી પ્રકૃતિના ફેરફારમાંથી તે બચે છે.

છતાં પણ એ મોક્ષ તેને કર્મ કરતાં અટકાવી શકતો નથી. કર્મો કરવા છતાં તે જાણે છે કે "હું કર્મ કરતો નથી. પ્રકૃતિના ગુણો કાર્ય કરે છે.

**नैव किंचित्करोमीति युक्तो मन्यते तत्त्ववित् ।**
**पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥**

( અ૦ ૫. શ્લો૦ ૮ )

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥

( અ૦ ૫. શ્લો૦ ૯ )

" જે માણસ તત્ત્વને જાણનાર છે તેણે જાણવું જોઇએ કે હું કાંઇ પણ કરતો નથી એ પ્રમાણે સ્થિર અકર્તા ભાવ રાખીને તે જુવે છે, સાંભળે છે, સ્વાદ લે છે, સુંઘે છે, ખાય છે, હાલે છે, ઉંઘે છે, શ્વાસ લે છે, બોલે છે, સ્વીકારે છે, મૂકે છે, આંખોના પલકારાઓ કરે છે અને આખો વખત જાણે છે કે ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષયોમાં વર્તે છે." તે પોતે તો અક્ષર અવિકારી પુરુષમાં સ્થિર રહી ત્રણે ગુણોથી પર હોય છે. તે પોતે તો સાત્વિક, રાજસિક, કે તામસિક કાંઇ પણ હોતો નથી. પોતાનાં કર્મોમાં તે ગુણોની વધઘટ, અને વિવિધ વિકારો નિર્લિપ્ત રહીને જોયા જ કરે છે. જ્ઞાન અને સુખ, શક્તિ અને વેગ, શાંતિ અને જડતા બધાંને તે અલિપ્ત રહીને જુવે છે. ત્રણે ગુણો પ્રત્યે આવી નિર્લિપ્ત ત્રિગુણાતીત દશા એ પણ મુક્ત કર્મ કરનાર માણસની એક નિશાની છે. ઉપર જણાવેલો પ્રકૃતિની સર્વોપરિ સત્તાનો સિદ્ધાંત એકલો જ ગ્રહણ કરવામાં આવે તો ઘણીવાર માણસો પ્રારબ્ધવાદી થઇ જવાનો સંભવ છે એટલું જ નહિ પરંતુ કર્મની જવાબદારીનો ત્યાગ કરીને ઉદાસીનતા પણ આવવાનો સંભવ છે. પરંતુ ગીતા તેમાં પુરુષોત્તમ ભાવ સ્વીકારી એ દોષને દૂર કરે છે. કેવળ સ્વતંત્ર રીતે સર્વ કાર્યો યંત્ર પેઠે નક્કી કરતી નથી એ વાત ગીતા સ્પષ્ટ કરે છે. પ્રભુની શક્તિ તેને અનિવાર્યનો દેખાવ આપે છે. તેણે જ ધૃતરાષ્ટ્રના પુત્રોને મારી મુકયા છે, અને અર્જુન તો તે પ્રભુનું કેવળ હથિયાર છે. આગળ જણાવ્યા પ્રમાણે નિર્ગુણ બ્રહ્મમાં, વિરાટ્ પુરુષમાં કર્મોનો લય કરવાથી માણસ કર્તૃત્વના અહંકારથી પર થાય છે. પણ કર્મોનો અંતિમ પ્રાપ્ય તો પુરુષોત્તમ છે.

मयि सर्वाणि कर्माणि सन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥ અ૦ ૩. શ્લો૦ ૩૦.

" મારામાં સર્વ કર્મો છોડી દઈ, મારી જોડે આત્માની એકતા કરી, તારી પોતાની ઇચ્છાઓ અને આશાઓથી મુક્ત થઈ, " હું " ને " મારૂં " છોડી દઈ આત્માના શોકનો ત્યાગ કરીને યુદ્ધ કર."

પ્રભુ સર્વ કર્મોની પ્રેરણા કરે છે, અને અવ્યક્ત–વિરાટ્ નિર્ગુણમાં એક થયેલો માણસ કેવળ તેની શક્તિનું હથિયાર છે. તે જ શક્તિ પ્રકૃતિમાં કાર્ય કરી રહી છે. મુક્ત કર્મ કરનારનાં કર્મો આ પ્રમાણે થાય છે. સર્વ કર્મો મુક્ત આત્મામાં જરા પણ વિકાર ઉત્પન્ન કર્યા વગર લય પામે છે.

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥** (અ૦ ૪. શ્લો૦ ૨૩)

જે માણસે આસક્તિનો ત્યાગ કર્યો છે, જેનો આત્મા મુક્ત છે, જે જ્ઞાનમાં સ્થિત છે, અને સર્વ કર્મો પ્રભુને યજ્ઞરૂપે કરે છે તેનાં સર્વ કર્મોનો લય થાય છે " અર્થાત્ તેને બંધનકારક થતાં નથી.

# પ્રકરણ ૧૪ મું.



## "સમતા."



જ્ઞાન, અને કામના રહિત સ્થિતિ, કર્તૃત્વાભિમાન ત્યાગ, વ્યક્તિત્વનો લોપ, સમતા, આંતર આધ્યાત્મિક શાન્તિ અને આનંદ, પ્રકૃતિના સત્વ, રજસ અને તમોગુણમાંથી મુક્તિ વગેરે મુક્ત અને બધાં કર્મોમાં તે જાગૃત રહે છે. જે શાંતિ મુક્તાત્મા જગત્‌નાં વિરોધી બળોની અને દ્વંદ્વોની વચ્ચે કર્મ કરતાં કરતાં અનુભવી શકે છે તે શાંતિ અને સ્થિરતા ઉપર ગણાવ્યા તે ગુણો પ્રાપ્ત ન કર્યા હોય તો કદી પણ ટકી શકે જ નહિ. અક્ષર બ્રહ્મની જે શાંતિ અને સમતા છે તે જ મુક્તાત્મામાં પ્રતિબિંબિત થાય છે, જગત્‌માં જે વિવિધત્વ જણાય છે, તેમાં સનાતન અદ્વૈત વ્યાપી રહેલું છે તેનું એ પ્રરિણામ છે. જગત્‌માં જૂદા જૂદા જે નામ રૂપાત્મક વિરોધો અને અસમાનતાઓ જણાય છે, તે બધાને આત્માની એકતા સરખા કરી મૂકે છે, અને આત્માની સમતા એ જ ખરી સમતા છે. જીવનમાં ઘણે સ્થળે આપણને સરખાપણું દેખાય છે, આકર્ષણ અને પ્રત્યાકર્ષણ વચ્ચે સમતોલપણું જણાય છે પણ સમતા તો આત્માની એકતા અનુભવવાથી જ આવે છે.

કર્મયોગમાં ગીતા સમતા ઉપર જે ભાર મૂકે છે તેનું કારણ પણ એ જ છે કે તેનાથી આત્માની સ્થિર, મુક્ત સ્થિતિ જીવનમાં પ્રત્યક્ષ કરી શકાય છે. જ્ઞાનપ્રાપ્તિ, કામનારહિત સ્થિતિ, વ્યક્તિત્વનો લોપ, આનંદ, ત્રિગુણાતીતદશા જ્યાં સુધી આંતરજીવન પ્રત્યે દોરાયલાં હોય છે—આત્મા પ્રત્યે સ્થિર હોય છે ત્યાં સુધી તેમને સમતાની જરૂર પડતી નથી. જ્યાં સુધી એવી આત્મતૃપ્તિ રહે છે ત્યાં સુધી તો પ્રકૃતિમાં ગુણો સમતા ધારણ કરે પણ જગતનો સંસર્ગ થતાં પાછી તે સ્થિતિનો ભંગ થઈ

જાય છે. કર્મ કરતાં પણ ગુણોથી પર થવું એ ગીતાનું ધ્યેય છે. જ્ઞાન એટલે એક બ્રહ્મ સાથે એકતા કરવી તે; અને તે જ્ઞાન જગતનાં બધાં પ્રાણીઓ સાથે સંસર્ગમાં આવતાં સમતારૂપે વર્તનમાં દેખાઈ આવવું જોઇએ. વ્યકિતત્વનો લોપ એ અક્ષર પુરુષ ક્ષરથી પર છે તેની સાબિતી છે. કર્મમાં એ જ્ઞાન સર્વ ક્ષર પુરુષો સાથે જૂદો સંબંધ બાંધવા છતાં પણ સમતા અને નિષ્પક્ષપાતી અક્ષરત્વનું ભાન જાગ્રત રહે ત્યારે સ્થિર થયું ગણાય; નિષ્કામવૃત્તિ એ અનંત આત્મા ક્ષણિક પદાર્થોનાથી પર છે એની નિશાની છે, એટલે જ્યારે જગતના પદાર્થો જોડે તેનો સંસર્ગ થાય ત્યારે બાહ્ય પદાર્થો પ્રાપ્ત કરી પોતાની કરવાની વૃત્તિ પ્રત્યે ઉદાસીનતા રહેવી જોઇએ, અથવા તો સર્વ પદાર્થોમાં અનાસક્ત સ્વતંત્ર આનંદ નિરંતર પ્રગટ થવો જોઇએ, સર્વ પ્રત્યે પ્રેમ રહેવો જોઇએ, અને એ આનંદ અને પ્રેમ વસ્તુની પ્રાપ્તિ ઉપર આધાર નહિ રાખતાં સ્વતંત્ર હોવાં જોઇએ, કારણ કે આત્માનો આનંદ તેના પોતાના અસ્તિત્વમાંથી જન્મે છે. ત્રિગુણાતીત સ્થિતિ એ આત્માની ગુણોથી પરની સ્થિતિ છે. આત્મા જગત્માં વિવિધ ગુણોમાં વર્તન કરે ને સ્વતંત્ર આત્મા જગત્માં કર્મો કરે તો ત્રણે ગુણથી તેણે પર થઈ જઈ સર્વ કર્મો, પરિણામો અને બનાવોથી અલિપ્ત રહેવું જોઇએ.

સમતા એ નિશાની છે, અને નવા સાધકને માટે એ એક પરીક્ષા છે. જ્યાં સુધી સમતા સ્થિર થઈ નથી, ત્યાં સુધી પ્રકૃતિના ગુણોની અસમાન સ્થિતિ કાયમ છે એમ જાણવું. કામનાઓ ગઈ નથી, વ્યકિતગત ઇચ્છા, લાગણીઓ, અને કર્મો પ્રભુને અર્પણ થયાં નથી જ્યાં સમત્વ નથી ત્યાં જ્ઞાનનો લોપ થયો જાણવો, કારણ કે આત્માનું એકત્વ ભૂલાઈ જાય છે. સર્વમાં બ્રહ્મ છે અને સર્વ બ્રહ્મમાં છે એ સત્ય વિસરી જવાય ત્યારે જ સમત્વનો ભંગ થાય. સમતાથી કર્મ કરતો કરતો પણ યોગી જાણે છે કે તે સ્વતંત્ર છે, નિર્લિપ્ત છે.

ગીતામાં જે આધ્યાત્મિક તત્ત્વ સમત્વમાં ઉમેરાયલું છે તે જ એની ખાસ ખૂબી છે. કારણ કે સમત્વનો સિદ્ધાંત તો બીજે ઘણે સ્થળે જ્ઞાન-માર્ગમાં આપવામાં આવ્યો છે. પ્રાચીન કાળથી સમતા એ તત્ત્વજ્ઞાનીને

માટે એક ઘણોજ આવશ્યક ગુણ મનાતો આવ્યો છે, અને ઋષિ વગેરેના સ્વભાવમાં તેનું વર્ણન ઘણી વખત આવે છે. ગીતા એ અર્થ કબુલ રાખે છે એટલું જ નહિ પણ એને ઘણોજ વિશાળ બનાવે છે. લાગણી વિના સર્વ સંસર્ગોને અનુભવવા એ તો સમતાનું માત્ર પ્રથમ પગથીયું છે. કઠિન શુષ્ક સમતાના માર્ગમાં સહન કરીને સમતા મેળવવાની હોય છે, પણ ખરી સમતા જ્ઞાન પ્રાપ્ત કરીને તેના ઉપર સ્થિત રહે છે, બુદ્ધિને વિષયોમાં કાંઇ પણ રસ નથી એવું ભાન કરાવી કેટલાંક માણસોમાં એ સમતાની વૃત્તિ પ્રભુની ઇચ્છાને આધીન થવાનું સ્વરૂપ લે છે. એવા લોકો પોતાની બધી ઇચ્છાઓને ત્યાગ કરી ઇશ્વિરને આધીન થઈ રહે છે અને સમત્વ મેળવે છે. ત્યારે, સમતાની ત્રણ પાયરીઓ આપણે ઉપર જોઈ. એક તો સહન કરીને જે સમતા પ્રાપ્ત થાય છે તે **તિતિક્ષા**. બીજી બુદ્ધિયુક્ત **ઉદાસીનતા**. અને ત્રીજી ધર્મવૃત્તિથી સમર્પણ કરવું તે. ગીતા આ પ્રમાણે ત્રણે પગથીયાંઓ કબુલ રાખી ત્રણેને આત્માની ઉન્નતિના ઉપાય તરીકે યોજે છે અને દરેકને વધારે વિશાળ, સર્વવ્યાપી અને બંધન રહિત બનાવી મૂકે છે.

પ્રકૃતિને વશ જીવન ગાળનાર સાધારણ માણસ પોતાના અંતઃકરણમાં જે જે વિકારો નિત્ય થયા કરે છે તે બધાને પોષે છે, અને તેમને માટે તલસે છે. સાધારણ માણસ એ પ્રમાણે આનંદ લાવે છે અને વિકારમય જીવનને અનુમતિ આપે છે, તેથી જ પ્રકૃતિનું કાર્ય સતત ચાલ્યાં કરે છે. પ્રકૃતિ પોતે કાંઇ પણ કાર્ય કરતી નથી. ભોકતા પુરુષ જેટલા કાર્યની અનુમતિ આપે તે કાર્યો પ્રકૃતિ કરે છે. સાધારણ માણસને આ વાત ખરી લાગતી નથી, કારણ કે પ્રકૃતિના વિકારમય કાર્યમાં સુખ તથા દુઃખ બન્ને આવી રહેલાં છે. એટલે માણસ દુઃખ, શોક, અસંતોષ દુર્દૈવ, નિરાશા, પરાજય, નિંદા, અપકીર્તિ વગેરેમાં પડયો હોય છે ત્યાંથી તે પોતે તેના વિરોધી દ્વંદ્વોને ભેટવાને તલસી રહે છે. તેના મનમાં સુખ, હર્ષ, સંતોષ, ઉન્નતિ, આશા, નિયમ, સ્તુતિ, કીર્તિ વગેરે પ્રાપ્ત કરવા માટે તોફાની મોજાંઓ ઉછળી ઉઠે છે, પણ આ બન્ને દ્વંદ્વમાંથી આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે મનુષ્યનો આત્મા દ્વંદ્વથી ભરેલા

જીવનમાં એક પ્રકારનો આનંદ લઈ રહ્યો છે. દ્વંદ્વ તો માણસના મનને લીધે ઉત્પન્ન થાય છે. આત્માને તે સ્પર્શ કરી શકતાં નથી. આત્માને દ્વંદ્વનું સુખ દુઃખ નથી તેને તો જીવનનો અવિકારી આનંદ મળે છે. બહાદુર યોદ્ધાને જ્યારે લઢાઈના ઘા વાગે છે ત્યારે તે ઘા વાગવાથી તેને આનંદ થતો નથી, શારીરિક સુખ તો તેને જરૂર મળતું નથી, અથવા તો જ્યારે તેનો પરાજય થાય છે ત્યારે તેને માનસિક સુખ પણ મળતું નથી. પરંતુ યોદ્ધાનો આનંદ યુદ્ધના મેદાનમાં હોય છે એ આપણે બધા જાણીએ છીએ. એ યુદ્ધના દેવતાની ઉપાસના કરતાં તેને ઘા વાગે અથવા પરાજય મળે તેની એ યોદ્ધાને પરવા નથી. કારણ કે વિજયની પણ આશા તેમાં રહેલી છે. યોદ્ધાને ઘા વાગે છે ત્યારે પણ તેને એક પ્રકારનો આનંદ થાય છે અને તેનું શારીરિક દુઃખ મટી ગયા પછી તેને અભિમાન પણ થાય છે, અને પરાજય થાય તોપણ પોતાનાથી વધારે બળવાન શત્રુ સાથે સર્વ બળથી પોતે યુદ્ધ કર્યું છે એ વાતથી તેને પોતાને એક પ્રકારનો આનંદ અને અભિમાન રહે છે. એ યોદ્ધાનો સ્વભાવ નીચ હોય તો શત્રુનું વેર લેવાનો ક્રૂરતા ભર્યો આનંદ તેને થયા વિના રહેતો નથી. નિત્ય જીવનમાં પણ આપણો આત્મા એ પ્રમાણે જ આનંદ લે છે.

જીવનમાં જ્યાં જ્યાં પોતાને વિરોધી અનુભવો થાય છે તેમનામાંથી તો દુઃખ અને તિરસ્કાર પેદા થાય છે અને માણસનું મન તેમનાથી પાછું ફરે છે. પ્રકૃતિ એ ઉપાયથી આત્મરક્ષણનો હેતુ સિદ્ધ કરે છે. કારણ કે જુગુપ્સા મનુષ્યના મનમાં ન હોત તો શરીર અને પ્રાણશક્તિઓ પોતાનો નાશ કરતાં ડરત નહિ અને તેઓ વિનાશને આલિંગન આપત. માણસ અનુકૂળ બાબતોમાં જ રસ લે છે. પ્રકૃતિ એ માર્ગે થઈને મનુષ્યને રજોગુણમાં દોરે છે, એટલે તમોગુણનું બળ ઓછું થઈ માણસ કર્મ પ્રત્યે પ્રેરાય અને એ પ્રમાણે કર્મદ્વારા પોતે લક્ષ્મી, જય વગેરે સંપાદન કરવા જતાં પ્રકૃતિના પોતાના હેતુઓ સિદ્ધ કરવામાં મદદભૂત થાય. માણસનો આત્મા એ સુખ-દુઃખની ઘટમાળમાં એક પ્રકારનો આનંદ અનુભવે છે. દુઃખ અને શોકમાં પણ આનંદની છાયા રહેલી હોય છે. આત્માને એ સુખદુઃખની છાયા આકર્ષણ કરતી નથી. પરંતુ જીવન પ્રત્યે આત્માનું આકર્ષણ હોય છે.

માણસમાં જે રજોગુણથી ભરેલું મન હોય છે, તેને જો એકજ પ્રકારનું સુખ હમેશાં હોય તો તે પણ થોડા વખત પછી ગમતું નથી. મહેનત વિના એક પછી એક વિજય મળે તો તેમાં પણ માણસનું મન આનંદ લેતું નથી, દુઃખની છાયા વિનાનો આનંદ પણ માણસને થકવી નાંખે છે, કંટાળો આપે છે. તેજનો બરાબર આનંદ લૂંટવા માટે તો અંધકારનું ભાન જાગ્રત રહેવું જોઇએ. માણસ જે જે સુખો ભોગવે છે તે બધાં સાપેક્ષ છે. બધાંએ તેજ તિમિરનાં દ્વંદ્વની પેઠે દ્વંદ્વ ઉપર જ આધાર રાખનારાં છે. માણસનું મન જીવનમાં આનંદ માને છે કારણ કે આત્મા દ્વંદ્વની વાટે આનંદ મેળવી રહ્યો છે.

દ્વંદ્વથી ભરેલી તે જ તિમિરમય દશામાંથી બહાર આવીને શુદ્ધ ચૈતન્યમય સાત્વિક આનંદ લેવાનું તે આત્માને કહો તો માણસ એકદમ તો તેની વિરૂદ્ધ જ જવાનો. કારણ કે એવા આનંદમાં તેને શ્રદ્ધા હોતી જ નથી. માણસને એમ લાગે છે કે એવી દ્વંદ્વાતીત સ્થિતિને "જીવન" એવું નામ પણ કદાચ ન આપી શકીએ. એ સ્થિતિ તો સ્વાદ વગરની, મોળી, સુગંધ વગરની નિરસ સ્થિતિ જ હોવી જોઇએ. અથવા તો કેટલાકને તો એમ લાગે છે કે એ પ્રમાણે સુખદુઃખ, તિમિર અને પ્રકાશ વગેરે દ્વંદ્વોથી પર થવાનો પ્રયત્ન જ મિથ્યા છે, કારણ કે તે ઘણો મુસ્કેલ છે. ખરૂં જોતાં એ પ્રકારનો ફેરફાર મનુષ્યના જીવનમાં કરવો એ તેને માટે અશકય નથી. ઇન્દ્રિયોના સુખ જેવા સ્વપ્નવત્ પદાર્થોને મેળવવા માટે જ્યારે માણસ આટલો બધો પ્રયાસ કરી શકે છે અને તેમને પ્રાપ્ત કરે છે, તો પછી એના કરતાં કાંઇ દ્વંદ્વથી અતીત થવાનો પ્રયત્ન વધારે મુસ્કેલ કેવી રીતે ગણી શકાય ? વાસનાઓથી આકર્ષાઇને, કામનાઓના પ્રચૂર વેગમાં ઘસડાઇને, લાગણીઓના અતુળ બળને વશ થઇને અને વિકારોના ઉભરામાં ભાન ભૂલીને માણસ પોતાના ક્ષણિક સુખના પદાર્થો મેળવવામાં જેટલી મહેનત ઉઠાવે છે તેટલી મહેનતથી દ્વંદ્વોનો ત્યાગ કરવો કાંઇ અસંભવિત નથી. ખરૂં કારણ એ છે કે રોજનું વાતાવરણ છોડીને માણસને બહારના વધારે પવિત્ર વાતાવરણમાં જવું ગમતું નથી. એ હવાની શુદ્ધિ અને આનંદ તેની કલ્પનાશક્તિની બહાર છે. અને એ બધું ખરૂં હશે કે નહિ

તેમાં પણ તેને પૂરી શ્રદ્ધા હોતી નથી. પરંતુ વાસનામય જીવનનાં સુખો તથા દુઃખો પ્રત્યક્ષ અનુભવમાં આવતાં હોય છે તથા તેને વધારે પરિચિત લાગે છે. તમોગુણમાંથી રજોગુણમાં અને રજસમાંથી સત્વમાં જવાનું પગલું ભર્યા પછી પણ આગળ જવાની હિંમત માણસે ભીડવી જ જોઇએ નહિ તો ગીતામાં જણાવેલી **મધ્યમાગતિ**માં જ માણસ અટકી જાય. સત્વગુણમાંથી ત્રિગુણાતીત સ્થિતિ પ્રાપ્ત કરાય તો જ આત્મા પોતાની પૂર્ણતાનો સાક્ષાત્કાર કરી શકે.

પ્રકૃતિની ત્રૈગુણ્યમય સ્થિતિમાંથી આપણે બહાર જવું હોય તો મનને કેવળ સમત્વ પ્રાપ્ત કરાવવું જરૂરનું છે, લાગણીઓમાં પણ સમત્વ લાવવું જોઇએ. આપણે ત્રણે ગુણોથી પર તો થવાનું છે તોપણ એ કાર્યની શરૂઆત આપણે એકાદ ગુણના ઉપર આધાર મૂકીને કરવાની છે. સમત્વની શરૂઆત સાત્વિક, રાજસિક અથવા તામસિક હોઇ શકે. કારણ કે મનુષ્ય સ્વભાવમાં તો તામસિક સમતા પણ આવે એ બનવા જેવું છે. એ સમત્વ કેવળ તામસિક હોય અર્થાત્ પ્રાણશક્તિમાં જ એક પ્રકારની સમતા એવી આવી જાય કે જેથી જીવનના ધમસાણ અને તોફાન પ્રત્યે પ્રતિકૃત્ય જ થાય નહિ અથવા તો જીવનનો આનંદ ભોગવવાને નાલાયક એવી હૃદયશૂન્યતા જ કદાચ આવી જાય. એ તામસિક સમત્વ ઘણીવાર નાસીપાસીને પરિણામે પણ આવે છે. જીવનમાં દુઃખ પડશે, પરાજય મળશે એવી બીકથી પણ તામસિક સમતા ઉદ્‌ભવે અથવા અત્યંત ભોગવિલાસને અંતે પણ એવી સમતા મનુષ્યમાં આવે, જગત્ પ્રત્યે તિરસ્કારથી પણ તામસિક સમતા માણસના મનમાં થઇ આવે, કેટલીકવાર તો તામસિક સમતા સાત્વિક સમતાના જેવી જ દેખાય છે. જગતના પદાર્થો ક્ષણિક છે, આત્મા તેમને પ્રાપ્ત કરવાને અશક્ત છે, એવું ભાન બુદ્ધિદ્વારા જાગ્રત થાય છે, જગત્ ક્ષણિક દેખાય છે, અને દુઃખ તથા શોકથી ભરેલું જણાય છે. આ પ્રકારની સમતા તામસિક સમતા હોય છે. તામસિક સમતાનો મૂળ સિદ્ધાંત જુગુપ્સા છે. જુગુપ્સા એટલે પ્રકૃતિમાં દુઃખ અને શોક આપે એવાં બધાં કર્મોનો ત્યાગ કરવાની સ્વાભાવિક ઇચ્છા માણસના મનમાં થાય છે તે. ઇચ્છા જ્યારે માણસને આખા જીવનનો ત્યાગ કરવા

પ્રેરે ત્યારે, તમોગુણી જુગુપ્સા થાય છે. તેનાથી જીવનનું અંતિમ ફળ દુઃખ દુઃખ અને દુઃખ જ જણાય છે. એવા આત્માને જીવનમાં સાહજીક આનંદ અને ઉલ્લાસ જણાતો નથી.

તામસિક સમત્વથી મોક્ષ મળતો નથી; પણ તેનાથી શરૂઆત તો જરૂર કરી શકાય. માણસે તમોગુણી જુગુપ્સાને ગ્રહણ કરી માત્ર બેસી રહેવું જોઇએ નહિ પરંતુ તમોગુણમાંથી સત્વગુણનો ઉદય કરવાનો પ્રયત્ન કરવો. પ્રકૃતિથી પર અક્ષર પુરુષનું ભાન થવાથી અને પ્રકૃતિથી પર ચૈતન્યની શક્તિનો અનુભવ કરવાથી માણસ સાત્વિક સમતાને પ્રાપ્ત કરી શકે છે. પણ એવી વૃત્તિથી માણસને જગતનો ત્યાગ કરવાની વૃત્તિ ઘણી મજબૂત થાય છે અને ગીતા આંતર સન્યાસ સાથે કર્મો કરવાનો જે બોધ આપે છે તે પ્રમાણે ઘણા કરી શકતા નથી. ગીતા એવા માણસોને માટે છૂટ મૂકે છે. સમતા મેળવવા માટે માણસ જગત્ પ્રત્યે અને જગતના પદાર્થો પ્રત્યે તિરસ્કાર રાખીને શરૂઆત કરી શકે છે દુનિઆમાં જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા, આધિવ્યાધિ, ઉપાધિ વગેરે હોય તેમને લીધે જગતનો ત્યાગ કરવાની વૃત્તિ સાહજીક રીતે થાય છે. પોતાના આત્માને: મોક્ષ મેળવવા માટે પણ મનુષ્ય શરૂઆત કરે છે તો ગીતા તેને છૂટ આપે છે.

'જન્મ મરણમાંથી મુક્ત થવાને માટે મનુષ્ય મારો આશ્રય લઇને પ્રયત્ન કરે છે.' પરંતુ એ પ્રકારની વૃત્તિ સંપૂર્ણ લાભદાયક તો ત્યારે જ નીવડે છે કે જ્યારે સાત્વિકતાની પર જે સ્થિતિ છે તેમાં માણસને શ્રદ્ધા હોય અને જ્યારે પ્રભુનો આશ્રય લેવામાં આવે ત્યારે આત્મા પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા, પૂર્ણતા અને અનંતતા અનુભવે છે. જન્મમરણ, વૃદ્ધાવસ્થા, દુઃખ વગેરેથી મુક્ત થયેલો માણસ અમૃતત્વ મેળવે છે. જીવનમાં આવી પડતાં દુઃખોથી કંટાળી જઈ જીવન આખાનો ત્યાગ કરી દેવો એ તો તમોગુણ છે: જગત્‌ના પદાર્થોનો તિરસ્કાર અને ત્યાગવૃત્તિ બધાએ માણસોને એક સરખી રીતે શીખવવામાં મોટો ભય એ જ રહેલો છે કે તમોગુણથી ભરેલાં માણસોની નિર્બળતાને પણ તેમાં ટેકો મળી જાય છે. એવા માણસોના હૃદયમાં "બુદ્ધિભેદ" પેદા થાય છે, જીવનમાં રહેલી આશા અને પ્રવૃત્તિવાદ ઓછો

થઈ જાય છે. જીવનમાં સ્વશક્તિ પરની શ્રદ્ધા જતી રહે છે. પ્રકૃતિને જીતવા માટે જે રજોગુણની શરૂઆત જોઇએ તે પણ તેનામાં હોતી નથી પણ યોગ્ય અને અધિકારી આત્માઓ માટે તમોગુણ પણ સારી શરૂઆત ગણી શકાય. જગત્ પ્રત્યે તિરસ્કાર કેળવી જે ત્યાગની વૃત્તિને લીધે શૂન્યતા પેદા કરી હોય છે તેમાં આગળ જતાં એવા માણુસોને પ્રભુનો દૈવી સાદ સંભળાય છે. આ અનિત્ય અને દુઃખ રહિત જગતને પ્રાપ્ત કરીને મને ભજ એમ ગીતામાં કહેવામાં આવ્યું છે.

તામસિક સમતામાં આખરે જગતનો ત્યાગ એ મુખ્ય હોય છે. અર્થાત્ જ્યારે એ સમતા પરિપૂર્ણ થાય ત્યારે માણુસ ઉદાસીન અને બેદરકાર થઈ રહે પરંતુ જગતનાં દ્વંદ્વો તો જીતવાનું સામર્થ્ય તેનામાં આવી જતું નથી. માટે તામસિક સમતા પણ શરૂઆત ખાતર જ ગ્રહણ કરવી જોઇએ. સમતાની ખરી શરૂઆત તો જ્યારથી આપણે જગતના દ્વંદ્વોથી ડરી જઈ, નાસી જવાને બદલે તેમની સામા થઇએ, તેમને જીતવાની હિંમત કરીએ ત્યારથી થાય છે. અહિં રાજસિક સમતાની શરૂઆત થાય છે. રાજસિક સમતાની નિશાનીઓમાં, આત્મસંયમમાં એક પ્રકારનું અભિમાન, વિકાર અને કામનાઓને વશ કરવાની અને તેમનાથી પોતે પર છે એવી ભાવના વગેરે આવે છે. પરંતુ તિતિક્ષાને આદર્શ ગુણુ માનનારા કઠિન તપસ્વીઓ એ વૃત્તિને ખૂબ કેળવીને તેને પ્રગતિ કરવાના અમૂલ્ય સાધન તરીકે વાપરે છે. તામસિક સમતામાં જે પ્રમાણે જુગુપ્સાનું તત્ત્વ વાપરી પ્રકૃતિ આત્મરક્ષણુનો મહાન્ નિયમ જાળવે છે તે પ્રમાણે રાજસિક સમતામાં પણ જીવન પ્રકૃતિને વશ કરવા મથે છે અને જીવન ટકાવવા માટે સંગ્રામ કરી પુરુષ વિજયી થાય તેને માટે પ્રયત્ન કરે છે, અને આત્મ વિજય દ્વારા પોતે પ્રકૃતિની અને જગતની જીત કરવા મથે છે. તામસિક સમતા જગતનાં સુખ અને દુઃખોથી દૂર નાસી જવા પ્રયત્ન કરે છે. પરંતુ રાજસિક સમતાથી તેમના ઉપર વિજય કરી તેમનાથી પર થવાય છે. સુખ અને દુઃખના બાહ્ય સ્પર્શોને તે સહન કરે છે, અને એમનો બધો પ્રયત્ન તે મિથ્યા કરી મૂકે છે. જ્યારે માણુસોનો આત્મા પ્રકૃતિના બાહ્ય સ્પર્શોને દુઃખ કે સુખની લાગણી વિના આકર્ષણુ કે વેગ વિના સહન કરી શકે

ત્યારે રાજસિક સમતા સિદ્ધ થઈ ગણાય. રાજસિક સમતાનો હેતુ એ જ છે કે માણસને પ્રકૃતિનો વિજેતા અને રાજા બનાવવો. રાજસિક તિતિક્ષાના યોગ વડે માણસ કામનાઓ વિકારો તથા લાગણીઓને મલ્લની પેઠે પોતાની સાથે યુદ્ધ કરવા બોલાવીને ધૃતરાષ્ટ્રે જેમ ભીમની લોખંડી મૂર્તિને કચડીને ચૂરેચૂરા કરી નાંખી તે પ્રમાણે તેને કચરી નાંખે છે. સુખ-દુઃખના દ્વૈત અનુભવો, શારીરિક માનસિક પ્રકૃતિના વિકારો તે સહન કરી લે છે, અને તેમના સમત્વનો ભંગ કરવાની શક્તિને કુંઠિત–નિષ્ફળ બનાવી મૂકે છે.

અર્જુનનો ક્ષત્રિય સ્વભાવ રજોગુણી હોવાને લીધે ગીતામાં સમત્વનો આરંભ રજોગુણથી કરવામાં આવ્યો છે. પ્રથમ તો હે અર્જુન ! ઇચ્છાઓ રૂપી મહાન્ શત્રુનો તું નાશ કર એવી આજ્ઞા કરે છે. અને પછી સમત્વનું જે વર્ણન આપ્યું છે તે રાજસીક સમતાનું જ છે.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

( અ૦ ૨. શ્લો૦ ૫૬–૫૭ )

" જે માણસનાં મન દુઃખની અંદર શોક પામતાં નથી તથા જેમને સુખ પ્રાપ્ત કરવાંની પરવા નથી તેવા આસક્તિ, ભય અને ક્રોધથી મુક્ત થયલા માણસો સ્થિર મુક્તિવાળા કહેવાય છે. "

" જે માણસ કોઇ પણ પ્રકારની આસક્તિ વગર શુભ કે અશુભ ફલ પ્રાપ્ત થવાથી હર્ષ કે શોક પામતો નથી તેની બુદ્ધિ સ્થિર છે એમ જાણવું. " અને પછી એકદમ આહારનું ઉદાહરણ ટાંકીને ગીતા કહે છે, **विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।** " જે માણસ આહારનો ત્યાગ કરે છે તેની ઇન્દ્રિયોના વિષયો દૂર જતા રહે છે, " પરંતુ જ્યાં સુધી તેના મનની રસવૃત્તિ–ઇન્દ્રિયોના વિષયોમાં સુખ માનનારી મનોવૃત્તિનો નાશ

થતો નથી ત્યાં સુધી એ નિગ્રહ કનિષ્ટ પ્રકારનો જ ગણી શકાય. વિષયનો નિગ્રહ થયા છતાં મનનો રસ તો બાકી રહી ગયો પરન્તુ જ્યારે ઇન્દ્રિયોમાં રહેલી મનની રસવૃત્તિ છૂટી જાય ત્યારે ખરો સંયમ થયો ગણાય. મનોવૃત્તિને આત્મામાં સ્થિર રાખીને પોતાની ઇન્દ્રિયોથી વિષયોમાં કાર્ય કરતો માણસ સંયમી છે, એમ ગણવામાં બાધ નથી. ઇચ્છાઓ એવા માણસના મનમાં ઉત્પન્ન થાય છે ખરી પરંતુ સમુદ્રમાં જે પ્રમાણે નવું પાણી દાખલ થયા કરે છે છતાં પણ કાંઇ અસર કરી શકતું નથી તે પ્રમાણે કામનાઓ સમત્વ યુકત મનમાં પેદા થાય છે.

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥

(અ० ૨. શ્લો० ૭૦)

મુકત દશાનું ખાસ લક્ષણ એ છે કે સુખ, દુઃખ, હર્ષ, શોક વગેરે દંદમાંથી છૂટી જવું.

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥

(અ० ૫. શ્લો० ૨૩.)

"શરીરનો ત્યાગ કરતાં પહેલાં જે માણસ કામ, ક્રોધ વગેરેના આવેગને શાંતિથી સહન કરી શકે છે તે માણસ યોગી છે-સુખી છે." એ સમતા પ્રાપ્ત કરવાનું સાધન તિતિક્ષા છે.

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

(અ० ૨. શ્લો० ૧૪.)

જગત્‌માં શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ આપનારા બાહ્ય પદાર્થોના સ્પર્શો છે તે અનિત્ય અને દુઃખદાયી છે તેમને તું સહન કરી લેતાં શીખ કારણ કે

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ અ૦ ૨. શ્લો૦ ૧૫

જે પુરુષવ્યાઘ્રને એ દ્વંદ્વો વ્યથા આપી શકતાં નથી તે જ અમૃતત્વને માટે લાયક છે.

જે માણુસના સ્વભાવમાં સમત્વ સ્થિર થયું હોય તેણે તો દુઃખને સહન કરવાનું છે. તેણે તિરસ્કારવૃત્તિ થવા દેવી જોઇએ નહિ, વળી સુખમાં તેણે આનંદ માનવો જોઇએ નહિ, સમત્વયુક્ત રહેવું જોઇએ. શારીરિક દુઃખો પણ તિતિક્ષાથી સહન કરવાં જોઇએ. જરા, મૃત્યુ, દુઃખ વગેરેથી માણુસે કંટાળીને દૂર જતા રહેવું જોઇએ નહિ, પરંતુ તિતિક્ષા અને ઉદાસીનતાથી તેમને જીતી લેવાં જોઇએ. પ્રકૃતિના કાર્યક્ષેત્રમાંથી જ્યારે પુરુષ એ પ્રમાણે વિજયી નીવડે છે ત્યારે પ્રકૃતિ પોતાનો પડદો ઉઘાડી દે છે; ત્યારે પુરુષ પોતે પ્રકૃતિનો સ્વરાટ્ અને સમ્રાટ્ છે એવી પ્રતીતિ તેને થાય છે.

રાજસિક સમતા ગીતામાં માન્ય કરવામાં આવી છે એનું કારણ એ છે કે જે પ્રમાણે તામસિક સમત્વની ઉપર સાત્વિક સમાતાનું દૃષ્ટિબિન્દુ હોવું જોઇએ તે પ્રમાણે રાજસિક સમતામાં પણ એ દૃષ્ટિબિન્દુ હોવું જ જોઇએ અર્થાત્ તેનો અંતિમ હેતુ આત્મસાક્ષાત્કાર, જ્ઞાનપ્રાપ્તિ અને દૈવીસ્વભાવની પ્રાપ્તિ એજ હોવો જોઇએ.

તિતિક્ષાની પરાકાષ્ટાવાળી રાજસિક સમતા તામસિક પ્રકૃતિ કરતાં અલબત ઘણી જ ઉચ્ચ શ્રેણીની ગણાય, તોપણ જો એનું પરિણામ માત્ર જીવનની નિરસતા ઉપજાવવામાં જ આવે તો તે પણ કાંઇ કેવળ હિતકારક તો ન જ ગણાય. કારણકે એની અતિશયોક્તિ ને પરિણામે હૃદયશૂન્યતા અને કેવળ એકાંતનો મોહ જ જન્મ પામે અને અધ્યાત્મિક વિકાસ થતો અટકે. હવે રાજસિક સમતાને ગીતા શા માટે માન્ય રાખે છે તે આપણે જરા તપાસીએ. રાજસિક સમતા દ્વારા મનુષ્યના ક્ષર-વિકારી જીવનમાં અક્ષરનો સાક્ષાત્કાર તેને થવાનો સંભવ છે જેને ગીતામાં "परं दृष्ट्वा" "एषा ब्राह्मी स्थितिः" એવા શબ્દોથી વર્ણવવામાં આવે છે.

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥
અ૦ ૩. શ્લો૦ ૪૩.

આ પ્રમાણે બુદ્ધિથી પર જે આત્મા છે—અક્ષર પુરુષ છે તેને જાણીને, આત્માને આત્માના સંયમબળથી સ્થીર અને ધીર કરીને હે અર્જુન ! કામનારૂપી દુર્જય શત્રુનો નાશ કર.

અર્થાત્ તામસિક અને રાજસિક સમતાદ્વારા સાત્વિક સમત્વ મેળવવાનો હેતુ રાખવામાં આવે તો જ તે હિતકારક છે, અને સાત્વિક સમત્વનો અંતિમ હેતુ આત્મજ્ઞાન છે તે દૃષ્ટિમાં રાખીને આ બન્ને સમતાઓ મેળવાય તો જ તે લાભદાયક નીવડે.

હવે શુદ્ધ સાત્વિક સ્વભાવવાળો માણસ પ્રથમ જ પોતાના સાત્વિક બળ ઉપર આધાર રાખે છે એટલુંજ નહિ પરંતુ એ સાત્વિકબળનો ઉપયોગ આત્મસંયમ મેળવવામાં કરે છે. એની શરૂઆત તો સાત્વિક સમતાથી કરવામાં આવે છે. તમોગુણી માણસની પેઠે એવો માણસ જગતની ક્ષણિકતા—જીવનની ક્ષણભંગુરતા જુવે છે ખરો, કામનાઓની તૃપ્તિ થવી અશક્ય છે એ જાણે છે તોપણ એના મનમાં દુઃખ, દ્વેષ અથવા તો નિષ્ફળતાના વિચારો આવી તેને દબાવી દેતા નથી.

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते।

आद्यन्तवन्तः कौंतेय न तेषु रमते बुधः॥

( અ૦ ૫. શ્લો૦ ૨૨. )

ઇન્દ્રિયોના સ્પર્શથી જે સુખ થાય છે તે દુઃખના કારણરૂપ છે. તેઓ બધા આદિ અને અંતવાળા હોય છે; તેમાં બુદ્ધિવાળા પુરુષો આનંદ માનતા નથી बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम्। વળી એવા માણસનો આત્મા બાહ્ય સ્પર્શોથી જરા પણ લેપાતો નથી. તે માણસ તો પોતાના આત્મામાં જ સુખ પામે છે. તે જાણે છે કે आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः। આત્મા જ આત્માનો બંધુ અને શત્રુ છે, અને તેથી પોતાના આત્માનું અવસાદન ખૂન—વિનાશ વાસના અને કામના વગેરેના હાથમાં સોંપી દેવાનું કાર્ય તે કદી કરતો નથી.

પરંતુ **उद्धरेदात्मनात्मनं**—આત્માની શક્તિથી જ તે પોતાનો ઉદ્ધાર કરે છે કારણ કે જે માણસે પોતાની પ્રકૃતિના જીવનને સંયમમાં લીધું છે તે માણસને અક્ષરપુરુષ અને ઇશ્વરની સહાય જરૂર મળી રહે છે. એવા સાત્વિક માણસમાં સમત્વ એકદમ સ્થિર થાય છે. **समत्वं योग उच्यते।** એ સમતા એટલે સુવર્ણ અને માટીને સરખાં જોઈ શકે; શીત અને ઉષ્ણ સમાન ભાસે; દુઃખ અને સુખમાં એક રહે; નિન્દા અને સ્તુતિમાં નિર્લેપ રહે **मित्रार्युदासीन:** (અ૦ ૬. શ્લો૦ ૯) એવો સાત્વિક માણસ—શત્રુ, મિત્ર, ઉદાસીન, વગેરે પ્રત્યે તે એકજ દૃષ્ટિથી જુવે છે. કારણ કે એ બધા સંબંધો ક્ષણિક અને વિકારમય જીવનના પરિણામ રૂપ તેને જણાય છે. સદ્‌ગુણ અને પવિત્રતાની જાળમાં પણ તે બંધાતો નથી. સત્વગુણી સાધુ પ્રત્યે,—ધાર્મિક વૃત્તિવાળા સન્યાસી પ્રત્યે અને એક સામાન્ય કૂતરા પ્રત્યે અને ચાંડાલ પ્રત્યે પણ તેની દૃષ્ટિ સમ રહે છે. ઉપર આપ્યું તે વર્ણન સાત્વિક સમતાનું છે. અને તત્ત્વજ્ઞાની વિચારક ઋષીના મનની સ્થિતિ એમાં બરાબર વર્ણવી છે.

પ્રશ્ન હવે એટલો જ રહે છે કે ગીતામાં જે પ્રકારનું સમત્વ આદર્શ રૂપ ગણવામાં આવે છે તે અને સાત્વિક સમત્વ અહિં વર્ણવામાં આવ્યું છે તેમાં ત્યારે શો ભેદ છે? તેમાં અગત્યનો ભેદ આવી રહેલો છે. સાત્વિક માણસની સમતા, તેની બુદ્ધિ વિચાર, વિવેક, વૈરાગ્ય વગેરે ઉપર સ્થિત થયેલી હોય છે. વારેવારે તેણે તે સમતાને સાચવવી પડે છે. કેવળ સત્વ-ગુણનો ઉદય કદી પણ સ્વભાવમાં સ્થાયી રહી શકે જ નહિ. રજોગુણ અને તમોગુણ બન્ને વાટ જોઇને સંતાઇ જ રહેલા હોય છે, અને જ્યારે લાગ આવે છે ત્યારે તેઓ પોતાનું બળ પ્રગટ કરે છે. તેટલા માટે સમત્વનો પાયો કેવળ સાત્વિક સ્વભાવ ઉપર અથવા તો બુદ્ધિ ઉપર રચાવો જોઇએ નહિ પરંતુ ત્રણે ગુણથી પર શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા છે તેના ઉપર ચિત્તની એકાગ્રતા રાખી માણસે સમત્વ પ્રાપ્ત કરવું જોઇએ. આપણને જણાવવામાં આવ્યું છે કે:

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चित:**
**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मन:॥**

(અ૦૨ શ્લો૦ ૬૦)

આત્મસંયમ માટે પ્રયત્ન કરનાર બુદ્ધિવાન માણસને પણ ઇન્દ્રિયો બળપૂર્વક પોતાના તાબામાં ઘસડી જાય છે. એટલે આધ્યાત્મિક સ્વભાવમાં જન્મ ધારણ કરીને સમત્વને સ્થિર કરવું જોઇએ.

વળી તત્ત્વજ્ઞાની વિચારકની સમતા કાંઇક અંશે રાજસિક તિતિક્ષા જેવી અને સંસાર ત્યાગી સન્યાસીના જેવી હોય છે. તે સમતા એકાંતમાં જળવાય એવી હોય છે અને સમાજથી દૂર રહેવામાં તેવા માણસોને આનંદ થાય છે. પરંતુ ગીતા જે સમત્વનું વર્ણન કરે છે તે સમત્વમાં સ્થિર થયલો માણસ પોતાનામાં ઇશ્વરને જુવે છે એટલું જ નહિ પરંતુ તેને તો સર્વ સ્થળે ઇશ્વિર દેખાય છે. અને તેથી બીજા પ્રાણીઓ જોડે તે પ્રેમના અને સમભાવના સંબંધથી જોડાય છે. તેવો માણસ પોતાના સ્વાર્થી મોક્ષની પરવા કરતો નથી તે બીજાઓના સુખદુ:ખને પોતાનાં કરે છે, ગીતા તો વારેવારે કહે છે, સમત્વ યુકત સાધુ પુરુષો सर्वभूतहित रताः। સર્વ પ્રાણીનું હિત કરવામાં આનંદ માનનરા હોય છે. સંપૂર્ણ યોગી જગતથી દૂર નસી જતો નથી. પરંતુ कृत्स्नकर्मकृत् સર્વ કર્મોનો કરવાવાળો હોય છે કારણકે તેવો માણસ ઇશ્વિરને માટે જગતમાં કર્મો કરે છે– જગતના હિતને ખાતર અને ઇશ્વિરને ખાતર કર્મો કરે છે એ પોતે ભકત હોય છે એટલે સર્વ પ્રાણીમાં ઇશ્વિરને પૂજવામાં તેની સમતાનો ભંગ થતો નથી અને તે પૂજા સેવારૂપે પણ તે કરે છે અર્થાત કર્મ કરવાથી પણ તેનું સમત્વ જતું રહેતું નથી. કર્મદ્વારા પણ તે ઇશ્વિરને જ પૂજે છે કારણ કે એનાં સર્વ કર્મો એક પ્રભુમાંથી જન્મે છે અને તે એક પ્રભુને અર્પણ કરવામાં આવે છે. ગીતામાં કહેલી સમતા આ પ્રમાણે સંપૂર્ણ અને આધ્યાત્મિક સમતા છે.

## પ્રકરણ ૧૫ મું.



### " જ્ઞાન અને સમત્વ. "



ગીતાનો બોધ શરૂઆતમાં યોગ અને જ્ઞાનના બે પલ્લાઓ પર રચાયલો છે. પક્ષીની બે પાંખો જેવી રીતે એને ઉંચે ઉડવામાં સહાય કરે છે. તે જ મુજબ આત્માની ઉન્નતિ ઉપરનાં બે તત્ત્વોની સહાયથી થાય છે. યોગ એટલે કામના રહિત કાર્યો કરીને આત્માની સમતા જાળવી, યજ્ઞ રૂપે પ્રભુને સર્વ કર્મો અર્પણ કરી આત્માની પરમાત્મા જોડે એકતા કરવી તે. જ્ઞાન એટલે કામનાઓનો અભાવ, સમત્વ અને યજ્ઞભાવના જેના ઉપર ટકી રહે છે તે પાયો. એ બંન્ને પાંખો–જ્ઞાન અને સમતા એક બીજાને મદદ કરે છે માણસની બે આંખો જોવાનું કાર્ય તો પોતપોતાની મેળે એક બીજાથી સ્વતંત્ર રહીને કરે છે છતાંય જોવાની ક્રિયાને તે બંન્ને એક સરખી રીતે જ મદદ કરે છે તે જ પ્રમાણે સમત્વથી જ્ઞાનને અને જ્ઞાનથી સમત્વને પુષ્ટિ મળે છે. કર્મો કરવામાં માણસ જેમ જેમ વધારેને વધારે કામના રહિત થતો જાય છે, સમત્વ પ્રાપ્ત કરતો જાય છે અને યજ્ઞની ભાવના વૃદ્ધિંગત થતી જાય છે તેમ તેમ જ્ઞાન વધતું જાય છે. એ પ્રમાણે જ્ઞાનની વૃદ્ધિ થવાથી આત્મા કામનાઓનો ત્યાગ કરે છે અને સમતા અને યજ્ઞભાવનામાં આગળ વધે છે. જ્ઞાનનો યજ્ઞ સૌથી મહાન્ યજ્ઞ છે.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥**

( અ૦ ૪. શ્લો૦ ૩૬. )

સર્વ પાપી લોકો કરતાં પણ અધિક પાપ કરનાર તું હોઇશ તોપણ ( આ ) જ્ઞાનનૌકા વડે તે સર્વ પાપને તું પાર કરી શકીશ.

આખા જગતમાં જ્ઞાનના જેવું બીજું કાંઇ પણ પવિત્ર નથી. એ જ્ઞાન યોગસિદ્ધ પુરુષોને ક્રમે ક્રમે પોતાનામાં જણાય છે.

જ્ઞાનના પ્રતાપથી વાસનાઓ, કામનાઓ તથા એમના પરિણામ રૂપ પાપ નાશ પામે છે. મુક્ત પુરુષ સર્વ કર્મો યજ્ઞ રુપે કરે છે. તે પોતાના સઘળાં કર્મ પ્રભુને જ સમર્પણ કરે છે, કારણ કે તેના મનમાંથી આસક્તિ દૂર થઈ ગઈ હોય છે. એનું મન, પ્રાણ–આત્મા વગેરે ભગવાનમાં સ્થિત હોય છે.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थित चेतसः
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

(અ૦ ૪. શ્લો૦ ૨૩.)

આસક્તિરહિત, મુક્ત અને જ્ઞાનના ઉપર અવસ્થિત તેમજ યજ્ઞને . માટે જ કર્મ કરનાર પુરુષનાં સર્વ કર્યો લય પામે છે કારણકે તે બધાં બ્રહ્મને અર્પણ થયેલાં હોય છે. સર્વ સામાન્ય દૃષ્ટિથી તો એ માણસ કર્મ કરતો જણાય છે પણ વાસ્તવમાં એ બધાં કર્મ એને બંધન રૂપ થતાં નથી એ બધાં કર્મ તો સ્વયં ભગવાન જ પોતાની પ્રકૃતિદ્વારા કરે છે માનુષી ઉપકરણ–સાધન મારફતે પણ એ કરવામાં આવતાં નથી. એ સર્વ કર્મ પ્રકૃતિની શક્તિ સ્વરૂપ તેમજ પ્રભુના આવિર્ભાવ રૂપ થઈ રહે છે સર્વ કર્મનો પરિપાક જ્ઞાનમાં થાય છે.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

(અ૦ ૪. શ્લો૦)

જ્વલન્ત અગ્નિ જે પ્રમાણે લાકડાંઓને બાળીને ભસ્મ કરી નાંખે છે તે જ મુજબ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાંખે છે. આનું તાત્પર્ય એવું નથી કે જ્યારે માણસને જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે બધાં કર્મો બંધ પડી જાય છે. ગીતા આ બાબત આગળ વધારે સ્પષ્ટ કરીને મૂકે છે.

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥

(અ૦ ૪. શ્લો૦ ૪૧)

હે ધનંજય! યોગના આશ્રય વડે જેણે કર્મ એટલે કે કર્મબંધનોને દૂર હડસેલી મૂક્યાં છે, અને જ્ઞાને કરીને જેના સર્વ સંશયો છિન્ન થઈ ગયા છે એવા આત્મજ્ઞાની પુરુષને કર્મ બાંધી શકતાં નથી. એવો માણસ કર્મ કરવાં છતાં બંધાતો નથી. તે કર્મમાં પ્રવૃત્ત હોય છે છતાં કાંઇ કરતો નથી. જે માણસનો આત્મા વિરાટ્ આત્મા સાથે એકતા પામ્યો છે તે કર્મ કરવાં છતાં તેમાં લેપાતો નથી. તે કર્મના પ્રતિકૃત્યમાં બંધાતો નથી—**कुर्वन्नपि न लिप्यते** એટલા માટે જ ગીતા તો માને છે કે કર્મ-સન્યાસ—સ્થૂલ ત્યાગના કરતાં કર્મયોગ ઉત્તમ છે. આ મત ઘણો યુક્તિસંગત અને બુદ્ધિસંગત લાગે છે કારણ કે જ્યાં સુધી મનુષ્યના શરીરમાં જીવન છે ત્યાં સુધી કર્મનો સંપૂર્ણ સન્યાસ-ત્યાગ થવો અશક્ય છે: જ્યારે કર્મયોગ તેનાથી વધારે સરળ છે. એ આત્માને બ્રહ્મની પ્રાપ્તિ વધારે જલ્દી કરાવી દે છે. આ કર્મયોગની શરૂઆત ઇશ્વરને સર્વ કર્મ અર્પણ કરવાની ક્રિયાથી થાય છે. આણે કરીને આંતર સન્યાસ અને સંપૂર્ણ આધ્યાત્મિક ત્યાગ ઉત્પન્ન થાય છે એટલે બાહ્યસન્યાસ—સ્થૂળ ત્યાગની બીલકુલ આવશ્યકતા રહેતી નથી એ પ્રમાણે જ્યારે સર્વ કર્મ નિરાંતે બ્રહ્મમાં—શાન્તિમાં વિરામ લે છે ત્યારે કર્તૃત્વાભિમાન, કારણાભિમાન—હું પ્રભુનું સાધન છું એવું ભાન, એવો અહંકાર પણ લય પામે છે. એવો માણસ પ્રવૃત્ત હોવા છતાં કાંઇપણ કર્મ તે કરતો નથી. અહિં આપણે ચોક્ખું જોઈ શકીએ છીએ કે એવા યોગીઓ કેવળ કર્મના ફળનો જ ત્યાગ કરે છે એટલું જ નહિ પરન્તુ કર્મ સમસ્તનો ત્યાગ કરે છે. એવા માણસના કર્મનો ભાર, તેની જવાબદારી અને પરિણામ સુદ્ધાં પ્રભુ પોતાના ઉપર લઈ લે છે.

ગીતામાં આ સ્થળે જ્ઞાનના વિષયમાં જે કહેવામાં આવ્યું તે જ્ઞાન બુદ્ધિની ક્રિયારૂપ જ્ઞાન એ નથી. આપણા ચૈતન્યની ઉચ્ચતમ દશામાં જ્યારે આપણો વિકાસ થાય અને જ્ઞાનસૂર્યનો પ્રકાશ જ્યારે આપણા ચૈતન્યને

છાઈ લે એવી અવસ્થાને આપણે 'જ્ઞાનની અવસ્થા' એવી સંજ્ઞા આપવી જોઈએ. "સત્યનો સૂર્ય જે આપણા અજ્ઞાનમાં ઢંકાયલો રહે છે" જ્ઞાન માટે આવી જાતનું રુપક ઋગ્વેદમાં છે. દ્વંદ્વથી મૂઢ થઈ ગયેલી પ્રકૃતિવાળા ચિદાકાશમાં પણ અક્ષરબ્રહ્મ બિરાજે છે. એને પાપ કે પુણ્ય લાગતું નથી. વિજયનો હર્ષ કે પરાજયનો શોક તેને નથી. તે તો સર્વનો પ્રભુ અને સર્વેશ્વર છે. એ અક્ષર, નિષ્ક્રિય, બ્રહ્મ કર્મનો કર્તા નથી પરંતુ તેમનો સાક્ષી છે. આપણામાં કર્તૃત્વબુદ્ધિ પણ તેનાથી ઉત્પન્ન થતી નથી. એ બુદ્ધિ પણ આપણી જીવપ્રકૃતિનું પરિણામ છે. અત્યારે આપણી અજ્ઞાન દશામાં ઉપલું વર્ણન વાંચીને આપણને ઘણું આશ્ચર્ય લાગવાનો સંભવ છે. કારણ કે એ શુદ્ધિ અને સાક્ષિત્વ આપણને આપણામાં જણાતું નથી. આપણાં પોતાના અજ્ઞાનથી જ એ જ્ઞાન ઢંકાઈ રહેલું છે. જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે આપણું અજ્ઞાન દૂર થઈ જાય છે. ઘણા વખત સંતાઈ રહેલા સૂર્યની જેમ જ્ઞાન એકદમ ઉદય પામે છે અને આપણી દષ્ટિમર્યાદામાં દ્વંદ્વ અને પ્રકૃતિથી પર એવા અક્ષર, નિષ્ક્રિય બ્રહ્મનો તે સાક્ષાત્કાર કરાવે છે. આપણા સમગ્ર આંતરજીવનને એ જ્ઞાન સૂર્ય પ્રત્યે દોરવાથી, તેને જ આપણી બુદ્ધિનો વિષય બનાવી લેવાથી તથા આપણામાં તેમજ સર્વ જગતમાં તેને જ જોવાથી આપણે તેની સાથે એકતા પામી શકીએ છીએ. **तद्बुद्धयस्तदात्मानः**।–તેનામય બુદ્ધિ કરવાથી અને તેમાં આત્માને પરોવવાથી આપણાં સર્વ પાપો ધોવાઈને દૂર જતાં રહે છે.–**ज्ञाननिर्धूतकल्मषाः**। આ જ્ઞાનનું પરિણામ સમતા છે. સર્વ પદાર્થ અને સર્વ પ્રાણી પ્રત્યે આત્માની સમતા થવી જોઈએ. એવી સમતા આવે તો જ આપણાં સર્વ કર્મો આપણે બ્રહ્મના ઉપર છોડી દઈ શકીએ. બ્રહ્મ દોષરહિત અને સમત્વયુક્ત–**निर्दोषं हि समं ब्रह्म**–છે. માટે આપણે પણ એ સમતા પ્રાપ્ત કરીને જ બ્રહ્મ જોડે એકતા કરવી જોઈએ. વિદ્યા વિનયયુક્ત બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અથવા તો ચાંડાળ એ સઘળાને ખરો જ્ઞાની માણસ સમત્વયુક્ત દૃષ્ટિથી જ જુવે છે અને એ સર્વને એક જ બ્રહ્મના સ્વરૂપ તરીકે ગણીને બ્રહ્મની પેઠે આપણે પણ સર્વ કર્મો પ્રકૃતિમાંથી ઉદ્ભવ પામે છે એ વાત બરાબર અનુભવી શકીએ. એ કર્મો પ્રત્યે આપણને આસક્તિ હોતી નથી, પાપ પણ લાગતું નથી અને

બંધન પણ થતું નથી. એ સ્થિતિ પ્રાપ્ત થયા પછી પાપ લાગી શકે નહિ. એ પ્રમાણે સર્વ કર્મોમાંથી કામના, વાસના અને તેનાં પરિણામો દૂર કરવાથી આપણે સર્ગને જીતી લઇએ છીએ કારણ કે આપણા સ્વભાવના સર્વ દોષો અજ્ઞાનમાં ઉત્પન્ન થતી અસમાનતામાંથી જન્મ પામે છે. સમત્વયુક્ત બ્રહ્મ દોષ રહિત—निर्दोषं—છે, સદ્, અસદ્, પાપ અને પુણ્યથી પણ તે પર છે. બ્રહ્મમાં ચૈતન્યને નિત્ય સ્થિર કરવાથી આપણે પણ પાપ, પુણ્ય, સારૂં, નરસું વગેરેથી પર થઇએ છીએ. પાપરહિત થઇને આપણે સર્વ પ્રાણી માત્રનું હિત કરવાની ભાવનાથી પ્રેરાઇએ છીએ. વળી તે ઇચ્છા પણ સમત્વયુક્ત હોય છે. અજ્ઞાન દશામાં આપણે જે કાર્યો કરીએ છીએ તેનો સ્વામી પણ ઇશ્વર પોતે જ છે. તે જ આપણાં કર્મોનું કારણ હોય છે પરન્તુ એ સઘળાં કર્મો માયાના પડદા મારફત થાય છે. આપણી પ્રકૃતિના અહંકાર મારફતે એ કર્મો કરવામાં આવે છે. એ સર્વ કર્મનાં ફળ આપણુંને બંધન કર્તા નિવડે છે. એ સાધારણ માણસના અંતરમાં પાપ અને પુણ્યનાં દ્વંદ્વો ઉત્પન્ન કરી બાહ્યજીવનમાં તે કર્મો દુઃખ અને સુખ રૂપે ભાસે છે. જ્યારે આપણુને જ્ઞાન ઉત્પન્ન થાય છે અને આપણે મુક્ત થઇએ છીએ ત્યારે ઇશ્વર અહંકાર કે માયા દ્વારા કાર્ય કરતો નથી પરંતુ અંતરમાં આપણા પોતાના જ ઉત્તમોત્તમ સ્વરૂપ રૂપે જણાય છે. આપણાં સર્વ કર્મોનો ભાર તે પોતે જ લઈ લે છે અને શરીર, પ્રાણ, મન વગેરે તો 'નિમિત્ત માત્ર'—સાધન તરીકે વાપરે છે. એ પ્રમાણે હથિયાર તરીકે વાપરીને તે જગતનું કલ્યાણ સાધે છે. જ્ઞાન અને સમત્વ વચ્ચે ઉપર જણાવ્યો તેવો ગાઢ સમ્બન્ધ છે. બુદ્ધિમાં જે જ્ઞાન હોય છે તે સ્વભાવમાં સમત્વ રૂપે આવિર્ભાવ પામે છે, જ્ઞાન એ આપણા ચૈતન્યનું તેજ છે, જ્યારે સમત્વ એ પ્રકૃતિનું બંધારણ છે.

આર્યાવર્તના તત્ત્વજ્ઞાનમાં અને યોગમાં 'જ્ઞાન' એ શબ્દ ઉચ્ચતમ આત્મજ્ઞાન—આત્મસાક્ષાત્કારના જ અર્થમાં હમેશાં વપરાતો આવ્યો છે. જ્ઞાન એટલે જે તેજથી જે પ્રકાશ વડે આપણે આપણા સત્ય સ્વરૂપનું, આપણા ચૈતન્યનું દર્શન કરી શકીએ તે પ્રકાશ. સામાન્ય રીતે માહેતી મેળવવાની ક્રિયાને અથવા તો બુદ્ધિનો ભંડાર મોટો કરવાને આપણે જે પ્રયત્ન કરીએ

છીએ તે જ્ઞાન નથી. વિજ્ઞાનની, માનસશાસ્ત્રની, તત્ત્વજ્ઞાનની, નીતિની અથવા સૌન્દર્યશાસ્ત્રની માહિતી એ કાંઇ ખરૂં જ્ઞાન નથી. એ ખરૂં છે કે એ બધાં શાસ્ત્રો આપણને વિકાસ પામવામાં સહાયભૂત થાય છે તોપણ એનાથી આપણે આત્માનું જ્ઞાન પામતા નથી. એનાથી તો પ્રકૃતિ-સર્ગ વિશ્વનું જ્ઞાન મળે છે, ભૂતમાયને ઓળખાય છે. એ બધાંયે શાસ્ત્રો શીખવાનો હેતુ ઈશ્વરપ્રાપ્તિ હોય તો તેઓ યોગમાં જણાવેલી જ્ઞાનની વ્યાખ્યામાં આવી શકે. વિજ્ઞાનશાસ્ત્ર અને તેના જૂદા જૂદા પ્રયોગોની ક્રિયા દ્વારા જ્યારે આપણે અંતિમ સત્યસ્વરૂપ પરમાત્માનું દર્શન કરી શકીએ ત્યારે તેને જ્ઞાન નામ આપી શકાય. માનવશાસ્ત્રને આપણા અંતર સ્વભાવનુ પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જ્યારે વાપરીએ અને આપણી પ્રકૃતિમાં પરા અને અપરા પ્રકૃતિનો ભેદ જાણવા માટે ઉપયોગ કરી આપણી પ્રકૃતિથી પર થઈ દૈવી પ્રકૃતિને પોતાનામાં લાવવા માટે પ્રયત્ન કરીએ ત્યારે એ શાસ્ત્ર જ્ઞાનનુ સાધન થઈ શકે છે. તત્ત્વજ્ઞાન મારફતે જ્યારે આપણે વિશ્વના મૂળતત્ત્વોનું જ્ઞાન મેળવી તેમના દ્વારા સનાતન ઈશ્વરને મેળવીએ ત્યારે તે તત્ત્વજ્ઞાન આપણને જ્ઞાન મેળવવામાં મદદ લાગે છે. નીતિનું જ્ઞાન મેળવી પાપપુણ્યનો ભેદ જાણી પાપનો ત્યાગ કરી પૂર્ણમાં વૃદ્ધિ પામીએ ત્યારે તે પણ જ્ઞાન મેળવવામાં સહાયભૂત થઈ ગણાય. સૌન્દર્યશાસ્ત્ર દ્વારા સર્વ વિશ્વમાં પ્રભુના સૌન્દર્યને જોઈ શકીએ અને જગતના વ્યવહાર તેમજ મનુષ્યની સેવા દ્વારા આપણે જગતના પ્રભુની અને જગતની સેવા કરી શકીએ ત્યારે જ એ શાસ્ત્રો 'જ્ઞાન' સંપાદન કરવામાં સહાયક નિવડયાં ગણાય. આટલું છતાં એ બધાં શાસ્ત્રો કેવળ સહાય રૂપ છે. ખરૂં જ્ઞાન તો મનથી પર આત્મામાં જ રહે છે.

એ જ્ઞાન આપણને શી રીતે મળી શકે એ પ્રશ્ન ઉઠતાં ગીતા કહે છે કે એ જ્ઞાન તો જે માણસોએ એનો સાક્ષાત્કાર કર્યો છે તેમના દ્વારા મળી શકે છે. પરન્તુ આખરે એ જ્ઞાન આપણા પોતાના જ આત્મામાં ઉદ્ભવે છે.

'જે માણસ યોગમાં પૂર્ણ થાય છે તે કાળે-કાળક્રમે પોતાના જ આત્મામાં જુવે છે'. એ જ્ઞાન એનામાં વૃદ્ધિ પામે છે અને એ માણસ જેમ

જેમ કામના રહિત થતો જાય છે, સમત્વને પ્રાપ્ત કરતો જાય છે અને પ્રભુની ભક્તિમાં વૃદ્ધિ પામે છે તેમ તેમ એ જ્ઞાનમાં પણ વૃદ્ધિ પામે છે. આ જ્ઞાન એટલે ઉચ્ચતમ જ્ઞાન સમજવાનું છે. બુદ્ધિથી જે જ્ઞાન મળે છે તે ઇન્દ્રિયો દ્વારા બ્હારથી મેળવવામાં આવે છે. આ ઉચ્ચતમ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે તો આપણે સર્વ ઇન્દ્રિયોને વશ કરવી જોઇએ અને મનને પણ જીતી લેવું જોઇએ જેથી આપણને મોહ થઈ શકે નહિ. એ સર્વવ્યાપી સર્વભૂત, બ્રહ્મ પ્રત્યે આપણું આખું ચૈતન્ય આપણે એકાગ્ર કરી દેવું જોઇએ–तत्परः ।

અંતમાં આપણામાં સંપૂર્ણ શ્રદ્ધા હોવી જોઇએ. એ શ્રદ્ધા પણ બુદ્ધિના સંશયથી અડગ રહે એવી દૃઢ હોવી જોઇએ. જે માણસ શ્રદ્ધાવાળો છે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે. श्रद्धावाँल्लभते ज्ञानं–જ્યારે "જે માણસ અજ્ઞાની અને શ્રદ્ધા વિનાનો છે, જે માણસ સંશયથી ગ્રસ્ત છે તેનો વિનાશ થાય છે. જેઓ સંશયવાળા છે તેઓને માટે તો આ લોક કે પર લોક નથી. તેમને માટે જગતમાં સુખ પણ નથી" ( અ૦ ૪. શ્લો૦ ૪૦.)

વાસ્તવિક રીતે જોતાં આ વાત સત્ય છે. આ જગતના હિતને વાસ્તે અથવા પરલોકના કલ્યાણને અર્થે પણ માણસના મનમાં અડગ શ્રદ્ધાની ઘણી જરૂર છે. માણસના આત્માએ એક નિશ્ચલ અને દૃઢ પાયા ઉપર સ્થિર થઈ કાર્ય કરવાની જરૂર જ છે. જે મન બધા પ્રત્યે સશંયની જ વૃત્તિ ધારણ કર્યા કરે છે તેનું પરિણામ શૂન્ય જ આવે છે. આપણી સાધારણ અજ્ઞાન સ્થિતિમાં સંશય અને પરીક્ષા કરવાની સૂક્ષ્મ અવલોકન કરનારી અને તટસ્થ વિવેચક વૃત્તિ શરૂઆતમાં આવશ્યક છે, પરન્તુ ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં તો તે એક મહાન્ અંતરાય રૂપ છે. ઉચ્ચ જ્ઞાનનો અર્થ માનસિક કે બુદ્ધિગમ્ય જ્ઞાન એવો નથી, પરન્તુ ક્રમે ક્રમે વિકાસ પામતા સત્યનું જ દર્શન છે–એ તો ક્રમે ક્રમે વધતો જતો સાક્ષાત્કાર છે. બુદ્ધિથી જે સત્યજ્ઞાન આપણને મળે છે તેમાં અસત્યનો અંશ રહેલો હોય છે. તેને સૂક્ષ્મ અવલોકન અને સંશય દ્વારા દૂર કરવાની જરૂર હોય છે. પરન્તુ ઉચ્ચ જ્ઞાનમાં અસંભવ કદી સંભવતુ જ નથી. એમાં જે જે સંશયો થાય છે તે બધા સાક્ષાત્કારની પુનરાવૃત્તિ અને વિશાળ સત્યનું દર્શન થતાં

આપોઆપ ગળી જાય છે. એ જ્ઞાનમાં કાંઇ પણ અપૂર્ણતા લાગતી હોય તો આપણા અપૂર્ણ જ્ઞાનને જ સંશયની દૃષ્ટિ કરી તેને દૂર ફેંકી દેવાથી કે અત્યાર સુધીના સાક્ષાત્કારને અસત્ય ગણી તેનો તિરસ્કાર કરવાથી તે દૂર નહિ થાય પરન્તુ આગળને આગળ વિશેષ સંપૂર્ણ પ્રત્યે દૃષ્ટિ કરવાથી જ સંશય ટળશે. આત્મામાં વધારે ને વધારે વિશાળ જીવન પ્રાપ્ત કરવાથી તે દૂર થાય છે. ચૈતન્યનો વધુ વિકાસ કરીને જ તેને દૂર કરી શકાય છે. અત્યાર સુધી આપણને જે સાક્ષાત્કાર સાધ્ય ન થયો હોય તેને માટે શ્રદ્ધાનો પાયો નાંખવો જોઇએ. ત્યાં આગળ સંશય કામ નહિ લાગે. કારણ કે અહિં આગળ જે જ્ઞાન વિશે આપણે વાત કરીએ છીએ તે જ્ઞાન બુદ્ધિજન્ય નહિ પરન્તુ બુદ્ધિ જે વિચારોમાં ગુંચવાઇ રહી છે તે વિચારોથી તદ્દન વિરૂદ્ધ છે. બુદ્ધિજન્ય સત્ય તો સિદ્ધ કરવાનું હોય છે પરન્તુ આ સત્ય તો આંતરજીવનમાં સાક્ષાત્ કરવાનું હોય છે. આ તો એક વિશાળ સત્ય છે. તેમાં આપણે ક્રમે ક્રમે વિકાસ પામવાનો હોય છે. એ ઉચ્ચ સત્ય સ્વયંભૂ છે અને આપણો અજ્ઞાનનો પડદો આડે ન આવે તો તે આપણને આપોઆપ જ પ્રકટ થાય. આપણામાં જે સંશયો થાય છે તે બધા એ અજ્ઞાનને લીધે થાય છે, કારણ કે આપણું મન અને હૃદય ઇન્દ્રિયોથી ભ્રમિત થાય છે અને મતમતાંતરથી ગુંચવાઇ જાય છે. અજ્ઞાનમાંથી ઉત્પન્ન થતા અને હૃદયમાંથી ઉત્પન્ન થતા સંશયને "દૂર કર." એ સંશયને જ્ઞાનરૂપી તલવારથી છેદીને સાક્ષાત્કાર સ્વરૂપ સતત્ યોગનો અભ્યાસ કરી પ્રભુને જાણવાથી સર્વ જાણી શકાય છે.

એ જ્ઞાન બ્રહ્મને જાણનાર માણસ બ્રહ્મમાં સ્થિર થાય છે ત્યારે મળે છે. એ જ્ઞાને કરીને આત્મા મોહમાં ફસાતો નથી એટલું જ નહિ પરન્તુ સર્વ પ્રાણી માત્રને પોતાના જ આત્મામાં અને અંતે પરમાત્મામાં જુવે છે. આ વિચાર બીજે સ્થળે વિસ્તારપૂર્વક મૂકાયલો માલૂમ પડે છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानिचात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोपि स योगी मयी वर्तते ॥
आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगो परमो मतः ॥

(અ૦ ૬. શ્લો૦ ૨૯-૩૨.)

જે સર્વ પ્રાણી પ્રત્યે સમદ્રષ્ટિવાળો થઈ સર્વ પ્રાણી માત્રમાં અને પદાર્થમાં પોતાના જ આત્માને જુવે છે, જે મને સર્વત્ર જુએ છે, અને સર્વને મારામાં જુએ છે તે યોગી મારાથી વિમુખ થતો નથી અને હું પણ તેનાથી દૂર થતો નથી. જે માણસ એકતાને પામીને સર્વભૂત માત્રમાં વ્યાપી રહેલા મને ભજે છે તે યોગી ગમે તે પ્રકારે જીવન ગાળતો હોય તોપણ મારામાં જ જીવે છે. હે અર્જુન! જે માણસ સર્વમાં આત્મવત્ દૃષ્ટિ રાખે છે અર્થાત્ સમત્વયુક્ત હોય છે અને સુખ અને દુઃખમાં પણ જેની સ્થિરતા ડગતી નથી તે યોગી સર્વથી ઉત્તમ છે.

ગીતા આપણી દૃષ્ટિ સમક્ષ વેદાંતનું જ્ઞાન રાખવા માટે ભલામણ કરે છે. પરંતુ વેદાંતના કરતાં ગીતા ચઢે છે. વેદાંતમાં એ જ્ઞાન તાત્ત્વિક અને પુસ્તકીયા છે. ગીતા તેને વ્યવહારૂ બનાવી જ્ઞાનમાં રૂપાંતર પમાડે છે. કારણકે ગીતામાં તો આત્મજ્ઞાન અને કર્મયોગના સંબંધ વિશે ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. એ જ્ઞાનના પાયા ઉપર જ મુક્ત કર્મો કરવાની યુક્તિ ગીતા બતાવે છે. જ્યારે જ્યારે ગીતા જ્ઞાન વિશે વિવેચન કરે છે ત્યારે ત્યારે જ સમત્વનો પણ સમાવેશ થાય છે કારણકે જ્ઞાનનું તે પરિણામ છે. અને જ્યારે સમત્વ વિશે ગીતા બોલે છે ત્યારે તે જ્ઞાનનું પણ વિવેચન કરે છે કારણકે જ્ઞાન તેનો પાયો છે. ગીતામાં જે સમત્વ કહ્યું છે તે કાંઇ નિષ્ક્રિય અને નિશ્ચલ નથી પરંતુ ક્રિયાત્મક છે અને કર્મ માત્રના પાયારૂપ છે. મુક્ત આત્મામાં બ્રહ્મની શાંતિ અવશ્ય જોઇએ. અને એ શાંતિમાંથી પ્રકૃતિદ્વારા કર્મોનો જગત્‌માં આવિર્ભાવ પણ થવો જોઇએ. આ પ્રમાણે ગીતા "જ્ઞાન" અને "કર્મનો" સમન્વય કરે છે.

ઉપર પ્રમાણે સમન્વયમાં આવી જવાથી ગીતાના વિચારો એકદમ વિસ્તારમાં અને વિશાળતામાં બીજા તત્ત્વજ્ઞાનના ગ્રંથો કરતાં ઘણાજ આગળ

વધી જાય છે. એના એ વિચારો બીજી તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓમાં છે ખરા પરંતુ આ સમન્વય તેમનામાં નહિ હોવાથી તેઓ અપૂર્ણ જ લાગે છે. સહનશીલતા, ઉદાસીનતા અને શ્રદ્ધાયુક્ત સમર્પણ એ ત્રણ પ્રકાર સમતાના પાયામાં રહેલા છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ માર્ગની સમાનતા એ ત્રણે પ્રકારો છે. ગીતામાં જ્ઞાનનો જે ખ્યાલ છે તે એ બધાંને લઈને એવી તો ઉમદા રીતે ભેગાં કરે છે કે તેમનું સંકુચિતપણું દૂર થઈ તેઓ વિશાળ થાય છે. ગ્રીસના 'સ્ટોઇક' (Stoic) મત પ્રમાણે ધીરજ, ખંત, સહનશીલતાથી માણસ પોતાની પ્રકૃતિના સર્વ બંધનોથી પર થઈ શકે છે, અને સૂક્ષ્મ આંતરદૃષ્ટિથી એ સત્તાને પણ ટકાવી શકે છે પરંતુ તે ઘણા પ્રયાસને અંતે. એનાથી શાન્તિ મળે, સુખ પણ મળે પરંતુ આનંદ તો ન જ મળે. કારણકે તે મુક્તજીવન નથી. "મુક્ત" આત્મા ગમે તેવા પ્રકારનું જીવન ગાળે તોપણ તે મારામાં જીવે છે એવું તે જીવન નથી. 'સ્ટોઇક'ના આત્મસંયમમાં ભારે પ્રયત્નની જરૂર પડે છે અને તે સંપૂર્ણતા વારેવારે મેળવતા જ રહેવાની ફરજમાં આવી પડીએ છીએ, પરંતુ આ સમત્વમાં સંપૂર્ણતા તો મુક્ત માણસને વશ વર્તે છે, અને આત્માનો સ્વભાવ થઈ રહે છે. એ પ્રયત્નથી એ સમત્વ ટકાવી રાખવામાં આવતું જ નથી, તે કેવળ સ્વભાવસિદ્ધ થઈ રહે છે. શરૂઆતમાં આપણી પ્રકૃતિ સામે વિજય મેળવવા માટે એ સખ્તાઇનો કાળ પણ ગીતાને તો મંજુર છે. પરંતુ પૂર્ણતા વ્યક્તિના બળથી કદી નથી મળતી, ઇશ્વર સાથે યોગ થવાથી તે મળે છે—વ્યક્તિનો વિભુમાં લય કરવાથી તે મળે છે. પ્રકૃતિ અને તેનાં સર્વ કર્મોનો પ્રભુ–ઇશ્વર પ્રકૃતિમાં છે તેમજ પ્રકૃતિથી પર છે. આપણું ઉત્તમોત્તમ સ્વરૂપ અને વિરાટ્ વિશ્વાત્મા પણ તે જ છે. એની સાથે એકતા થવાથી આપણે ઉત્તમોત્તમ સ્વતંત્રતા અને પ્રભુત્વ પામીએ છીએ. 'સ્ટોઇક' મત મુજબ પોતાની પ્રકૃતિ પર પ્રયત્નથી સ્વામિત્વ મેળવવાનો વિચાર આપણા વેદાંતમાં **स्वराट्** અને **सम्राट्**ના જેવો છે. પરંતુ એ વિચાર કાંઇ સૌથી ઉચ્ચ આદર્શભૂત તો નથી જ. એ સ્થિતિ કાંઇ આદર્શભૂમિકા તો નથી જ. સ્ટોઇકનું ઐશ્વર્ય પોતાના સ્વભાવ અને સંજોગો ઉપર પ્રયત્નપૂર્વક રાખવું પડે છે. પરંતુ યોગીનું પ્રભુત્વ સર્વ જોડે તેણે એકતા કરેલી હોય છે તેમાં રહેલું

છે. પોતાની પ્રકૃતિના કારણોથી તે પોતે પર હોય છે એમાં તેનું સ્વામિત્વ સમાયલું છે. સ્ટોઇકની સ્વતંત્રતા બંધનમાંથી છૂટા થયલા માણસના જેવી છે. અર્થાત્ પ્રકૃતિ એ સ્વતંત્રતા તેને આપે છે કારણ કે તે એ સ્વતંત્રતાને લાયક થયો છે. તે પરીક્ષામાંથી પસાર થયો છે માટે તેને મુક્તિ આપે છે, સત્તા આપે છે. પણ ગીતામાં જે મુક્તિ છે તે જૂદા જ પ્રકારની છે કારણ કે પરા પ્રકૃતિમાં–દૈવી પ્રકૃતિમાં સ્વભાવનું કેવળ રૂપાંતર થવાથી એ સ્વતંત્રતા મળે છે. પ્રભુની પેઠે મનુષ્યને પણ એ સ્વતંત્રતા સ્વયંસિદ્ધ જ છે. ગમે તે કાર્ય કરવામાં તે રોકાયલો હોય તોપણ મુક્ત આત્મા ઈશ્વરમાં જ જીવે છે. પ્રભુના સુંદર મહેલમાં એ ખાસ હક્ક ધરાવનાર માનીતો બાળક છે–લાડકવાયો પુત્ર છે. તે બાલવત્ છે. તે કદી પણ ભૂલ કરતો નથી કારણ કે પૂર્ણતા, સૌંદર્ય અને પ્રેમના સામ્રાજ્યમાંથી તેનાં કાર્યો ઉદ્ભવે છે. એ જે સામ્રાજ્યનો માલિક છે તેને માટે ગીતા " राज्यं समृद्धम् " શબ્દો વાપરે છે. એ બાળસ્વભાવનું આબેહુબ વર્ણન ગ્રીક તત્ત્વવેત્તાઓના " The Kingdom is of the child "–" આ સર્વ રાજ્ય બાળકનું છે " એ વાક્યમાં મળી આવે છે અને તે તદ્દન સત્ય લાગે છે.

તત્ત્વવેત્તાનું જ્ઞાન જૂદા પ્રકારનું હોય છે. સામાન્ય વ્યવહાર, જીવનનો ખરો મર્મ તેને માલૂમ હોય છે. બાહ્યપદાર્થો અને સુખોની ક્ષણિકતા પણ તે જાણે છે, પાર્થિવ જીવન–ઐહિક પદાર્થો, દ્વંદ્વ, વિવિધતા અને અસમાનતાની મૂર્ખાઇ તેને ખબર હોય છે. આંતરની શાંતિ સમતા અને જ્ઞાનની ઉચ્ચતા પણ તે જાણે છે. આ સમતા તત્ત્વજ્ઞાનીની ઉદાસીનતા છે. એનાથી પરમ શાંતિ મળે છે પણ પૂર્ણ આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત થતો નથી. એ સ્વતંત્રતા પણ અતડી હોય છે. સમગ્ર જગતથી દૂર ઉદાસીનતાની વેગળી, વિખુટી ટેકરીના પર દૃષ્ટિ નાંખનાર મહાત્માના જેવી તે ઉદાસીનતા છે. સર્વ પ્રાણીઓ જ્યારે નીચેની ખીણના પ્રવાહમાં તણાતાં હોય છે અને પ્રયાસ કરીને પોતાનો બચાવ કરવા તનતોડ મહેનત કરતાં હોય છે ત્યારે આ તત્ત્વવેત્તા પોતાની ઉચ્ચ અને અતડી ટોચે બેસી ઉદાસીન થઇને તેમના પ્રત્યે દૃષ્ટિપાત કરે છે. પોતે એમાંથી બચી ગયો છે એ ભાવના એના મનમાં આવે છે. એ પ્રમાણે તત્ત્વજ્ઞાનથી શરૂઆત કરી ઉદાસીનતા મેળવવાનું પ્રથમ પગથીયું ગીતા સ્વીકારે છે પરન્તુ ગીતાની

ઉદાસીનતા અને તત્ત્વજ્ઞાનીના અતડાપણા જોડે કાંઇ પણ લેવા દેવા નથી. ઈશ્વર પોતે પણ એ પ્રમાણે ઉદાસીન છે કારણ કે તે પર છે, પરન્તુ એ હમેશાં કાર્ય કરવામાં રોકાયલો હોય છે અને સર્વમાં વ્યાપી રહી પ્રાણી માત્રને મદદ કરે છે. એ સમત્વ સર્વ પ્રાણી સાથે એકતા ઉપર સ્થિત છે. તત્ત્વજ્ઞાનની શુષ્ક ઉદાસીનતામાં જે ભાવપૂર્ણતા—રસની ખામી છે તે ગીતા એમાં ઉમેરે છે. કારણ કે એ સમતાનો આત્મા કેવળ શાન્તિ નથી પરન્તુ પ્રેમ છે. સર્વ પ્રાણી માત્રને તે પ્રભુમાં જ જુવે છે. સર્વ ભૂત જોડે તેનો આત્મા એક હોય છે એટલે તે માણસ સર્વ પ્રત્યે સહાનુભૂતિવાળો જ રહે છે. આ સમત્વ કોઇ પણ વસ્તુને બાદ કર્યા વિના—**अशेषेण** સર્વ પ્રાણી અને પદાર્થો પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ અને અનુકંપા શીખવે છે. સારા પ્રિય અને સુન્દર પદાર્થો પ્રત્યે જ તે સમતા સહાનુભૂતિ દર્શાવે છે એટલું જ નહિ પરન્તુ કુરૂપ, પાપી અને નીચ પ્રત્યે પણ તેની દષ્ટિ સમત્વયુક્ત જ રહે છે. એ સમત્વમાં તિરસ્કાર, દ્વેષ, ક્રોધ, અથવા કઠિનતાને સ્થાન હોતું જ નથી, એટલું જ નહિ પણ એવા માણસના મનમાં અતડાઇ, ઉચ્ચતાનું અભિમાન, પવિત્રતાની લાગણી પણ હોતી નથી. એવા માણસો અન્ય પ્રાણીઓ પ્રત્યે ક્રોધ, તિરસ્કાર અને કઠિનતા બતાવતા નથી. તેઓ "અમે બીજાથી ઉચ્ચ છીએ" એવી લાગણી પણ મનમાં લાવતા નથી. "હું મોટો છું" "હું પવિત્ર છું" એવું પણ પોતાની મહત્તાનું ભાન તેમને હોતું નથી. એવો માણસ અન્ય પ્રાણીઓ પ્રત્યે અને તેમના સુખદુઃખો પ્રત્યે દૈવી દયા—કરુણા જરૂર ધરાવે છે, અને પોતાનાથી બને તેટલી મદદ પણ તેમને કરવાને પોતાની શક્તિ વાપરવા તૈયાર રહે છે. પરંતુ એ બધી ભાવનાઓ બહારથી જ દેખાય છે તેના અંતર આત્મામાં તો એ આત્માઓ પ્રભુ સ્વરૂપ જ દેખાશે અને એમના પ્રત્યે ભકિત અને પ્રેમ સિવાય બીજી લાગણી તેના હૃદયમાં નહિ જ ઉદ્ભવે કારણ કે સર્વ નેત્રમાંથી તેને પ્રેમ સ્વરૂપ શ્રીકૃષ્ણ દૃષ્ટિ કરી "આ હું છું" એમજ કહેતો લાગે છે. "જે માણસ મને સર્વ આત્મામાં ચાહે છે"—એ ભાવ જ કેવો સર્વ વ્યાપી અને દૈવી કરૂણાથી ભરપૂર છે? કયા ધર્મ કે તત્ત્વજ્ઞાનમાં એનાથી વધારે ગૂઢ સૂક્ષ્મ અને ઉન્નત વિશ્વપ્રેમનો સિદ્ધાંત નજરે પડે છે?

સમર્પણ-પ્રભુપરાયણતા એ પણ ધાર્મિક સમત્વનો પાયો છે. એવા મનુષ્યની શક્તિ ઇશ્વરની શક્તિ જોડે એકતા પામે છે. સર્વ દુઃખો તે સહન કરે છે, અને શ્રદ્ધાપૂર્વક પોતાની મરજીથી સર્વ સહન કરે છે. આ તત્ત્વ પોતાનું સર્વ જીવન પ્રભુને અર્પણ કરવાથી આત્મસમર્પણમાં રૂપાંતર પામે છે. એ અભ્યાસથી મનુષ્ય પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરે છે. એ અભ્યાસ જીવનમાં સર્વ બાબતો મૂગે મોઢે સહન કરવામાં સમાતો નથી પરંતુ પ્રભુ જોડે પોતે ઉત્સાહથી એકતા કરવા માટે પ્રયત્ન કરવાથી જ સધાય છે. સર્વ વસ્તુમાં વ્યાપી રહેલ પ્રભુની શક્તિને આપણું સર્વસ્વ આપવામાં સમર્પણનો અભ્યાસ થાય છે. કેવળ પ્રભુની શકિતને કાર્ય કરવા દઈ પોતે તટસ્થ થઈ પોતાની પ્રકૃતિમાં તેને સ્થાન આપવું એટલુંજ કાંઇ બસ નથી. એ સમર્પણનો હેતુ પ્રભુના હથિયાર રૂપ થઈ જગતમાં કાર્ય કરવાનો નથી પરંતુ સંપૂર્ણ સમર્પણ થતાં પ્રભુનો જ સ્વભાવ-સંપૂર્ણ साधर्म्य-દૈવી પ્રકૃતિ આપણામાં જાગ્રત થઈ કાર્ય કરે એવો છે. આપણાં સર્વ કાર્યોનાં ફળ પ્રભુને જ સોંપાઈ ગયાં હોય છે. સારૂં કે નરસું, સુખદ કે દુઃખદ, એ બધું આપણાં કર્મનો નાથ છે તેનાં જ થઈ રહેલાં હોય છે એટલે ભકિતપ્રધાન માણસની પેઠે આપણે તે બધાંને સહન કરી લઇશું એટલુંજ નહિ પરંતુ તે બધાંએ દેશ-નિકાલ થઈ જશે અને કયાંનાં કયાંએ જતાં રહેશે. આપણને સહન કરવાપણું જ નહિ રહે. આપણા ચિત્તમાં-લાગણીઓમાં અદ્‌ભુત સમતાનું સામ્રાજ્ય સ્થપાય છે. આપણી પ્રકૃતિમાં "હું હથિયાર છું" એવો ભાવ પણ નથી રહેતો. આખું વિશ્વ પ્રભુની સર્વજ્ઞતા અને સર્વ શકિત પ્રમાણે ચાલી રહ્યું છે અને તેમાં મનુષ્યની અહંતા જરા પણ ફેર કરી શકતી નથી. **निमित्तमात्रं भव सव्यसाचिन्।** "હે અર્જુન! તું માત્ર નિમિત્ત રૂપ થા" બાકીનું બધું મેં તૈયાર જ કરી મૂકયું છે. એ નિમિત્તભાવ અંતે માણસને સંપૂર્ણ આત્મસમર્પણ કરવા પ્રત્યે દોરે છે અને વ્યકિતની શક્તિ પ્રભુની શકિત જોડે એક થાય છે. વ્યકિતની સર્વ ઇન્દ્રિયો અને તેનાં કરણો પ્રભુની શકિત અને જ્ઞાન ઉપર વિશ્વાસ રાખતાં શીખે છે, મન કેવળ શાંત અને નિષ્ક્રિય થઈ રહે છે અને બધી શકિતઓ પ્રભુની જ પ્રચંડ શકિતના ધોધ પેઠે પોતાના વ્યકિતત્વમાંથી જગત્ પ્રત્યે વહન કરે છે.

બીજા માણસો આપણા પ્રત્યે જે કાર્ય કરે તેમાં પણ આપણે સમભાવ એટલે સમત્વ ધારણ કરીએ છીએ. તેઓ આપણા પ્રત્યે ગમે તેવું વર્તન કરે તોપણ તેમની અને આપણા આત્માની એકતાનો ભંગ થતો જ નથી. એ એકતાને પરિણામે પ્રેમ અને સહાનુભૂતિ પણ અખંડ રહે છે. આ સિદ્ધાંતનો અર્થ એવો નથી કે સર્વ માણસો પ્રત્યે અને તેમનાં કાર્યો પ્રત્યે પણ આપણે સહાનુભૂતિ જ બતાવવી જોઇએ. એ પ્રમાણે વર્તન કરવું તો અશક્ય જ થઈ પડે. જગતના કાર્યોના પ્રવાહમાં કર્મનો અર્થ જ વ્યક્તિઓના સ્વાર્થ અને શક્તિઓ વચ્ચે સંઘટ્ટ એવો થાય છે. એમાં કાંઇ પ્રભુની શક્તિ સીધી કાર્ય કરતી નથી.

એ સિદ્ધાંત પ્રમાણે જ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને યુદ્ધ કરવાનું કહે છે, અને કૌરવો સામે થવાની ફરજ બતાવવામાં આવે છે. પરન્તુ એ યુદ્ધ દ્વેષરહિત થઇને, વ્યક્તિગત કામનાઓનો ત્યાગ કરીને કરવાનું છે. મુક્ત આત્માને કામના, દ્વેષ, અહંકાર વગેરે દોષો અશક્ય છે. **लोकसंग्रहार्थ**– "જગતના હિતને અર્થે" "જગતની સ્થિતિ જાળવવા માટે" એ કર્મો આવશ્યક છે. મનુષ્યજાતિ પોતાના દૈવી આદર્શ પ્રત્યે ગમન કરી શકે માટે એ પ્રકારના વર્તનની જરૂર છે અને એવા વર્તનથી આપણા વિરોધી અને દુસ્મનો સાથે પણ આપણી એકતામાં વિક્ષેપ પડતો નથી એ દૈવી ઉદ્દેશ આપણા દુસ્મનોનો પણ ઉદ્દેશ છે, તેઓ ભલે અત્યારે એ અંતિમ આદર્શનો વિરોધ કરે. એ મનુષ્યોની સેવા કરવા માટે આપણે તેમનો વિરોધ અને પરાજય કરવાની જરૂર છે. તેવા માણસોનો વિરોધ અને પરાજય એ જ આપણી તેમના પ્રત્યે ભક્તિ અને સેવા છે. આપણી ભક્તિ અને સેવા એમના પ્રત્યે તો વિરોધ અને પરાજયનું જ રૂપ લઈ શકે કે આત્મામાં સર્વ પ્રત્યે એકતા, હૃદયમાં વિશ્વપ્રેમ અને સર્વપ્રત્યે સહાનુભૂતિ તથા અનુકંપા રહે પરંતુ ક્રિયાશકિત તો પ્રભુનાં કાર્યો અને તેનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જ વપરાવી જોઇએ.

પ્રભુ સાથે એકતા અને સર્વપ્રાણી સાથે એકતા તેમજ સર્વપ્રણીઓને એ એકતામાં પ્રગતિ કરાવવી એ સિદ્ધાંત ગીતામાંથી ઉપર તરી આવે છે.

. સિદ્ધાંતના કરતાં વધારે વિશાળ ગંભીર અને સર્વવ્યાપી સિદ્ધાંત
ાઝે જ મળશે. જાતે મુક્ત થવું અને ઇશ્વર સાથે એકતામાં રહેવું, એ
ાર્ગે મનુષ્યજાતિને પ્રયાણ કરવામાં મદદ કરવી જોઇએ.–એ કાર્ય કરી
ાકાય તે દરમ્યાન સર્વ કર્મો બુદ્ધિપૂર્વક પ્રભુપ્રીત્યર્થે મનુષ્યજાતિના કલ્યાણ
ાટે કરવાં જોઈએ તથા સર્વ કર્મોના કરનાર થઈ બધાને કર્મમાં પ્રેરવા
તેઇએ. મુક્તિ અને ઇશ્વર સાથે એકતા એ આપણી મનુષ્યજાતિનો અંતિમ
તુ છે અને તેના અસ્તિત્વનું આદિ કારણ છે. અત્યારે મનુષ્યજાતિ જે
ખ માટે ફાંફાં મારી રહી છે તે સુખ સર્વ પદાર્થમાં–સર્વત્રઅને સર્વેષુ
યારે ઈશ્વરનું દર્શન થશે અને એ બધાં તેનામાં જ જીવન ધારણ કરી રહ્યાં
 એમ જણાશે ત્યારે જ મળશે. આપણી અત્યારની સંકુચિત અને
.ક્તિગત પ્રકૃતિ આપણું કેદખાનું છે. એ જેલખાનું તોડીને આપણે
શ્વર સાથે આપણાથી પર પુરુષોત્તમ સાથે એકતા કરીને, મનુષ્ય તેમજ
ગત્માં–સર્વત્ર તેનું દર્શન કરવાનું છે !

# પ્રકરણ ૧૯ મું.

## પ્રકૃતિની અનિવાર્ય સત્તા.

**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ।**

જ્યારે આપણે જ્ઞાન અને કર્મની એકતા કરીને ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં રહીએ છીએ ત્યારે આપણે પ્રકૃતિના ત્રણ ગુણોથી પર થઇએ છીએ. પછીથી પ્રકૃતિ અને તેના ત્રણ ગુણો આપણને વશ કરી શકતા નથી. ઇશ્વર જોડે એકતા પામેલા હોવાથી આપણે પ્રકૃતિનું પ્રભુત્વ મેળવી કર્મનાં બંધનોમાં પડયા સિવાય પ્રભુની શક્તિને અનુસાર કર્મો કરવામાં તત્પર રહીએ છીએ. આપણામાં જે આત્મા છે તેનામાં પ્રભુત્વ અવ્યક્તપણે આવી રહેલું છે. જે જીવ પ્રકૃતિના દાસત્વમાં હોય છે તે ગુણોથી અજ્ઞાનમાં આવી પડે છે, કારણ કે તે આત્મા જોડે એકતા પામેલો હોતો નથી પરંતુ અહંતાયુક્ત મન જોડે ઐક્ય પામે છે. અહંતાની, મનની એ ગાંઠને તોડવી અને આપણા કર્મોનો અધિષ્ઠાતા અહંતાને નહિ પરંતુ પ્રભુને બનાવવો એ ત્રિગુણાતીત થવાનો માર્ગ છે. ત્રિગુણાતીત અવસ્થા એટલે પરમાત્મામાં જીવન ગાળવું અને આપણી શક્તિને પ્રભુની દિવ્ય શક્તિ જોડે એક કરવી એવો અર્થ થાય છે.

અહંતા પ્રકૃતિને વશ છે એવું ગીતા જે શ્લોકોમાં જણાવે છે, તે શ્લોકોનો અર્થ કેટલાક એવો કરે છે કે પ્રકૃતિની સત્તા અનિવાર્ય છે અને જ્યાં સુધી માણસ વિશ્વજીવનમાં છે ત્યાં સુધી તેને જરાપણ સ્વતંત્રતા મળવાનો સંભવ નથી. ખરૂં છે કે ગીતા જે ભાષા વાપરે છે તે ઘણી સ્પષ્ટ અને ભારવાળી છે તોપણ આપણે હમેશાં યાદ રાખવું જોઇએ કે ગીતા એક જ વિચારને અયોગ્ય અગત્ય આપી દેતી નથી અને ગીતાનો એકે એક વિચાર તેની સમગ્ર વિચારમાળા જોડે

લેવાનો હોય છે. એક પણ વિચાર અતડો લેવાથી આપણે ગીતાનો અર્થ બરાબર નહિ સ્હમજીએ. ગીતાના વિચારો તંતુના બનેલા પટના જેવા છે તેમાંથી એક એક તાણો કે વાણો છૂટો લઇએ તો પછી આખું કપડું પણ નષ્ટ થાય. એટલે દરેક વિચારને આખા બોધની સાથે જ લેવો જોઇએ. ગીતા સમગ્ર જ્ઞાનવાળા **कृत्स्नविद्** માણસ અને **अकृत्स्नविद्** માણસ એ બન્ને વચ્ચે ભેદ બતાવે છે. જીવન સમગ્રને બરાબર નિહાળીને સમતાથી અને ધૈર્યથી તેને નિશ્ચલ દૃષ્ટિએ જોવા માટે યોગીને ગીતા ફરમાવે છે. પ્રકૃતિ જોડે આત્માનો સંબંધ છે તેમાં તો માણસ પૂર્ણ સ્વતંત્ર છે એવું એક બાજુથી માનવામાં આવે છે, જ્યારે બીજી બાજુથી એટલા જ ભારપૂર્વક પ્રકૃતિની અનિવાર્ય સત્તા વિશે આપણને જણાવવામાં આવે છે.

એ પ્રમાણે જે વિચાર નક્કી થાય છે તેને આપણે સ્વતંત્ર શક્તિ–વ્યક્તિ સ્વાતંત્ર્ય કહીએ છીએ. પરંતુ ગીતાના અર્થ પ્રમાણે તો સંપૂર્ણ સ્વતંત્રતા અને ઐશ્વર્ય જ્યાં સુધી મળે નહિ ત્યાં સુધી અહિં સ્વતંત્રતા મળી છે એવું કહી શકાય જ નહિ.

"આત્મા" અને "પ્રકૃતિ"ની બાબતમાં એ મહાન્ સિદ્ધાંતો જણાવવામાં આવ્યા છે, તે આપણે હમેશાં ધ્યાનમાં રાખવાની જરૂર છે. ગીતા સાંખ્યમત પ્રમાણે પ્રકૃતિ અને એ બે તત્ત્વોને સ્વીકારી તેમાં વેદાંતમતાનુસાર ત્રણ પુરુષ–ક્ષર, અક્ષર અને પુરુષોત્તમ–અને બે પ્રકારની પ્રકૃતિ-પરા અને અપરાનો ભેદ કરે છે. એ બે પ્રકારની પ્રકૃતિમાં જે જીવ રૂપે કાર્ય કરે છે તે, અજ્ઞાનયુક્ત અને ત્રિગુણમય છે, અને દૈવી પ્રકૃતિ આત્માના આદિ સ્વભાવનો આવિર્ભાવ છે. સામાન્ય દૃષ્ટિએ જે વિરોધાત્મક અને અસંબદ્ધ જણાતા ભાગો છે તેમને સ્હમજવાની આ ચાવી છે. આપણા અસ્તિત્વની-ચૈતન્યની ત્રણ જૂદી જૂદી ભૂમિકાઓ છે. એક ભૂમિકામાં જે બીના સત્ય છે તે બીજીમાં સત્ય રહેતી નથી, કારણ કે તે પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ બદલાય છે, અને આપણને વધારે વિશાળ પ્રદેશ દૃષ્ટિગોચર થાય છે. આધુનિક વિજ્ઞાનની શોધખોળો એમ સાબિત કરે છે કે, મનુષ્ય, પ્રાણી,

વનસ્પતિ, અને ધાતુમાં પણ એકજ પ્રકારની પ્રાણશક્તિ આપણને જણાઈ આવે છે એટલે એ બધામાં માનસશાસ્ત્રનો પાયો તો સર્વસામાન્ય હોવો જોઈએ. પરંતુ ઉપર ગણાવેલી વસ્તુઓ જો આપણને પોતપોતાના અનુભવનો હેવાલ આપે તો આપણને ચાર વિરોધી કેવળ જૂદીજ જાતનાં વર્ણનો મળે, કારણ કે જેમ જેમ પ્રાણશક્તિ જૂદી જૂદી ભૂમિકાને પ્રાપ્ત થાય છે તેમ તેમ તેનાં પ્રતિકૃત્યોનો અર્થ ફરી જાય છે. જે પ્રમાણે જૂદી જૂદી પ્રાણશક્તિનું છે તે પ્રમાણે માણસના ચૈતન્યની ભૂમિકાનું પણ છે. અત્યારે આપણે જેને સ્વતંત્રતા કહીએ છીએ તે સ્થિતિ જે યોગી આગળ વધેલા છે તેને પ્રકૃતિના બંધનરૂપ લાગે છે. સામાન્ય માણસના દિવસને તે રાત્રિ ગણે છે અને રાત્રિને તે દિવસ ગણે છે. તેવા માણસને એની એ બિનાઓ જૂદી ભૂમિકાને લીધે જૂદી જ કિંમતવાળી જણાય છે, જ્યારે સામાન્ય માણસોને તેની કિંમત જૂદી જણાય છે કારણ કે તેમનું જીવન વધારે પરિમિત અને અજ્ઞાન દશામાં આવી રહેલું હોય છે. આપણે જેને "સ્વતંત્રતા" કહીને ફૂલાઈએ છીએ તે યોગીને મન ગાઢ અંધકાર અને બંધન છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રકૃતિના ત્રણે ગુણોને વશ વર્તવા છતાં પણ માણસ પોતે અજ્ઞાનથી "હું સ્વતંત્ર છું" એમ માને છે પણ ગીતા પ્રકૃતિની અનિવાર્ય સત્તાનો સિદ્ધાંત મૂકીને અહંકાર હમેશાં ત્રણે ગુણોને વશ હોય છે એમ ભારપૂર્વક જણાવે છે.

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

(અ૦ ૩. શ્લો૦ ૨૭)

જ્યારે સર્વ કર્મો પ્રકૃતિના ત્રણ ગુણોને લીધે થતાં હોય છે ત્યારે અહંકારથી અજ્ઞાનમાં મોહિત થયેલો ડૂબેલો આત્મા "હું કર્તા છું" એમ ધારે છે.

गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ।

(અ૦ ૩. શ્લો૦ ૨૮.)

જે તત્ત્વજ્ઞાની છે તે ગુણ અને કર્મના વિભાગોમાંથી ગુણો ગુણ ઉપર કાર્ય કરી રહ્યા છે એવું સમજીને પોતે કર્મ કરે છે એમ માનીને લેપાતો નથી. " વળી

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत્स्नविन्न विचालयेत् ॥

(અ૦ ૩. શ્લો ૨૯.)

પ્રકૃતિના ગુણોને લીધે અજ્ઞાનમાં પડેલા એવા પુરુષો પોતે ગુણોના કાર્યમાં અને કર્મમાં આસક્ત થાય છે, તેવા અજ્ઞાનીઓને સંપૂર્ણ જ્ઞાનવાળા યોગીએ પોતાના કર્મોમાંથી ચલાયમાન કરવા નહિ "

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥

(અ૦ ૩. શ્લો૦ ૩૦.)

મને સર્વ કર્મો અર્પણ કરી દઈને સન્યાસ વૃત્તિપૂર્વક મનને ઉત્તમોત્તમ દશામાં રાખીને ઇચ્છા અને અહંકાર રહિત થઈને તું જરાપણ મનમાં ચિન્તા કર્યા વગર નિરાંતે યુદ્ધ કર.

આપણને અહિં બે પ્રકારની ભૂમિકાઓ સ્પષ્ટ જણાઈ આવે છે, અને કર્મ કરવાનાં બે દષ્ટિબિંદુઓ પણ સ્પષ્ટ થાય છે. એક તો અહંકાર-પ્રધાન પ્રકૃતિની જાળમાં પકડાયલો આત્મા પોતે સ્વતંત્ર છે એમ માનીને કર્મમાં પ્રવર્તે છે ખરો પરન્તુ ખરૂં જોતાં પ્રકૃતિને વશ છે. બીજો આત્મા પ્રકૃતિના બંધનોમાંથી મૂક્ત થયલો આત્મા જે પ્રકૃતિનો નિષ્ક્રિય અને અનાસક્ત સાક્ષી હોય છે, અને તે પોતે કર્મો જુવે છે પરન્તુ પ્રકૃતિના ઉપર રાજ્ય ભોગવે છે.

અહિં આપણે આત્મા પ્રકૃતિને વશ છે એવું કહીએ છીએ ખરા પણ ગીતા તો ભારપૂર્વક જણાવે છે કે પ્રકૃતિ ક્રિયાત્મક છે ખરી પરંતુ પુરુષ

હમેશાં તેનો ઇશ્વર છે. આપણે અહંકારથી વિમૂઢ થયેલા આત્મા વિશે બોલીએ છીએ ખરા પરન્તુ વેદાંતના મત પ્રમાણે આત્મા હમેશાં સચ્ચિદાનંદ પરમાત્મા સ્વરૂપ છે. તે હમેશાં સ્વતંત્ર અને જ્ઞાનયુક્ત હોય છે ત્યારે આપણને પ્રશ્ન થાય છે કે જે આત્મા પ્રકૃતિને વશ છે તે કોણ? અને પ્રકૃતિથી વિમૂઢ કોણ થાય છે? એનો ઉત્તર એ છે કે આપણે વખતે સામાન્ય ભાષામાં આપણા માનસિક દૃષ્ટિબિંદુ વિશે બોલીએ છીએ આત્મા વિશે નહિ પરન્તુ આત્માનો દેખાવ ધારણ કરવા વિશે બોલીએ છીએ. ખરેખરા પુરુષને વિશે આપણે એ પ્રમાણે કહી શકીએ નહિ. ખરું જોતાં "અહંતા" પ્રકૃતિની અનિવાર્ય સત્તામાં છે, કારણ કે અહંતા પોતે પ્રકૃતિનો એક ભાગ છે; પ્રકૃતિના મંત્રનો જ એક વિભાગ છે. જ્યારે મનોમયકોષમાં આત્માનું ચૈતન્ય—આપણી જાતનું ભાન, અહંતા જોડે પોતે એક છે એવો સાક્ષાત્કાર કરે છે, પોતાનું ઐક્ય અનુભવે છે ત્યારે આત્માના ખોટા પ્રતિબિંબ રૂપ અહંકાર જાગ્રત થાય છે. આપણે જ્યારે સામાન્ય રીતે "આત્મા" શબ્દ વાપરીએ છીએ ત્યારે પણ "કુદરતની શક્તિથી થયેલી અહંતા" એ અર્થમાં વાપરીએ છીએ ખરેખરા પુરુષના અર્થમાં નહિ. "આત્મા" એટલે કામનાવાળો સકામ પુરુષ એવું સાધારણ રીતે મનાય છે. શુદ્ધ પુરુષ જ્યારે પ્રકૃતિનાં કાર્યોમાં પરાવર્તન પામે છે ત્યારે એ કામનાવાળો પુરુષ અથવા અહંકાર ઉત્પન્ન થાય છે. અર્થાત્ એ અહંકાર પ્રકૃતિના ત્રણ ગુણોનું પરિણામ છે એટલે પ્રકૃતિનો ભાગ છે. આપણામાં બે પ્રકારના પુરુષો છે. પ્રથમ તો કામનાવાળો પુરુષ જે આત્મા જેવો દેખાય છે તે અને બીજો સનાતન પુરુષ જે પ્રકૃતિના ગુણોથી બંધાતો નથી. પ્રથમ જાતનો પુરુષ પ્રકૃતિના ત્રણ ગુણોથી બંધાય છે અને વિકારી હોય છે. અહંતા—પ્રકૃતિના વિકારી કાર્યોને સ્વીકારનાર વ્યક્તિત્વ—એમ કહે છે "હું અમુક વ્યક્તિ છું, હું અમુક કાર્યો કરનાર છું" પરંતુ એ કુદરતી પુરુષ ગુણનો કેવળ સમૂહ માત્ર છે. જે ખરો આત્મા છે તે પ્રકૃતિનો ઇશ્વર છે, તે વિકારી વ્યક્તિત્વ અથવા અહંતા નથી. હવે મોક્ષનો માર્ગ કયો? કામનાવાળી અહંતાની કામનાઓ ત્યાગ કરવામાં મોક્ષ છે. શ્રીકૃષ્ણ ભગવાન પણ અર્જુનને "ઇચ્છા અને અહંકાર વિનાનો થઇને" યુદ્ધ કર એવો બોધ આપે છે.

આપણા આત્માના એ બે વિભાગો સાંખ્યસિદ્ધાંત પ્રમાણે શરૂ થાય તે આપણે આગળ છઠ્ઠા પ્રકરણમાં જોયું છે. તેમાં પુરુષ અકર્તા છે, પ્રકૃતિ ક્રિયાવાન છે. કર્તાપુરુષમાં ચૈતન્ય બળ–શક્તિ–આત્મસંજ્ઞા હોય છે. પ્રકૃતિ યાંત્રિક હોઈ સાક્ષી પુરુષમાં પોતાનું પ્રતિબિંબ નાંખે છે. ત્રણ ગુણોની અસમાનતાથી પ્રકૃતિ કાર્ય ચલાવે છે. નિત્ય વિકારી રહીને ગુણો ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે. અશુદ્ધ અહંતામય પ્રકૃતિ શુદ્ધ ચૈતન્યમય પુરુષને ઢાંકી દે છે. સામાન્ય રીતે મન અહંતામાં ગુંથાઈ પુરુષને ભૂલી જાય છે. શરીર અને મનની ઇચ્છાઓ વડે અને ઇન્દ્રિયોના બાહ્યસ્પર્શોને લીધે, આપણી બુદ્ધિ બહિર્મુખી થઈ જાય છે અને જ્યાં સુધી એ પ્રમાણે બુદ્ધિ ઉપર મન, ઇન્દ્રિયો અને કામનાઓ સામ્રાજ્ય ભોગવે છે ત્યાં સુધી અહંતા, કામનાઓ અને અજ્ઞાનનું રાજ્ય ચાલે છે.

એ પ્રમાણે ખરેખરી વસ્તુસ્થિતિ હોય તો તેનો ઉપાય એ જ છે કે પ્રકૃતિના કાર્યને અનુમતિ આપવાનું પુરુષે બંધ કરવું અને પ્રકૃતિમાં બળાત્કારથી ત્રણે ગુણોની સમતા સ્થાપન કરવી. પરંતુ ગીતા એ નિકાલ પસંદ કરતી નથી, કારણ કે રોગ સાથે દરદીને પણ તે મટાડી દે છે. ઉપર જણાવ્યું તે સત્ય જો તમોગુણ પ્રધાન માણસોને બતાવવામાં આવે તો તેઓ બુદ્ધિના ખોટા ભેદમાં પડી જવાનો સંભવ છે અને તેઓની બુદ્ધિ અને પ્રકૃતિ વચ્ચે વિરોધ પડીને મિથ્યાચાર થવાનો ઘણો સંભવ છે. અથવા તો કેવળ તમોગુણનો આશ્રય લઇને તેઓ નિષ્ક્રિય થઈ જડવત્ જીવનનો ત્યાગ કરે એ પણ સંભવિત છે. અગર તો કેવળ જડવાદી લોકની પેઠે પોતાને અત્યારે જે અનુભવ થાય છે તે જ ખરો છે, અને પોતાનો આત્મા સ્વતંત્ર છે એમ ખરેખર માનીને તેઓ પ્રકૃતિના બંધનમાંથી કદી પણ છૂટવાનો પ્રયત્ન ન કરે તો તે પરિણામે મોક્ષથી દૂર દૂર જતો રહે.

ખરૂં જોતાં ઉપર જે સત્ય જણાવ્યાં છે તે અનુભવ સિદ્ધ છે, અને ચૈતન્યની ઉન્નત ભૂમિકામાં આપણે તેમનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ. આપણી અત્યારની ભૂમિકામાંથી તેમને જોવાં એટલે જ તેમને ઉલટાવીને જોવાં એવો અર્થ થાય, અત્યારે એમને સમજવાં એટલે ઉંધાં સમજવા અને વાપરવાં એટલે તેમનો દૂરુપયોગ કરવો એવું કદાચ બને. પાપ અને

પુણ્ય સારૂં અને ખરાબ એ બધાં પશુવૃત્તિમાંથી મનુષ્યત્વ પ્રત્યે કે પ્રભુ પ્રત્યે જનાર વ્યક્તિને માટે તદ્દન ખરા ખ્યાલો છે. પણ તેનાથી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં તેઓ અસ્તિત્વ ધરાવતા નથી. પ્રભુ તેમનાથી પર છે તે પ્રમાણે આપણે પણ તેમનાથી પર થઈ શકીએ છીએ. પરંતુ અપક્વ માણસનું મન એવા વિચારો પકડીને પોતાની વર્તમાન અધોગતિમાંથી છૂટયા વગર એવા શબ્દોનો ઉપયોગ કરી પોતાની આસુરિ વૃત્તિને પોષણ આપી ઇન્દ્રિય સુખોમાં આનંદ માને છે. " તેવા જ્ઞાનથી વિમૂઢ થયેલા આત્માઓને નષ્ટ થયેલા જાણ. " એમ ગીતા જણાવે છે. ઉપર જણાવેલા આધ્યાત્મિક સત્યનું જે પ્રમાણે છે તે જ પ્રમાણે પ્રકૃતિની અનિવાર્યસત્તાનું છે. ઘણા એ સત્યને ઉંધુ સમજીને તેનો દુરૂપયોગ કરે એવું તે સત્ય છે. કેટલાક લોકો એમ કહે છે કે પ્રકૃતિએ અમને જેવા બનાવ્યા તેવા અમે તો છીએ તેમાં અમારો શો દોષ? બધું પ્રકૃતિ કરે છે. અમે ગમે તે કરવા માંગીએ પણ પ્રકૃતિ પોતાનું ધાર્યું કરાવે છે એ કથન એક અર્થમાં ખરૂં છે. પરંતુ એવા માણસો જે અર્થમાં વાપરે છે તે અર્થમાં એ વાક્ય ખરૂં નથી. એનો અર્થ એવો નથી કે અહંતા પોતે સર્વ જવાબદારીમાંથી છૂટી જઈ શકે અને પોતે સર્વ કર્મોના પરિણામોથી મુક્ત થઈ જાય છે. કારણ કે અહંતાને શક્તિ બુદ્ધિ અને મન છે. જ્યાં સુધી એ શક્તિ અને મન પ્રમાણે વર્તે છે ત્યાં સુધી કર્મના બંધનમાં રહી કર્મનાં પરિણામો તેને ભોગવવાં જ પડે છે. અહંતા પોતે એક જાળમાં છે. એ જાળ અનિર્વચનીય ગેરકાયદેસર ગુંચવણ ભરી ગમે તેવી છે પણ એ જાળ એની પોતાની પસંદગીની છે, અને એ જાળનું ડોકડું એણે પોતે તૈયાર કરેલું છે. **प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ।** સર્વ પ્રાણીઓ પ્રકૃતિ પ્રમાણે વર્તન કરે છે એમાં નિગ્રહ શું કરી શકે ? એ વાક્યને આપણે સર્વ સંબંધથી વિખૂટું પાડીને લઇએ, તો એમાં પ્રકૃતિ " પુરુષના ઉપર સામ્રાજ્ય ભોગવે છે એ સિદ્ધાંત જ મળી આવે છે. વળી **सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।** " જ્ઞાની માણસ પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તન કરે છે " અને તેટલા માટે દરેક માણસે પોતાના સ્વભાવ—પોતાની પ્રકૃતિ અનુસાર વર્તવું જોઇએ એવો સિદ્ધાંત ગીતા પ્રતિપાદન કરે છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।

( અ० ૩. શ્લો૦ ૩૫. )

પોતાનો ધર્મ ભૂલ ભરેલો હોય તોપણ વધારે ઉત્તમ છે. પરધર્મનું અવલંબન સારી રીતે થાય તોપણ તે નકામો છે. પોતાના ધર્મમાં મરણ પામવું તે વધારે સારૂં છે, પરધર્મનું અવલંબન કરવું એ ભય ઉપજાવનારૂં છે.

અહિં "**स्वधर्म**" શબ્દનો અર્થ બરાબર જાણવા માટે આપણે પુરુષ અને પ્રકૃતિ તથા ગુણોનું વર્ણન કરનારા છેવટના અધ્યાયો સુધી વાટ જોવાની જરૂર છે. એ "**स्वधर्म**" નો અર્થ એવો તો જરૂર નથી જ કે આપણામાં પાપવૃત્તિ રહી હોય તેનું આપણે અનુસરણ કરવું જોઇએ, અને આપણા સ્વભાવમાં એ વાસનાઓ છે, માટે તે આવશ્યક છે. કારણકે એ બે દૃષ્ટિબિંદુની વચમાં

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥

( અ० ૩. શ્લો ૩૪. )

ઇન્દ્રિયના પદાર્થો–વિષયોમાં રાગ અને દ્વેષ એ બન્ને–આવી રહેલાં છે. તેમની સત્તામાં વશમાં આવી ન જતો કારણ કે તેઓ માણસના આત્માની પ્રગતિના વિરોધીઓ છે એ પ્રમાણે વિચારપ્રણાલી ગોઠવાય છે એટલામાં તો અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનને પાછો એમ પૂછે છે કે એ પ્રમાણે પોતાના સ્વભાવાનુસાર વર્તન કરવામાં જો હરકત હોય તો પછી માણસ પાપ શાથી કરે છે ?

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

( અ० ૩. શ્લો૦ ૩૬. )

માણસ કોનાથી પ્રેરાઈને પાપાનુચરણ કરે છે ? કારણ કે પાપ કરવાની ઇચ્છા કર્યા વગર પણ જાણે બળાત્કારથી ખેંચાતો ન હોય તેમ તે પાપ કરવામાં પ્રેરાય છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છેઃ–

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।**
**महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥**

( અ૦ ૩. શ્લો૦ ૩૭. )

એ પ્રેરણા કરનાર ઇચ્છાઓ કામનાઓ ક્રોધ વગેરે રજોગુણથી ઉત્પન્ન થયેલી વૃત્તિઓ છે, તેઓ આત્માનું જ્ઞાન ઘેરી લઈને તેને મોહ પમાડે છે. હે અર્જુન ! આ કામનારૂપી મહાન્ શત્રુનો તું નાશ કર એટલે પાપમાંથી અટકી જવું એ તો સૌથી પહેલી ફરજ છે, એવું ગીતા અહિં સ્પષ્ટ જણાવે છે. મોક્ષ મેળવવાનો એ જ માર્ગ છે. વારે વારે ગીતામાં આત્મસંયમ, ઇન્દ્રિયનિગ્રહ, મનોનિગ્રહ વગેરે ઉપર ભાર દેવામાં આવે છે.

આપણે જોયું કે સ્વભાવમાં પણ બે વિભાગ છે. એક તો મૂળ સ્વભાવ અથવા સ્વભાવનું પોતાનું અનિવાર્ય કાર્ય, તે કાર્યનો આપણે નિગ્રહ કરવા માંગીએ તોપણ થતો નથી તથા તેને દબાવી દેવામાં લાભ નથી. બીજો વિભાગ આકસ્મિક accidental. અનાવશ્યક, નૈમિત્તિક વિભાગ છે. જે વિભાગ ઉપર તો આપણે વિજય મેળવવો જ જોઈએ. વળી ગીતામાં તો **संयम** અને **निग्रह** એ બન્ને શબ્દો જૂદા જૂદા અર્થમાં વપરાયા છેઃ **निग्रह** એટલે જોરજૂલમથી કોઇ પણ વૃત્તિનો નાશ કરવો તે. એનાથી આત્માની શક્તિ કુંઠિત થાય છે. અને આત્માનો **अवसाद** થાય છે. **संयम** વડે માણસના ઉચ્ચતર આત્માને તેની ક્ષુદ્ર અહંતા ઉપર વિજય મળે છે. એ પ્રમાણે કાર્ય કરવાથી કર્મમાં કુશળતા વધે છે. **योगः कर्मसु कौशलम्।** " યોગ એટલે કાર્ય કરવામાં કુશળતા." સંયમ શું છે તે ગીતા છઠ્ઠા અધ્યાયની શરૂઆતમાં ઘણું સ્પષ્ટ કરે છે. " માણસે પોતાની ઉચ્ચ શક્તિથી આત્માનો ઉદ્ધાર કરવો જોઈએ, પરન્તુ આત્માનો વિનાશ–( નિગ્રહથી ) કરવો જોઈએ નહિ; કારણ કે " આત્મા એ જ આત્માનો બંધુ અને શત્રુ પણ છે. " (એમ ઉભય) જે માણસનો પ્રકૃતિવશ

આત્મા—**જીવ** ઉચ્ચ આત્માને વશ છે તેનો આત્મા બંધુ છે; પરન્તુ જે માણસે તેનો આત્મા જોયો નથી તેનો અધોગામી જીવ ( અહંતા ) તેનો શત્રુ છે. જ્યારે માણસ સંયમ મેળવે છે અને શાંતિ પ્રાપ્ત કરે છે ત્યારે તેવા માણસનો આત્મા " **સમાધિસ્થ** " કહેવાય છે. ટુંકામાં પોતાના અહંભાવને આત્મભાવથી જીતવો, એ જ રસ્તો પૂર્ણતા અને મોક્ષ માટે છે.

હવે આપણે પ્રકૃતિની સત્તા ક્યાં સુધી અનિવાર્ય છે તે બરાબર જોઈ શકીએ છીએ. જે સત્તા પ્રકૃતિને વશ હોય છે તેમાંથી પુરુષ પોતાનું ઇશ્વરત્વ કેવી રીતે મેળવે છે તે જાણવું જોઇએ. પ્રકૃતિના ત્રણે ગુણો સત્વ રજસ અને તમસ—છેલ્લેથી પહેલે સુધી જે પ્રમાણે આવિર્ભાવ પામે છે તે પ્રમાણે સાક્ષીરૂપ થઈ જોયાથી બરાબર જણાઈ આવે છે. તમોગુણપ્રધાન પ્રકૃતિવાળા સર્વ પદાર્થોમાં પુરુષને પોતાના અસ્તિત્વનું ભાન હોતું નથી, પરંતુ તે પ્રકૃતિના પ્રવાહમાં તણાયો જાય છે. પરમાણુમાં પણ એક પ્રકારની શકિત—ઇચ્છાશક્તિ છે પણ આપણે જાણીએ છીએ કે તે શકિત સ્વતંત્ર નથી. કારણ કે તે જડ છે, યાંત્રિક છે અને પરમાણુને તે વશ રાખે છે. અણુપરમાણુમાં બુદ્ધિતત્ત્વ કેવળ જડ છે એમ સાંખ્યમત પ્રમાણે કહી શકાય. એમનામાં ચૈતન્ય તત્ત્વ છેક સપાટી સુધી આવીને પોતાની સંજ્ઞા પ્રાપ્ત કરી શકતું નથી. એમની અંદર રજોગુણ અને તમોગુણ બન્ને ગુપ્ત રૂપે રહેલા છે. પ્રકૃતિ તે બધાને બાજુએ રાખી અણુપરમાણુઓને જગતમાં અસાધારણ બળ તરીકે વાપરે છે ખરી, પરંતુ તે યંત્રની પેઠે. તેનાથી ચઢતી શ્રેણીમાં આપણે વૃક્ષ—વનસ્પતિનું જીવન લઇએ. એ ભૂમિકામાં રજોગુણ વધારે આગળ પડતો હોય છે. એનામાં સુખદુ:ખ ગ્રહણ કરવાની શકિત આવેલી છે. અને બીજા પણ ગુણો આવિર્ભાવ પામવા લાગ્યા છે. પરંતુ સત્વગુણ ગુપ્ત રૂપે રહેલો છે. આ બન્ને ગુણોમાં યાંત્રિકતા તો આવી રહેલી જ છે પણ સત્વનો ઉદય થયો નથી.

હવે આપણે જનાવર અથવા પ્રાણીઓની બાબત લઇએ. એમને તમોગુણી ઉત્પત્તિ કહી તોપણ રજોગુણ ઘણો જ આગળ પડતો હોય છે. પ્રાણીઓમાં જીવનશક્તિ, વાસના, આવેશો, આનંદ, દુ:ખ વગેરે હોય

છે. વળી સત્વગુણનો ઉદય થયાની નિશાનીઓ પણ તેનામાં જણાય છે. યંત્રની પેઠે પોતાના વ્યક્તિત્વની ભાવના, સ્મરણ શક્તિ, કાંઇક વિચાર શક્તિ અને પ્રાણીઓમાં જણાઈ આવતી અદ્ભૂત પ્રેરણાશક્તિ અને સ્વયંજ્ઞાન પણ એ સતાની નિશાની છે. આપણે જાણીએ છીએ કે હજુ સુધી બુદ્ધિતત્ત્વ બરાબર ખીલ્યું નથી. અને ચૈતન્યનો સંપૂર્ણ વિકાસ પણ થયો નથી. અને તેથી કોઇ પણ પ્રાણીને તેનાં કર્મને માટે જવાબદાર ગણી શકાય નહિ. પરમાણું જે પ્રમાણે યંત્ર પેઠે કામ કરે છે તેમાં તેનો આપણે દોષ નથી કાઢતા તે જ પ્રમાણે વાઘ બીજા પ્રાણીઓને મારી નાંખીને ભક્ષણ કરે છે, તેને પણ આપણે દોષ દઈ શકીએ નહિ. કદાચ વાઘ જો આપણને જવાબ દઈ શકે તો જરૂર કહે કે "હું તદ્દન સ્વતંત્ર બુદ્ધિથી વર્તન કરૂં છું" તોપણ માણસની પેઠે પોતે કર્તા છે એવું માનીને "હું મારૂં છું" એમ જ કહે. પરંતુ આપણે જાણીએ છીએ કે, ખરૂં જોતાં વાઘ નથી મારતો પરંતુ વાઘમાં રહેલી પ્રકૃતિ મારે છે. જ્યારે જ્યારે વાઘ વિનાશ કરતો નથી ત્યારે ત્યારે તેનામાં પ્રકૃતિનો બીજો કોઇ ગુણ કાર્ય કરે છે. વાઘ ધરાઈ ગયો હોય છે, અથવા તો ભય પામેલો હોય છે, આળસુ થઈ ગયો હોય છે ત્યારે બીજા પ્રાણીને મારતો નથી. પરંતુ એ પણ પ્રકૃતિના તમોગુણનું કાર્ય છે. અર્થાત્ પ્રકૃતિ મારે છે. અને તેજ મારવામાંથી અટકે છે. એનામાં આત્મતત્ત્વ છે તે પ્રકૃતિને વશ હોય છે. પુરુષતત્ત્વ તો રજોગુણી ક્રિયામાં કે તમોગુણી આળસમાં એક સરખું નિષ્ક્રિય અને નરમ હોય છે. પ્રાણી પણ અણુપરમાણુની પેઠે યંત્રવત્ આચરણ કરે છે. માયાના પ્રભાવથી પરિચાલિત થતા યંત્રની જેમ જ્ઞાની માણસ પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તન કરે છે. પણ કેટલાક કહેશે કે માણસમાં તો જૂદી જાતનું કાર્ય થાય છે, માણસમાં સ્વતંત્ર આત્માનું ભાન જાગ્રત થયેલું હોય છે, તેનામાં ખરેખરો કર્તા હોય છે. પ્રકૃતિનાં સર્વ કારણોથી તે જૂદો જણાય છે. માણસમાં બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થયેલું છે એટલે આપણને એ પ્રમાણે લાગે છે ખરૂં. પ્રકૃતિથી વિમુક્ત પુરુષના તેજથી બુદ્ધિ જળહળે છે અને પુરુષ બુદ્ધિ દ્વારા જુવે છે, સ્હમજે છે, સંમતિ આપે છે અને સંમતિ નથી પણ આપતો તેમ જ પોતે પ્રકૃતિનો પ્રભુ છે એવું જણાવે છે. માણસ વાઘના જેવો, અગ્નિના જેવો કે વાવાઝોડા જેવો

જડ નથી. કોઇનું ખૂન કરીને "હું મારા સ્વભાવ પ્રમાણે વર્તું છું" એવું કહી માણસ છટકી જઈ શકતો નથી કારણ કે એનો સ્વભાવ અને સ્વધર્મ વાઘ કે અગ્નિના જેવો નથી. માણસમાં બુદ્ધિ આવી રહેલી છે. એણે બધાં કાર્યો બુદ્ધિ પ્રમાણે કરવાં જોઇએ. બુદ્ધિને પૂછ્યા વિના જો એ વર્તન કરે આવેશોને વશ થાય તો માણસનો સ્વધર્મ સારી રીતે પળાયો ન જ ગણાય. એ માણસે પોતાના મનુષ્યત્વ પ્રમાણે વર્તન કર્યું નથી પરન્તુ પ્રાણીની પેઠે તે વર્ત્યો છે એમ જ કહી શકાય. ખરૂં છે કે બુદ્ધિ ઉપર રજોગુણ કે તમોગુણનું કાર્ય થવાથી એ પ્રમાણે ગમે તે કાર્ય થઈ જાય છે, તોપણ કાર્ય થયા પહેલાં કે કાર્ય થયા પછી બુદ્ધિને તો બધી બાબત પૂછવી જ જોઇએ. વળી માણસમાં સત્વગુણ કાર્ય કરે છે અને તેનું કાર્ય માત્ર બુદ્ધિ કે ઇચ્છાશક્તિથી આવી જતું નથી પરન્તુ જ્ઞાન તૃષા જીજ્ઞાસા રૂપે પણ તે કાર્ય કરે છે. પૂર્ણજ્ઞાન જાણવાને, પૂર્ણકર્મ પ્રમાણે વર્તન કરવાને માણસમાં પ્રેરણા થાય છે, બીજા માણસોના હક્ક જાણવા તથા તેમના પ્રત્યેની આપણી ફરજ અદા કરવાની જે ભાવના હોય છે એ પણ સત્વ-ગુણનું પરિણામ છે. પોતાના સ્વભાવનો સર્વોત્તમ ધર્મ કયો છે તેની શોધ પણ માણસ કરે છે, અને પોતે તે પ્રમાણે વર્તન કરવા પ્રયત્ન કરે છે. પુણ્ય, જ્ઞાન સહાનુભૂતિ પ્રેમ વગેરે સત્વગુણી આવિર્ભાવોને પરિણામે શાંતિ વગેરે પ્રાપ્ત થાય છે. તેને માટે માણસ પ્રયત્ન કરે છે. માણસ સ્વભાવથી એટલું તો જાણે છે કે મારે તમોગુણ અને રજોગુણને સત્વગુણથી વશ કરવા જોઇએ. એ પ્રમાણે કરવાથી માણસ પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે તે પણ એ જાણે છે. પરંતુ સાત્વિકવૃત્તિ પ્રધાન માણસની સ્થિતિ પણ શું સ્વતંત્ર છે? શું તેની ઇચ્છાશક્તિ કેવળ સ્વતંત્ર છે? ગીતા સત્વથી ઉચ્ચ ભૂમિકાઓ શક્ય છે એમ માને છે એટલે સાત્વિક વૃત્તિને સર્વોત્તમ સ્થિતિ ગણવાની ના પાડે છે. બુદ્ધિ પણ પ્રકૃતિનું જ એક હથિયાર છે. અને જ્યારે બુદ્ધિ કાર્ય કરે છે ત્યારે પણ ભલે તે કાર્ય સાત્વિક હોય પ્રકૃતિ જ કાર્ય કરે છે. આત્મા માયાથી યંત્રના ઉપર આરૂઢ થઇને ફર્યા કરે છે. ખરૂં જોતાં આપણે જેને સ્વતંત્ર શક્તિ, કર્મમાં વ્યક્તિ સ્વાતંત્ર્ય માનીએ છીએ તેમાંનો નવ દશાંશ ભાગ તો ચોકખે ચોકખો કેવળ બનાવટી જ હોય છે. જે ક્રિયાશક્તિ આપણે વાપરીએ છીએ તે આપણે તે ક્ષણે સ્વતંત્ર આત્માના

સ્વભાવ પ્રમાણે નથી વાપરતા. તે સઘળું આપણા ભૂતકાલ, આપણી વંશપરંપરાની વૃત્તિ, આપણી કેળવણી, આપણી પરિસ્થિત વગેરે કર્મો ઉપર આધાર રાખે છે. કર્મ એટલે આપણામાં પ્રકૃતિને લીધે થતું ભૂતકાળનું કાર્ય; જે કાર્ય વ્યક્તિરૂપે વિશ્વની શક્તિનું જ હોય છે. એ બધાને પરિણામે વ્યક્તિ કેવી થશે, અમુક ક્ષણે તે કેવા પ્રકારનો સંકલ્પ કરશે (અને કેટલાક તો એટલે સુધી માને છે કે અમુક ક્ષણે કયું વર્તન કરશે) તે પણ પ્રકૃતિને લીધે નક્કી જ થયેલું હોય છે. હવે અહંતા પોતે કર્મની જોડે પોતાની જાતને જોડી દે છે, અને કહે છે "આ મેં કર્યું." "હું સંકલ્પ કરૂં છું." "મને દુઃખ થાય છે." વગેરે પણ જો તે પોતાના આંતરજીવન પ્રત્યે દૃષ્ટિ કરે તો તેને જણાઈ આવે અને તે કહે તે "પ્રકૃતિએ મારામાં આ કાર્ય કાર્ય કર્યું." "પ્રકૃતિ મારામાં અમુક સંકલ્પ કરે છે." તે કદાચ એમ કહે કે એ તો મારી પ્રકૃતિએ કર્યું તો તેનો સાર એટલો જ નીકળે કે "વ્યક્તિમાં પોતાની મેળે નિશ્ચિત રૂપમાં એ પ્રકૃતિ આવિર્ભાવ પામે છે" કાંઇ પુરુષ પ્રકૃતિને પોતાને અનુસાર બનાવતો નથી. આ પ્રમાણે પ્રકૃતિની અનિવાર્ય સત્તાનું સૂક્ષ્મ અવલોકન કરવાથી બૌદ્ધમતવાળા કહેતા હતા કે "આ વિશ્વમાં બધું જ કર્મ છે. અસ્તિત્વમાં કોઇ પણ સ્થળે સ્વતંત્ર આત્મા જેવું કશું છે જ નહિ." "હું આત્મા" નો ખ્યાલ પણ વ્યક્તિના મનની કલ્પના માત્ર છે. જ્યારે માણસની અહંતા એમ ધારે છે કે "હું અમુક પાપ કર્મનો ત્યાગ કરી પવિત્ર કર્મ પસંદ કરૂં છું" ત્યારે પણ ગોળ ગોળ ફરતા ચક્રપર માખી બેઠેલી હોય અને તે એમ કહે કે "હું ચક્રને ઉપર નીચે લઈ જાઉં છું" તેના જ જેવી સ્વતંત્રતા છે. અહંતા પોતે સાત્વિક પ્રકૃતિના સૌથી ઉંચામાં ઉંચા મોજા જોડે એકતા કરે છે. પરંતુ ખરૂં જોતાં પ્રકૃતિ પોતે બુદ્ધિદ્વારા કર્મની પસંદગી કરે છે. સાંખ્ય-મત પ્રમાણે તો પ્રકૃતિ આપણામાં કર્મ અને સંકલ્પશક્તિ બન્ને પુરુષના આનંદને ખાતર ઉત્પન્ન કરે છે.

આગળ જણાવેલા સિદ્ધાંતોમાં કાંઇક અતિ માત્રા છે તે બાદ કરતાં પણ આપણી અહંતાની શક્તિ સંપૂર્ણ સ્વતંત્ર છે એમ કદી પણ માની શકીએ નહિ. વ્યક્તિની સ્વતંત્રતા સાપેક્ષ છે, અતિશય થોડી છે. વ્યક્તિની સર્વોપરી

શક્તિને પ્રભુત્વની સંજ્ઞા તો ન જ આપી શકાય. બીજી પ્રકૃતિની અસરથી પણ એ શક્તિ છૂટી જઈ શકતી નથી. કેવળ સાત્વિક દેખાતી શક્તિ પણ રજોગુણ અને તમોગુણ જોડે એવી તો ગુંચવાઈ ગયેલી હોય છે કે તેનું સાત્વિકપણું પણ અંશતઃ જ ખરૂં હોય છે. પોતાની જાતને છેતરનાર, અજાણે પોતાની જાતને ખરૂં મનાવનાર વૃત્તિની ઉત્પત્તિ આવી વૃત્તિમાં છે. જે માણસ બરાબર આંતરજીવનનું અવલોકન કરે છે તેને તો તે તુર્ત જ જણાઈ આવે છે. જ્યારે આપણે "હું સ્વતંત્ર છું" એમ માનીને કાર્યો કરીએ છીએ ત્યારે એ કર્મની પાછળ અનેક છૂપી શક્તિઓ આવી રહી હોય છે અને તે આપણી દૃષ્ટિએ પડતી જ નથી. આપણે અહંકારથી મુક્ત છીએ એમ ધારીએ છીએ ત્યારે પણ અહંતા તો પાપીમાં તેમ જ મહાત્મામાં છૂપાઈ રહી હોય છે. જ્યારે કર્મો પ્રત્યે આપણી દૃષ્ટિ બરાબર ઉઘડે છે ત્યારે આપણે ગીતાની પેઠે **गुणाः गुणेषु वर्तन्ते।** "ગુણો ગુણની અંદર પ્રવૃત્ત થયા છે" એમ કહ્યા વિના નહિ રહીએ.

એટલે સત્વગુણપ્રધાન પ્રકૃતિ પણ સ્વતંત્ર નથી. કારણ કે સત્વગુણ પણ તમોગુણની પેઠે બંધનકારક છે. તેપણ ઇચ્છા અને અહંકારથી માણસને બંધનમાં મૂકે છે. સત્વમાં ઇચ્છા વધારે શુદ્ધ અને અહંકાર વધારે ઉચ્ચ પ્રકારનો હોય છે એટલો જ માત્ર ફેર હોય છે. પરંતુ જ્યાં સુધી કામના અને અહંતા કોઇ પણ રૂપે માણસમાં રહે ત્યાં સુધી સ્વતંત્રતા મળી ગણાય જ નહિ. સદ્‌ગુણી માણસમાં "હું સદ્‌ગુણી છું" એવી અહંતા હોય છે. યોગનો અભ્યાસ કરનારમાં "હું સાધક છું" એવો ભાવ રહેવાનો સંભવ છે. એટલે સદાચારી માણસ પોતાની સાત્વિક અહંતાની ખાતર સારાં કર્મો કરે છે. જ્યારે આપણે અહંતાનો ત્યાગ કરી આપણી શક્તિને તેનાથી છૂટી કરી કર્મ કરવામાં પ્રવૃત્ત થઇએ છીએ ત્યારે આપણને ખરી સ્વતંત્રતા મળી ગણાય. જ્યારે આપણે ક્ષુદ્ર અહંતાથી પર શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા આવી રહેલો છે એવું જાણીએ ત્યારે સ્વતંત્રતાની શરૂઆત થઈ ગણાય. એ પ્રમાણે ક્યારે થઈ શકે? જ્યારે આપણે સર્વ પ્રાણીઓમાં વ્યાપી રહેલો આત્મા પ્રકૃતિથી પર છે એમ

જાણતા થઈએ ત્યારે જ એ પ્રમાણે સાક્ષાત્કાર થાય. આપણું વ્યક્તિત્વ અને ચૈતન્ય જ્યારે આપણે તેની સાથે એક કરીએ ત્યારે આપણને સ્વતંત્રતા મળે છે. વ્યક્તિની શક્તિ, પ્રભુની શક્તિ જોડે એકતા પામે ત્યારે તે સ્વતંત્ર થાય છે. તે દશા પ્રાપ્ત કરવા માટે આપણે ત્રણ ગુણોથી પર થવું જોઈએ, કારણ કે આત્મા ત્રણે ગુણોથી પર છે એટલે સત્વ ગુણથી પણ પર છે. આપણે સાત્વિક સ્થિતિમાંથી તે સ્થિતિએ જવાનું છે. પરંતુ સત્વગુણને છોડયા પછી જ તે દશા પ્રાપ્ત થાય છે. આપણે અહંતાદ્વારા એ દશા પ્રાપ્ત કરવાની છે. પરંતુ અહંતાનો ત્યાગ કર્યા વિના આપણે તેને પામી શકતા નથી. આપણને આત્મા પ્રત્યે દોરનાર ઇચ્છા, પ્રબળ ઉગ્ર અને અસાધારણ રીતે બળવાન છે, પણ સર્વ કામનાઓનો સંપૂર્ણ ત્યાગ થયા પછી જ આપણે તે ભૂમિકા પ્રાપ્ત કરી શકીએ. અંતમાં તો આપણે મોક્ષની ઇચ્છાનો પણ ત્યાગ કરવો જોઈએ.

## પ્રકરણ ૧૭ મું.

### નિસ્ત્રૈગુણ્ય.

निस्त्रैगुण्यो भवार्जुन ।

આપણે ગયા પ્રકરણમાં પ્રકૃતિની સત્તા કેટલી છે અને ક્યાં સુધી તેનું ક્ષેત્ર છે તે પણ જોયું. આપણે જે અહંતામાંથી કાર્ય કરીએ છીએ તે ભાવના પણ પ્રકૃતિનું પોતાનું જ એક હથિયાર છે. એટલે પ્રકૃતિની સત્તમાંથી તે મુક્ત હોઈ શકે નહિ. વળી વ્યક્તિની પોતાની શક્તિ પણ પ્રકૃતિ જ નિયત કરે છે. આપણને સ્વતંત્ર દેખાતી શક્તિ પણ પ્રકૃતિનો જ એક ભાગ છે. તે શક્તિ ભૂતકાળનાં આપણાં કર્મોને આધીન છે. હમણાં આપણે જે કર્મો કરીએ છીએ તેનો આધાર આપણાં કર્મોને આધીન પ્રકૃતિ અને પ્રકૃતિને આધીન શક્તિ ઉપર રહેલો છે. કેટલાક એમ કહે છે કે માણસે સૌથી પ્રથમ જે કાર્યો કર્યાં તે કરવામાં તેને સંપૂર્ણ સ્વતંત્રતા હતી. ત્યાર પછી ભલે તેનાં કાર્યો પ્રકૃતિને આધીન હોય સૌથી પ્રથમ કાર્યો કરવાની જવાબદારી માણસના પોતાના માથા ઉપર રહેલી છે. પરંતુ ભૂતકાળના કર્મોનું પરિણામ ન હોય એવું સૌથી પહેલું કાર્ય પ્રકૃતિમાં કોઇ પણ સ્થળે જોવામાં આવતું નથી. આપણી ભૂતકાળની પ્રકૃતિનું પરિણામ ન હોય એવું એક પણ કાર્ય આપણને વર્તમાનમાં મળી શકતું નથી. સૌથી પહેલું કાર્ય કરવાને માણસ સ્વતંત્ર હતો એવો વિચાર આપણા મનમાં આવવાનું કારણ એ છે કે આપણે હમણાં વર્તમાન કાળથી પરિચિત છીએ અને ભૂતકાળ આપણને તાદૃશ્ય હતો નથી એટલે આપણને વર્તમાન વધારે વાસ્તવિક અને તાદૃશ્યતાવાળો દેખાય છે. પરંતુ ભૂતકાળનું પરિણામ વર્તમાન છે એ સત્ય આપણને પ્રત્યક્ષ થતું નથી. ભૂતકાળ આપણને મરી ગયા જેવો અથવા તો ગઈ-

ગુજરી જેવો નકામો લાગે છે. આપણે તદ્દન કોરા કાગળ ઉપર નવેનામે આપણા જીવનની શરૂઆત કરવાને કેવળ સ્વતંત્ર હોઇએ એવું માનીને આપણું જીવન ગાળવાની જવાબદારી અને કર્મની પસંદગીનો આધાર પણ આપણા ઉપર રહેલો છે એમ માનીએ છીએ. પરંતુ મનુષ્યને એવી કેવળ અબાધિત સ્વતંત્રતા છે જ નહિ.

આપણામાં રહેલી શકિત જીવનમાં વિધવિધ શકયતાઓમાંથી અમુકને પસંદ કરે છે એ ખરૂં છે, કારણ કે પ્રકૃતિ એ પ્રમાણે જ કાર્ય કરે છે. આપણે નિષ્ક્રિય રહીએ છીએ, આપણે શકિત વાપરવાનો ઇન્કાર કરીએ છીએ, તે પણ પ્રકૃતિથી નિયત થયેલી અને પ્રકૃતિની શકિતનું જ પરિણામ હોય છે. ક્ષુદ્રમાં ક્ષુદ્ર અણુમાં પણ એ શકિત કાર્ય કરી રહી છે. હવે પ્રશ્ન એ છે કે પ્રકૃતિની ઘટમાળનાં કાર્યમાં આપણે 'હું કર્તા છું." એ વિચાર કયાં સુધી સ્વીકારીએ છીએ? આપણે પ્રકૃતિનું કાર્ય સ્વીકારીએ છીએ ત્યારે પ્રકૃતિની શકિતને "આપણી શકિત છે" એમ આપણને લાગે છે. વળી આપણને એમ પણ લાગે છે કે આપણી શકિત સ્વતંત્ર છે અને આપણે કર્મ કરીએ છીએ. "હું કર્મ કરૂં છું." 'શકિત મારી છે" એ વિચાર ભૂલ ભરેલો હો કે ન હો, તે માયા હો કે ન પણ હો, પરંતુ એ એકતા તદ્દન નકામી અથવા નિરૂપયોગી નથી, પ્રકૃતિમાં બધી વસ્તુનું પરિણામ થાય છે; પ્રત્યેક વસ્તુનો ઉપયોગ હોય છે. અહંતા જોડે પુરુષની એકતા થવાથી પ્રકૃતિમાં ક્રમે ક્રમે પુરુષનું ભાન જાગ્રત થાય છે અને પુરુષને અનુરૂપ થવાની શરૂઆત પ્રકૃતિ કરે છે. પુરુષની સંજ્ઞા જાગ્રત થવાને પરિણામે પ્રકૃતિ પોતાની શકયતાઓનો સાક્ષાત્કાર કરવાને શકિતમાન થાય છે. અહંબુદ્ધિનો ઉપયોગ કરીને પ્રકૃતિ પોતાની દિવ્ય શકયતાઓ સિદ્ધ કરે છે. તમોગુણમય નિષ્ક્રિયતામાંથી, રજોગુણપ્રધાન કર્મ અને આવેશો અહંબુદ્ધિને લીધે થાય છે. અને રજોગુણમાંથી સત્વગુણપ્રધાન જ્ઞાન, સમતા અને શુદ્ધિ પ્રાપ્ત થાય છે. પ્રાકૃતિક મનુષ્ય પોતાની જાતના ઉપર સંયમ મેળવે છે, એનો અર્થ એ છે કે પ્રકૃતિ પોતે પોતાની દિવ્ય શકયતાઓને સિદ્ધ કરી પોતાની અધો-ગામી પ્રકૃતિ ઉપર વિજય મેળવે છે. આ કાર્ય મનુષ્યમાં "હું કર્તા છું"

એવી અહંબુદ્ધિ ઉત્પન્ન કરી પ્રકૃતિ રાખે છે. મિથ્યા અથવા માયા હો તો ભલે પણ સ્વતંત્ર શક્તિનું ભાન એ પ્રકૃતિનાં કાર્ય માટે ઘણું આવશ્યક છે અને માણસને પોતાને માટે પણ પ્રગતિ કરવાનું એક ઉત્તમ સાધન છે. જ્યાંસુધી માણસ ઉચ્ચતર સત્ય ગ્રહણ કરવાને તૈયાર થાય નહિ ત્યાંસુધી એ ભાન ગુમાવવાથી તેને ઘણો ગેરલાભ થયા વિના રહે નહિ. ઘણીવાર કહેવામાં આવે છે કે પ્રકૃતિ મનુષ્યદ્વારા પોતાનું કાર્ય કરે છે અને સ્વતંત્ર શક્તિનો ખ્યાલ એ પણ પ્રકૃતિની એક જબરદસ્ત માયા છે. અહિં પણ કહેવું જરૂરનું છે કે આ માયા મનુષ્યને માટે જરૂરી છે, તેના કલ્યાણને માટે છે અને તેના સિવાય માણસ પોતાની દિવ્ય શકયતાઓને કદીપણ પ્રાપ્ત કરી શકત નહિ.

ખરૂં જોતાં એ ભાન કેવળ માયા–મિથ્યા નથી. એ તો દૃષ્ટિબિન્દુનો ફેરફાર માત્ર છે. એના અધિષ્ઠાનમાં ભૂલ છે. અહંબુદ્ધિથી માણસ પોતે કર્તા છે એમ માને છે અને પોતે કર્મનું કેન્દ્ર હોય તે પ્રમાણે વર્તન કરે છે તેમાં તેની ભૂલ થાય છે. મનુષ્યમાં કર્મનું કેન્દ્ર, કર્મનો આધાર અને અધિષ્ઠાતા રહેલો છે એ માન્યતામાં સત્ય રહેલું છે. આખું વિશ્વ તેને લીધે અને તેને માટે અસ્તિત્વ ધારણ કરી રહ્યું છે; પરંતુ એ તત્ત્વ તે આપણી અહંતા નહિ જ. આપણા હૃદયમાં રહેલો પ્રભુ–પુરુષોત્તમ પ્રકૃતિનો ઈશ છે. આપણામાં જે આત્મા રહેલો છે તે જ પુરુષોત્તમ સ્વરૂપ છે, પ્રકૃતિનો અધિષ્ઠાતા અને પ્રભુ છે. તેનું વક્ર પ્રતિબિંબ આપણી પ્રકૃતિમાં અહંભાવ રૂપે પડે છે અને અહંતાને સ્વતંત્ર શક્તિનો ખ્યાલ આવે છે. આપણામાં કેવળ અવિકારી અને અપરિમિત આત્મા આવી રહેલો છે. અને આપણામાં જે શક્તિ છે તે તેની શક્તિનું વિકારી અને પરિમિત પરિણામ માત્ર છે. આપણે શક્તિને વિકારી અને પરિમિત કહીએ છીએ. એને વિકારી કહેવાનો હેતુ એ છે કે:–ચિચ્છક્તિ સિવાયના બીજા બધા ભાવ પ્રતિક્ષણે પરિણામ પામનારા–ક્ષણવિધ્વંસી–હોય છે; "**प्रतिक्षणपरिणामिनो हि भावा ऋते चितिशक्तेः**" ભાવોના એ ક્ષણભંગમાં પ્રાવાહિકપણું હોવાને લીધે દરેક ક્રિયામાં વિશિષ્ટ આકાર ભાસે છે. પરિમિત કહેવાનું કારણ એ છે કે એ પ્રતિબિંબજન્ય અહંતાને ભૂતકાળના સંચયનો તથા ભવિષ્યના ગંતવ્યનો–લક્ષ્યબિન્દુનો–કશો

ખ્યાલ ન હોવાથી તે કેવળ વર્તમાનની સીમાને વટાવી શકતી નથી. પરંતુ આપણામાં જે ગૂઢ શક્તિ રહેલી છે તે કાળ અને દિશાથી પર હોય છે. તે શક્તિ અંતિમ હેતુ, સંચિત કર્મ વગેરે સર્વ જાણે છે. પ્રકૃતિની બધી ક્રિયાઓનો હેતુ અજ્ઞાન અને અહંતાપ્રધાન પ્રકૃતિમાં આ ગૂઢ શક્તિને અને જ્ઞાનને દાખલ કરવાનો છે. પરંતુ આધ્યાત્મિક પ્રગતિમાં એક એવો સમય જરૂર આવે છે જ્યારે માણસની આંખો ઉઘડે છે અને તેના અસ્તિત્વનું ખરેખરૂં સત્ય તેની આગળ પ્રત્યક્ષ થાય છે. ત્યાર પછી અહંતાની સ્વતંત્ર શક્તિનો ભ્રમ હમેશને માટે ટળી જાય છે. અહંતાની સ્વતંત્ર શક્તિનો ભ્રમ ભાગવાથી સઘળાં કર્મો અટકી જાય છે એમ માનવાનું નથી. કારણકે પ્રકૃતિ જાતે કર્તા હોય છે અને પોતાનું કાર્ય અહંતાનું યંત્ર બંધ પડયા પછી પણ ચલાવે છે. કેટલીકવાર તો એવું બને છે કે તેનામાં પ્રકૃતિ વિશેષ કાર્ય કરવાની શક્તિનો આવિર્ભાવ કરે છે. એવા મનને પોતાના ભૂતકાળનું, પોતાની આજુબાજુ આવી રહેલી શક્તિ તથા પોતાનામાં રહેલી અદ્‌ભૂત શકયતાઓનું વધારે ભાન હોય છે અને જે અવ્યક્ત શક્તિ છે તેને વ્યક્ત કરવાની શકયતા તેને દેખાય છે. એવા માણસની પ્રકૃતિદ્વારા પુરુષ પોતાની શકયતાઓ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે અને પ્રકૃતિ તેને પ્રતિકૂલ રૂપે ઉત્તર પણ વધારે સારો આપી શકે છે. અહિં એક વાત યાદ રાખવાની છે અને તે એ છે કે અહંભાવ અને સ્વતંત્ર શકિતનો ખ્યાલ છોડી દેવો એનો અર્થ નસીબ ઉપર આધાર રાખવાની પ્રારબ્ધવાદી વૃત્તિને અથવા તો પ્રકૃતિની અનિવાર્ય સત્તાને માણસે વશ થવું જોઇએ એ નથી. આત્માનું શુદ્ધ ચૈતન્યમય સ્વરૂપ ન જાણવાથી આવી વૃત્તિ આવી જવાનો સંભવ છે. એ પ્રમાણે ન કરવાથી અહંભાવ તો પ્રકૃતિમાં રહે છે અને આત્મા એટલે અહંભાવ એવો ખોટો ખ્યાલ માણસોમાં રહી જાય છે. આપણાં કર્મોનો પ્રેરક તો અહંભાવ જ હોય છે એટલે " હું કર્તા નથી " એ વિચાર માત્રથી મોટું પરિવર્તન થઈ જતું નથી. તેમાંથી તો માત્ર આપણી બુદ્ધિનું વલણ બદલાય છે. આપણા અસ્તિત્વનો આધાર અહંભાવના પાયામાં રહેલી પ્રકૃતિની અનિવાર્ય સત્તામાં રહેલો છે એને આપણે સ્વીકારીએ છીએ. " આપણે પ્રકૃતિને વશ છીએ " એ સ્પષ્ટ રીતે જોઈ શકીએ

છીએ. પરંતુ આપણામાં ત્રિગુણાતીત આત્મા અજન્મા આત્મા છે તેને આપણે જાણતા નથી. આપણો મોક્ષનો માર્ગ આપણને એટલું જ જાણવાથી પ્રાપ્ત થતો નથી. પ્રકૃતિ અને અહંભાવ કાંઇ આપણું સમગ્ર સત્ય નથી; આપણામાં સ્વતંત્ર આત્મા–પુરુષ પણ રહેલો છે.

પરંતુ પુરુષ સ્વતંત્ર હોય તો તેની સ્વતંત્રતા શેમાં રહેલી છે? પ્રચલીત સાંખ્યમત પ્રમાણે તો પુરુષ પોતે અકર્તા છે તેથી તે સ્વતંત્ર છે. પરંતુ પ્રકૃતિનાં કાર્યોનો પડછાયો તે પોતાના ઉપર પડવા દે છે અને તેને પ્રતિબિંબિત કરે છે એટલે તે ગુણોના કાર્યોમાં બંધાય છે. પ્રકૃતિ વિરક્ત થયા સિવાય અને તેનાં કાર્યો બંધ કર્યા સિવાય તથા પ્રકૃતિનાં કાર્યોનો અંત લાવ્યા સિવાય પુરુષ સ્વતંત્ર થઈ શકતો નથી. હવે માણસ પોતાનામાંથી " હું કર્તા છું " એવો ભાવ દૂર કરે અથવા તો " કર્મો મારાં છે " એવા મમત્વને દૂર કરે, પોતાના આત્માને અકર્તા–**आत्मानमकर्तारम्**–તરીકે જુવે, અને સઘળાં કર્મો પ્રકૃતિનાં છે એવું અનુભવે તો તે સાંખ્યમત પ્રમાણે ' સ્વતંત્ર ' છે. સઘળાં કર્મ ગુણવૃત્તિથી જ થયાં કરે છે, એ જ્ઞાન ન હોવાથી સાંખ્યમાં પુરુષને ફક્ત અનુમતિ આપનાર ગણવામાં આવે છે એટલે એ સત્તા નિષેધાત્મક અને નિષ્ક્રિયતા વાચક છે. સાંખ્યદર્શન પ્રમાણે સઘળાં કર્મો તો પ્રકૃતિનાં જ ગણવામાં આવે છે. પુરુષ તેનો સાક્ષી અને ભર્તા માત્ર છે–તે પ્રભુ તેમ વિરાટ પણ નથી. સાંખ્યમત પ્રમાણે પુરુષ પ્રકૃતિને સાક્ષીરૂપે જુવે છે ખરો, પરંતુ પોતે તેનો અધિષ્ઠાતા સુત્રધાર નથી. એ નાટક તેના પોતાનાં અંતઃકરણમાં બને છે. પુરુષ પોતે તેનો કર્તા અને પ્રભુ છે એ વેદાંતનો મત છે. જો પુરુષ પોતાની અનુમતિ પાછી ખેંચી લે અને કર્તૃત્વાભિમાનની મિથ્યા ભાવનાનો તે ત્યાગ કરે તો પછી તે પ્રકૃતિની ત્રિગુણમયી લીલાનો ભર્તા થઈ શકતો નથી, અને તે કર્મ પણ તુર્ત અટકી જ પડવું જોઇએ. કારણ કે પ્રકૃતિ એ બધાં કાર્યો સાક્ષીરૂપે પોતાનો ઉપભોગ કરનાર પુરુષને માટે કરે છે. પુરુષની સહાયને લીધે જ પ્રકૃતિ કાર્ય કરી રહી છે. આ ઉપરથી ગીતા અને સાંખ્યદર્શનના પુરુષ વિશેના વિચારો ઘણા જૂદા છે એટલું તો સિદ્ધ થાય છે. કારણ એક જ ક્રિયાથી બન્નેમાં જૂદાં જૂદાં પરિણામો આવે છે. સાંખ્યમાં જે માર્ગે કર્મોનો અભાવ, નિષ્ક્રિયતા પ્રાપ્ત થાય છે તે જ માર્ગે ગીતામાં

વિશાળ, વ્યાપક અને દિવ્યકર્મની શકયતા ઉત્પન્ન થાય છે. સાંખ્યદર્શન પ્રમાણે પુરુષ અને પ્રકૃતિ બન્ને તદ્દન ભિન્ન તત્ત્વો છે; જ્યારે ગીતાના કથન મુજબ એ બે એક જ અંતિમ તત્ત્વનાં જૂદાં જૂદાં સ્વરૂપો છે, એક જ અંતિમ સત્યની બે શક્તિઓ છે. ગીતાના સિદ્ધાંત પ્રમાણે આત્મા કેવળ અનુમન્તા નથી પરંતુ પ્રકૃતિનો ઈશ્વર છે. તે પ્રકૃતિદ્વારા વિવિધ લીલાનો આનંદ ગ્રહણ કરે છે; પ્રકૃતિદ્વારા તે દિવ્યશક્તિ અનુસાર વિશ્વની વિરાટ રચનાને દોરે છે. એ વિરાટ કાર્યપુરુષની અનુમતિને આધીન છે, તેના અસ્તિત્વને લીધે ટકી રહ્યો છે અને તેની શક્તિને લીધે ક્રિયાત્મક છે. અહંભાવ અને તેનાં કાર્યમાંથી વિમુકત થવાનું કારણ એ છે કે તેથી પ્રભુનું જ્ઞાન પ્રાપ્ત થાય અને દિવ્ય આત્મા અને દિવ્ય પ્રકૃતિ પ્રાપ્ત થઇને મનુષ્ય પોતાનો આધ્યાત્મિક વિકાસ કરે. એ પ્રમાણે અહંભાવથી મુક્ત થઇને મનુષ્ય પ્રકૃતિના ત્રણ ગુણોથી વિમુકત થઈ દિવ્ય પ્રકૃતિને પ્રાપ્ત કરે છે.

પુરુષ પ્રકૃતિથી પર થઈ શકે છે એ પુરુષ અને પ્રકૃતિના સંબંધમાંથી સ્પષ્ટ જણાય છે. એનો આધાર ગીતામાં જણાવેલી પુરુષની ત્રણ ભૂમિકાઓ ઉપર રહેલો છે. પ્રકૃતિના કાર્યમાં પોતે ભાગ લેનાર, વિકારી, અને પ્રકૃતિનાં કાર્યને લીધે પોતાનામાં થતા વિકારોને સ્વીકારનાર ભૂમિકાને "ક્ષર" એવું નામ ગીતામાં આપવામાં આવ્યું છે. પ્રકૃતિ પણ ક્ષરભાવયુકત હોય છે. કાળ અને દિશામાં તે વિકારીપણું ધારણ કરે છે—પરંતુ એ પ્રકૃતિ પુરુષની પોતાની ક્રિયાત્મક શકિત છે. કારણ કે પુરુષના અસ્તિત્વ અનુસાર જ પ્રકૃતિ કાર્ય કરે છે. પુરુષ જે કાર્ય કરવાથી વ્યકત થઈ શકે તે કાર્ય પ્રકૃતિ કરે છે. પુરુષના અસ્તિત્વને આવિર્ભાવ પમાડવાનું કામ પ્રકૃતિનું છે. પ્રકૃતિનું કર્મ પુરુષના સ્વભાવ ઉપર આધાર રાખે છે. જો કે, ઉપરથી જોતાં પ્રકૃતિ પોતે જ કર્મની નિયંત્રી હોય તેમ જણાય છે. આપણે સ્વભાવ પ્રમાણે વર્તન કરી કર્મદ્વારા વિકાસ પ્રાપ્ત કરી શકીએ છીએ. પ્રકૃતિ એ વિકારી છે, કર્મ સ્વરૂપ તે, સર્વ કાર્યોને અમલમાં મૂકે છે. પરંતુ એ શકિત ચૈતન્ય સ્વરૂપ આત્મામાંથી ઉદ્ભવે છે. પુરુષના સ્વપ્રકાશ ચૈતન્યમાંથી પ્રકૃતિએ કર્મ પ્રમાણે વિકાર પામતાં જૂદાં જૂદાં

સ્વરૂપો બનાવ્યાં છે. આત્માની અનંત શક્તિમાંથી પ્રકૃતિ કાળ અને દિશામાં વિકાર પામનારી શક્તિ પોતે સ્વીકારે છે, અને તેને પોતાના કાર્યોમાં વ્યક્ત કરે છે. આત્મા એક અને બહુ છે. એ એક અનંત જીવન ધારણ કરનાર તત્ત્વ છે તેમાંથી સર્વ જીવનો આવ્યાં છે. સર્વ સજીવ સૃષ્ટિ તેનો જ આવિર્ભાવ છે. તે વિશ્વરૂપ–વિરાટ છે અને સર્વ ભુતરૂપે પણ તે જ આવિર્ભાવ પામી રહ્યો છે કારણકે સર્વમાં એક જ આત્મા છે. સર્વ પુરુષો એકજ અનાદિ પુરુષનાં સ્વરૂપ છે, પરંતુ પ્રકૃતિની અકળ માયાને લીધે અહંભાવથી પ્રેરાઈને માણસનું મન પોતાના ચૈતન્યને કાળના પરિમિત વિકાર સાથે એક કરે છે. દિશા અને કાળના ક્ષયમાં ક્ષણિક વિકારી આવિર્ભાવ માત્રને તે પોતાનું સ્વરૂપ ગણે છે. અને પ્રકૃતિનાં ભૂતકર્મોના પરિણામ જોડે પોતે એકતા કરે છે. પ્રકૃતિમાં સર્વ પ્રાણીઓની એકતા અનુભવવાનું બની શકે તેવું છે. પ્રકૃતિમાં જ આપણે વિરાટ આત્માનું ચૈતન્ય પ્રાપ્ત કરી શકીએ છીએ. કારણ કે વિશ્વપ્રકૃતિમાં તે પોતે આવિર્ભાવ પામી રહ્યો છે. પ્રકૃતિ આત્માનો આવિર્ભાવ કરે છે અને આત્મામાં પ્રકૃતિ સમાયલી છે. પરન્તુ, પ્રકૃતિ દ્વારા આપણે વિશ્વ ચૈતન્યનો આવિર્ભાવ–Becoming જાણી શકીએ છીએ. તેનું ચૈતન્ય જાગ્રત કરી શકીએ છીએ, પણ એટલેથી આત્મજ્ઞાનની પૂર્ણ પ્રાપ્તિ થઈ ગણી શકાય નહિ. કારણ કે આત્મા વ્યક્તિની પ્રકૃતિ અને વિશ્વપ્રકૃતિથી પર છે. આવિર્ભાવના ઉત્તમોત્તમ સ્વરૂપ કરતાં પણ તે વધારે વિશાળ છે.

પ્રકૃતિમાં આવિર્ભાવ પામેલા અને તેનાં કર્મમાં બંધાયલા આત્માથી પર એવી પુરુષની એક સ્થિતિ–ભૂમિકા છે અને તે પરિણામરૂપ નથી પરંતુ પોતે સ્વયંભૂ છે–તે શાંત, અવ્યય અક્ષર છે. ક્ષર ભૂમિકામાં આત્મા પ્રકૃતિનાં બંધનોમાં બંધાયલો છે. તેથી કાળમાં તે પોતાની એકાગ્રતા ગુમાવે છે. પોતે સર્વ ભૂતોને રૂપે આવિર્ભાવ પામે છે; અક્ષર ભૂમિકામાં પુરુષમાં પ્રતિબિંબિત થતી સર્વ ક્રિયાઓનો અંત આવે છે. અને પ્રકૃતિને અક્ષર આત્માનું ભાન થવા માંડે છે. સાંખ્યમત પ્રમાણે પ્રકૃતિના ત્રણે ગુણોને પોતાનામાં પ્રતિબિંબિત કરનાર પુરુષ તે ક્ષર ગણાય અને સગુણ પણ કહેવામાં આવે છે. જ્યારે ત્રણે ગુણોની સમતા થવાને લીધે પ્રકૃતિનું

કાર્ય બંધ પડે છે ત્યારે પુરુષની સ્થિતિને અક્ષર કહેવામાં આવે છે અને નિર્ગુણ પણ કહેવામાં આવે છે. ક્ષર પ્રકૃતિનાં કાર્યો સાથે પોતે એકતા કરે છે અને પોતે "કર્તા" છે એમ માને છે. અક્ષર, ગુણોનાં કાર્યોથી વિમુખ થઇને પોતે અકર્તા "સાક્ષી" છે એમ અનુભવે છે. ક્ષરદશામાં પ્રકૃતિના ગુણો જોડે અને તેનાં કાર્ય જોડે અહંબુદ્ધિદ્વારા માણસ એકતા કરે છે, અને "હું કર્તા છું" એવું માને છે. અક્ષરદશામાં પ્રકૃતિ કાર્ય કરે છે એવું માનીને પોતે "અકર્તા" સાક્ષી થઇને માણસ પ્રકૃતિનાં સર્વ કાર્યોથી ભિન્ન પડે છે. માણસનું મન એ બેમાંથી એક સ્થિતિને સ્વીકારે છે. પ્રકૃતિના ગુણ અને કાર્યોમાં તે બંધાય છે અથવા તો ગુણથી પર રહી અક્ષરમાં તે અવિકારી રહે છે.

પરંતુ ઉપર જે બે દશાઓ વર્ણવી તે બન્ને એક સમયે હોવી સંભવીત નથી. કારણકે એને માટે માયા અથવા એવી કોઇ બીજી યુક્તિ આપણે કબુલ કરવી પડશે. પરંતુ આત્મા એ બન્નેથી પરિમિત ન હોય. એવી કોઇ ત્રીજી ભૂમિકા હોવી જોઇએ જેમાં એ બન્નેનો સમન્વય થઇ શકે. ગીતામાં પુરુષોત્તમ ભાવ સ્વીકારીને એ બન્નેનો સમન્વય કરવામાં આવે છે. પરમાત્મા ઇશ્વર "**सर्वभूत महेश्वर**" છે. તે પોતાની પ્રકૃતિને–"**स्वांप्रकृतिम**"–ધારણ કરે છે અને જીવરૂપે પોતે આવિર્ભાવ પામે છે. પ્રત્યેક જીવના સ્વભાવ દ્વારા તે કાર્ય કરે છે અને સ્વધર્મ પ્રમાણે તે વિકાસ પામે છે જીવભૂત દશામાં તે અહંકાર પ્રધાન પ્રકૃતિમાં ત્રણ ગુણોના કાર્ય અને પ્રતિકૃત્યથી પ્રવર્તે છે. એને ત્રૈગુણ્યમયી–ત્રણ ગુણવાળી માયા કહે છે. ત્રણે ગુણોથી પર થઇને માણસ તે માયાને તરી શકે છે. આખા વિશ્વનું કાર્ય પ્રભુ પોતે પ્રકૃતિદ્વારા કરે છે છતાં પણ અક્ષર રૂપે તે તદ્દન સ્વતંત્ર અને કર્મબંધનથી મુક્ત છે; સર્વથી પર છે. ત્રણે સ્થિતિમાં એ ઇશ્વર છે, પ્રભુ છે–વિભુ છે. ક્ષર રૂપે કાર્ય કરતો હોવા છતાં અક્ષર રૂપે તે સ્વતંત્ર છે–મુક્ત છે. વ્યક્તિ અને વ્યક્તિથી પર અવ્યક્ત રૂપે એકજ છે. બન્ને રૂપમાં તે પ્રભુ એક જ હોય છે. તે "**निर्गुणो गुणी**" છે. સર્વ કાર્યોની શક્તિ તેણે પૂર્વથી નિર્ણીત કરેલી હોય છે. ગીતામાં તે પોતે જ કહે છે કે ધૃતરાષ્ટ્રના પુત્રોને મેં આગળથી જ મારી રાખેલા છે." અને પ્રકૃતિ તેનો અમલ કરે છે. છતાં પણ તે નિર્ગુણ હોવાથી અક્ષર રૂપે પોતે બંધાતો નથી.

વ્યક્તિ સ્વરૂપે માણુસ કર્મ અને ગુણોનાં કાર્યો જોડે એકતા કરે છે તેને લીધે પોતાનો આત્મા એટલે એ બધાં કાર્યો એવું સમજે છે. ખરૂં જોતાં એ સઘળું એના આત્માની એક શક્તિ–કળા માત્ર છે. અહંબુદ્ધિને લીધે તે ઉપર જણાવેલી ભૂલમાં પડે છે. માણુસ એમ ધારે છે કે "તે પોતે કામ કરે છે." પ્રકૃતિ સર્વ કાર્ય કરે છે એ જાણુતો નથી. અજ્ઞાન અને આસક્તિને લીધે પ્રકૃતિનાં કાર્યો પોતે સ્વીકારે છે. તે સવ ગુણોને વશ થાય છે. ઘડીમાં તમોગુણુના ગાઢ પ્રમાદમાં પડી જાય છે. ઘડીમાં રજોગુણુના વંટોળીયાથી આમતેમ ભટકે છે. વળી સત્વનું ઝાંખુ તેજ તેને પ્રાપ્ત થાય છે. તે પોતે પ્રકૃતિને વશ રહી કાર્ય કરતા મનથી જૂદો છે એવું જ્ઞાન મેળવતો નથી એટલે પ્રકૃતિના ગુણોનું તેની ઉપર પ્રતિબિંબ પડે છે. સુખ, દુઃખ, હર્ષ, શોક, કામના, આવેશ, આસક્તિ, રાગદ્વેષ વગેરેને તે વશ થાય છે. તે મુકત થઈ શકતો નથી,

પ્રકૃતિના કાર્યમાંથી "અક્ષર" સ્થિતિને પ્રાપ્ત કરવાથી માણુસ ત્રિગુણાતીત થઈ શકે. પોતે અક્ષર પુરુષ–અક્ષર બ્રહ્મ છે એ જ્ઞાન પ્રાપ્ત કરીને માણુસે પોતે આત્મા છે–કર્મથી મુકત છે–એ જાણવું જોઇએ. શાંત–નિષ્ક્રિય રહીને તેણે પ્રકૃતિના કાર્યને અનુમતિ આપવી જોઇએ. પ્રકૃતિ કાર્ય કરે ત્યારે પોતે શાંત, ઉદાસીન, અનાસકત, નિષ્ક્રિય શુદ્ધ સર્વ જોડે એક, પ્રકૃતિના કાર્યથી વિમુકત રહેવું જોઇએ. અક્ષર પુરુષ પોતાની હાજરીથી પ્રકૃતિનાં કર્મોને સહાય કરે છે, અનુમતિ આપીને સર્વ કર્મોનો ભર્તા થાય છે–તે પ્રભુ અને વિભૂ છે તોપણુ પોતે કર્મ કરતો નથી. તે કર્તૃત્વ સ્વીકારતો નથી, કર્મના ફળની આશા રાખતો નથી. પરંતુ ક્ષર રૂપે પોતે પ્રકૃતિનું કાર્ય જોયા કરે છે. **स्वभावस्तु प्रवर्तते**–સ્વભાવ પ્રવર્તે છે એવું જાણે છે. જન્મમાં થયેલા પાપપુણ્યને તે સ્વીકારતો નથી.

અજ્ઞાનથી વિમૂઢ થયલી અહંબુદ્ધિ જ પોતે સઘળાં કર્મો સ્વીકારે છે. કારણુ કે કર્તા તરીકે સર્વ જવાબદારી પોતે સ્વીકારે છે અને "પોતે કર્તા છે" એવું મનાવવા માગે છે. પરંતુ ખરૂં જોતાં માણુસ શક્તિનું હથિયાર છે એ સત્ય સ્વીકારવા તૈયાર હોતો નથી.

**" अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ।**

અક્ષર પુરુષને પ્રાપ્ત કરવાથી માણુસને આત્મજ્ઞાનની શરૂઆત થવા માંડે છે. અને પ્રકૃતિમાં કર્મોથી છૂટે છે–મુક્ત થાય છે. તેમાં સર્વ

ગુણોથી તે લેપાતો નથી. સુકૃત, દુષ્કૃત, સુખ, દુઃખ વગેરેથી તે છૂટે છે. આધાર તેનો તે રહે છે. મન, પ્રાણ શરીર પણ તેનાં તે રહે છે. પ્રકૃતિ કાર્ય પણ કરે છે, પરંતુ માણસ પોતે તેમના કાર્ય જોડે એકતા કરતો નથી. વળી ગુણો પોતાના આધારમાં કાર્ય કરે તેથી તે હર્ષ કે શોક પામતો નથી. તે પોતે શાંત યુક્ત અક્ષર પુરુષ સર્વનો સાક્ષી થઈ રહે છે.

ઉપર વર્ણવી તે ભૂમિકા શું આધ્યાત્મિક જીવનની ઉચ્ચમાં ઉચ્ચ દશા છે? ના! કારણ કે એ ભૂમિકા પણ ભેદવાળી અને ભેળસેળ હોય છે. તે ભૂમિકા તદ્દન સમન્વયયુક્ત હોતી નથી. કારણ કે તેમાં આત્માની પૂર્ણતા અને પ્રકૃતિની અપૂર્ણતા હોય છે. ઉપર જણાવી તે સ્થિતિ એક અંતરદશા–'મધ્યમાગતિ' છે. તો પછી પ્રશ્ન એ રહે છે કે એનાથી પર કયી અવસ્થા રહે છે? એક સ્થિતિ કર્મનો ત્યાગ કરનાર સન્યાસીની છે. તેમાં પણ થઈ શકે ત્યાં સુધી તે કર્મનો ત્યાગ કરી શકે છે. પરંતુ ગીતા એ માર્ગ પસંદ કરતી નથી. ગીતામાં કર્મનો ત્યાગ કરવાનું કહેવામાં આવ્યું છે.–**सर्व कर्माणि सन्यस्य.** પરન્તુ તે ત્યાગ અંતરનો છે. ક્ષર ભૂમિકામાં બ્રહ્મ પ્રકૃતિનાં કાર્યને ટકાવી રાખે છે. અક્ષર રૂપે તે કર્મથી પર થાય છે અને પોતે સ્વતંત્ર થાય છે. એ બંન્ને પુરુષોત્તમની દશાઓ છે એમ જ્યારે મનુષ્ય જાણે છે ત્યારે જ સંપૂર્ણ મુક્તિ મળી ગણાય. પુરુષોત્તમ પ્રભુ સર્વવ્યાપી ઈશ્વર છે–તે પ્રકૃતિનો અધિષ્ટાતા છે. અહંબુદ્ધિનો ત્યાગ કરાવી તે પોતાની શક્તિથી પ્રકૃતિ ઉપર અધિકાર ભોગવે છે. પ્રકૃતિ પોતે સ્વભાવ પ્રમાણે વર્તે છે. વ્યક્તિ પોતાની દિવ્યપ્રકૃતિને પ્રભુના સાધન તરીકે–હથિયાર તરીકે અર્પણ કરે છે. કર્મ કરવા છતાં તે ત્રણે ગુણોથી પર રહે છે. આ પ્રમાણે માણસ નિસ્ત્રૈગુણ્ય સ્થિતિ પ્રાપ્ત કરે છે. ગીતામાં અર્જુનને "**निस्त्रैगुण्यो भव**" એવી આજ્ઞા આપી છે તેનો અર્થ આ છે. તે ત્રણે ગુણોનો ભોગ કરે છે પરંતુ અનાસક્ત રહે છે. હવે તેનામાં ગુણોનું કાર્ય તદ્દન બદલાઈ ગયેલું હોય છે. તે અહંપ્રધાન કામનાઓ અને આવેશોથી પર હોય છે. તેનું અસ્તિત્વ પુરુષોત્તમમય થઈ જાય છે. તેની પ્રકૃતિ પણ દિવ્ય થાય છે તેનું મન અને ચિત્ત સુદ્ધાં પ્રભુમય હોય છે–**मन्मना** અને **मच्चित्त.** પ્રકૃતિનો આ છેલ્લામાં છેલ્લો આવિર્ભાવ છે. ઉત્તમોત્તમ વિકાસ છે. આ જ ઉત્તમ રહસ્ય છે.

# પ્રકરણ ૧૮ મું.



## નિર્વાણ અને વ્યવહાર.



સમગ્ર જીવનની સર્વ શક્તિઓ દ્વારા આત્માનો પુરુષોત્તમ જોડે યોગ કરવો એવો ગીતાનો બોધ છે. કેવળ જ્ઞાનયોગની પરાકાષ્ટા ગણાતો અપૂર્ણ-યોગ કરવાનો બોધ અર્થાત્ કેવળ અક્ષરબ્રહ્મ જોડે યોગ કરવાનો બોધ આપી ગીતા અટકી જતી નથી. એ પ્રમાણે સર્વ શક્તિઓનો વિકાસ સ્વીકારવાથી ગીતા પ્રથમ જ્ઞાન અને કર્મનો સમન્વય કરે છે, અને અંતે ભક્તિયોગની પરિસીમા પ્રાપ્ત કરવાનો માર્ગ છેવટના ભાગમાં દર્શાવે છે. જો અક્ષરબ્રહ્મ જોડે એકતા કરવી એ મતને ગીતા પ્રાચીન જ્ઞાનયોગની પેઠે આધ્યાત્મિક ઉન્નતિનું ઉત્તમોત્તમ રહસ્ય ગણતી હોત તો એ પ્રમાણે ભક્તિયોગનું સાધન અંતમાં ગીતા આપી શકત નહિ કારણકે પ્રાચીન જ્ઞાનમાર્ગ પ્રમાણે તો કર્મનો અને પ્રેમનો પાયો જ અક્ષરબ્રહ્મના સાક્ષાત્કાર પછી લૂલો થઈ જાય છે અને લય પામે છે. અક્ષરઆત્મા સાથે કેવળાદ્વૈત પ્રાપ્ત કરવાથી ક્ષરજીવનનાં સર્વ બંધનોનો નાશ થવો જ જોઇએ એટલું જ નહિ પરંતુ ક્ષરજીવનનું બીજ સુદ્ધાં નષ્ટ થઈ લુપ્ત થાય છે. પરમાત્મા અને જીવ વચ્ચે જે ભેદને લીધે ક્ષર અવસ્થા શક્ય થાય છે તે ભેદને દૂર કરવાનો હેતુ પ્રાચીન જ્ઞાનયોગનો મનાય છે. ક્ષરની લીલાને અજ્ઞાનને લીધે જ અવકાશ મળે છે, એટલે પ્રભુમય જીવનમાં તેના બીજનું અસ્તિત્વ છે જ નહિ એવો મત તે એકમાર્ગી જ્ઞાનયોગનો છે. પરંતુ પુરુષોત્તમ સાથે યોગ કરવો એટલે તો તેની સાથે આપણી એકતાનો અનુભવ કરવો, આત્માનું અદ્વૈત અને પ્રકૃતિનો કાંઇક ભેદ અનુભવ કરવો. આપણા ક્રિયામય–કર્મમય જીવનમાં–અસ્તિત્વમાં એ ભેદનો અનુભવ સતત્ રહેવાને લીધે પ્રભુ પ્રત્યે પ્રેમ થાય છે અને દિવ્યકર્મોની લીલા શક્ય થાય છે. આત્મામાં પ્રભુનો સાક્ષાત્કાર થયા પછી જ્યારે તે સમષ્ટિમાં–વિશ્વમાં

આપણને અવિરોધી રૂપે પ્રાપ્ત થાય છે ત્યારે પુરુષોત્તમયોગ પૂર્ણ થયો ગણાય. એવી દશામાં–મુક્તાવસ્થામાં પણ માણસ કર્મ અને ભક્તિ કરી શકે છે. તે તેમ કરી શકે છે એટલું જ નહિ પણ તે કાર્યો અનિવાર્ય થઈ પડે છે.

પુરુષોત્તમ યોગ કરવાનો માર્ગ અક્ષરનો સાક્ષાત્કાર કર્યા પછી કરી શકાય છે એ ખરું છે. ગીતા એ અનુભવ અગત્યનો ગણે છે અને પ્રથમ તેને સિદ્ધ કરવાનો આગ્રહ કરે છે. એ પ્રમાણે થયા પછી જ કર્મ અને ભક્તિનો ખરો દિવ્ય ભાવ આપણે ધારણ કરી શકીશું. ગીતાનો એ આગ્રહ આપણને તેના અંતિમ હેતુથી દૂર રાખે છે અને આપણે ગીતામાં જ્ઞાન અને ભક્તિને કેવળ ગૌણ ગણી કાઢીએ છીએ. જો આપણે અક્ષરના સાક્ષાત્કાર ઉપર ભાર મૂકવામાં આવ્યો છે તે-શ્લોકોને એકલા જ લઈએ અને સમગ્ર વિચારશ્રેણિમાં તેને યોગ્ય ધ્યાનમાં ન રાખીએ તો આપણને એમ લાગવાનો સંભવ છે કે ગીતા નિર્વાણ–નિષ્ક્રિય શૂન્યમય સ્થિતિ–ને અંતિમ આધ્યાત્મિક સાક્ષાત્કાર તરીકે ગણે છે. અક્ષરબ્રહ્મને પ્રાપ્ત કરવા માટે કર્મ એ પ્રાથમિક સ્થિતિ તરીકે અગત્યનાં છે. પાંચમા અધ્યાયના અંતમાં તેમજ આખા છઠ્ઠા અધ્યાયમાં આપણને અક્ષરના ઉપર ઘણો ઝોક મુકાયલો જણાઈ આવે છે. એ શ્લોકોમાં યોગનું જે વર્ણન આવે છે તે કર્મ સાથે ઘણો સંબંધ ધરાવતું નથી એવું આપણને લાગે છે. અને વારે વારે યોગીની ઉત્તમ દશાને "निर्वाण" ના નામથી ઓળખવામાં આવેલી જણાય છે.

ઉપર જણાવેલી ભૂમિકા પ્રાપ્ત થઈ છે તેની સાબીતિ એ છે કે સાધકમાં નિર્વાણની પરમ શાન્તિ સ્થાપન થાય છે. બૌદ્ધધર્મમાં નિર્વાણની જે દશા કહેવામાં આવી છે તે જ દશા ગીતા સૂચવતી નથી એવું સ્પષ્ટ કરવા ખાતર જ ગીતા પોતાના વેદાન્તિક નિર્વાણને **ब्रह्मनिर्वाण** એવી સંજ્ઞા આપે છે. અહિં પણ બ્રહ્મનો અર્થ અક્ષરબ્રહ્મ જેવો થાય છે એમ આપણને લાગે છે. બ્રહ્મનો અર્થ આધ્યાત્મિક અન્ત–દિશા અને કાલથી અબાધિત અને પ્રકૃતિનાં કર્મોથી સ્વતંત્ર આત્મતત્ત્વ છે. હવે આપણે અહિં ગીતાનો અર્થ નક્કી કરવાની જરૂર છે. ઉપર જે શાન્તિ કહેવામાં આવી

છે તેનો અર્થ નિરપેક્ષ નિષ્ક્રિયતા—કર્મનો કેવળ અભાવ જ છે. અને નિર્વાણનો અર્થ ક્ષરના જ્ઞાન અને કર્મને તદ્દન બાતલ કરવામાં સમાયો છે કે કેમ? સામાન્ય રીતે આપણે નિર્વાણ અને વ્યવહારનાં કર્મો એક સામટાં ન જ થઈ શકે એવો વિચાર ધરાવીએ છીએ. (એવો વિચાર આપણા મનમાં ઉંડી જડ ઘાલી બેઠેલો જણાય છે.) વળી વધારામાં નિર્વાણ શબ્દનો ઉપયોગ ગીતાએ કર્યો છે તે ઉપરથી જ આપણે એમ દલીલ કરી શકીએ કે નિર્વાણ એટલે જ કર્મનો અભાવ. પરંતુ જો આપણે બૌદ્ધમતને બરાબર તપાસીશું તો જણાશે કે બૌદ્ધમતવાળાઓમાં પણ નિર્વાણ અને કર્મ વચ્ચે એવો વિરોધ મનાતો હોય એમ ધારવું તદ્દન ખરૂં નથી. ગીતાનો સૂક્ષ્મ અભ્યાસ કર્યા પછી તો આપણી ખાતરી થશે કે ગીતાના વેદાંતિક બોધમાં એ વિરોધ છે જ નહિ.

બ્રહ્મને જાણનારની સંપૂર્ણ સમતાનું વર્ણન કરીને બ્રહ્મભાવને સતત જાગૃત રાખનાર વિશે બોલીને ગીતા બ્રહ્મયોગ અને બ્રહ્મનિર્વાણનું વિસ્તારથી વર્ણન કરે છે.

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।**

**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥**

(અ૦ ૫. શ્લો૦ ૨૧.)

જ્યારે બાહ્યસ્પર્શો પ્રત્યે, ઇંદ્રિયના સંસ્કારો પ્રત્યે આત્માનું આકર્ષણ થતું નથી ત્યારે આત્માની અંદર રહેલું સુખ જ્ઞાનીને પ્રાપ્ત થાય છે. એવો માણસ અવિનાશી, નિત્ય સુખનો ઉપભોગ કરે છે કારણ કે તેનો આત્મા બ્રહ્મયોગમાં સ્થિત થયેલો છે. ઇંદ્રિયના સંસ્કારો, બાહ્યસ્પર્શો પ્રત્યે ઉપર જણાવી તેવી અનાસક્તિ તદ્દન આવશ્યક છે કારણ કે તે સિવાય મનુષ્ય કામ, ક્રોધ અને રાગદ્વેષના હુમલાઓથી બચી શકતો નથી, અને તે સિવાય ખરૂં સુખ કદિ પણ મળી શકતું નથી. એ સમતા મનુષ્યે શરીરમાં રહીને મેળવવાની છે. શરીરનો ત્યાગ કરીને સંપૂર્ણ મોક્ષ મળશે એવો અપૂર્ણ વિચાર સ્વીકારી તેણે પોતાની પ્રકૃતિને વશ થવું જોઇએ

નહિ. પૂર્ણ મોક્ષ તો આ પૃથ્વી પર અને મનુષ્ય જીવનમાં જ મેળવવો જોઇએ ને તે प्राक् शरीर विमोक्षणात्–"શરીરનો ત્યાગ કરતાં પહેલાં." આગળ જતાં ગીતા કહે છે.

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

( અ૦ ૫. શ્લો૦ ૨૪ )

"જે માણસના અન્તઃકરણમાં હમેશાં સુખની લાગણી હોય છે અને જેના અંતરમાં આરામ, શાંતિ અને આત્મજ્ઞાનનું તેજ વ્યાપી રહ્યું છે તે યોગી બ્રહ્મરૂપ થાય છે અને બ્રહ્મનિર્વાણને પ્રાપ્ત કરે છે." આ શ્લોકમાં નિર્વાણ એટલે અહંકારનો આત્મામાં લય એવો અર્થ થાય છે. આત્મા કાલ અને દિશાથી અબાધિત, કાર્યકારણના નિયમની સાંકળથી મુક્ત, વિશ્વના વિકારથી સ્વતંત્ર, આનંદસ્વરૂપ, જ્ઞાનમય અને સનાતન શાન્તિપૂર્ણ છે. યોગીનો અહંકાર લય પામે છે એટલે મન અને શરીરમાં પૂરાએલો જીવ મુક્ત થઇને બ્રહ્મરૂપ થાય છે–તે અવિકારી પરમાત્મા જોડે પોતાના ચૈતન્યમાં એકતા પામે છે. એના આધારમાં તે સનાતન આત્મા જ કાર્ય કરી રહેલો છે એવો અનુભવ એ પ્રાપ્ત કરે છે.

પરંતુ એ સાક્ષાત્કારનો અર્થ વિશ્વચૈતન્યથી દૂર આવી રહેલી એકાંત ઉંડી સમાધિમાં આત્માનો લય કરવો એવો થાય છે? શું એનો અર્થ પ્રકૃતિ અને તેનાં કાર્યોથી પર આવી રહેલા આત્મામાં પ્રકૃતિનાં કરણોનો લય કરવો એવો થાય છે? નિર્વાણ પ્રાપ્ત કરવા માટે પ્રકૃતિનાં કરણોમાંથી, વિશ્વજીવનમાંથી વિમુખ થવાની જરૂર છે કે નિર્વાણની દશા કર્મ અને વ્યવહાર સાથે જાગૃત રાખવી સંભવિત છે? હવે પ્રશ્ન એ રહે છે કે કર્મ અને વ્યવહારનો ત્યાગ કરવો એ નિર્વાણ પ્રાપ્ત કરવા માટે આવશ્યક છે? અને બીજી બાજુએ શંકા છે કે વ્યવહાર અને કર્મ સાથે નિર્વાણની સ્થિતિ કાયમ રહી શકે? ગીતાનો ઉત્તર તો આગળના બે શ્લોકમાં આપવામાં આવ્યો છે.

लभंते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥
कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥

( અ૦ ૫. શ્લો૦ ૨૫–૨૬ )

"જે ઋષિઓની ભેદભાવના–દ્વૈતબુદ્ધિ–છૂટી ગઈ છે, જેમણે પોતાના આત્માનો સંયમ કર્યો છે, જેઓ પ્રાણીમાત્રનું હિત કરવામાં મચ્યા રહે છે તથા જેમનાં પાપ નષ્ટ થયાં છે તે ઋષિઓ બ્રહ્મનિર્વાણને પ્રાપ્ત કરે છે. જે યોગી લોકો કામક્રોધથી વિમુક્ત થઈને આત્મસંયમ મેળવે છે તેમને માટે બ્રહ્મનિર્વાણ દૂર હોતો જ નથી–તે નિર્વાણ તેમની આજુ-બાજુ વિંટળાય છે કારણ કે તેમને આત્માનું જ્ઞાન થયેલું હોય છે." અહિં આપણને નિર્વાણનો બહોળો અર્થ થયેલો દેખાઈ આવે છે. નિર્વાણની પ્રાપ્તિ માટે આ શ્લોકોમાં ગીતા નીચેની સરતો ગણાવે છે. નિર્વાણ પ્રાપ્તિ માટે સર્વ પ્રકારના આવેશોમાંથી મુક્તિ મેળવવી જોઈએ. એ મુક્તિનો આધાર સમત્વવાળા અને સંયમી મનના ઉપર રહેલો છે. સર્વ પ્રાણી પ્રત્યે સમાન દૃષ્ટિ, સર્વ શંકાઓનો નાશ, ઈશ્વરથી આપણને વિખુટા પાડનાર ને આપણામાં ભેદભાવ ઉત્પન્ન કરનાર અજ્ઞાનનો નાશ, આપણામાં તેમજ સર્વમાં વ્યાપી રહેલ પરમાત્માનું જ્ઞાન એ નિર્વાણ પ્રાપ્ત કરવા માટે જરૂરનું છે.

એ નિર્વાણ વિશ્વજીવન અને દુનિઆના વ્યવહારનો વિરોધ એ નથી. કારણકે જે ઋષિઓ તેને પ્રાપ્ત કરે છે તેઓ આખા વિકારી વિશ્વમાં પ્રભુ ક્ષરરૂપે કાર્ય કરી રહ્યો છે એવું સમજી કર્મ વડે તેની જોડે ગાઢ સંબંધ બાંધે છે અને વ્યવહારમાં એ જ અનુભવનો ઉપભોગ કરે છે. તેઓ **सर्वभूत**–પ્રાણીમાત્રના હિતમાં મગ્ન થયેલા હોય છે. ગીતામાં **क्षरस्सर्वाणि भूतानि**–ક્ષર એટલે સર્વ પ્રાણીઓ અને તેથી સર્વ પ્રાણીનું હિત કરવામાં મગ્ન થયેલા યોગીઓ પ્રકૃતિમાં–કુદરતમાં કલ્યાણવૃત્તિ ધારણ કરી વ્યવહારને સ્વીકારે છે. જે બ્રહ્મમાં આપણને નિર્વાણ મળે છે, જેના ચૈતન્યમાં આપણી

અહંતાનો ક્ષય થાય છે. તે ફકત આપણામાં જ છે એવું નથી પરંતુ તે એકેએક પદાર્થમાં છે. સર્વ પદાર્થથી તે કેવળ પર અને જૂદો નથી પરંતુ એકેએક બનાવમાં તે વ્યાપી રહ્યો છે. એટલે બ્રહ્મનિર્વાણનો અર્થ પ્રકૃતિના ત્રણે ગુણોને લીધે સપાટી ઉપર તરી આવતી ભેદવાળી અને અસત્ય સાંકડી ચૈતન્ય શકિતનો ત્યાગ કરી સત્ય, અભેદમય, અનંત ચૈતન્યમાં જવું તે. તે બ્રહ્મચૈતન્ય સર્વ પદાર્થનું રહસ્ય છે. તેમાં સર્વ પદાર્થ સમાયલા છે. તે આખા વિશ્વનું આદિ, સનાતન અને અંતિમ સત્ય છે; એટલે જ્યારે આપણે નિર્વાણને પ્રાપ્ત કરીએ છીએ ત્યારે આપણને નિર્વાણ આપણામાં જણાય છે એટલુંજ નહિ પરંતુ આપણી ચારે બાજુ–अभितो वर्तते– જણાય છે, કારણ કે બ્રહ્મચૈતન્ય આપણામાં સ્થિત થાય છે એટલું જ નહિ પરંતુ આપણે બ્રહ્મચૈતન્યમાં સ્થિર થઇએ છીએ. આપણા જીવાત્માનું ઉત્તમોત્તમ સ્વરૂપ કેવળ અંતરાત્મા નથી પરંતુ આપણા વ્યકિતત્વની બહાર સમગ્ર વિશ્વના આત્મારૂપ વિરાટ્ સ્વરૂપ પણ છે.–તે જ આપણું અંતિમ સત્ય છે. ચૈતન્યમાં વિશ્વાત્માના સ્થિર થવાથી આપણે વિશ્વમય જીવન ગાળીએ છીએ, અને વ્યકિતના બંધનોથી પર થઇએ છીએ. આત્મા જોડે અદ્વૈત થવાથી સમગ્ર વિશ્વ જોડે એકતા કરવી એ આપણો સ્વભાવ જ થઈ જાય છે. આપણું જાગ્રત ચૈતન્ય હમેશાં વિરાટ્ સ્થિતિમાં જ રહે છે અને આપણાં સર્વ કર્મોનો હેતુ પણ તે વિશ્વચૈતન્ય છે.

પરંતુ એ જ અધ્યાયમાં આગળ બે શ્લોક એવા છે કે તેમના ઉપરથી આપણને ઉપર દર્શાવેલા વિચારો અને દોરેલાં અનુમાનો ખોટાં લાગવાનો સંભવ છે.

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः।
प्राणापानौ समौ कृत्वानासाभ्यंतरचारिणौ ॥
यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः॥

( અ૦ ૫. શ્લો૦ ૨૭–૨૮ )

"સર્વ બાહ્ય સ્પર્શોનો ત્યાગ કરીને દૃષ્ટિને બે ભ્રમર વચ્ચે સ્થિર કરી નાસિકામાં વહેતા પ્રાણવાયુની ગતિ સરખી કરી ઇન્દ્રિય મન અને બુદ્ધિ ઉપર સંયમ રાખી મોક્ષ મેળવવાની ઇચ્છાવાળા જે ઋષિએ કામ ક્રોધ અને ભયનો ત્યાગ કરેલો હોય છે તે હમેશાં મુક્ત જ છે." આ બે શ્લોકમાં આપણને કર્મયોગ અને શુદ્ધ જ્ઞાનયોગ કરતાં તદ્દન જુદા પ્રકારના યોગનાં તત્ત્વો માલમ પડી આવે છે. આપણને એમાં રાજયોગનો અભ્યાસ દેખાય છે. **योगश्चित्तवृत्तिनिरोधः**-યોગ એટલે ચિત્તની વૃત્તિઓનો નિરોધ એ પાંતજલિની વ્યાખ્યાનું અહિં સૂચન થાય છે. ચિત્તવૃત્તિનો નિરોધ કરી પ્રાણાયામના અભ્યાસથી પ્રાણ ઉપર સંયમ પ્રાપ્ત કરી ઇન્દ્રિયોને અને દૃષ્ટિને સંકોચી આંતરસમાધિ પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવવામાં આવ્યો છે. એ સઘળાનો હેતુ મોક્ષપ્રાપ્તી છે. રાજયોગમાં મોક્ષનો અર્થ ભેદભાવપ્રધાન અહંતાનો લય કરવો એવો થતો નથી પરંતુ સમગ્ર જાગ્રત ચૈતન્યનો પરબ્રહ્મમાં લય કરવો એવો તેનો અર્થ થાય છે. હવે સવાલ એ રહે છે કે ગીતા આપણને એ રાજયોગનો અભ્યાસ મોક્ષની છેલ્લી ભૂમિકા તરીકે આપે છે કે બાહ્ય પદાર્થ પ્રત્યે આકર્ષાઈ જતા મનનો નિરોધ કરવા માટે એક ખાસ ઉપાય તરીકે આપે છે. શું એ લયની દશા સૌથી ઉત્તમ આધ્યાત્મિક દશા છે? શું તે આધ્યાત્મિક જીવનની પરાકાષ્ઠા છે? આપણને ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના એક ઉપાય કરીકે અને મુક્તિના એક માર્ગ તરીકે તે અંતે જણાશે. ઉપરના શ્લોકમાં પણ ઉત્તમોત્તમ દશા વર્ણવેલી હોય એમ જણાતું નથી. એ તો આગલા શ્લોકમાં આવે છે.

> **भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
> **सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥**

"સર્વ યજ્ઞ અને તપનો હું-પુરુષોત્તમ-ભોક્તા છું, સર્વ જગતનો હું ઈશ્વર છું, પ્રાણીમાત્રનો મિત્ર છું એવો અનુભવ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેને પરમ શાંતિ મળે છે."

આપણને અહિં પુરુષોત્તમવાદની ઝાંખી થાય છે. ગીતામાં તો પુરુષોત્તમવાદ ઘણો મોડો આપવામાં આવ્યો છે અને **પુરુષોત્તમ** શબ્દ પણ પહેલા છ

અધ્યાયમાં વપરાયલો જોવામાં આવતો નથી. જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્મા "હું" "મને" એવાં સર્વનામોનો ઉપયોગ કરે છે ત્યારે ત્યારે પુરુષોત્તમના અર્થમાં જ તેમનો ઉપયોગ થયો છે એમ જાણવાનું છે. એ પુરુષોત્તમ આપણા અક્ષર સ્વરૂપમાં તેમ જ વિશ્વના એકેએક પ્રાણીપદાર્થમાં વ્યાપી રહેલો છે. તે શાંતિ, નિઃશબ્દનો પ્રભુ છે છતાં શકિત, ક્રિયાનો પણ સ્વામી છે. મહાભારતમાં તે યુદ્ધનો દિવ્ય સારથી છે. તે જ પરાત્પર, આત્મસ્વરૂપ સર્વવ્યાપી વિરાટ તથા પ્રત્યેક વ્યકિતનો પ્રભુ છે. સઘળા યજ્ઞકર્મોનો અને બધી તપશ્ચર્યાનો ભોક્તા પણ પુરુષોત્તમ છે. સર્વ વિશ્વનો તે પ્રભુ છે. તે જ વિશ્વપ્રકૃતિમાં આવિર્ભાવ પામી રહેલો છે મુકતાત્માએ પણ "**लोकसंग्रह**" માટે લોક સમસ્તને દોરવા ખાતર અને તેમના કલ્યાણને અર્થે કર્મો કરવાં આવશ્યક છે. તેવો આત્મા સર્વ પ્રાણીઓને મિત્ર હોય છે. એટલે યોગીને પોતાનામાં તેમજ ચારે બાજુએ નિર્વાણની પ્રાપ્તિ થાય છે તોપણ તે સર્વ પ્રાણીઓનું હિત કરવામાં મગ્ન રહે છે બૌદ્ધમતમાં 'પણ મહાયાન' મત પ્રમાણે વિશ્વકલ્યાણ અને દયાની વૃત્તિથી કરવામાં આવતાં કર્મોને સૌથી ઉત્તમ આધ્યાત્મિક સ્થિતિની નિશાની રૂપ ગણવામાં આવે છે. એટલે મુક્તાત્મા પરમાત્માના અક્ષર સ્વરૂપ જોડે એકતા પામેલો હોય છે. તોપણ તે પ્રકૃતિનાં કાર્યોનો સ્વીકાર કરે છે. પ્રભુના પ્રેમનો તે અનાદર કરતો નથી અને પોતે પણ પ્રભુને પ્રેમ અર્પણ કરી " ભકિત " નો આસ્વાદ લે છે.

ઉપર જે વિચાર જણાવવામાં આવ્યા છે તે જ વિચાર ગીતા આપણને સ્પષ્ટ રૂપે છઠ્ઠા અધ્યાયમાં આપે છે. પાંચમા અધ્યાયના છેવટના શ્લોકો ઉપર છઠ્ઠો અધ્યાય વિસ્તારપૂર્વક વિવેચન કરે છે. એટલે આપણે ટુંકામાં છઠ્ઠા અધ્યાયની સમાલોચના કરીશું. શરૂઆતમાં તો શ્રીકૃષ્ણ ભગવાન સન્યાસનો ખરો અર્થ અને તેનું રહસ્ય બતાવે છે. ગીતામાં જૂદે જૂદે સ્થળે વારંવાર તેના ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. સન્યાસ આંતર હોવો જોઇએ કેવળ બાહ્ય નહિ.

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥**

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥**

( અ૦ ૬. શ્લો૦ ૧–૨. )

કર્મના ફળ ઉપર આધાર રાખ્યા વિના જે માણસ કર્મ કરે છે તે સન્યાસી છે, તે જ યોગી છે. જે માણુસ કર્મ કરતો નથી અથવા તો યજ્ઞનો અગ્નિ ચેતાવતો નથી તે કાંઇ સન્યાસી નથી. જેને લોકો "સન્યાસ" કહે છે તે ખરો યોગ છે કારણ કે જ્યાં સુધી સર્વ કલ્પનાનો ત્યાગ કરવામાં આવ્યો નથી ત્યાં સુધી કોઇ પણ માણુસ કદી યોગી થઈ શકતો નથી. કર્મ કરવાં આવશ્ક છે. પરંતુ શા હેતુથી પ્રેરાઇને અને કયા અનુક્રમમાં કરવાં ? યોગના પર્વત ઉપર ચઢતાં પ્રથમ તો કર્મ કારણ રૂપે કરવાં પડે છે. સિદ્ધિ, મુકિત, શુદ્ધિ, બ્રહ્મનિર્વાણ વગેરે પ્રાપ્ત કરવાના સાધન રૂપ કર્મ કરવાં આવશ્યક છે. આંતર સન્યાસ કરીને સિદ્ધિ અને મુકિત મેળવી, સર્વ કલ્પનાઓનો ત્યાગ કરીને પ્રકૃતિ ઉપર વિજય સહેલાઇથી મેળવી શકાય.

પરંતુ જ્યારે માણુસ સૌથી ઉત્તમોત્તમ દશાને પ્રાપ્ત કરી પર્વતના શિખર ઉપર પહોંચી જાય ત્યાર પછી કર્મ આધ્યાત્મિક પ્રગતિમાં કારણ-રૂપ રહેતાં નથી. ત્યાર પછી સૌ જે આત્મસંયમ અને આત્મપ્રાપ્તિ કર્મદ્વારા મેળવેલી હોય છે તે જ કારણુ થઈ રહે છે. પ્રશ્ન એ થાય છે કે હવે તે શેનું કારણ હોય છે ? તે સ્થિતિ મુકત દશા પ્રાપ્ત થયા પછી આત્મામાં સ્થિર થવાનું, બ્રહ્મભાવમાં નિરંતર મગ્ન રહેવાનું અને સંપૂર્ણ સમતા પ્રાપ્ત કરવાનું કારણુ છે.

જ્યારે માણુસ ઇન્દ્રિયસુખના પદાર્થો પ્રત્યે અને કર્મો પ્રત્યે, આસકત રહેતો નથી, પરંતુ સર્વ સંકલ્પનો ત્યાગ કરે છે, ત્યારે તે યોગના શિખર ઉપર પહોંચ્યો કહેવાય. ( અ૦ ૬. શ્લો૦ ૪. ) મુકતાત્મા એ ભાવથી જ કર્મ કરે છે. તે કામના અને આસકિત વગર કર્મ કરે છે. તે અહંતા-પ્રધાન શકિતથી પ્રેરાતો નથી. તથા માનસિક કામનાઓને ઉત્પન્ન થવા દેતો નથી. તેણે પોતાનું પરાત્વ જીતેલું હોય છે. તેણે સંપૂર્ણ શાંતિ પ્રાપ્ત કરેલી હોય છે. તે શાંતિમાં આત્માનો આવિર્ભાવ થાય છે. એવો આત્મા પોતાનાં સત્ય ચૈતન્યમાં સ્થિત રહે છે. તે હમેશાં સમાધિમાં જ

હોય છે-બાહ્યચૈતન્યના લોપની સમાધિ નહિ. જાગ્રત અવસ્થામાં તે સમાધિનો ભંગ કામના, રાગદ્વેષ અને વિષમ પ્રસંગોમાં પણ થતો નથી. "શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ, માન અને અપમાન" સર્વ સ્થિતિમાં તે સમાધિમાં રહે છે. દ્વંદ્વથી પર રહેલી આત્માની ભૂમિકાને અક્ષર કહેવામાં આવે છે, તેને ગીતામાં **કૂટસ્થ** "પ્રકૃતિમાં થતા વિકારોથી પર" કહેવામાં આવે છે. જ્યારે યોગીઓ પણ એ સ્થિતિ પ્રાપ્ત કરે છે ત્યારે તેને પણ કુટસ્થ કહેવામાં આવે છે. તેની નિશાની સર્વ પ્રત્યે સમત્વની લાગણી છે.

શ્રીકૃષ્ણ ભગવાન જે યોગમાર્ગ બતાવી રહ્યા છે તે કાંઇ તદ્દન સહેલો નથી એવું અર્જુનને માલૂમ પડે છે, કારણ કે મન કુદરતી રીતે જ ચંચળ હોવાથી તે બાહ્યસ્પર્શોના આકર્ષણથી પાછું અધોગામી થઈ શોક, રાગદ્વેષ વગેરે વિકારોને વશ થાય છે. યોગના અભ્યાસમાં એ પ્રમાણે નડે છે તેને, દૂર કરવાના સામાન્ય ઉપાય ઉપરાંત ગીતા રાજયોગની ક્રિયા પણ સૂચવે છે. તેના અભ્યાસથી મનનો અને તેના કાર્યોનો સંપૂર્ણ કાબુ મેળવી શકાય છે. રાજયોગની એ ક્રિયાનો અભ્યાસ કરતી વખતે સાધકે એકાંત સ્થળે બેસીને આત્મા સાથે એકતા કરવા પ્રયત્ન કરવો જોઇએ. તેણે પોતાના મનમાંથી સર્વ કામનાઓ, દૂર કરી, વૃત્તિઓનો નિરોધ કરવો જોઇએ. વળી યોગીએ પવિત્ર સ્થળ પસંદ કરીને સ્થિર આસને બેસવું, અને જે આસન અતિશય ઉંચુ નહિ તેમ નીચું પણ નહિ એવું રાખીને, મૃગચર્મ પાથરી તે ઉપર દર્ભનું પવિત્ર ઘાસ રાખવું. એ પ્રમાણે સ્થિર આસને બેસીને ઇન્દ્રિયો અને મનના સર્વ વ્યાપારોને એકાગ્ર કરીને યોગીએ આત્માની વિશુદ્ધિને અર્થે આત્મા જોડે એકતા કરવી "-રાજયોગના અભ્યાસમાં કરોડને સીધી રાખનારાં આસનોમાંથી કોઇ પણ આસન લઈને યોગીએ પોતાની દૃષ્ટિ બે આંખોની વચ્ચે સ્થિર કરવી. મનને શાંત અને નિર્ભય રાખી બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું જોઇએ આ પ્રમાણે સંયમમાં આણેલી માનસિક શક્તિને પ્રભુ પ્રત્યે વાળવી જોઈએ. જેથી મનની અધોગામી વૃત્તિઓનો લય પરમ શાંતિમાં થાય. આ બધું કરવાનો હેતુ નિર્વાણ પ્રાપ્તિ છે. "આ પ્રમાણે મનનો સંયમ કરીને આત્માનો પુરુષોત્તમ સાથે યોગ કરનાર યોગી-મારા ઉપર આધાર રાખનારી નિર્વાણની પરમ શાંતિને પ્રાપ્ત કરે છે." ( અ૦ ૬. શ્લો૦ ૧૫ ) એમ ગીતા જણાવે છે.

નિર્વાણની એ પરમ શાંતિ જ્યારે મનની સર્વ વૃત્તિઓનો સંયમ, સર્વ કામનાઓનો ત્યાગ, અને આત્મામાં સંપૂર્ણ શાંતિ અને સમત્વની સ્થાપના થાય છે ત્યારે જ મળે છે. પવન વગરના સ્થળમાં જે પ્રમાણે દિવાની જ્યોત સીધી અખંડ હાલ્યાચાલ્યા વગર રહે છે તેમ એ સ્થિતિમાં મનની સર્વ ચંચલ વૃત્તિઓનો લય થઈ તે શાંત થાય છે. એ સ્થિતિ પ્રાપ્ત થતાં અંતરમાં આત્માની ઝાંખી થાય છે. હમણાં આત્માનું દર્શન મન અને અહંતાદ્વારા થાય છે. એટલે તે અપૂર્ણ, ઉંધું અને અસત્ય હોય છે. પરંતુ જ્યાં આત્માને પોતાનું જ દર્શન થાય ત્યાં અપૂર્ણતા અજ્ઞાન કે અસત્ય કયાંથી હોય? ત્યાર પછી આત્મા પોતાને આનંદ સ્વરૂપ જાણે છે, અને મનમાં સુખ, હર્ષ વગેરે લાગણીઓ થાય છે, તેનાથી જૂદા જ પ્રકારનો સહજ આનંદ તે ભોગવે છે પછીથી તેને આનંદ ગુમાવવાની બ્હીક રહેતી નથી, માનસિક વ્યથાનો ગમે તેવો સખત હુમલો થાય તોપણ તેના આનંદમાં ભંગ પડતો નથી. આપણને જે માનસિક દુ:ખો થાય છે તે બધાં બ્હારથી આવે છે, તેમનું મૂળ બાહ્ય સ્પર્શ પ્રત્યે આપણે પ્રતિકૃત્ય કરીએ છીએ તેમાં આવી રહેલું છે, પરંતુ આત્માનો આનંદ સ્વયંભૂ આંતર, અને મન તથા બાહ્ય સ્પર્શોથી સ્વતંત્ર હોય છે. એ આનંદને લીધે દુ:ખ જોડેનો સંબંધ તૂટી જાય છે, "**दुःख-संयोग नियोगम्**"–"દુ:ખની જોડે જે સંયોગ થયો હોય છે તેનાથી નિયોગ" કરાવનાર તે આનંદ છે. એ સહજ આનંદની ચિરસ્થાયી સ્થિતિ પ્રાપ્ત કરવી એ જ યોગ: છે. એનું જ નામ પરાત્પર જોડે યોગ. માણસની કિમતીમાં કિમતી દોલત પણ તે આનંદ છે તેના સિવાયની બીજી બધી સંપત્તિ નકામી છે. એટલા જ માટે યોગનો અભ્યાસ નિરાશ થયા વગર, મુશ્કેલીથી ડગ્યા વગર, અને નિષ્ફલતાઓથી હાર્યા વગર, સ્વયંભૂ આનંદ પ્રાપ્ત થાય–અને તે પણ આત્માની એક સ્વાભાવિક સ્થિતિ તરીકે પ્રાપ્ત થાય–ત્યાંસુધી સતત જારી રાખવો જોઇએ.

અહિં જે અભ્યાસ બતાવવામાં આવ્યો છે તેમાં મનના આવેશો, કામનાઓ, અને ઇન્દ્રિયના સંસ્પર્શોને વશ કરી શાંત કરી નાંખવા ઉપર ઘણો ભાર મૂકવામાં આવ્યો છે. મનને બાહ્ય સ્પર્શો પ્રત્યે રજોગુણ-

પ્રધાન કાર્ય કરવાની ટેવ પડી ગઈ હોય છે, તેને શાંત કરવી જોઇએ. વિચાર સુદ્ધાં બંધ કરવા જોઇએ, સૂક્ષ્મ કે સ્થૂળ પ્રાણમાંથી ઉદ્ભવતી સર્વ કામનાઓનો સંપૂર્ણ ત્યાગ સૌથી પ્રથમ કરવો જોઇએ. અથવા તો જે કામના વગેરે બાકી રહે તેમને આજુબાજુ દોડી જાય નહિ તેવી રીતે સંયમમાં રાખવી જોઇએ. પછીથી બુદ્ધિએ મનને અંતરમુર્ખ કરવું જોઇએ. બુદ્ધિ તદ્દન સ્થિર કરી નાંખી સાધકે પોતાના મનને તદ્દન નિષ્ક્રિય કરી આત્મામાં સ્થિર કરી બીજો કશો પણ વિચાર કરવો નહિ. જ્યારે જ્યારે ચંચળ અને અશાંત મન બ્હાર જતું રહે ત્યારે ત્યારે સાધકે તેનો સંયમ કરીને તેને આત્માને વશ કરવું. એ પ્રમાણે જ્યારે મન તદ્દન શાંત થઈ જાય છે ત્યારે બ્રહ્મભાવને પ્રાપ્ત કરનાર યોગીને આત્માનો આનંદ પ્રાપ્ત થાય છે-તે આનંદ સર્વોત્તમ, અખંડ, શુદ્ધ, રાગદ્વેષ રહિત હોય છે ગીતા કહે છે—

**युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥**

( અ૦ ૬ શ્લો૦ ૨૮ )

" આ પ્રમાણે રજોગુણના ડાઘથી મુક્ત થયલો યોગી-આત્માને સતત યોગમાં સ્થિત કરીને સહેલાઇથી-બ્રહ્મના સ્પર્શનું અદ્ભૂત સુખ નિરાંતે ભોગવે છે. "

એ નિર્વાણ પ્રાપ્તિનું પરિણામ, કર્મનો અભાવ નથી એ તો આપણને સ્પષ્ટ જણાય છે. કારણ કે જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી કર્મતો રહેવાનાં. આપણને શરૂઆતમાં તો એમ થાય છે કે નિર્વાણનું પરિણામ વિશ્વજીવનના ત્યાગમાં આવવું જોઇએ. જ્યારે સર્વ કામનાઓનો અને આવેશોનો અંત આવે છે, જ્યારે મન, વિચાર રૂપે બ્હાર જતું બંધ થાય છે; જ્યારે શાંત, એકાંત યોગનો અભ્યાસ સ્થિર થાય છે ત્યારે પછી બાહ્ય જગત્ સાથે, જીવનનાં કર્મો સાથે યોગીને શો સંબંધ હોઈ શકે એવો પ્રશ્ન આપણને થાય છે. યોગની સિદ્ધિ થયા પછી પણ યોગી શરીરને ધારણ કરે છે ખરો, પરંતુ હવે તેને રહેવાનું સ્થાન કોઇ ગુફા, જંગલ અથવા તો

પર્વતનું કોઇ શિખર જ હોવું જોઇએ અને આખો વખત સતત સમાધિના આનંદમાં મગ્ન રહેવું એ જ તેનું એક માત્ર કાર્ય હોય એમ આપણને લાગે છે. પરંતુ ગીતામાં રાજયોગની ક્રિયાનો અભ્યાસ કરતી વખતે કર્મનો ત્યાગ કરવાનો બોધ આપવામાં આવ્યો નથી. ગીતા તો કહે છે કે જે માણસ નિદ્રાનો, કર્મનો, ત્યાગ કરે છે તે યોગ કરી શકતો નથી. તે જ પ્રમાણે સર્વ વસ્તુઓમાં મગ્ન રહેનાર માણસ પણ યોગનો અભ્યાસ કરી શકતો નથી પરંતુ, આહાર, વિહાર, નિદ્રા, વગેરે સઘળું 'युक्त' જોઇએ. ઘણા લોકો 'युक्त'નો અર્થ મધ્યમસર અથવા મિતાહારી કરે છે. કેટલાક, " યોગ્ય " અથવા રીતસર એવો પણ અર્થ કરે છે. કદાચ એ અર્થ પણ લઈ શકાય પરંતુ જ્યારે યોગમાં સાધક સ્થિત થાય છે ત્યારે 'युक्त' નો અર્થ જુદો જ થાય છે એ તો નક્કી છે. કારણકે ગીતામાં સર્વ સ્થળે 'युक्त' નો અર્થ " યોગમાં સ્થિત " એવો કરવામાં આવે છે. અનો અર્થ એ છે કે, જાગતાં, ઉંઘતાં, ખાતાં પીતાં, કર્મ કરતાં—અર્થાત્ સર્વ સ્થિતિમાં, યોગી પ્રભુ જોડે હમેશાં યુક્ત (યોગમાં) જ રહે છે. સત્કર્મો કરવાનો હેતુ પણ પ્રભુ—સર્વમય વિરાટ—ઉપર રહેલો હોય છે. કામના, અહંતા, વ્યક્તિની શક્તિ, મનના વિચાર વગેરે કારણો સામાન્ય જીવનમાં પ્રેરકબળ હોય છે. જ્યારે અહંતાનો લય થાય છે, અને યોગી બ્રહ્મસ્વરૂપ થાય છે જ્યારે તે વિરાટ્‌ના ચૈતન્યમાં જીવન ધારણ કરે છે—પોતેજ વિરાટ,—પરાત્પર ચૈતન્મય થઈ જાય છે, ત્યારે સ્વાભાવિક રીતે જ કર્મ તેના જીવનમાંથી જન્મે છે, મનના વિચારોથી ઉચ્ચ જ્ઞાન તેનામાં સ્વયંજ્યોતિની પેઠે જાગ્રત થાય છે, અને તેની પરિમિત શક્તિને બદલે પ્રભુની અનંત શક્તિ તેના સાક્ષાત્કારમાંથી જન્મે છે. તે યોગીનાં સર્વ કર્મોનો લોપ થઈ જાય છે, તે બધાં બ્રહ્મમય જ થઈ રહે છે. **मयि संन्यस्य कर्माणि**—મારામાં સર્વ કર્મોને સન્યાસ કરીને તે યોગી કર્મ કરે છે.

ગીતા આત્મસાક્ષાત્કાર અને નિર્વાણથી પ્રાપ્ત થતું યોગનું ફળ નીચે પ્રમાણે વર્ણવે છે. યોગીનું અહંતાપ્રધાન મન, તેના વિચારો અને તેની લાગણીઓ તથા તેનાં કર્મ બ્રહ્મભાવમાં લય પામે છે.

જે માણસનો આત્મા યોગમાં યુક્ત થએલો છે તે સર્વ પ્રાણીમાં પોતાના આત્માને જુએ છે અને પોતાના આત્મામાં સર્વ પ્રાણીઓને જુએ છે. સર્વત્ર તે સમાનદૃષ્ટિવાળો રહે છે. (અ૦ ૬. શ્લો૦ ૨૯.) તે જે સઘળું જુએ છે તેને આત્મા રૂપે જ દેખે છે. તેને સર્વ પ્રભુ રૂપ જ દેખાય છે. અહિં સવાલ એ થાય છે કે એવા યોગીને ક્ષરના વિકારી જીવનમાં રહેવાથી આત્મભાવ ભૂલી જવાનો અને પાછા કામના અને અહંતાવાળા મનમાં પડી જવાનો ભય નથી? તે બ્રહ્મચૈતન્ય ગુમાવી બેસે અને પાછો પોતાની ક્ષર પ્રકૃતિમાં આવી પડે અને પ્રભુભાવને ગુમાવે એ બનવાજોગ નથી? એ પ્રશ્નના ઉત્તરમાં ગીતા "ના" કહે છે. ગીતા તો કહે છે કે જે માણસ મને સર્વત્ર જુએ છે અને જે સઘળું મારામાં આવી રહેલું છે એવું અનુભવે છે તે મને ખોઈ બેસતો નથી અને તેને હું વિસરતો નથી (અ૦ ૬. શ્લો૦ ૩૦.) નિર્વાણની જે શાંતિ આગળ વર્ણવવામાં આવી છે તેનો આધાર નિષ્ક્રિય, નિરંજન, અક્ષરભૂમિકા ઉપર રહ્યો નથી પરંતુ તેનો ખરો આધાર પુરુષોત્તમના ઉપર રહેલો છે. પુરુષોત્તમ વિશ્વના સર્વ પ્રાણી પદાર્થમાં વ્યાપી રહેલો છે એટલુંજ નહિ પરંતુ તે પોતાની પરાત્પરતાથી પણ બંધાતો નથી. સાચકે સર્વ પદાર્થોને પુરુષોત્તમમય જોવા પ્રયત્ન કરવો જોઇએ અને જીવનમાં અને કર્મમાં તેણે તે સાક્ષાત્કાર જાગ્રત રાખવો જોઇએ. યોગમાર્ગનું સંપૂર્ણ ફળ એ સાક્ષાત્કારમાં જ સમાયલું છે.

પરંતુ કર્મ શા માટે કરવાં? કર્મ કરવા કરતાં એકાંતમાં જગતના પ્રવાહ ઉપર દૃષ્ટિ નાખતાં તટસ્થ બેસી રહેવું અને સર્વ બ્રહ્મમાં, ભગવાનમાં બને છે એવું અનુભવવું એ શું વધારે સલામતીભર્યું નથી? અર્થાત્ તેમાં ભાગ લીધા વગર, ક્રિયા કર્યા વગર અંતર્સમાધિમાં મગ્ન રહેવું એ શું વધારે સારું નથી? સૌથી ઉત્તમ આધ્યાત્મિક દશામાં એ નિયમ, એ ધર્મ ન હોઈ શકે? ગીતા ફરીને તેના ઉત્તરમાં "ના" કહે છે. મુક્તાત્માને માટે એક જ નિયમ છે, બીજો નિયમ છે જ નહિ. તે નિયમ એ છે કે તેણે ભગવાનમાં જીવન ધારણ કરવું. તેના ઉપર પ્રેમ રાખવો અને સર્વ પ્રાણી સાથે એકતા કરવી. મુક્તાત્માની સ્વતંત્રતા નિર-

પેક્ષ છે. તે કોઇ પણ સરત ઉપર આધાર રાખતી નથી પરંતુ સ્વયંભૂ છે. તે આચારનો નિયમ અથવા કોઇ પણ પ્રકારનું બંધન સ્વીકારતી જ નથી. તેને યોગ સાધન માટે પણ ખાસ અભ્યાસની જરૂર હોતી નથી કારણ કે તે હમેશાં યોગમાં જ સ્થિત હોય છે. ગીતા કહે છે " જે યોગી એકત્વના ઉપર સ્થિત થઇને અને સર્વપ્રાણીમાં વ્યાપી રહેલો જોઈ પ્રેમથી ભજે છે તે ગમે તે દશામાં હોય તોપણ તે મારામાં જ જીવે છે ને કર્મ કરે છે." ( અ૦ ૬. શ્લો૦ ૩૧. ) એવા યોગીઓનો વિશ્વપ્રેમ–દુનીયા પ્રત્યેનો પ્રેમ ભગવાનના પ્રેમ ઉપર આધાર રાખે છે. તે પ્રેમમાં કોઇ પણ પ્રકારનો ભય અથવા ખામી હોતી નથી. સમાજનો તિરસ્કાર અને સંસારનો ભય એ બન્ને આપણા અપૂર્ણ સ્વભાવ પ્રત્યે તિરસ્કાર ઉપજાવી આધ્યાત્મિક પ્રગતિ માટે આવશ્યક છે. દુનીયા પ્રત્યે આપણને જે ભય અને તિરસ્કાર થાય છે તે ખરૂં જોતાં આપણી પોતાની અહંતાનો ભય અને તિરસ્કાર છે. પરંતુ આખા વિશ્વમાં ભગવાનને જોવાથી ભય રહેતો નથી એટલું જ નહિ પરંતુ સર્વ પ્રાણીઓને આપણે પ્રભુભાવમાં ભેટીએ છીએ. સર્વને પ્રભુ રૂપે જોવાથી તિરસ્કાર અને દ્વેષ સ્વભાવમાંથી જ નિકળી જાય છે અને આખા વિશ્વમાં પ્રભુને અને પ્રભુમાં આખા વિશ્વને જોઇએ છીએ. સમગ્ર પ્રેમ આપણે ત્યાં સમર્પણ કરીએ છીએ.

અત્યારસુધી પોતાની અપૂર્ણ અને અહંતાપ્રધાન પ્રકૃતિના ઉપર યોગીએ વિજય મેળવ્યો હોય છે. તેની તો તેને બીક રહે છે કે નહિ ? એવો પ્રશ્ન કેટલાકને થવાનો સંભવ છે. પોતાની ક્ષુદ્રપ્રકૃતિ ઉપર વિજય મેળવતાં યોગીને કેટલી બધી મહેનત પડે છે ! એ વિજય મળ્યા પછી જુના શત્રુઓનો ભય રહેતો નથી ? ગીતા કહે છે "ના" આત્માનું દર્શન થતાં સર્વવસ્તુઓ સમતાથી સ્વીકારવામાં આવે છે.

"હે અર્જુન ! જે માણસ આત્માના સ્વરૂપમાં સર્વ વસ્તુઓને સમતાથી નિહાળે છે, જે સુખ દુઃખ સર્વેને સરખાં ગણે છે તેને હું ઉત્તમોત્તમ યોગી ગણું છું." (અ૦ ૬. શ્લો૦ ૩૨.) એ શ્લોકનો અર્થ એવો નથી કે યોગી પોતે આધ્યાત્મિક આનંદની સ્થિતિમાંથી પતિત થઇને સંસારમાં દુઃખ અનુભવશે અથવા તો બીજાઓના દુઃખોને પોતે અજ્ઞાનથી સ્વીકારશે. એનો

અર્થ એ છે કે બીજાઓની અંદર તે પોતે જે દ્વંદ્વથી પર થયો છે તે દ્વંદ્વની લીલા નિહાળશે અને તે છતાં સર્વને પોતાના જ આત્મા તરીકે જોશે–સર્વમાં તે પ્રભુને જોશે. તે પદાર્થના બાહ્યસ્વરૂપથી ક્ષોભ પામશે નહિ અથવા તો ગભરાશે નહિ–મુઝાશે નહિ. જ્યાં સુધી તેને જગતમાં જીવવાનું નિર્માણ છે ત્યાં સુધી તે દૈવીજીવન ગાળશે. વિશ્વને પ્રભુ પ્રત્યે પ્રયાણ કરવામાં સહાય કરશે. મનુષ્યોને આધ્યાત્મિક આનંદ પ્રાપ્ત કરાવવા મથશે. ટુંકામાં સર્વનું કલ્યાણ કરવામાં તે મગ્ન થઈ જશે. જે માણસ આ પ્રમાણે કરી શકે તે પ્રભુના ચૈતન્યમાં સર્વ પદાર્થોને પ્રેમથી ભેટે છે, અને તે જ અહંતાપ્રધાન અપૂર્ણ પ્રકૃતિને–ત્રણ ગુણની માયાને શાંતિથી જોઈ શકે અને તેમાં રહીને તથા તેની ઉપર રહીને ગભરાયા વિના કાર્ય પણ કરી શકે. એ પ્રમાણે કાર્ય કરવાથી તે પોતાની આધ્યાત્મિક ભૂમિકામાંથી, આત્માની એકતામાંથી ભ્રષ્ટ થતો નથી. તે પ્રભુદર્શનની વિશાળતા પામેલો હોવાથી મુક્ત રહે છે તે મહાન્, મધુર અને જ્ઞાની હોય છે. તે દૈવીપ્રકૃતિના બળવાળો હોવાથી કદિ પણ પતિત થતો નથી.

અહિં પણ ગીતા યોગની અંતિમદશાનું વર્ણન કરવા માટે હમેશની માફક ભક્તિનું તત્ત્વ ઉમેરે છે. **सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः** । અર્થાત્ મને સર્વ પ્રાણીઓમાં વ્યાપી રહેલો જોઈ એકત્વમાં સ્થિર થઈ જે મને ભજે છે એ વાક્ય આપણે આગળ વાંચ્યું છે અને ગીતાનો અંતિમ આદર્શ, તેના બોધનો સાર એ વાક્યમાં આવી જાય છે એમ કહીએ તો ખોટું નથી. જે માણસ સર્વમાં ભગવાનને જુએ છે, તેના ઉપર પ્રેમ રાખે છે અને જેનો આત્મા સર્વ જોડે એકતા પામેલો છે તે ગમે તે પ્રકારે રહે અથવા ગમે તે કર્મો કરે તોપણ પ્રભુમાં જ જીવે છે. શ્રીકૃષ્ણ ભગવાનને અર્જુન પૂછે છે કે આવો મુશ્કેલ યોગ તે મનુષ્યનું ચંચળ મન શી રીતે કરી શકે? તેના જવાબમાં શ્રીકૃષ્ણ ભગવાન ફરીને ઉપર જણાવેલા વિચાર ઉપર જ ભાર મૂકે છે અને પોતાના યોગનો ઉત્તમોત્તમ ભાગ અર્જુનને નીચેના શ્લોકમાં કહે છે.

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥**

( અ૦ ૬. શ્લો૦ ૪૬. )

"યોગી, તપસ્વિ કરતાં, જ્ઞાની કરતાં અને કર્મ કરનારા કરતાં વધારે શ્રેષ્ઠ છે માટે હે અર્જુન! તું યોગી થા." અર્થાત્ યોગી એટલે કર્મથી, જ્ઞાનથી, તપશ્ચર્યાથી, અથવા તો કોઇપણ ઉપાયથી પ્રભુજોડે એકતા કરવાને ચાહે છે અને એકતા કરે છે તે. આધ્યાત્મિક જ્ઞાન, શક્તિ, અથવા તો બીજી કોઇપણ વસ્તુને તે વસ્તુને ખાતર મેળવવાનો તેનો હેતુ હોતો નથી. પ્રભુ જોડે એકતા કરવામાં બીજું સર્વ સમાઈ જાય છે અને તેની દૈવી પૂર્ણતાનો આવિર્ભાવ થાય છે. યોગીઓમાં પણ ભક્ત સર્વથી શ્રેષ્ઠ ગણાય છે.

"સર્વ યોગીઓમાં પણ જે પોતાનો અંતરાત્મા મને અર્પણ કરીને શ્રદ્ધાવાન થઈ મને ભજે છે તેને હું મારી જોડે યોગમાં સૌથી વધારે જોડાયલો–યુક્ત થયલો ગણું છું." (અ૦ ૬. શ્લો૦ ૪૭.)

ગીતાના પહેલા છ અધ્યાયનો આ સૌથી છેલ્લો શ્લોક છે અને તે શ્લોકમાં પાછળના ૧૨ અધ્યાયનું બીજ સમાયલું છે. બીજરૂપે જે વિચાર એ શ્લોકમાં મૂકાયો છે તેનો પહેલા છ અધ્યાયોમાં વિસ્તાર કરવામાં આવ્યો છે, તે છતાં તે સંપૂર્ણ રીતે કોઇપણ સ્થળે વાચામાં મૂકાયું હોય એમ જણાતું નથી કારણકે તે એક સનાતન ભેદ, એક સનાતન રહસ્ય–દિવ્ય રહસ્ય છે અને હમેશાં તેવું જ રહે છે.

# પ્રકરણ ૧૯ મું.



## કર્મયોગનું રહસ્ય.



ગીતાના પ્રથમ ૭ અધ્યાયો એક સાથે ષટ્કમાં ભેગા મૂકી શકાય તેવા છે, કારણકે તે બધામાં એકતા રહેલી છે. બાકીના બાર અધ્યાયો પહેલા ૭ અધ્યાયમાં જણાવેલા કેટલાક સિદ્ધાંતોના પરિણામ રૂપ જ છે. અર્થાત્ પહેલા ૭ અધ્યાયમાં તેમનો વિસ્તાર કરવામાં આવ્યો છે. ગીતાનું પુસ્તક પૂરેપૂરું લખાયલું ન હોત અને જો ઉપદેશ રૂપે વ્યવહારૂ બોધ તરીકે ગુરુએ શિષ્યને તે આપ્યો હોત તો પહેલા ૭ અધ્યાયને અંતે ગુરૂ અટકી જાત અને કહેત "આટલો બોધ મેં આપ્યો છે તે પ્રમાણે અભ્યાસ કરો. એટલો સાક્ષાત્કાર કરવા માટે પણ પ્રયત્ન કરવાની જરૂર પડશે, પુષ્કળ મહેનત કરવી પડશે. મેં તને વિશાળ પાયો નાંખી આપ્યો છે! આગળ જતાં કાંઇપણ મુશ્કેલી નડે તો તે આપોઆપ દૂર થઈ જશે અથવા તો હું તારી સર્વ મુશ્કેલીઓ દૂર કરી આપીશ. અત્યારે તો મેં તને જે કહ્યું છે તેટલું તું આચરણમાં મૂક." પહેલા ૭ અધ્યાયમાં એવી કેટલીક બાબતો આવે છે કે જેનો ખુલાસો આગળના અધ્યાયો વાંચ્યા સિવાય કરી શકાય નહિ. એ બધો બોધ બરાબર સ્હમજવા માટે "પુરુષોત્તમ" યોગ, ત્રણ પુરુષ, અને બે પ્રકૃતિનો સિદ્ધાંત પહેલેથી જ આપવાની ફરજ પડી. કારણકે તે સિવાય આત્મા, કર્મ અને ઇશ્વિર વચ્ચેનો સંબંધ બરાબર સ્પષ્ટ કરી શકાત નહિ.

શ્રીકૃષ્ણ ભગવાન અહિં પોતાનો બોધ બંધ કરે તો અર્જુન પોતે જ તેમને કહે કે તમે મને ઇચ્છાઓનો અને આસક્તિનો ત્યાગ કરવાનું કહો છો. સમત્વ, અને ઇન્દ્રિયસંયમ, આત્મસંયમ કરવાનું ફરમાવો છો તથા મનને કેવળ નિઃસ્પંદ કરવાની પણ આજ્ઞા કરો છો. "હું કર્તા છું" એવી

બુદ્ધિથી અને ક્ષોભ વિના કર્મો કરવાનો બોધ પણ આપો છો, સર્વ કર્મો પ્રભુને અર્પણ કરવાનો અને સર્વ કર્મો યજ્ઞ રૂપે કરવાનું કહો છો, આંતર સન્યાસ બાહ્યત્યાગ કરતાં ઉત્તમ છે એમ શીખવો છો એ બધુંય હું બુદ્ધિદ્વારા સ્હમજી તો શકું છું—જો કે વર્તનમાં ઉતરતાં ઘણી મુશ્કેલીઓ આવે છે—એ હું કબુલ કરૂં છું. પરંતુ તમે ઉપર જણાવ્યું છે તેટલું કહીને કયાં અટકી ગયા છો ? તમે તો **નિસ્ત્રૈગુણ્ય** થવાનો બોધ આપો છો. પરંતુ એ ત્રણે ગુણો કેવી રીતે કાર્ય કરે છે તે તમે મને કહ્યું નથી તો પછી હું તેમને શોધી કેવી રીતે કાઢું અને તેમનાથી પર કયાંથી થવાય ? વળી તમે તો યોગમાં પણ ભક્તિ સર્વોત્તમ છે એવું કહો છો. છતાં આખો વખત જ્ઞાન અને કર્મનો જ બોધ આપો છો ! ભક્તિ વિશે તો કાંઇ કહેતા નથી. એ ભક્તિ કોની અને કયે પ્રકારે કરવાની છે તે જણાવવું જોઇએ; તમે પરમેશ્વર છો તો મને ક્ષરથી પર અક્ષર અને તેનાથી પર પુરુષોત્તમનું સ્વરૂપ બતાવો.

એ ત્રણે પુરુષો વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે ? કર્મ, જ્ઞાન અને ભક્તિનો કેવો સંબંધ છે ? ગીતાનો બાકીનો ભાગ ઉપર જણાવેલા પ્રશ્નોના ઉત્તર રૂપે લખાયો છે. અને એ અધ્યાયો સિવાય આ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ બુદ્ધિને સંતોષ આપે એવો ન બની શકે. પરંતુ યોગની સાધના કરવામાં તો માણસે ક્રમે ક્રમે આગળ વધવાનું હોય છે, અને ઘણાં ઉપયોગી પ્રશ્નોની પણ આપોઆપ અભ્યાસમાં તે બધા ઉભા થાય ત્યાં સુધી વાટ જોવી પડે છે અને એ બધાનો નિકાલ પણ સાધનમાં પ્રગતિ કરવાથી સત્વર આવી જાય છે. ગીતા સાધનાના માર્ગને ભક્તિ સુધી દોરી કર્મ અને જ્ઞાનના પ્રદેશનું નિદર્શન કરે છે. પહેલા છ અધ્યાયમાં આ વસ્તુ પ્રતિપાદિત કરવામાં આવી છે.

અહિં આપણે એક પ્રશ્ન ઉકેલવાનો રહે છે. અને તે એ કે ગીતા પોતાના મૂળ પ્રશ્નનો ઉકેલ કરવામાં અત્યારસુધી કેટલી સફળ થએલી ગણાય? જે પ્રશ્નથી ગીતાની શરૂઆત થાય છે એ પ્રશ્ન ઘણો સાદો ગણી શકાય. તેના ઉત્તરમાં વ્યવહારૂ નીતિ અનુસાર અથવા તો, બુદ્ધિને સંતોષ આપે

એવો ઉત્તર આપવાથી પણ તેનો સરસ ઉકેલ આવી જાય એમ ઘણાને લાગવાનો સંભવ છે. એ પ્રશ્નના ઉકેલમાં જીવન શું છે અને સામાન્ય જીવનનું આધ્યાત્મિક જીવનમાં રૂપાંતર કરવાની પણ ક્યાં જરૂર હતી એ પ્રશ્ન ઉપસ્થિત કરવાની જરૂર ન હતી. આપણા આધુનિક સમયમાં તો એ જ માર્ગે આપણે પ્રશ્નનો નિકાલ લાવવા પ્રયત્ન કરીએ. પ્રથમ તો ગીતા પોતે જ આ પ્રશ્ન ઉભો કરે છે. અર્જુને પોતાના હૃદયમાં ઉત્પન્ન થતી નૈતિક ભાવનાઓ અને પાપના વિચારોથી પોતાનું જીવન દોરવું કે તેણે સાર્વજનિક હિત માટે–પોતાના ધર્મરૂપ સામાજીક ફરજને દૂર કરી–પાપ અને અસત્યનાં શસ્ત્ર ધારણ કરીને ઉભેલા પ્રતિનિધિઓનો પ્રતિકાર ન કરવો? આ પ્રશ્ન તો આપણા પોતાના જીવનમાં પણ ઘણીવાર ઉભો થાય છે. એ ધર્મોની સંકડામણ કોને અજાણી છે? કુટુંબ, દેશ, વફાદારી અને સ્વદેશ પ્રીતિ વગેરેના માર્મિક મુદ્દાઓની કોને ખબર નથી? આપણે તેમને આપણી બુદ્ધિથી જ ઉકેલીએ છીએ! એ પ્રમાણે વિકટ પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે આપણે તો એમ માની લઇએ કે સમાજ અને વ્યક્તિ, ફરજ અને હૃદય એ બધાનો કાંઇ સ્થિર નિર્ણય થઈ શકે નહિ. વર્તમાન અવસ્થામાં એકલું આત્મબળ કામમાં આવી શકતું નથી. આપણે તો પાપીઓ સામે હજી હથિયાર બાંધવાની જરૂર છે. કારણકે હજી આખી દુનિયા આત્મમય નથી થઈ. આ બધા નિવેડાઓ ગમે તેટલા બુદ્ધિપૂર્વક અને નીતિમય દેખાય તોપણ એ બધા અપૂર્ણ જ છે. કારણ કે તે બધા વ્યક્તિગત હોય છે અને તે વ્યક્તિના પૂરતા યોગ્ય પણ ગણી શકાય. આપણે એમને યોગ્ય માનીએ છીએ કારણ કે જે માણસ એ નિશ્ચય કરે છે તે તેની પ્રકૃતિ અને તેની સ્થિતિને લાયક હોય છે. એની બુદ્ધિ અને શક્તિ પ્રમાણે એ નિશ્ચય સારામાં સારો હોય છે. પરંતુ એ નિકાલ છેવટનો ન જ ગણી શકાય. એ પ્રમાણે અપૂર્ણતા રહેવાનું કારણ એ છે કે આપણા સઘળા નિર્ણયો, બુદ્ધિ, નીતિ, લાગણીઓ અને આત્માની વૃત્તિઓનાં કાર્ય તે જ પ્રતિકૃત્યમાંથી જન્મે છે. આપણી અપૂર્ણ (વ્યક્તિગત) પ્રકૃતિ કાંઇ છેવટનો નિકાલ ન જ કરી શકે એ તો ગીતા પણ માન્ય કરે છે. અર્જુનને તે સમયના સર્વમાન્ય–સાર્વજનિક આદર્શો અને ધોરણોને આધારે હૃદયમાં ઉચ્ચ સિદ્ધાંતોને અનુસાર એક નિકાલ તો શ્રીકૃષ્ણ ભગવાન

શરૂઆતમાં આપે છે. પરંતુ એ ઉત્તર અર્જુનના મનમાં જરાએ ઠસતો નથી. ત્યારે શ્રીકૃષ્ણ આધ્યાત્મિક ધોરણ પ્રમાણે એનો વિચાર કરે છે.

ગીતાએ અર્જુનને જે નિશ્ચય આપ્યો તે એ કે "તું તારી પ્રકૃતિથી પર થા. તારા મનથી પણ છૂટો પડી પર થઈ જા. તારા ચૈતન્યમાં જ તું ફેરફાર કર એટલે તારું દૃષ્ટિબિન્દુ બદલાશે અને તારાં કર્મોનો પાયો પણ જૂદો જ થઈ જશે." એ આધ્યાત્મિક દશામાં કામનાઓ અને લાગણીઓ સર્વોપરી નથી હોતી. ત્યાં દ્વંદ્વોનો લોપ થઈ જાય છે. કર્મો પણ આપણાં પોતાનાં નથી રહેતાં. એ સ્થિતિમાં પાપ અને પુણ્યના વિચારોથી આપણે પર થઈએ છીએ. વિરાટ્ વિશ્વાત્મા, સર્વ કર્મનો પ્રભુ, ઈશ્વર આપણી પ્રકૃતિ-દ્વારા પોતાનો હેતુ સિદ્ધ કરે છે. એ સ્થિતિમાં તો માણસનો પોતાનો પુનર્જન્મ થાય છે. વ્યક્તિનું ચૈતન્ય, વિશ્વ ચૈતન્ય, અને પુરુષોત્તમ રૂપ થાય છે. આપણી શક્તિ તેની શક્તિ જ થઈ રહે છે; આપણો આનંદ તેનો જ આનંદ થાય છે. વ્યક્તિની "ક્ષર" પ્રકૃતિમાં આપણે કાર્ય કરવાનું મૂકી દઈએ છીએ એટલે આપણે પોતાને પછી કાર્યો કરવાનાં રહેતાં જ નથી. તો પછી કર્મ જ શા માટે કરવાં? એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઉપજે છે. એ સ્થિતિ પછી જે કર્મો કરવામાં આવે છે તે બધાં દૈવીકર્મો જ હોય છે. એ કર્મોનું મૂળ આપણી ઇચ્છા કે આપણા સ્વભાવમાં નથી પરંતુ આપણી પ્રકૃતિથી પર પ્રભુની શક્તિમાં આવી રહેલું છે. ગીતા આપણને આ નિશ્ચય છેવટનો કરીને આપે છે; કારણ કે તે આપણા અસ્તિત્વના મૂળ સુધી નિરીક્ષણ કરી સનાતન સત્ય પ્રમાણે જીવન ગાળતાં શીખવે છે. આપણામાં મનોમય પુરુષ અને પ્રાણમય પુરુષ હોય છે. જે સત્ય આપણી અંદર છે તે પ્રકૃતિની સત્તામાં અજ્ઞાનાચ્છન્ન હોય છે. એથી એ અવસ્થામાં થતાં સઘળાં કાર્ય અજ્ઞાન દશા માટે જ સત્ય ભલે ગણાય પણ પરમ સત્યને પામતાં એ માની લીધેલું સત્ય પણ અસત્ય જ ઠરે છે. એ વિશાળ જીવન આપણે ત્યારે જ સમજી શકીએ કે જ્યારે આપણે તેનો સાક્ષાત્કાર કરી વર્તનમાં ઉતારી શકીએ; અર્થાત્ યોગાભ્યાસદ્વારા જ્યારે માનસિક જીવનથી પર થઈ આધ્યાત્મિક જીવનમાં જઈએ ત્યારે. કારણ કે યોગનો અર્થ જ એ છે આપણા અપૂર્ણ સ્વભાવથી પર થઈ આપણા સત્ય સ્વરૂપને, પરમ તત્ત્વને–પ્રભુત્વને પ્રાપ્ત કરી તેમાં જ રહેવું

આપણા ચૈતન્યને અસ્તિત્વની ઉચ્ચ આધ્યાત્મિક દશામાં લઈ જવું જોઈએ. તે રૂપાંતરને પરિણામે અસ્તિત્વની અને ચૈતન્યની દશા બદલી નાંખવી જોઈએ. એ પરિણામ મેળવવા માટે કર્મની સમગ્ર ભાવના અને તેના હેતુના ઉદ્દેશને પૂરેપૂરો પલટી નાંખવો જોઈએ; પછી ભલે કાર્ય આગળ મુજબ ચાલ્યા કરે! આ જ કર્મયોગનું રહસ્ય છે. આખું જીવન બદલી નાંખો. આધ્યાત્મિક જીવનમાં પ્રવેશ કરી તેમાં પુનર્જન્મ ધારણ કરો અને એ જન્મ ધારણ કરી અંતરમાંથી આત્માની આજ્ઞાને આધીન થઈ કર્મ પ્રત્યે વળો એ ગીતાનો સંદેશો છે. એ બોધ વધારે ગંભીર રીતે મૂકીએ તો અહિં આ જીવનમાં જે જે કાર્યો કરો તે બધાંને તમારી આધ્યાત્મિક પ્રગતિના જ પગથીયાં રૂપ બનાવો તેમના દ્વારા તમારી પ્રગતિ કરી લો. કર્મો કરતાં કરતાં આત્માનો સાક્ષાત્કાર, પરમાત્માનો સાક્ષાત્કાર કરો. એ પ્રમાણે કર્મદ્વારા આત્મોન્નતિ કરીને પછી કર્મનો ત્યાગ કરો નહિ પરંતુ પ્રભુનાં કાર્યો જનહિત માટે—લોકસંગ્રહને અર્થે કરો. આ ઉન્નતિમાં જે બે ભૂમિકાઓ આવે છે એ આપણે બરાબર સમજવાની જરૂર છે. ઉચ્ચ આધ્યાત્મિક આંતર પરિવર્તન કેવી રીતે કરવું અને ઈશ્વરને કેવી રીતે પ્રાપ્ત કરવો, તથા કેવા પ્રકારનાં કર્મો કરવાં તેમજ કર્મો કરતાં આધ્યાત્મિક આંતરદષ્ટિ કેવી રાખવી? કારણકે બહારથી એ બધાં કર્મો એનાં એ જ દેખાય છે. પરંતુ આ બન્ને પ્રશ્નોનો એકજ ઉત્તર છે, ને તે જ ઉત્તરમાં ઉપરના પ્રશ્નોના જવાબનો સમાવેશ થઈ જશે. આપણાં સર્વ કર્મોના હેતુ આપણી પ્રકૃતિ ઉપર અને એ પ્રકૃતિ જેના ઉપર સ્થિત થઈ હોય તેના ઉપર આધાર રાખે છે. એટલે કર્મ કરવાનો અંતિમ હેતુ બદલાઈ જતાં આપણી પ્રકૃતિ બદલાય છે, અને તે કર્મનો પાયો પણ બદલાય છે. આપણે સામાન્ય રીતે જે બિન્દુથી શક્તિ વાપરીને—ચૈતન્ય-બળ વાપરીએ છીએ તે જ બદલાઈ જાય છે જીવન—આત્મા અને કર્મની વચ્ચે કાંઈ પણ સંબંધ ન હોત તો ઉપર કહ્યા પ્રમાણે પરિણામ આવત નહિ. આપણો આત્મા કર્મ અને જીવનમાં તો ઘડાય છે-વિકાસ પામે છે. આપણા કર્મ ઉપર આત્માની સ્થિતિનો આધાર નથી પરંતુ આત્મા જે આંતરશક્તિ—ચૈતન્યબળ વાપરે છે તેના ઉપર તેની સ્થિતિનો આધાર છે. કર્મયોગ મોક્ષના સાધન તરીકે ગણવામાં આવે છે તેનું ખરું કારણ ઉપર જણાવ્યું તે છે.

આપણું અત્યારનું જીવન અન્નમય અને પ્રાણમય કોષમાં જ જકડાયલું છે, તેમાં કાંઇક મનોમય કોષનું કાર્ય થાય છે ખરૂં. પરંતુ આપણું જીવન શરીર, પ્રાણ અને મનમાં જ સંપૂર્ણ થતું નથી. આપણામાં આત્મા છે તેનું અને એ આત્માનું પરિમિત પરિણામ જ અત્યારનો આપણો સ્વભાવ છે. આત્માની શક્તિનું ક્રિયાત્મક રૂપાંતર આપણો સ્વભાવ છે એવું ગીતા તો માન્ય કરે છે. વેદાંતમતવાદી સ્વભાવ, કર્મ, વગેરે સર્વને કેવળ મૃગજળ રૂપ માને છે, એ મત ગીતાને માન્ય નથી. કારણ કે મિથ્યાવાદ–માયાવાદ સર્વકર્મનો પાયો જ નિર્મૂલ કરે છે. ઉપર જણાવ્યો તે વિચાર તત્ત્વજ્ઞાનની વિચાર પદ્ધતિમાં ઘટાવવા માટે ગીતા સાંખ્યમતનો આધાર લઈ પુરુષ અને પ્રકૃતિનો ભેદ બરાબર છે એવું માનીને શરૂઆત કરે છે. પુરુષ એટલે આત્માની શક્તિ. પણ તે કેવા પ્રકારની ? એ શક્તિ જ્ઞાનયુક્ત છે, જ્ઞાતા છે, ભર્તારૂપ છે. સર્વ કાર્યને ધારણ કરે છે, અને સર્વ કાર્યમાં વ્યાપી રહેલી છે. પ્રકૃતિનો સ્વભાવ એ એવી શક્તિ છે કે તે કાર્ય કરે છે, સઘળું અમલમાં મૂકે છે, અને આત્માની પુરુષશક્તિ માટે કરણ–ઇન્દ્રિયો વગેરે ઉત્પન્ન કરે છે, અને તેનાં કાર્યો નક્કી કરે છે. સાંખ્યમતના સ્વતંત્ર, નિર્બાધિત, અક્ષર આત્માને ગીતા "અક્ષર" સર્વવ્યાપી "બ્રહ્મ" સંજ્ઞા આપે છે. એ બ્રહ્મ–ક્ષર પુરુષ પ્રકૃતિમાં બંધાયલા આત્મા કરતાં જૂદો છે. કારણકે તે ક્ષર પુરુષ આપણા વ્યક્તિત્વનો, કાર્યોનો ભિન્નત્વના ભાસવાળો જીવ છે. અને તે પ્રત્યેક વસ્તુમાં જૂદો જ લાગે છે. આપણને એ પ્રશ્ન થશે કે પ્રકૃતિનું કાર્ય શેમાં રહેલું છે અને કર્મ એટલે શું ?

પ્રકૃતિની શક્તિ ક્રિયા રૂપ પદ્ધતિમાં રહેલી છે. એ ત્રણ ગુણોના એક બીજા ઉપર થતાં કાર્ય અને પ્રતિકૃત્ય ઉપર આધાર રાખે છે. એ કાર્ય કરવાનું વાહન કયું છે ? એ વાહન તો વિવિધતા ભર્યું આખું જીવન જ છે ! તે દ્વારા પ્રકૃતિનાં કરણો ધીમે ધીમે વિકાસ પામે છે. જેમ જેમ પ્રકૃતિનાં હથિયારો વધતાં જાય છે તેમ તેમ પુરુષમાં તેનું પ્રતિબિંબ પડે છે અને એ પ્રતિબંબને આપણે બુદ્ધિ, અહંકાર, મન, ઇન્દ્રિયો, અને પૃથ્વી વગેરે નામો આપીએ છીએ. આ બધાં તેનાં પાર્થિવ

ઉપકરણ છે. આપણા દષ્ટિબિન્દુથી આપણે એ પણ કહી શકીએ કે બધાં જડશક્તિમાં જ જકડાયલાં છે. અને ક્રમેક્રમે જેમ એકેક હથિયાર પુરુષને મળે છે તેમ તે દ્વારા આત્મા પોતાનો સાક્ષાત્કાર કરતો જાય છે અને તેથી ક્રમે ક્રમે તે પ્રકૃતિમાં આવિર્ભાવ પામે છે. પરંતુ તે આવિર્ભાવનો ક્રમ ઉલટો હોય છે. પ્રથમ તે બુદ્ધિ જડ શક્તિમાં જ મગ્ન રહે છે પરંતુ આખરે તે પ્રકૃતિનું અંતિમ સ્વરૂપ જાણવાની શક્તિ ધરાવે છે. પ્રકૃતિના ત્રણ ગુણોમાં આત્મા બંધાયલો છે માટે જ એ બધાં અસ્તિત્વ ધરાવે છે એમ આપણી બુદ્ધિને સ્પષ્ટ જ્ઞાન થાય છે. બુદ્ધિ પુરુષ અને પ્રકૃતિનો ભેદ જાણવાને સમર્થ છે. આ સ્થિતિમાં આત્મા પોતાનું સ્વરૂપ જાણવાને અને પ્રકૃતિમાંથી મુક્ત થવાને શક્તિમાન થાય છે. પોતે મુક્ત અને અક્ષર જીવન પ્રાપ્ત કરી શકે છે. વેદાંતની ભાષામાં કહીએ તો પુરુષ પ્રકૃતિના કરણો–પોતાની ઇન્દ્રિયોનાં કાર્યો જોડે એકતા કરતો બંધ પડે છે. પોતે વિરક્ત થાય છે અને પોતાના જ ચૈતન્ય સ્વરૂપ આત્મા જોડે તે અદ્વૈત સાધે છે, અને પોતે મુક્ત થાય છે. આ પ્રમાણે પોતાનું અસ્તિત્વ આત્મામાં સ્થિત કરીને ઇશ્વર સ્વરૂપે માણસ પોતાની પ્રકૃતિદ્વારા સ્વતંત્ર કર્મો કરી શકે છે એવો ગીતાનો ખાસ મત છે.

અહિં જે મતભેદ જણાવવામાં આવ્યો છે તે કેવળ તાત્ત્વિક છે. માનસશાસ્ત્રના સિદ્ધાંતને આધારે જે બીનાઓ આપણે રાખવાની છે તેના પ્રત્યે આપણે તો દષ્ટિ કરવી ઘટે છે. આપણે તો એ બધા બુદ્ધિગમ્ય તત્ત્વજ્ઞાનથી છૂટા થઇને આંતરજીવનની–માનસજીવનની ઘટના ઉપર ધ્યાન આપવાનું છે; તેના જ પ્રત્યે દષ્ટિ કરવી જરૂરની છે. પરંતુ તત્ત્વજ્ઞાન "Philosophy" એટલે શું? તત્ત્વજ્ઞાન એટલે અસ્તિત્વની–જીવનની સૂક્ષ્મ તેમજ સ્થૂળ ઘટનાઓને આપણી બુદ્ધિ સમજી શકે એ પ્રમાણે ગોઠવવાનો પ્રયત્ન જ છે. અંતિમ સત્ય જો કાંઇ હોય તો તેની સાથે એ ઘટનાનો સબંધ છે તે જાણવું એનું નામ તત્ત્વજ્ઞાન. આ પ્રમાણે જોતાં આપણે એવડું જીવન ગાળીએ છીએ.–પોતાનો સ્વભાવ–પ્રકૃતિ અને તેનાં કાર્યોમાં ભાગ લેનાર પુરુષનું તે. બધાના બંધનમાં પડેલું અને વ્યક્તિત્વના સંકુચિતપણામાં પોતે બંધાયલો છે એવું માન-

નારા જીવન; બીજું જીવન તેનાથી પર હોય છે. તે જીવન આધ્યાત્મિક છે. વિશ્વમય વિરાટ જીવન પ્રકૃતિના જીવનને ટેકો આપે છે અને તેને ધારણ કરે છે, પરંતુ તે છતાં પણ તે પ્રકૃતિનાં બંધનોથી પર હોય છે. આપણે પ્રકૃતિને વશ થઈ પરિમિત જીવન ગાળીએ અથવા તો આપણે આધ્યાત્મિક જીવન ગાળી શકીએ. ગીતા કર્મયોગ ઉપર જણાવેલા આ મોટા ભેદના ઉપર રચાયલો છે.

અત્યારે આપણું જીવન પ્રકૃતિને વશ છે, તે સર્વ બંધનોમાંથી આત્મા સ્વતંત્ર થાય એ આપણી પદ્ધતિનો સાર છે. હવે પ્રકૃતિના ત્રણ ગુણવાળા સામ્રાજ્યના બંધનોમાં પ્રથમ જરૂરની બાબત તો એ જ છે કે આપણે બાહ્યસ્પર્શ અને નામ રૂપોને વશ થઈએ છીએ. એ રૂપો અને સ્પર્શો આપણી ઇન્દ્રિયો દ્વારા આપણા જીવન ઉપર અસર કરે છે. ( અરે! ઇન્દ્રિયોદ્વારા જ આપણે તેમનું અસ્તિત્વ જાણી શકીએ છીએ. ) એ સર્વ પદાર્થો અને સંસ્પર્શનો સંસ્કાર થતાં જ ચૈતન્ય પોતે તે વસ્તુઓની માલેકી મેળવવાની કામના કરીને એના ઉપર ઇચ્છાના રૂપમાં પ્રતિકૃત્ય કરે છે. ( જેવો એ સંસ્કાર આંતરજીવનમાં જાય છે કે તુરત જ ઇન્દ્રિયોદ્વારા આંતરજીવન તે પદાર્થો અને સંસ્પર્શોનો ભોગ લેવાને લલચાય છે. ) ઇન્દ્રિયો એ પ્રમાણે જે પ્રતિકૃત્ય કરે છે તેને આપણું મન અનુમતિ આપે છે. કારણકે એ જ પ્રમાણે કરવાનો તેને અભ્યાસ પડી ગયો છે. બુદ્ધિ મનના કાર્યની જોડે જ ઘસડાઈ જાય છે. અને ઇન્દ્રિયના સુખભોગોમાં જ મગ્ન થઈ જીવનનું સર્વસ્વ તેમાં રહેલું છે એમ સમજતાં શીખે છે. આવા જીવનમાં આંતરજીવન બાહ્ય પદાર્થો—બાહ્ય જગતને જ વશ હોય છે. અને એક ક્ષણને માટે પણ ક્ષુદ્ર ઇન્દ્રિય સુખથી પર થઈ શકતું નથી. એ તો ઘાંચીના બળદની પેઠે એ જ બાહ્ય સંસ્પર્શ અને પદાર્થોના આંતર કાર્ય અને પ્રતિકૃત્યમાં ગોળ ગોળ ફર્યા જ કરે છે. ( બ્હારના સંસ્પર્શ અંતરમાં જાય છે ત્યાંથી કામનાઓ ઉત્પન્ન થાય છે. મન તેને બહાલી આપે છે. બુદ્ધિ તેમાંથી દોરવાય તે પદાર્થો મળે છે. એ પ્રમાણે ઘટમાળ ચાલ્યા જ કરે છે. ) એ પ્રમાણે જે જીવન ગુજારવામાં આવે છે તેનાથી આપણે પર થતા નથી કારણકે આપણામાં અહંકારનું તત્ત્વ આવેલું છે

અને તે તત્ત્વદ્વારા પ્રકૃતિ આપણને ભેદ પાડતાં શીખવે છે. આપણા મન, બુદ્ધિ, પ્રાણ અને શરીરમાં જે કાર્ય પ્રકૃતિ કરે છે તેને આપણે એ બુદ્ધિદ્વારા અહંકારને પરિણામે-બીજા મન, બુદ્ધિ, પ્રાણ શરીર ઉપર પ્રકૃતિમાં જે કાર્યો થાય છે તેનાથી જુદા પાડીને આપણા પોતાનાં ગણીએ છીએ. સામાન્ય રીતે જોઇએ તો પ્રકૃતિ આપણી અહંતા–' અહં ' ઉપર જે કાર્ય કરે–અને આપણી અહંતા તેના પ્રત્યે જે પ્રતિકૃત્ય કરે તેને આપણે જીવન કહીએ છીએ. અહંતા ઉપર પ્રકૃતિની અસર અને તે અસર પ્રત્યે આપણું પ્રતિકૃત્ય એ સિવાય જીંદગીનો આપણને અર્થ જ ખબર નથી. એ સિવાય આપણને એમ જ લાગે કે જીંદગી પણ બીજું કાંઇ જ નથી. આપણે ભલે આપણી અહંતાને વિશાળ કરી કુટુંબ સાથે, જાત સાથે, નાત સાથે, દેશ સાથે, પ્રજા સાથે, મનુષ્યજાતિ સાથે તેને એક કરીએ તોપણ તેનાથી પોતાના સ્વતંત્ર વ્યક્તિગત જીવનને વધારે સંતોષ મળે છે, અને બાહ્યપદાર્થો સાથે વ્યક્તિ એ પ્રમાણે મોટા પાયા ઉપર પોતાનો સંબંધ બાંધતા શીખે છે.

પરંતુ એ બધું છતાંય આપણામાં પ્રકૃતિની જ શકિત ક્રિયા કરી રહી છે. બાહ્યસંસ્પર્શો ઉપર પોતાનો કાબુ ચલાવી તે દ્વારા આપણા વ્યકિતત્વને અહંતાને તે સંતોષવાનો પ્રયત્ન કરે છે. એ શકિત કામના અને આવેશ રૂપ અથવા તો કર્મ અને તેના ફળ પ્રત્યેની આસકિત રૂપ હોય છે. આપણે એમ માનીએ કે એ શકિત તો આપણી પોતાની છે પરંતુ તે એમ ન હોતાં આપણી અહંતા, વ્યકિતત્વ વગેરેનું પરિણામ હોય છે. એ કાંઇ આપણો આત્મા નથી. એ બધું કાર્ય ચાલે છે તે પણ પ્રકૃતિના ગુણોનું પરિણામ હોય છે. એ કાર્ય તમોગુણપ્રધાન હોય તો આપણી અહંતા નિષ્ક્રિય–નિરૂત્સાહી અને બાહ્યજીવનની–શારીરિક જીવનની યાંત્રિક ઘટમાળથી જ તદ્દન સંતુષ્ટ હોય છે. પોતાનું પ્રભુત્વ સ્થાપન કરવા અથવા વિજય મેળવવા તેવી પ્રકૃતિવાળા માણસો પ્રયત્ન કરતા જ નથી. જો રજોગુણપ્રધાન કાર્ય પ્રધાન હોય તો વ્યકિતત્વ ખૂબ ક્રિયાવાન હોય છે. પ્રકૃતિના કાર્ય સામે એવાં માણસો સંગ્રામ કરે છે, અને તેને વશ કરી, પોતાની ઇચ્છાઓ અને જરૂરીયાતો કુદરતમાંથી મેળવી લે છે. પરંતુ

એ બહારથી દેખાતી પ્રભુતા ખરેખરું સ્વામિત્વ નથી. કારણ કે એ બધી જરૂરીયાતો અને કામનાઓ પ્રકૃતિની પોતાની જ છે. અને જ્યાં સુધી સર્વ કાર્ય તે જ કરે છે ત્યાં સુધી આપણે સ્વતંત્ર નથી. પ્રકૃતિનું કાર્ય સાત્વિક પણ હોય. એ પ્રકૃતિવાળા માણસો બુદ્ધિનો ઉપયોગ કરી વિવેક પ્રમાણે જીવન ગાળે છે અથવા તો કોઇ આદર્શ ગ્રહણ કરી તેનો સાક્ષાત્કાર કરવા મથે છે. સત્ય, કલ્યાણ સૌંદર્યની ભાવનાઓને અમલમાં લાવવા પ્રયત્ન કરે છે. પરંતુ ઘણીવાર એ બુદ્ધિ પણ પ્રકૃતિના બાહ્ય દેખાવોથી છેતરાય છે અને એ આદર્શો પણ આપણા પોતાના વિકારયુક્ત અહંતાનું જ પરિણામ હોય છે. આપણને એ આદર્શમાં પણ અંતિમ વિશ્રામ જણાતો નથી. એ બધાં કર્મોમાં પણ આપણે વિકારની ઘટમાળમાં ફર્યા જ કરીએ છીએ એમ આપણને જરૂર લાગે છે. આપણા અહંકારદ્વારા કોઇ સત્તા આપણને ફેરવ્યા કરે છે એમ પણ આપણે જાણી શકીએ છીએ પરંતુ આપણે એ સત્તાના ઉપર આધિપત્ય ભોગવતા નથી. આપણે હજી સુધી મુક્ત નથી, સંપૂર્ણ પ્રભુત્વવાળા નથી, સમ્રાટ્ નથી.

આપણે સ્વતંત્ર નથી તોપણ સ્વતંત્રતા મળી શકે તેમ છે. એ સ્વતંત્રતા મેળવવા માટે આપણા અંતરમાં ડૂબકી મારવાની જરૂર છે. આપણી ઇન્દ્રિયો ઉપર બાહ્યજગતનાં જે કાર્યો થાય છે તેનાથી આપણે જુદા છીએ એમ આપણે બરાબર અનુભવવું જોઇએ. એનો અર્થ એવો છે કે આપણે આપણા અંતરમાં જ જીવન ગાળતાં શીખવું જોઇએ, અને આપણી ઇન્દ્રિયો. બાહ્યપદાર્થો પ્રત્યે દોડતી હોય તેમને અટકાવતાં શીખવું જોઇએ. ઇન્દ્રિયોનો સંપૂર્ણ સંયમ અને ઇન્દ્રિયો જે જે પદાર્થો માટે ઝંખના કરતી હોય તે બધા સિવાય ચલાવી લેવાની શક્તિ એ આધ્યાત્મિક જીવનની શરૂઆત છે. જ્યાં સુધી એ પ્રમાણે માણસ ઇન્દ્રિયોથી પર થાય નહ ત્યાં સુધી તેનામાં આત્મા છે એવો અનુભવ પણ તેને થવો દુર્લભ છે. પ્રકૃતિનાં બંધનોથી પર એક સ્વયંભૂ, શાંત, નિશ્ચલ, અક્ષર, ઉત્તમ પ્રભુ છે; તે પ્રકૃતિના આવેગોથી કે આસક્તિથી લેપાતો જ નથી એ અનુભવ થવો અશક્ય છે. ઇંદ્રિયના સુખમાં આસક્તિ એ તત્ત્વ કામનાઓનું છે. એ

તત્ત્વ આપણા બાહ્યજીવનનો પાયો છે. કામનાઓ ઇન્દ્રિયોના સુખમાં અને તીવ્ર આવેગોમાં સંતોષ માને છે. આપણે તેમનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ. જ્યારે કામનાઓ દૂર થઈ જાય છે ત્યારે લાગણીઓ અને આવેશો વગેરેના ચિત્તમાં થતા બધા ઉભરા આપોઆપ શાંત થઈ જાય છે, કારણકે એ ઉભરાઓનું કારણ બાહ્ય ઇન્દ્રિયોનાં સંસ્પર્શનો હર્ષ, શોક, રાગદ્વેષ વગેરે હોય છે તે દૂર થાય છે, અને શાંત સમત્વ આત્મામાં સ્થિર થાય છે. જગતમાં આપણે જીવન ધારણ કરીએ છીએ ત્યાં સુધી કાર્ય તો કરવાની જરૂર પડે છે,—અને એ કાર્ય કરવામાં આપણે કર્મના ફળની આસક્તિ રાખીએ છીએ. આપણી પ્રકૃતિ પણ આપણે બદલી નાંખવી જોઇએ. આપણે ફળની ઇચ્છા રહિત થઇને કર્મ કરવાની ટેવ પાડવી જોઇએ નહિ તો કામના અને તેનાં પરિણામો ઉભાં જ રહે છે. પરંતુ આપણે કર્મના પોતાનો સ્વભાવ કેવી રીતે બદલી શકીએ ? આપણી અહંતા અને વ્યક્તિત્વથી કર્મોને જુદાં પાડતાં શીખવાથી તે પરિણામ આવે છે. બુદ્ધિદ્વારા એવો અભ્યાસ પાડવો કે આ બધાં કર્મો એ પ્રકૃતિનું જ પરિણામ છે; પ્રકૃતિના ગુણોની જ રમત છે. આત્માને એ કાર્યોમાંથી જુદો પાડીને સર્વ કર્મોનો સાક્ષી કરવાથી, એ પરિણામ આવે છે. સર્વ કર્મો શક્તિને સોંપી દેવાથી આપણે એ કર્મોથી છૂટા પડીએ છીએ. પરંતુ ઘણા એમ જ ફરિઆદ કરશે કે એ પ્રમાણે મન ઝાઝો વખત કરવા દેશે નહિ કારણ કે મનનો તો સ્વભાવ જ છે કે ઇન્દ્રિય સુખોની પાછળ દોડવું અને બુદ્ધિ, શક્તિ વગેરેને પોતાની જોડે પાછળ ઘસડી જવાં. એવે પ્રસંગે આપણે મનને તદ્દન નિઃસ્પંદ કરવાની, તદ્દન ક્રિયાશૂન્ય કરવાની ટેવ પાડવી જોઇએ. જ્યારે એ પ્રમાણે મન શાંત નિષ્ક્રિય અને નિઃસ્પંદ થાય છે ત્યારે તે અદ્ભૂત, વિશાળ શાંતિમાં શાંત, નિષ્ક્રિય, આનંદમય આત્માનું આપણને ભાન થાય છે. તેને બાહ્યસ્પર્શો જરા પણ અસર કરતા નથી. એ તો પોતાનામાં જ આનંદથી રહી શકે છે. એ આત્મરતિ અને આત્મતૃપ્તિની અવસ્થા છે.

એ આત્મા આપણું ખરૂં સ્વરૂપ છે. આપણા વ્યક્તિત્વથી તે પરિમિત થતું નથી. બધા પદાર્થોમાં તે જ વ્યાપી રહ્યું છે, આખા વિશ્વનાં અનંત કાર્યને તે ટકાવી રાખે છે. પોતે અનંત છે છતાં સર્વ સાંત, પરિમિત

કાર્યોને નભાવે છે. જ્યારે આપણામાં તેની શાંતિ અને આનંદ ટંકોટંક ભરાય છે, ત્યારે આપણો તેનામાં વિકાસ થાય છે. ત્યારે જ આપણે પ્રકૃતિના બંધનમાંથી છૂટી આપણા જીવનને આધ્યાત્મિક કેન્દ્રમાં લઈ જઈ શકીએ. આ સિદ્ધ કરવામાં આપણે જે શાંત અપૌરુષેયત્વ–તટસ્થતા પ્રાપ્ત કરીએ છીએ તેના જ બળ વડે આપણે જીવનને ઉચ્ચ ભૂમિકામાં લઈ જઈ શકીએ છીએ. કારણ કે ધીમે ધીમે અભ્યાસના બળથી આપણે વિરાટ વિશ્વાત્માના ચૈતન્ય સાથે એકતા પામીએ છીએ. આપણી સર્વ ઇન્દ્રિયો પણ શાંત થઈ જાય છે, અને જગતના સર્વ બાહ્યસ્પર્શો પ્રત્યે કેવળ શાંત રહે છે. આપણું મન પણ શાંત, નિષ્ક્રિય થઈને વિશ્વનો સાક્ષી થઈ રહે છે. અહંતા વિશ્વાત્મા જોડે એક થઈ જાય છે, સર્વ પદાર્થો આપણને આત્મામાંજ દેખાય છે. સર્વ પ્રાણીઓ સાથે આપણો આત્મા એકતા પામી જાય છે. એ શાંત સમત્વથી પ્રેરાઈને કર્મો કરવાથી એ કર્મો આપણાં રહેતાં જ નથી. આપણને તેમના પ્રતિકૃત્યનું બંધન થતું જ નથી. પ્રકૃતિ અને તેના ગુણો કર્મનું જાળું બનાવે છે. પરંતુ આપણી શાંતિનો ભંગ કર્યા સિવાય સર્વ કર્મો તે સમબ્રહ્મ–અક્ષર ચૈતન્યને અર્પણ કરી દેવામાં આવે છે.

હવે બે મુશ્કેલીઓ બાકી રહે છે. પ્રથમ તો શાંત–અક્ષર પુરુષ–બ્રહ્મ અને પ્રકૃતિનાં કાર્યો વચ્ચે જબરો વિરોધ હોય તેમ લાગે છે એટલે જ્યારે અક્ષર બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યારે પછી કર્મ રહે જ કેવી રીતે ? અને આગળ ક્યાંથી ચાલે ? અર્થાત્ આપણી પ્રકૃતિમાં શક્તિ જ ક્યાં રહી કે જે કર્મ કરવાને આપણે સાંખ્યમતવાદીઓની પેઠે એમ કહીએ કે એ શક્તિ કુદરતી છે અને આત્મામાં નથી. તોપણ પ્રકૃતિમાં તો આત્માને બહાર ખેંચી કાઢી અહંતા જોડે એક કરવાની શક્તિ છે એટલું આપણે કબુલ કરવું જોઇએ. પરંતુ જ્યારે પુરુષમાં એ પ્રકૃતિનું પ્રતિબિંબ પડતું નથી ત્યારે પ્રકૃતિની એ શક્તિ પણ બંધ પડે છે અને તેમાં કર્મોનો હેતુ પણ રહેતો નથી એ મત ગીતાને માન્ય નથી. કારણકે સાંખ્યમત પ્રમાણે પુરુષોની અનેકતા ગીતા કબુલ કરતી નથી પરંતુ આખા વિશ્વમાં એક જ વિશ્વાત્મા–વિરાટ પુરુષ છે એમ માને છે. સાંખ્યમત પ્રમાણે તો એકજ આત્મમુક્ત

થયાનો અનુભવ થાય છે જ્યારે બાકીના બધા બંધનમાં હોય છે તેનો શો અર્થ ? એ આત્મા વિરાટ્ જ હોવો જોઇએ નહિ તો એ પ્રકારનો અનુભવ શક્ય નથી. પ્રકૃતિ એ કાંઇ સ્વતંત્ર તત્ત્વ નથી એવો ગીતાનો ખાસ મત છે. ઇશ્વરના વિરાટ્ વિશ્વકર્મમાં સહાય કરનારી ઇશ્વરની જ તે એક શક્તિ છે. પરંતુ ઇશ્વર જો અક્ષર–નિષ્ક્રિય–વિરાટ્ આત્મા જ હોય તો વ્યક્તિની વિશ્વાત્મા સાથે એકતા થતાં જ આખું વિશ્વ બંધ થઇ જાય અને વ્યક્તિ અને વિરાટ્ની એકતા માત્ર બાકી રહે ! બીજો પ્રશ્ન એ છે કે કર્મ કદાચ જારી રહે તોપણ આત્મા તો કર્મ અને અકર્મ પ્રત્યે સમદૃષ્ટિવાળો હોય છે એટલે કર્મ થાય કે નહિ અથવા તો અમુક કર્મ થાય છે કે નહિ તેના વિશે કાંઇ ખાસ ભાર મૂકવામાં આવતો નથી. તો પછી અર્જુનને ઘોર યુદ્ધમાં જ પડવા માટે આટલો બધો આગ્રહ શા માટે કરવામાં આવે છે ? એવું હોય તો પછી રથ, કુરુક્ષેત્ર, સારથી અને યોદ્ધાની શી જરૂર ?

ગીતા તેનો ઉત્તર એવો આપે છે કે અક્ષર–નિષ્ક્રિય બ્રહ્મનાં કરતાં પણ પુરુષોત્તમ પરમાત્મા વધારે ઉચ્ચ આધ્યાત્મિક દશા સૂચવે છે. એ પુરુષોત્તમ–શ્રીકૃષ્ણ આપણા ક્ષર પુરુષનાં અને પ્રકૃતિનાં સર્વ કાર્યોને પોતે કરાવે છે પરંતુ પોતે સનાતન શાંતિ અને અચળ સમત્વમાં સ્થિર હોય છે. એ સ્થિતિમાંથી તે કર્મ કરે છે. એ ભૂમિકામાં જવાથી આપણે પણ દૈવી કર્મો કરી શકીએ. એ સમત્વ અને શાંતિમાંથી જ તે પ્રકૃતિમાં આવિર્ભાવ પામે છે. અને સર્વ પ્રાણીમાં પોતે જ કાર્ય કરે છે, સર્વ પ્રાણીના મનમાં બિરાજે છે અને અવતાર રૂપે પ્રગટ થાય છે. જેમ જેમ માણસનો આધ્યાત્મિક વિકાસ થાય છે તેમ તેમ તેમનામાં જ તેમની વૃદ્ધિ થાય છે. સર્વ કર્મો એ પ્રભુને યજ્ઞરૂપે સમર્પણ કરવાં જોઇએ. એ આપણાં કર્મોનો વિભુ છે. આપણા આત્મા સાથે એકતા પામતાં આપણે પ્રભુ જોડે પણ એકતા પામવી જોઇએ. અને આપણું વ્યક્તિત્વ એ તેનું જ એક અંગ છે એવો સાક્ષાત્કાર કરવો જોઇએ. પરમેશ્વર સાથે એકતા થાય ત્યારે આપણે સર્વ પ્રાણીઓ સાથે પણ એક થઇએ છીએ અને આપણે પણ પ્રભુપ્રેરીત કાર્યો કરીએ છીએ, પરંતુ તે કર્મો આપણાં હોતાં નથી. આપણે

આપણી પ્રકૃતિદ્વારા ખુદ ઇશ્વરને જગતના કલ્યાણ અર્થે કાર્યો કરવા દઇએ છીએ.

આપણે કરવાનું છે તેમાં તો મુખ્ય ઉપર જણાવ્યો તે અભ્યાસ છે. એકવાર એ અનુભવ સ્થિર થતાં જ અર્જુનની બધી મુસ્કેલીઓ આપો-આપ દૂર થઈ જશે ત્યાર પછી આપણે કાર્યો કરવાનો કે નહિ કરવાનો સવાલ રહેતો નથી. કારણકે આપણું વ્યક્તિત્વ તો ગૌણ થઈ જાય છે. પરંતુ આપણામાં પ્રભુની શક્તિને કાર્ય કરવા દેવાનો પ્રશ્ન છે. એ પ્રશ્નને બરાબર સ્હમજવા માટે પરમેશ્વર શું છે તે અને એની પ્રકૃતિ શું છે, તે કેવી રીતે કાર્ય કરે છે, તેનો અને આપણા જીવનનો શો સંબંધ છે વગેરે જાણવાની જરૂર છે. એ પ્રશ્નોના નિકાલ કરવા માટે ગીતાનો બાકીનો ભાગ પ્રયત્ન કરે છે.

— સમાપ્ત. —

## શ્રી અરવિન્દ ઘોષનાં બીજાં પુસ્તકો.

૧. શ્રી અરવિન્દ ઘોષના પત્રો.

ઘોષ મહાશય અને એમની સ્વ. પત્નીના ફોટા સાથે સુન્દર છપાઇવાળા અને પ્રત્યેક દેશવાસીએ મનન કરવા યોગ્ય પત્રો. મૂલ્ય ૦–૬–૦

૨. શ્રી અરવિન્દ ઘોષનું વ્યાખ્યાન.

ઘોષ મહાશયને અલિપુર જેલમાં જે દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ તે દ્વારા જાતિ નિર્માણના ઉપાયની ચર્ચા કરતું પુસ્તક. મૂલ્ય ૦–૨–૦

૩ યોગિક સાધન

આત્મોન્નતિ માટે પ્રત્યેક નરનારીએ મનન કરવા યોગ્ય પુસ્તક. સુન્દર એન્ટીક કાગળ અને મઝેની છપાઈ સાથે. મૂલ્ય ૦–૬–૦

૪. જગન્નાથજીનો રથ

હાલના સમાજનો ચિતાર અને ભવિષ્યના આદર્શ સમાજની ઝાંખી કરાવતું અમૂલ્ય પુસ્તક. મૂલ્ય ૦–૧–૬.

( દરેકમાં ટપાલ ખર્ચ જૂદુ સમજવું. )

---

## શ્રી અરવિન્દ ગ્રન્થાવલિ.

ઘોષ મહોદયે 'આર્ય' માસિકમાં લખેલા તત્ત્વજ્ઞાનપૂર્ણ, ગભીર લેખો તેમજ એમની અન્ય કૃતિઓને આ ગ્રન્થાવલિ દ્વારા નિયમિત પ્રકટ કરવામાં આવશે.

આ ગ્રન્થાવલિના ગ્રાહક તરીકે ફક્ત નામ જ નોંધાવી રાખનારને ગ્રન્થાવલિમાં પ્રકટ થયેલું પુસ્તક પોણી કિંમતે મળશે.

હવે પછી બ્હાર પડનાર પુસ્તકઃ

૧. યોગનું એકીકરણ. ૨. કર્મયોગીનો આદર્શ.

ઉપરનાં સઘળાં પુસ્તકો માટે તેમજ ગ્રન્થાવલિના ગ્રાહક તરીકે નામ નોંધાવવા માટે લખો :—

પ્રવર્ત્તક-પબ્લીશીંગ-હાઉસ,
( શાખાઃ ગુજરાત )
નવસારી.

તા. કઃ—ઉક્ત કાર્યાલયમાં દેશવિદેશના મહાન્ સાધકોની કૃતિઓ તેમજ શિલ્પ, સાહિત્ય અને વિજ્ઞાન વિષયની રહસ્યપૂર્ણ ચર્ચા કરનાર ગ્રંથો પણ અવરનવર પ્રકટ કરતા રહીશું.

---

શ્રી કચ્છ-બિદડાના તત્ત્વપ્રચારક મંડળની સહાયથી આ પુસ્તક પ્રવર્ત્તક-પબ્લીશીંગ-હાઉસની ગુજરાત શાખાએ પ્રકટ કર્યું છે.

Published by Manibhai N. Dwivedi at Shree Pravartak-Publishing-House, ( Branch : Gujarat ) **Navsari** and printed by Govindji Dayabhai Naik at Shree Anavil Printing Press, Baranpuri Bhagol, Surat.